# એલેટ્રીસ કોરડીઅલ રીઓ.

સ્ત્રી જાતિનાં શરીરની આરોગ્યતાનો મુખ્ય આધાર તેણીના ગુહ્ય અવયવોની સારી સ્થિતિ ઉપર રહેછે, અને જો એ અવયવોની સ્વાભાવિક ક્રિયામાં કોઇ પ્રકારની ન્યૂનતા કે વિકાર ઉત્પન્ન થાયછે, તો પરિણામે તેણીનું શરીર ખિન્ન થવા માંડેછે. સ્ત્રી જાતિનો ઘણો મોટો ભાગ ગુહ્ય અવયવોને લગતાં દરદોથી પીડાયછે. માટે ગર્ભસ્થાન અને તેની સાથ સબધ ધરાવનારા સઘળા ગુહ્ય અવયવોનું પૂર્ણ આરોગ્યતામાં પુનઃ સ્થાપન કરવા આ " એલેટ્રીસ કોરડીઅલ રીઓ " એક અમૂલ્ય દવા છે. વળી જે પૂર્ણ ત્વરાથી આ દવા તેનાં કાર્યમાં સફળ થાયછે અને દરદીને ટુંક સમયમાં આરામ આપેછે તે તરફ જોતાં સર્વ કોઈનાં મન સહેજમાં સિદ્ધ થશે કે સ્ત્રી જાતિના ગુહ્ય અવયવોને લગતી વ્યાધિઓ માટે આ " એલેટ્રીસ કોરડીઅલ રીઓ " એક રામબાણ ઈલાજ છે.

સ્ત્રી જાતિના ગુહ્ય અવયવોની વ્યાધિઓને " હણનાર " એવી ઉપમા આ " એલેટ્રીસ કોરડીઅલ રીઓ " દવાને આપવામાં આવેછે.

હાલના વખતમાં ખાસ સ્ત્રી જાતિના ગુહ્ય અવયવોને લગતાં દરદો માટે આ " એલેટ્રીસ કોરડીઅલ રીઓ " દવા કરતાં બીજી કોઈ દવાનો વધુ વિશાળ અને વિજયી ઉપયોગ થતો નથી.

**રીઓ કેમીકલ કંપની.**

**૭૯, બેરો સ્ટ્રીટ,**

**ન્યુ યૉર્ક, યુનાઇટેડ સ્ટેટસ, અમેરીકા.**

# એલેટ્રીસ કોરડીઅલ રીઓ.

શરીરના બાંધાને પુષ્ટિ આપનારી અને મજબુત કરનારી આ એક ઉત્તમ ઔષધિ છે.

દુર્બળ થતી જતી અને ફીકાશ રંગ પકડતી જતી પુખ્ત વયની સ્ત્રીઓ માટે, તેમજ તરૂણ વયની યુવતિઓ જેઓ યુવાવસ્થાએ પહોંચવાની તૈયારીમાં હોય છે તેઓ માટે, આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" ઔષધિનું સેવન અત્યંત લાભકારી છે.

બાર વર્ષથી અઢાર વર્ષની વયની છોકરીઓ માટે એક શક્તિ આપનારી દવા તરીકે, તેમજ તેમના ગુહ્ય અવયવોને આરોગ્યપ્રદ સ્થિતિમાં સ્થાપિત રાખવાં માટેની દવા તરીકે, ઘણા દાક્તરો આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" વાપરવાની ખાસ ભલામણ કરેછે.

જે સ્ત્રીઓને પુષ્ટિની દવાની આવશ્યકતા હોયછે તેઓને બહુધા આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" દવા દાકતરો ભલામણ કરેછે. અને સ્ત્રી વર્ગ માટેની પુષ્ટિની દવાઓમાં આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" દવા ઘણાખરા દાક્તરો સર્વોત્તમ ગણેછે.

આખાં હિંદુસ્થાનમાં દવા વેચનારાઓ તથા દવા બનાવનારાઓ આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" દવા રાખેછે અને તેમના ત્યાંથી મળી શકશે. આ દવા ઘણી ઉત્તમ હોવાને લીધે એની નકલ હાલમાં ઘણી થવા માંડીછે, માટે આ "એલેટ્રીસ કોરડીઅલ રીઓ" દવા ખાત્રી કરીને લેવા સર્વ કોઇએ રીઓ કેમીકલ કંપનીનું નામ લેબલ ઉપર વાંચીને ખરીદવી.

આ દવાના ઉપયોગની સમજુતી એ પ્રમાણે છે કે દિવસમાં એક નાની ચમચી ભરીને ચાર વખત લેવાની છે. આ દવા બે માસ લેવી, અને પછી એક અથવા દોઢ માસ મુકી દેવી, અને પછી પાછી બે માસ ચાલુ રાખવી, અને એ પ્રમાણે આખું વર્ષ આ દવા લેવી.


**રીઓ કેમીકલ કંપની.**

૭૯, બેરો સ્ટ્રીટ,

ન્યુ યૉર્ક, યુનાઇટેડ સ્ટેટસ, અમેરાકા.

# એલેટ્રીસ કોરડીઅલ રીઓ.




દરેક કુટુંબમાં સ્ત્રી જાતિ ઉપર ઘરનાં સુખનો આધાર રહેલો છે. તેણી શરીરે આરોગ્ય તો આખું કુટુંબ સુખી થઇ રહેશે, પણ જો તેણી શરીરે દુઃખી તો આખાં કુટુંબને દરેક રીતે દુઃખી થવા વખત આવેછે. સ્ત્રી જાતિનો મંદવાડ ઘણા ભાગે તેણીના ગુહ્ય અવયવોને લગતો હોય છે, અને એવા મંદવાડ માટે આ " એલેટ્રીસ કોરડીઅલ રીઓ " દવા અત્યંત ફાયદો ત્વરીત આપનારી છે, માટે જરૂર પડતાં આ દવાનો ઉપયોગ કરવા સર્વ કોઇને વિનંતિ છે.

રીઓ કેમીકલ કંપની.

૭૯, બેરો સ્ટ્રીટ,

ન્યુ યૉર્ક, યુનાઇટેડ સ્ટેટસ, અમેરીકા.

અ. ડા. જ્યુ. પ્રેસ.

શ્રી પરમાત્માની સહાયતા.

# મહાત્મા મહિમા.

(ત્રણ અંકિ નાટક).

કર્ત્તા તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,


**મેહેરજીભાઇ માણેકજી રતુરા.**

("ભગવત ભાવના", "વાનપ્રસ્થ", "ગૃહસ્થ," તથા
"દીવોદાસનું દેવાલય", નાટકોના કર્ત્તા).

જુની પોસ્ટ ઓફીસ સામે,

**અમદાવાદ.**



પ્રથમ આવૃત્તિ. નકલ ૧૫૦૦.





અમદાવાદમાં ધી ડાયમન્ડ જ્યુબીલી પ્રીંટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૫.

**કીમત રૂ. ૨-૧૨-૦**

# મહાત્મા મહિમા.



## પ્રસ્તાવના.

"દીવોદાસનું દેવાલય" નામનું છેલ્લું પુસ્તક સુજ્ઞ વાચક વર્ગ આગળ મુકવા પછી આ નવું પુસ્તક, નામે, "મહાત્મા મહિમા", પ્રસિદ્ધ કરૂંછું. સુજ્ઞ વાચક વર્ગ તરફથી જે આશ્રય મારાં પુસ્તકો માટે મને મળેછે તે માટે હું તેમનો ખરાં અંતઃકરણપૂર્વક આભાર માનુંછું, અને આ પુસ્તક માટે પણ પ્રથમની પેઠે મેહેરબાની ભરેલો આશ્રય મળશે એવી નમ્રતાપૂર્વક મારી વિનંતિ છે.

મારાં પ્રત્યેક પુસ્તકમાં સંસાર વ્યવહારમાં ઉપયોગી અને હિતકારક થઇ પડે એવા બોધોનો સમાવેશ કરવામાં યથાશક્તિ પ્રયત્ન કરવામા આવેછે. આ પુસ્તકમાં પ્રધાન પદે બોધ સ્થાપિત કરવામાં આવ્યોછે તે આર્યભૂમિ ઉપર નિવાસસ્થાન કરી રહેનારા અને આર્ય ભૂમિની સંતતિને તેમના આશિષથી અને અનુગ્રહથી હર પળે સહાય કરનારા મહા વિશિષ્ટ આત્માએ જે શાસ્ત્રમાં મહાત્મા નામથી વર્ણવવામાં આવેછે તેમનાં અસ્તિત્વ તથા તેમનાં પરમાર્થી જીવન સમ્બંધનો બોધ છે. મારાં મનમાં એવો વિચાર રાતદિવસ રહેતો કે ધર્મનાં ઉંડાં જ્ઞાન માટે મહાન યોગી પુરૂષોની ગુરૂ તરીકે આવશ્યક્તા છે, પણ યોગી ગુરૂઓ ક્યાંયે મળતા નથી. તો ધર્મની ઉંડાણ કદી કોઇથી સમજી શકાવાની નથી. ધર્મશાસ્ત્રનું ખરૂં રહસ્ય જાણનારા યોગી ગુરૂઓ જીજ્ઞાસુ શિષ્યને ધર્મજ્ઞાન આપવા કયાંયે મળી આવતા નથી એ વિચારથી મારૂં મન અત્યંત નિરાશા અનુભવતું. ધર્મનું ઉંડું જ્ઞાન લેવા વિદ્યાર્થીઓ હશે પણ યોગી ગુરૂઓ મળતા નથી, એ ખેદજનક વિચાર હરપળે મારાં મનને દુભવતો. પરંતુ, એક સમયે બે વિદ્વાન યોગી પુરૂષો એક રેલવે સ્ટેશન ઉપર મને મળ્યા ત્યારે તેમની આગળ મેં મારાં મનનો ઉદ્દગાર પ્રદર્શીત કર્યો કે યોગી ગુરૂઓ જો સંસારી જનોમા ભળે તો ધર્મજ્ઞાનના જીજ્ઞાસુ ઘણા શિષ્યો તેમને આવી મળે. ત્યારે તે યોગી પુરૂષોએ મને ઉત્તર આપતાં કહ્યું કે અમે ગામેગામ ફરીએ છીએ અને ઇચ્છીએ છીએ કે ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઉત્સાહ ધરાવનારા કોઇ શિષ્યો મળે તો ધર્મનું વિશાળ જ્ઞાન તેમને આપીએ, પરંતુ અમને કોઇ પણ એવા ધર્મજ્ઞાનવિલાસી શિષ્યો કયાંયે જોવામા આવતા નથી અને અમે નિરાશ થઇને અમારા મુકામે પાછા જઇએ છીએ. જ્યારે મને આ યોગી ગુરૂઓના દર્શન થયા અને તેમનાં મુખથી મેં સાભળ્યું કે યોગી ગુરૂઓ યોગ્ય શિષ્યોની શોધમાં ગામેગામ બીચારા ફરેછે પણ તેમને યોગ્ય શિષ્યો મળતા નથી, ત્યારે મારાં મનની પ્રથમની ભ્રાન્તિ ટળી કે યોગી ગુરૂઓ સંસારી જનથી અળગા રહી સંસારી જનોને ધર્મનું રહસ્યાત્મક જ્ઞાન આપવા પ્રયત્ન કરાતા નથી એવું કાંઈ નથી. વળી અન્ય પ્રસંગે પણ આબુના પહાડમાં યોગ અને સમાધિમાં નિપુણ એવા એક યોગી પુરૂષનાં દર્શન થયાં. તેમની સાથે પણ વાતચિત થતાં તેમણે જણાવ્યું કે જનસમાજ ધાર્મીક જ્ઞાન માટે લાયક થયોછે કે નહી તેનું અવલોકન કરવા હું માત્ર એક સાધુના વેશમાં ઘણાં સ્થળોએ ફરૂંછું, પરંતુ મને અત્યંત ખેદ થાયછે કે ધર્મનાં જ્ઞાનને યથાર્થ રીતે સમજવાની જીજ્ઞાસા તથા મનોબળ તથા હૃદયબળ ધરાવનાર કોઈ

શિષ્યો ક્યાંયે દશ્યમાન થતા નથી. આ પ્રમાણે અનુભવ થતા મારાં મનને સિદ્ધ થયું કે જો કોઇ યોગ્ય શિષ્ય હોય તો તેને યોગી ગુરૂને ઢુંડવા જવાની જરૂર રહેજ નહી, કારણકે યોગી ગુરૂઓ યોગ્ય શિષ્યને ઢુંડી કહાડવા હરપળે સર્વત્ર ફરેછે. અને પછી મન વિષે મારૂં દૃઢ માનવું થયું કે યોગમા અને સમાધિમાં પાર પામેલા મહાન પુરૂષો આ જગતને જ્ઞાન આપનારા અને સહાય કરનારા છે, અને તેઓ અગોચર છે તેનું કારણ એટલુંજ છે કે આપણે તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવાની કાંઇ પણ લાયકાત ધરાવતા નથી. પછી, વળી, અનુ-માન કરતા મનને સિદ્ધ થવા લાગ્યું કે જો યોગી ગુરૂઓ આ પ્રમાણે મનુષ્યની સેવામાં રાતદિવસ ઉત્સુક અને તત્પર રહેછે, તો શાસ્ત્રમાં વર્ણવેલા મહાન મહાત્માઓ જેઓ મનુષ્યને તેની ઉન્નતિના સ્વપ્રયત્નમાં સહાય કરનારા શાસ્ત્રોમાં કહેવામા આવ્યાછે તેઓની પણ સહાયતા મનુષ્ય યોગ્ય આધકારી થતાં મેળવી શકે. અને એક પ્રસંગે મનને એવુંજ સિદ્ધ થયું કે એવા એક મહાન મહાત્માના ચરણ કમળ આગળ જ્ઞાન પ્રાપ્તિ કરતો હું ઉભો હતો. તે અનુભવ પછી મહાત્માના અસ્તિત્વનું તેમજ તેમની સહાયતાનું સૂત્ર મારાં મન વસ્યું, અને મનની તથા હૃદયની એ ભાવનાને અન્ય જનોને પ્રદર્શીત કરવા તીવ્ર ઇચ્છા થતાં આ પુસ્તકદ્વારા એ ઇચ્છાનો પ્રાદુર્ભાવ થયોછે. આ પ્રમાણેનું આ પુસ્તકનું પ્રયોજન છે. વળી, મનુષ્ય અવતારમાં મનુષ્યની દુઃખી સ્થિતિ બહુધા તેની જ્ઞાનરહિત ટુંક અલ્પ બુદ્ધિ પરત્વે તથા હૃદયની મલિનતા પરત્વે છે, અને જો મનુષ્યની બુદ્ધિ જ્ઞાનથી વિકાસ પામી હોય અને મનુષ્યનું હૃદય શુદ્ધ ભાવનાઓથી ભરેલું હોય, તો તેને તેના પ્રારબ્ધાનુસાર કાંઇ દુઃખો આવી પડવાનાં હોય તે સિવાય બીજાં કોઇ દુઃખો ઘેરી કે પીડી શકે નહી. આવી માન્યતાથી તથા સ્વાનુભવથી પ્રેરાઇને આ પુસ્તકમાં સર્વોત્તમ બોધો યથાશક્તિ વર્ણન કરવા-માં આવ્યાછે, જેથી સુજ્ઞ વાંચકવર્ગને તે આનંદ આપનારા થઇ પડે, અને સર્વ કોઇને મનની તથા હૃદયની ઉચ્ચ નિર્મળ ભૂમિકાઓમાં આચરણ કરવાનો દૃઢ સંકલ્પ ઉર વિષે થાય, અને તે રીતે આચરણ કરતા જગતમા સર્વત્ર સુખશાતિ ફેલાવી શકે અને પોતે પણ સુખ-શાંતિમાં રહી શકે.

છેવટમાં રસિક વાંચક વર્ગને વિનંતિ છે કે આ પુસ્તકમાં શબ્દની જોડણી વિગેરે જે કાંઇ ભૂલો માલમ પડે તે માટે મને માફ કરશો, કારણકે પ્રુફ્સ તપાસતાં મારી આંખોથી ઝીણા અક્ષરો બરાબર નહી દેખાવાથી તે ભૂલો રહી ગઇ હશે.

**મેહેરજીભાઈ માણેકજી રતુરા.**



# "સત્ય યુગની શોધ,"

કીં. રૂ. ૩—૦—૦,

## કર્તા, જરબાનુ મેહેરવાનજી કોઠાવાલા,

( "આગલા જમાનાનો ફીલસુફ," "જ્ઞાનની સરસાઈ," "અકબરની દરબારમાં ઓલમાઓ," "સુરજ મહાલની શેઠાણી," "સ્ત્રી જાતિનો ધર્મ," વિગેરેના કર્ત્તા )

ચોપડીઓ મળવાનું ઠેકાણું.

મીસીસ કોઠાવાલા,

કોલીયારી બંગલો.

( પંચમહાલ્સ ), ગોધરા.

# મહાત્મા મહિમા.

## નાટકનાં પાત્રો.

**મહાત્મા**—મહાત્મા પદે પહોંચેલા અને દુઃખી જનોને તથા ગુણીજનોને સહાય કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરનારા ગાર્ગ્ય નામના મહાત્મા છે.

**કશ્યપ** અથવા **પિપ્પલાદ**—એક મહર્ષિ જે સમાધિમાં નિત્ય પ્રવૃત્ત રહેતા.

**પુલોમા**—કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિની પુત્રી.

**શાકાયન્ય**—ગંધાર દેશના મહારાજાધિરાજ.

**ત્રસદસ્યુ**—શાકાયન્ય મહારાજાનો પુત્ર.

**સુરસુંદરી**—શાકાયન્ય મહારાજાની પુત્રી.

**સુજાતા**—શાકાયન્ય મહારાજાનાં રાજ્યના પ્રદેશની બહારના વિદામા પ્રાંતનાં સલસા ગામની એક ધર્માત્મા યુવતિ.

**કેશિનિ** અથવા **વિકેશી**—સલસા ગામની એક બીજી યુવતિ.

**વૈરાજ**—મહારાજા શાકાયન્યનો ભત્રિજો.

**વૈશાલ**—એક બ્રાહ્મણનો પુત્ર. ( એને રૂષિપુત્ર કહેવામાં આવ્યોછે ).

**સુધન્વા**—શાકાયન્ય મહારાજાના રાજ્યના જગતશેઠ કહેવાતા મહા ધનાઢ્ય ગૃહસ્થ.

**મન્થાન**—એક હઠયોગી.

**કુશાંબ**—એક પ્રપંચી માણસ જે સુરસુંદરી પાસે નોકર રહ્યોછે.

**કપાલી**—એક દુષ્ટ ખંડિયા રાજા.

**રૈવત**—બહારવટિયો.

# મહાત્મા મહિમા.

## અંક તથા પ્રવેશ વાર ટુંક સાર.

**અંક. ૧. પ્રવેશ. ૧.**

### મંગળાચરણ.

**અંક. ૧. પ્રવેશ. ૨.**

શાકાયન્ય નામના મહા પ્રતાપી અને પુણ્યશાળી મહારાજાધિરાજ છે. એમના રાજ્યનો એવો હુકમ છે કે જે કોઇ સ્ત્રી વારાંગનાનો ધંધો અંગિકાર કરવા નીકળે, તેણે મહારાજા ધિરાજની પરવાનગી લેવી. વિદામા પ્રાતનું સલસા ગામ મહારાજા શાકાયન્યની રાજ્ય હદની બહારનું અન્ય રાજાનું ગામ છે ત્યાંની એક યુવતિ જેનું નામ કેશિનિ ( વિકેશી ) છે તે શાકાયન્ય મહારાજા ધિરાજના રાજ્યમા વારાંગનાનો ધંધો ચલાવવાની પરવાનગી લેવા આવેછે. શાકાયન્ય તેણીને બહુ પેરે સમજાવેછે પણ તેણી તેણીના દ્રઢ સંકલ્પને વળગી રહેછે અને તેથી મહારાજાધિરાજને તેણીને વારાંગનાના ધંધાની પરવાનગી આપવી પડેછે. કેશિનિ (વિકેશી) એક મહા ઉચ્ચ આત્મા છે અને મહારાજાધિરાજ વિસ્મય તથા ખેદ પામેછે છે કે તેણી આવો અધમ ધંધો કરવા કેમ તત્પર થઈ હશે. મહારાજા ધિરાજનાં મન સિદ્ધ થાયછે કે મનુષ્યની બુદ્ધિ અલ્પ છે અને કાંઇ વાતમા તેનું ઉંડુ રહસ્ય જાણી શકતી નથી, તેથી પોતાની એવી ટુંક બુદ્ધિનો વિકાસ બ્રહ્મજ્ઞાન તથા યોગ દવારા કરવા કશ્યપ મહર્ષિ પાસે બ્રહ્મજ્ઞાનની તથા યોગાભ્યાસની પ્રાપ્તિ માટે જવા નિશ્ચય કરેછે. આ સમયે મહારાજાધિરાજનો વૈરાજ નામનો ભત્રિજો જે અનીતિમા લાખો રૂપિયા ઉડાવતો હતો તે કાકા પાસે રૂપીયા માગવા આવેછે. તેની નજર કેશિની (વિકેશી) ઉપર પડતાં તે કેશિનિ (વિકેશી) ઉપર મોહિત થાયછે અને તેણીનું નામ ઠામ પુછી લેછે. કેશિનિના (વિકેશીના) જવા પછી વૈરાજ રૂપીયા મળ્યા વિના નિરાશ થઇ પાછો જાયછે. શાકાયન્ય મહારાજાને સુરસુંદરી નામની પુત્રી છે તેને ખબર પડેછે કે વૈરાજ ભાઇને રૂપીયાની અડચણ છે તેથી પોતાની પાસેથી બે લાખ રૂપીયા વૈરાજ ઉપર મોકલી આપવાનો નિશ્ચય કરેછે. વૈરાજના જવા પછી શાકાયન્ય મહારાજા તેમના પુત્ર ત્રસદસ્યુને રાજ્યસત્તા સોંપી પોતે કશ્યપ (પિપ્પલાદ) મહર્ષિ પાસે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે તથા યોગાભ્યાસ માટે જવા નીકળેછે, ત્યારે ત્રસદસ્યુ તેમની સાથે જવા તૈયાર થાયછે અને તેથી મહારાજા તમામ રાજ્યસત્તા સુરસુંદરી પુત્રીને સોંપે છે, અને પોતે તથા ત્રસદસ્યુ, કશ્યપ (પિપ્પલાદ) મહર્ષિના આશ્રમે ચાલી નીકળેછે. કુશાંબ નામનો એક પ્રપંચી માણસ સુરસુંદરી રાજ્યમાતા પાસે નોકરી રહેવા આવેછે તેને તેણી નોકરીએ રાખેછે. વૈરાજ એક પ્રતાપી આત્મા છે પરંતુ તેના કાઇક દુષ્કૃત્યો જે તેને ભોગવવાના રહ્યાંછે તે તેને તેના આ ભવનાં પ્રથમના થોડાં વર્ષો કુટિલ આચરણમા ભટકણ કરાવી તેને પૂર્વનાં દુષ્કૃત્યોનું અતિ અનિષ્ટ ફળ અનીતિનાં દુઃખો આચરણમાં પ્રાપ્ત કરાવેછે. અને એનાં એ કર્મોનો ક્ષય થતા તે તેના પ્રતાપી આત્માના સ્વરૂપમાં એક જ્ઞાની આત્મા તરીકે વર્તન કરેછે. એ ભાગ્ય રચના પરત્વે છે. આજ પ્રમાણે કેશિનિની (વિકેશીની) હકીકત છે.

અંક. ૧. પ્રવેશ. ૩.

મહારાજા શાકાયન્યનાં રાજ્યની બહાર અન્ય રાજ્યના વિદ્રામા પ્રાંતનાં સલસા ગામમાં સુજાતા નામની એક તરૂણી છે. ગયા ભવોની તે યોગિનિ બાઇ છે. તેણીનાં પૂર્વનાં શેષ કર્મો ભોગવવા તેણીને નિર્ધન માતપિતાના ઘર જન્મ થયોછે. તેણી પૂર્વના ભવોમાં યોગારૂઢ હોવાથી પ્રભુ ભક્તિ તેના ઉર સ્થાપિત હતી, અને પરોપકાર વૃત્તિ તેણીની રગેરગમા વ્યાપી રહી હતી. તેણી માથે ઘાસનો ભારો લઇને વગડામા થઇને ઘર જતી હતી ત્યારે કપાળી નામનો એક દુષ્ટ રાજા તેણીને વગડામાં ભેગો થાયછે. તેણી બહુ રૂપવંતી હતી તેથી કપાળી મોહવશ થઈ તેણીને પોતાના ત્યા લઇ જવા ફોસલાવેછે અને આગ્રહ કરેછે. પણ તેણીએ તો દુઃખી જનોની સેવાનું વ્રત લીધુંછે તેથી કપાળીની ઈચ્છાને તેણી આધીન થતી નથી. અને કપાળી કંટાળીને ચાલી જાયછે. તેણી પૂર્વના ભવોની યોગિનિ હોવાથી મહાત્મા ગાર્ગવ આ સમયે તેણીને દર્શન દઇને તેને જનસેવા તથા પ્રભુ ભક્તિના માર્ગની દિક્ષા આપેછે. સુજાતા આ પ્રમાણે મહાત્માના દર્શન પામેછે, અને મહાત્મામા પ્રીતિ વાળી થાયછે અને મહાત્માએ દીધેલા બોધ પ્રમાણે જનસેવામા તત્પર થાયછે.

અંક. ૧. પ્રવેશ. ૪.

વૈરાજને તેના કાકાએ બે લાખ રૂપીયા નથી આપ્યા તેથી પોતાનું મકાન મારવાડીના ત્યા ગીરો મુકવા મારવાડીને તેણે બોલાવ્યોછે તે મારવાડી ચાર લાખનાં મકાન પેટે માત્ર પચીસ હજાર રૂપીયા આપેછે. વૈરાજે કેશિનિ ( વિકેશી )નું નામ ઠામ પુછી લીધું હતુ તેથી તેણે નોકર મોકલીને તેણીને પોતાનાં ઘર બોલાવી હતી તે પેલા મારવાડીના ગયા પછી આવી ચઢેછે. તેણી વારાંગનાના ધંધાની શરૂઆત વૈરાજ સાથે પ્રથમ કરેછે તેથી મનમા ડરેછે પણ હામ ધરેછે, વૈરાજ સાથે પ્રેમ વચનો ઉચરેછે અને વૈરાજ તેણીને પેલા મારવાડી પાસેથી લીધેલા પચીસ હજાર રૂપીયા આપેછે. 'એવામા વૈરાજના દુષ્ટ મિત્રો એને મળવા આવેછે તેથી તે કેશિનિને ( વિકેશીને ) મુકીને ઘરમા તે મિત્રોને મળવા જાયછે. કેશિનિ ( વિકેશી ) એકલી પડીછે તેવામાં એક ભિખારણ ભિક્ષા માટે આવેછે. ભિખારણના મુખથી કેશિનિ (વિકેશી) સાભળેછે કે પુરૂષ લોકો જે સ્ત્રીનો કેડો ઝાલેછે તો તેણીને જીવથી મારેછે પણ તેણીનો કેડો નથી મુકતા. આવાં વચનોથી તેણી ત્રાસ પામેછે, અને વારાંગનાનો ધંધો મુકી દેવા નિશ્ચય કરે છે. તેણી એકદમ સન્માર્ગે વળી જાયછે. અને વૈરાજને પણ સન્માર્ગે લાવવા નિશ્ચય કરેછે. વૈરાજે તેણીને પચીસ હજાર રૂપીયા એકદમ આપ્યા હતા તેથી તેણી તેને સાચો પ્રેમી ગણેછે અને તેને સન્માર્ગે ચઢાવી તેની સાથે પછી લગ્ન કરવા દૃઢ સંકલ્પ કરેછે, અને વૈરાજે આપેલા રૂપીયા જો તેણી તેને પાછા આપે તો તે દુષ્ટોની સોબતમાં બગાડી નાખે તેથી તે રૂપીયા જાળવી રાખવા પોતાની સંગાથે તેણી લઇ જાયછે અને વૈરાજને કહ્યા વિના ચાલી જાયછે. કેશિનિ( વિકેશી ) પણ મહા પુણ્યશાળી આત્મા છે. માત્ર તેણીના પુર્વના ભવોના દુષ્કૃત્યો તેણીને વારાંગનાના ધંધામાં પ્રેરેછે. પોતે પુણ્યશાળી હોવાથી એકાએક સુનીતિમાં વળેછે. આ પણ ભાગ્યના ખેલની સત્તા પ્રદર્શીત કરેછે.

**અંક. ૧. પ્રવેશ. ૫.**

શાકાયન્ય મહારાજા રાજ્યસત્તા સુરસુંદરીને સોપી ગયાછે તો પ્રજાજનમા તે સબંધમાં નગરચર્ચા શું ચાલેછે તે જાણવા સુરસુંદરી દુધ વેચનારી એક ભરવાડણના વેશમાં નદી કિનારે જ્યાં સાંઝજરે લોકો વિહાર માટે આવેછે ત્યા આવીને બેસેછે. એ સ્થળે એ સમયે વૈશાલ નામનો એક બ્રાહ્મણ પુત્ર તથા તેના કાકા વિભાવસુ એ બે જણ આવી ચઢેછે, અને કાકા આગળ વૈશાલ સુરસુંદરી રાજ્યમાતા પ્રતિની તેની રાજ્યભક્તિ પ્રદર્શીત કરેછે. વૈશાલની આવી રાજ્યભક્તિ સાંભળીને સુરસુંદરી તેને વરવા મનમા સંકલ્પ કરેછે અને વૈશાલને મહેલે બોલાવેછે. વૈશાલ એક બ્રાહ્મણનો પુત્ર છે તેથી સુરસુંદરી તેને રૂષિ પુત્ર કહેછે. વૈશાલને સુક્ષ્મ શરીરમાં દિવ્ય જ્ઞાન થતું એવો એ વિશિષ્ટ આત્મા છે.

**અંક. ૧. પ્રવેશ. ૬.**

સુજાતાનાં માતાપિતા બહુ નિર્ધન છે તેમજ અધમ છે. શાકાયન્ય મહારાજાનાં રાજ્યના બે દુષ્ટો જેઓ શાકાયન્ય મહારાજાની પરવાનગીથી ગુણકાઓનો ધંધો પોતાના ત્યાં ચલાવતા હતા તેઓને સુજાતાનાં માતપિતા તેણીને વેચેછે. સુજાતા મહા પવિત્ર આત્મા છે. જનસેવાની દિક્ષા મહાત્માએ તેણીને આપીછે, તે છતા માતપિતાએ તેણીને એક વેશ્યાની સ્થિતિ કરીછે તેથી તેણી મનમાં મહા મુઝાયછે, પરંતુ માતપિતાની આજ્ઞા અને ઇચ્છાને આધીન થાયછે. માતાપિતા પ્રતિ તેણીનું આજ્ઞાંકિતપણું જોઇને મહાત્મા તેણીને દર્શન દેછે અને દિલાસો દેછે, અને પછી અદ્રશ્ય થાયછે. તેણીનાં માતપિતાએ જે ઘોર પાપી કૃત્ય કર્યુંછે તેની શિક્ષા માટે તેણીને વેચ્યા પછી તેમના ઘરને લાય લાગેછે અને તે હોલાવવા જતાં તેઓ બેઉ બળેછે, અને બળેલા ભાગો પછી સડેછે અને તેમાંથી તે બેઉને રકતપિત્તનો રોગ થાયછે.

**અંક. ૧. પ્રવેશ. ૭.**

કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિના આશ્રમે તેમની એક પુત્રી પુલોમા નામની છે. એ પુત્રી મહર્ષિ કશ્યપને પ્રાણથી પણ વહાલી છે. એ પુત્રી પુખ્ત વયની થયેલી હોવાથી પતિ સુખ માટે તરફડતી હતી. શાકાયન્ય મહારાજા રાજકુમાર ત્રસદસ્યુ સાથે કશ્યપ મહર્ષિના આશ્રમ આગળ આવી પહોંચ્યાછે, અને ત્રસદસ્યુ આગળ આગળ ચાલતો હોવાથી કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિના આશ્રમે તે એકલો પહેલો આવી ચઢેછે. પુલોમા તેને જોઇને તેના ઉપર મોહિત થાયછે અને તેની પાસે યુકિતથી અને આગ્રહથી તેણીનો હાથ લગ્ન ગાંઠમાં ઝલાવેછે. ત્રસદસ્યુનું ચિત્ત બ્રહ્મજ્ઞાનમાં તથા યોગાભ્યાસમાં હતું અને તેથીજ તેના તાતજી સાથે કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિના આશ્રમે તે આવ્યો હતો. તેનાં મનની આવી સ્થિતિ હોવાથી કેશિનિ ( વિકેશી ) સાથનાં લગ્નથી તેનાં મનમાં લેશ આનંદ નથી, પણ મહા ઉદ્વેગ થાયછે. ત્યાર પછી કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિ જે શાકાયન્ય મહારાજાને આશ્રમથી જરા છેટે ભેગા થયા હતા તે આ મહારાજાધિરાજને લઇને આશ્રમે આવેછે. અને પુલોમા તેણીના તાતને તથા સસરા મહારાજાધિરાજને તેણીએ પોતે ત્રસદસ્યુ સાથ કરેલાં લગ્નની વાત જાહેર કરેછે. શાકાયન્ય તથા કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિ આ વાત સાંભળીને અત્યંત આનંદ પામેછે.

અંક. ૧. પ્રવેશ. ૮.

કુશાંબ એ એક પ્રપંચી માણસ છે. તેણે ભોળી રાજ્યમાતા સુરસુંદરીની પૂર્ણ મહેરબાની સંપાદન કરી લીધીછે અને તેણી તેના પ્રપંચો પારખી શકતી નથી. આ કુશાંબ મહેલના રાજ્યવૈદ પાસેથી રૂપીયા પડાવવા પોતાનો પગ ભાંગી જવાનો ડોળ કરીને સુરસુંદરી રાજ્યમાતાના હુકમથી વૈદ પાસે ફાકટનો પગ ઉપર નિત્ય પાટા બંધાવેછે, અને તે નિમિત્તે વૈદ પાસેથી રૂપીયા પડાવેછે, અને વૈદે લાચારીથી તેને રૂપીયા આપવા પડેછે. સુરસુંદરી રાજ્યમાતાએ રૂષિ પુત્ર વૈશાલને મહેલે બોલાવ્યોછે. રૂષિપુત્ર ઉપર તેણીને સાચો પ્રેમ છે અને તેને વરવા તેણી નિશ્ચય કરી બેઠીછે. રાજ્યકારભાર ઉપર હવે તેણીનું મન ચોંટતું નથી. રૂષિપુત્ર સાથનાં લગ્નની ઇચ્છા તેણી પ્રધાનજીને કહેછે પરંતુ પ્રધાનજી કહેછે એ બાબદમાં મહારાજાધિરાજની આજ્ઞા જોઇએ, તેથી તાતની આજ્ઞા લેવા જવા તેણી નિશ્ચય કરેછે. રૂષિપુત્ર વૈશાલ આવેછે તેને તેણી પોતાની પ્રીત પ્રદર્શીત કરેછે. વૈશાલ સુજ્ઞ યુવાન હોવાને લીધે પોતાને તેણી સાથ સરખામણીમાં રાજા ભોજ સાથે ગાંગા તેલીની સરખામણીમા મુકેછે. વૈશાલ પોતાને એક પ્રજાજન સમજેછે, અને તેથી રાજ્યમાતા સુરસુંદરી સાથનાં લગ્નની વાતથી ત્રાસ પામેછે, અને તેણીની એ વાતને ના પાડેછે. પણ તેણી દ્રઢાગ્રહ લઇ બેસેછે. આખરે વૈશાલ મહા ક્ષોભ પામતો ચાલી જાયછે, અને સુરસુંદરી રાજ્યમાતા વૈશાલની મરજી વિરૂદ્ધ તેની સાથ લગ્ન કરવા મહારાજાની રજા લેવા નીકળી પડેછે.

અંક. ૧. પ્રવેશ. ૯.

કશ્યપ (પિપ્પલાદ) મહર્ષિ શાકાયન્ય મહારાજાને બ્રહ્મજ્ઞાન સમજાવેછે અને મહારાજા તે લક્ષથી સાંભળેછે. પછી બેઉ સ્નાન માટે જાયછે. ત્રસદસ્યુને પુલામાએ તેની મરજી વિરૂદ્ધ તેણી સાથનાં લગ્નમા જોડયોછે તેથી તે મહા ઉદ્વેગગ્રસ્ત રહેછે. આ પ્રસંગે પુલોમા તેને બહુ બહુ પ્રકારે લગ્નનું મહત્વ સમજાવેછે પણ તેણીના બોલોનો તે અનાદર કરેછે અને છેવટે તેણી આગળથી ખસી જાયછે. આં સમયે પુલોમા આશ્રમમાં એકલી પડી જાયછે અને રૈવત નામનો કોઈ દુષ્ટ મૃગ્યા રમતો ત્યાં આવી ચઢતાં તેણીને એકલી જોઇને તે કામાંધ બનેછે, અને પ્રસંગ અનુકુળ જોઇને તેણીને પોતાના ઘોડા ઉપર ઉંચકી લઇને નાસી જાયછે. પુલોમા મદદ માટે બુમો પાડેછે તે તેણીના પિતા તથા શાકાયન્ય મહારાજા જે સ્નાન કરવા ગયા હતા અને ત્રસદસ્યુ જે ફળાહાર લાવવા ગયો હતો તે બધા સાંભળેછે, અને ત્રસદસ્યુ તેણીની મદદમાં દોડેછે. ત્રસદસ્યુ મનમાં અત્યંત ખેદ પામેછે કે તેણીનો તિરસ્કાર તેના હાથે ઘણો થયોછે.

અંક. ૧. પ્રવેશ. ૧૦.

કેશિનિ (વિકેશી) વૈરાજે તેણીને આપેલા પચીસ હજાર રૂપીયા લઇને ચાલી ગઈ હતી અને તેણીએ એ રૂપીયા પોતાની પાસે રાખ્યા હતા, જેથી એ રૂપીયા વૈરાજ તેના દુષ્ટ મિત્રોની સોબતમાં બગાડે નહી. તેણી વૈરાજને સાચો પ્રેમી ગણેછે અને તેને સન્માર્ગે ચઢાવી પછી તેની સંગાથે લગ્ન કરવા તેણીએ નિશ્ચય કર્યોછે. આ પ્રસંગે તેણી વૈરાજ પાસે પાછી આવેછે. વૈરાજને તેણી ઉપર અત્યંત પ્રીતિ છે અને તેણીને ભાગ્ય-

દેવી સમજેછે, તેથી તેણી જ્યારે સદ્ગુણ અને પ્રભુ ભક્તિનો બોધ તેને કરેછે ત્યારે તે બોધ તેના મનમાં ઉતરી જાયછે અને તે એકદમ સન્માર્ગે વળેછે. આ પળે સુરસુંદરીએ વૈરાજ માટે મોકલેલા બે લાખ રૂપીયા લઇને મુનિમ આવેછે. અને એ બે લાખ રૂપીયા વૈરાજ કેશિનિને આપી દેછે. અને એ રૂપીયા જાળવી રાખવા અને પછી વૈરાજને પાછા આપવા તેણી લેછે અને ઘર લઇ જાયછે. વૈરાજ જે અધમાચરણમા રાગી હતો તે કેશિનિના (વિકેશીના) બોધથી પ્રભુભક્ત અને ધર્મપરાયણ સજ્જન બનતો જાયછે, અને પ્રભુભક્તિમા અને સદાચરણમા પોતાના દિવસ ગાળતો થાયછે. આવો અપરિમિત પ્રભાવ કેશિનિ (વિકેશી) આ વૈરાજ ઉપર ધરાવતી થઇછે.

**અંક. ૧. પ્રવેશ. ૧૧.**

રેવત પુલોમાને ઘોડા ઉપર નાખીને નાસેછે ત્યારે વગડામા તેને મળત્યાગની જરૂર થવાને લીધે તેણીને ઘોડા ઉપરથી નીચે ઉતારેછે અને મળત્યાગ માટે આઘે જાયછે ત્યારે પુલોમાને ઝાડ સાથે બાંધેછે જેથી તેણી નાસી નહી જાય. પણ મહાત્મા બાપ તેણીની સહાયતામા હતા તે અગોચર રહી તેણીને સહાય કરેછે, અને જે ઝાડ સાથે તેણીને રેવતે બાંધી હતી તે ઝાડ એવી રીતે તટી પડેછે કે તેણી બાંધેલી રસીમાંથી છુટી થઈ જાયછે. રેવત પાસેના ટેકરા ઉપર મળત્યાગ માટે ગયો હતો ત્યા તેનાં દુષ્કૃત્યની શિક્ષા અર્થે ભૂકંપ થાયછે અને તે ડુંગરામા ઉંડો ખાડો પડતાં તે ખાડામા તે ઉતરી પડેછે. કેશિનિ (વિકેશી) તેને બહાર કહાડવા દોડેછે, અને જે રસીથી તેણે તેણીને ઝાડ સાથે બાંધી હતી તે રસીનો એક છેડો તે ડુંગરા સાથે બાંધેછે અને બીજો છેડો જે ખાડામા રેવત પડયો હતો તેમાં નાખેછે, અને તે રસી ઉપર ચઢીને બહાર નીકળવા તેને કહેછે. તે પ્રમાણે રસી ઉપર ચઢી બહાર નીકળવા તે પ્રયત્ન કરેછે પણ એકદમ સફળ થતો નથી. તે દરમ્યાનમા કેશિનિ (વિકેશી) રેવત માટે દયા ખાતી વગડામાં એકલી બેસેછે ત્યારે મહાત્માબાપની સહાયતાથી વૃક્ષો ઉપરથી ફળો તેણીના આહાર માટે આવી ત્યા પડેછે, સરિતાનો ફાટો તેણીને જળપાન કરાવવા ત્યાં ફંટાઈ આવેછે, બકરી તથા પક્ષીઓ તેણીને ફળાહાર અને જળપાન કરાવેછે, આ પ્રમાણે કુદરત તેની સેવામા હાજર રહેછે. આખરે રેવત રસી ઉપર ચઢીને બહાર નીકળેછે. તેણીએ તેને ઉગાર્યોછે એ તેણીનો ઉપકાર તે સમજ્યો નથી અને જોર જુલમથી તેણીને પોતાની સાથે લઇ જવા આગ્રહ કરેછે. આ પળે મહાત્મા બાપની આજ્ઞાનુસાર એક સિંહ આવીને તે રેવતને ગરદનમાથી પકડેછે પણ કેશિનિ (વિકેશી) તે સિંહને પંપાળીને તે રેવતની ગરદન મુકી દેવા કહેછે. સિંહ તેણીની આજ્ઞા પ્રમાણે રેવતને છોડી દેછે. રેવત હવે ત્રાસ પામી ગયોછે અને તેણીને માતા સમાન ગણેછે, અને તેણીના પિતાના આશ્રમે તેણીને સહીસલામત મુકી આવવા તૈયાર થાયછે, તેથી બેઉ ચાલવા માંડેછે અને સિંહ પણ કેશિનિના પડખે તેણીની રક્ષા કરતો ચાલેછે.

**અંક. ૧. પ્રવેશ. ૧૨.**

ત્રસદસ્યુ પુલોમાની શોધમાં નીકળ્યો હતો તે વગડામા મન્થાન નામના હઠયોગીના આશ્રમે આવી ચઢેછે, અને મન્થાન હઠયોગી સર્વ કોઇને હઠયોગના માર્ગમાં વાળવા હમેશા બહુ ઉત્સુક હતા તેથી હઠયોગની સિદ્ધિઓના ચમત્કાર દેખાડી ત્રસદસ્યુને હઠયો-

ગમા રાગી કરેછે, અને ત્રસદસ્યુ હઠયોગના માર્ગે ચડેછે. પુલોમા રેવત સંગાથે પોતાના પિતાના આશ્રમે જાયછે ત્યારે માર્ગમાં મન્થાન હઠયોગીના આશ્રમે પોતાના પતિને તેણી મળેછે, પણ ત્રસદસ્યુએ તો હઠયોગમા પોતાનું ચિત્ત ચોટાડ્યુછે તેથી તેની પત્ની પુલોમાનો પાછો અનાદર કરેછે અને તેણીને તજેછે. આ બનાવથી મહા ખેદ પામતી પુલોમા પોતાના તાતના આશ્રમે એકલી પાછી વળેછે.

**અંક. ૧. પ્રવેશ. ૧૩.**

સુજાતાના માતપિતાએ સુજાતાને પેલા બે દુષ્ટોને વેચીછે તેઓ વગડામાં થઇને પોતાનાં ઘર જતાં માતાનુ એક મદિર આવતા ત્યા દર્શન કરવા અને વિશ્રામ લેવા થોભેછે. એ બે દુષ્ટો ખાવા બેસેછે ત્યારે લુટારાઓ એકાએક આવી ચડેછે અને તેમના ઉપર તૂટી પડી તેમના રૂપીયા લઇ જાયછે, અને એ બે દુષ્ટો તેમની પાસેના રૂપીયા બચાવવા પેલા લુટારાઓની સામે થતા ઘાયલ થવાથી મરી જાયછે. તેમના શરીરને તે લુટારાઓ પાસેના કુવામા નાખી આવેછે. સુજાતા ઉંઘી ગયેલી હોવાથી આ બનાવથી અજાણીજ હતી અને ઉંઘીજ રહી હતી. પછી જ્યારે તેણી જાગ્રત થાયછે ત્યારે તેણી મહાત્મા બાપનો આભાર માનેછે કે તેણીને દુષ્ટોના હાથમાથી ઉગારી. મહાત્મા તેણીને દર્શન દેછે. સુરસુદરી જે તેણીના તાતને મળવા જવા કશ્યપ (પિપ્પલાદ) મહર્ષિના આશ્રમે જવા મહેલથી નીકળી હતી તે માર્ગમા આ સ્થળે આવી પહોચવાની હતી; તેથી મહાત્મા સુજાતાને આ સુરસુંદરી સાથે જવા કહેછે. જ્યારે સુરસુદરી એ સ્થળે આવી પહોંચેછે ત્યારે તેણી સુજાતાને જોઇને અત્યંત રાજી થાયછે અને પોતાની સાથે આવવા તેણીને કહેછે. અને સુજાતાને તો મહાત્મા બાપે સુરસુંદરી સાથે જવા કહ્યું હતું તેથી તેણી સુરસુદરી સાથે જાયછે.

**અંક. ૨. પ્રવેશ. ૧૪.**

વૈશાલને સુક્ષ્મ શરીરમા દિવ્ય જ્ઞાન થતું તેથી તેને દિવ્ય જ્ઞાનમા ખબર પડી હતી કે શાકાયન્ય મહારાજાના રાજ્યમાં સર્વથી શ્રીમંત શેઠ સુધન્વાજો અમુક વખતમા વ્યાપાર કરશે તો કરોડો રૂપીઆ કમાશે. એ વિષે વૈશાલે સુધન્વા જગતશેઠને વાત કરી હતી, અને વૈશાલના બોલો ઉપર આધાર રાખીને જગતશેઠ મોટો વ્યાપાર કર્યો હતો અને તેમા કરોડો રૂપીયા કમાયા હતા, તેથી એ રૂપિયામાથી વૈશાલ માગે એટલા રૂપિયા એને આપવા જગતશેઠ વૈશાલના ઘર આવીને વૈશાલને તે માગે તેટલા રૂપિયા આપવા કહે છે. પણ વૈશાલ એક પાઇ પણ જગતશેઠ પાસેથી લેતો નથી. હવે રાજ્યમાતા સુરસુંદરી તેની સાથે લગ્ન કરવાનો દ્રઢાગ્રહ લઈ બેઠીછે તેથી તે મનમા બહુ પરિતાપ પામેછે, અને છેવટે નિશ્ચય કરેછે કે હું ક્યાંયે વગડામાં નાસી જાવું. જેથી રાજ્યમાતા સુરસુંદરીને વરવા તેનો વખત આવે નહી, અને સુધન્વા શેઠને પોતાનો આ વિચાર જણાવીને તે પોતાનું ઘરબાર તજીને વગડામાં ચાલી નીકળેછે.

**અંક. ૨. પ્રવેશ. ૧૫.**

કેશિનિના (વિકેશીના) બોધ પ્રમાણે વૈરાજ પ્રભુ ભક્તિમા નિમગ્ન રહેછે અને તેની પ્રિય પ્રેમદાને આપવા માટે દ્રવ્યની યાચના પ્રભુજીને કરેછે, પણ પ્રભુજી તરફથી તેને કાંઇ દ્રવ્ય મળ્યું નથી તેથી જરા વ્યાકુળ બનેછે. હવે જ્યારે સુંજાતાને મહાત્મા બાપે

માર્ગમા પેલા દુષ્ટોના હાથમાંથી છોડાવી હતી અને તેણીને દર્શન દીધું હતું ત્યારે તેમણે તેણીને કહ્યું હતું કે સુરસુંદરીને કહેજે કે તેણીના ભાઇ વૈરાજ ઉપર બીજા બે લાખ રૂપીયા મોકલી આપવા તેણી તુરત બંદોબસ્ત કરે. તેથી સુરસુંદરીએ માર્ગમાથી પોતાના માણસને મોકલીને પ્રધાનજી ઉપર હુકમ મોકલ્યો હતો કે વૈરાજ ભાઈ ઉપર બે લાખ રૂપીયા મોકલી આપે. તે હુકમ પ્રમાણે પ્રધાનજી વૈરાજ ઉપર બે લાખ રૂપીયા આ પળે મોકલેછે તેથી પ્રભુ ભક્તિમાં અને સદાચારમાં તે વધારે દ્રઢ થાયછે. કેશિનિ ( વિકેશી ) પાછી આ પળે આવી ચઢેછે તેને વૈરાજ આ બીજા બે લાખ રૂપીયા આપી દેછે, અને તે રૂપીયા સાચવી રાખવા તેણી તે રૂપીયા વૈરાજ પાસેથી લેછે. વૈરાજને સન્માર્ગમા વધારે પ્રીતિવાળો થતો જોઇને તેણી તેને વધુ સદ્‌બોધ કરેછે અને અમુક વખત પછી તેને વરવા તેણી કહેછે અને તેથી વૈરાજ અત્યંત ઉમંગથી પોતાને સકળ સદ્‌ગુણારૂઢ કરવા પ્રયત્નશીલ થાયછે.

### અંક. ૨. પ્રવેશ. ૧૬.

પુલોમા તથા ત્રસદસ્યુના વિયોગથી શાકાયન્ય મહારાજા તથા કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિ શોકાતુર રહેછે, પરંતુ કશ્યપ મહર્ષિ ખેદથી પરાભવ પામતા નથી અને શાકાયન્યને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવેછે. એવામાં પુલોમા તાતના આશ્રમે આવેછે અને તેણીનો પતિ ત્રસદસ્યુ હઠયોગાભ્યાસમાં મન્થાન હઠયોગીના આશ્રમે થોભ્યોછે તેની ખબર આપેછે. સ્વામીએ તેણીને તરછોડીછે તેથી તેણી વિરહથી થતાં દુ:ખને લીધે પોતાની દેહને સકળ કષ્ટો દઈ તે દેહનો અંત લાવવાનો વિચાર દર્શાવેછે. કશ્યપ (પિપ્પલાદ ) મહર્ષિ તથા શાકાયન્ય મહારાજા તેણીને સમજાવેછે પણ તેણી તેમનું સાંભળતી નથી. આ પળે સુરસુંદરી સુજાતા સહિત આવી પહોંચેછે. સુરસુંદરી પોતાના પિતાપાસે રૂષિપુત્ર વૈશાલ સાથનાં લગ્ન માટે પરવાનગી યાચેછે. મહારાજા એ રૂષિપુત્ર વૈશાલને ઓળખતા હતા તેથી એને પોતાની પુત્રી માટે યોગ્ય પતિ ગણેછે અને તેની સાથનાં લગ્ન માટે પોતાની રાજીખુશી અને આજ્ઞા દર્શાવેછે, તેથી સુરસુંદરી અને સુજાતા મહેલે પાછા વળેછે.

### અંક. ૨. પ્રવેશ. ૧૭.

વૈરાજ તો કેશિનિને (વિકેશીને) પોતાની ભાગ્યદેવી સમજેછે તેથી જે કાંઈ રૂપિયા સુરસુંદરી તરફથી તેને બે વખત મળ્યા હતા તે તેણે કેશિનિને (વિકેશીને) આપી દીધા હતા, તેથી વૈરાજ પાસે એક પાઈ પણ પોતાના નિર્વાહ માટે રહેતી નહી અને પોતાના સામાન અને લુગડાં વેચીને તે પોતાનું ભરણપોષણ કરતો હતો. આ પ્રમાણે તેને કષ્ટ પડતું હતું. વળી તે કાંઇ ઉદ્યમ કરતો નહી હતો અને પ્રભુ ભક્તિમા પ્રભુની પાસે દ્રવ્ય માગીને તે રાત દિવસ ઘરમાં પડી રહેતો, તેથી દ્રવ્યનું કષ્ટ તેને દુભવવા લાગ્યું અને પ્રભુ ભક્તિમાથી તે લગીર ચળિત થવા લાગ્યો આ પળે કેશિનિ ( વિકેશી ) વૈરાજનાં ઘર આવેછે. આ વખતે તેણીને આપવા વૈરાજ પાસે કાંઇ પઇસા નથી. કેશિનિ તેને કહેછે કે તમારે જો મારી સાથે લગ્ન કરવાં હોય તો ગમે ત્યાંથી મને દ્રવ્ય લાવીને આપો. આ પ્રમાણે કહેવાનો તેણીનો અર્થ એ હતો કે તેણીને આપવા દ્રવ્ય માટે જો વૈરાજ પ્રભુ ભક્તિમાં નિમગ્ન રહે તો પછી એ પૂર્ણ સદાચારી બની જાય. પણ આ પ્રસંગે વૈરાજની ચિત્તવૃત્તિ ક્ષોભ પામેલી હોવાથી તેણે મનથી નિશ્ચય કર્યો કે પ્રભુની પાસેથી ઇચ્છિત દ્રવ્ય

મળતું નથી તો હવે લોકોને લુટીને દ્રવ્ય ઉપાર્જીત કરવું, અને પછી તે દ્રવ્ય કેશિનિને (વિકેશીને) આપવું, જેથી તેણી પછી તેને વર્યા વિના રહે નહી. વૈરાજ નીતિમાં સ્થાપિત થયો હતો તોપણ આ પળે તેના કેશિનિ ( વિકેશી ) ઉપરના પ્રેમે તેને પ્રભુ ભક્તિમાંથી અને સુનીતિમાંથી લગીર ચળિત કર્યો અને તેણે લોકોને લુટીને મારીને દ્રવ્ય એકઠું કરવાનો નિશ્ચય કર્યો.

**અંક. ૨. પ્રવેશ. ૧૮.**

સુરસુંદરી સુજાતા સહિત મહેલે પાછી ફરેછે. સુજાતા મહેલે સઘળો ઠાઠમાઠ જોઇને વિસ્મય પામેછે, કારણકે તેણી એક ભાંગેલાં ઘરમાં મોટી થયેલી હોવાથી મહેલનો ઠાઠમાઠ તેણે કદી જોયો નહી હતો. તેણી દુ:ખી જનો ઉપર દયા રાખનારી હતી તેથી સુરસુંદરીને બોધ કરેછે કે તમારો મહેલ આટલો મોટો છે તો દુ:ખી જનોને અહીં રાખી તેમનાં દુ:ખો ટાળો. અને સુરસુંદરી સુજાતાના બોલોને માન્ય કરીને તે પ્રમાણે કરવા તૈયાર થાયછે. હવે જગતશેઠ સુધન્વા તેણીને મળવા આવેછે ત્યારે તેમનાં મોંઢેથી તેણીને ખબર પડેછે કે ઋષિપુત્ર વૈશાલ તો ક્યાંયે વગડામા ચાલી ગયોછે અને એનો પત્તો ક્યાંયે મળતો નથી. આ ખબર સાભળી તેણી બેભાન થઇ જાયછે પણ પછી થોડી વારમાં સાવધ થાયછે. આ સુધન્વા જગતશેઠની નજર આ સુજાતા ઉપર પડેછે અને સુજાતા રૂપવંતી હતી તેથી તેણીને પોતાની સ્ત્રી કરવાના લંપટ વિચારો તેમનાં મનમાં આવેછે, અને તેમની સ્ત્રી મરી ગયેલી હતી અને તેમને એકજ પુત્ર હતો, તેથી આ સુજાતાને પુત્રનાં શિક્ષણ માટે પોતાના ઘર નિત્ય બોલાવીને પછી તેણીને ફોસલાવવાની યુક્તિથી સુરસુંદરીને સુધન્વા જગતશેઠ કહેછે કે મારા છોકરાને શિક્ષણ આપવા સુજાતાને નિત્ય એક કલાક મોકલો. સુરસુંદરી સુધન્વાના બોલનું માન રાખવા સુજાતાને મોકલવા હા પાડેછે. આ સમયે કેશિનિ (વિકેશી) રાજ્યમાતા સુરસુંદરી પાસે આવેછે અને વૈરાજ સાથની તેણીની પ્રીત માટે જાણુ કરેછે. સુરસુંદરી ઘણી પ્રસન્ન થાયછે અને વૈરાજ ભાઇ સુધર્યોછે તો દ્રવ્ય નિત્ય તેના માટે મોકલી આપવા ખુશી બતાવેછે.

**અંક. ૨. પ્રવેશ. ૧૯.**

મન્થાન હઠયોગીએ ત્રસદસ્યુને હઠયોગનું માત્ર કાઇક થોડું જ્ઞાન આપ્યું હતું પણ એ જ્ઞાન સાથે ત્રસદસ્યુ પ્રભુભક્તિમાં તલ્લીન થઇ ગયો હતો અને તે થકી મન્થાન હઠયોગી કરતા પણ આગળ વધી ગયો હતો. આથી મન્થાન હઠયોગીને ત્રસદસ્યુ ઉપર ઇર્ષા આવી અને તેને પ્રભુભક્તિમાથી ભ્રષ્ટ કરવા એક અપ્સરા પુલોમાની કાંતિવાળી યોગબળથી ઉત્પન્ન કરીને તેણીને આજ્ઞા કરી કે ત્રસદસ્યુને પ્રભુભક્તિમાંથી ચલાયમાન કરે. તે પ્રમાણે તે અપ્સરા કરેછે, ત્રસદસ્યુ કાંઇક ચલાયમાન થાયછે, પણ પાછો પ્રભુભક્તિમાં સ્થિર થાયછે, અને પછી તેને સમજ પડેછે કે મન્થાન હઠયોગીએ ઇર્ષા થકી આ માયાવી સ્ત્રી ઉત્પન્ન કરી હતી અને એને પ્રભુભક્તિમાંથી ચલાયમાન કર્યો હતો, તેથી મન્થાન હઠયોગીનું આવું દુષ્ટ આચરણ જોઇ તેમણે દીધેલાં હઠયોગ જ્ઞાનનો ત્યાગ કરવાનું વ્રત લઇ ત્યાંથી ચાલી નીકળેછે. પાછળથી મન્થાન હઠયોગીને પસ્તાવો થાયછે અને ત્રસદસ્યુનો સેવક બની તેની સાથે તેના તાતના આશ્રમે જાયછે.

**અંક. ૨. પ્રવેશ. ૨૦.**

રાજ્યમાતા સુરસંદરી વરવાનો આગ્રહ મુકે તે માટે તેમની આગળથી અળગા થઇ જવા ઘરબાર તજીને વૈશાલ વગડામા આવી રહ્યોછે. ત્યા મહાત્મા બાપ તેને દર્શન દેછે અને કહેછે કે સુરસુંદરી સાથે સાત ભવથી તારા લગ્ન થતા આવ્યાછે અને આ ભવમાં તારા લગ્ન તેણી સાથે નિર્માણ થયાછે, માટે કાંઈ પણ શંકા નહી ધરતા તુ તેણી સાથે લગ્ન કર, અને તારા ઘર જા. આ પ્રમાણે મહાત્મા બાપની આજ્ઞા થતાં વૈશાલ પોતાના પ્રથમના વિચારો તજી દઈ સુરસુંદરી સાથે લગ્ન કરવા ઇશ્વરેચ્છાને આધીન થાયછે, અને પોતાનાં ઘર જવા નીકળેછે. આ પળે ત્રસદસ્યુ જે મન્થાન હઠયોગીનો આશ્રમ છોડી પોતાના તાતના આશ્રમે જતો હતો તે આ સ્થળે આવી ચઢેછે, અને બાજુએ રહી સાંભળતાં વૈશાલનાં મુખથી તેનાં સુરસુંદરી સાથના લગ્નની વાત સાંભળેછે. ત્રસદસ્યુ આ વૈશાલને સુરસુંદરીના પતિ તરીકે યોગ્ય યુવાન ગણેછે અને વૈશાલને સાથે લઇને તાતના આશ્રમે જાયછે

**અંક. ૨. પ્રવેશ. ૨૧.**

વૈરાજે કેશિનિ ( વિકેશી ) કાજે દ્રવ્ય પ્રાપ્ત કરવા લુટારાનો ધંધો ધારણ કર્યોછે અને લોકોને લુટવા એક નિર્જન સ્થળે વગડામા આવ્યાછે. ત્યા એક રખારણ આવી ચઢેછે અને તેણીના બાળને સુવાડીને પોતે આરામ માટે ઉંઘી જાયછે. આ સ્થળે એક અઘોરી રહેતો હોવાથી એ અઘોરી વૈરાજને કહેછે કે પેલી સુતેલી છોકરીનું રૂધિર મને લાવી આપ તો એ રૂધિર મેં સાધેલા પિશાચોને હુ અર્પણ કરૂ અને તે માટે તને એક મંત્ર આપુ જેથી તને અખુટ દ્રવ્યની પ્રાપ્તિ થશે. વૈરાજને દ્રવ્યજ જોઇતુ હતું તેથી પેલી બાળકીના ગળાની નસ ચાકુથી કાપી તેમાથી નીકળતુ રૂધિર વાસણમા ભરી લઇને અઘોરીને આપેછે, અને અઘોરી તે રૂધિર ભૂત પિશાચોને અર્પણ કરેછે. હવે કેશિનિ પેલી ભિખારણને નિત્ય વૈરાજનાં ઘર મોકલીને ખબર રાખતી હતી કે વૈરાજ શુ કરેછે. તેથી તે ભિખારણ તરફથી તેણીને ખબર મળી હતી કે વૈરાજ આ વગડામા લોકોને લુટવા જવાનો હતો. તેથી તેણી હાંફળી ફાંફળી બની આ સ્થળે આવી પહોચી હતી. પેલી બાળકીના ગળામાંથી રૂધિર નીકળતું જોઈ તેને ઉગારવા પોતાના હાથની નસ કાપી તે નસમાનું રૂધિર તે બાળકીના ગળાની નસમા રેડછે જેથી બાળકી મત્યુ પામતી બચી જાયછે. બાળકીનુ ખુન કર્યુ હતુ, તેથી વૈરાજને આ દુષ્ટ કૃત્ય માટે તેણી ઠપકો દેછે, અને પેલા અઘોરીએ તેને આપેલું દ્રવ્ય પ્રાપ્તિનું મંત્ર ફેંકાવી દેછે. પછી તેણી તેને સમજ પાડેછે કે મને કાંઇ પણ દ્રવ્ય જોઇતું નથી અને માત્ર દ્રવ્યની યાચનાના નિમિત્તે પ્રભુજીમાં તમને રાગી કરવા હું મારા માટે દ્રવ્ય લાવવા તમને કહેતી હતી. પછી વૈરાજને પશ્ચાતાપ કરતો જોઇ તેણી હવે તેની સાથનાં લગ્નમાં વધુ વિલંબ ઉચિત નથી ધારતી. અને મહાત્મા-બાપ તે પળે કેશિનિને તથા વૈરાજને દર્શન દઇને તે બેઉના કર લગ્ન ગાંઠમાં જોડેછે, અને પછી અદરય થઇ જાયછે.

**અંક. ૧. પ્રવેશ. ૨૨.**

કશ્યપ મહર્ષિ શાકાયન્યને ધર્મજ્ઞાન દેછે, અને પછી સમાધિમાં બેસેછે. પુલોમા તેણીએ લીધેલા વ્રત પ્રમાણે પતિના વિરહમા પોતાનાં શરીરનો અંત લાવવા અનેક પ્રકા-

રના કષ્ટ શરીરને દેછે અને છેવટે ટેકરા ઉપર ચઢી ત્યાથી નીચે પડતું મુકી પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કરેછે, અને ટેકરા ઉપર ચઢીને પોતાને નીચે ઝીંપલાવેછે, તે પળે ત્રસદસ્યુ જે પોતાના તાતના આશ્રમે પાછો વળતો હતો તે તે સ્થળે આવી ચઢેછે અને પુલોમા જેણે ડુંગરા ઉપરથી પડતુ મુક્યું હતુ તે ત્રસદસ્યુના હાથમાં જઇ પડે છે, અને એ રીતે તેણીને મહાત્માબાપ ઉગારી લેછે. પતિને ભેટવાથી પુલોમાનો હર્ષ હદપાર થાયછે. પછી કશ્યપ (પિપ્પલાદ) મહર્ષિ શાકાયન્ય મહારાજાને કહે છે કે તમે મહેલે જઈ સુરસુંદરીના લગ્ન વૈશાલ સાથે પૂર્ણ ધામધુમથી કરો, અને તમે જે કાઇ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યુંછે તે દ્વારા દુઃખી પ્રજાજનોનું યોગ્ય રીતે રક્ષણ અને જતન કરો. કશ્યપ મહર્ષિ પણ મહારાજા શાકાયન્ય સાથે તેમના મહેલે સુરસુંદરીનાં લગ્નના પ્રસંગે જાયછે.

### અંક. ૨. પ્રવેશ. ૨૩.

કેશિનિ ( વિકેશી ) વૈરાજને વરીને તેના ઘર રહેછે. વૈરાજ તેણીના બોધથી મહા પ્રૌઢ મનોવૃત્તિવાળો યુવાન થયોછે. તેની પાસેથી જે રૂપિયા કેશિનિ ( વિકેશી ) લઇ ગઈ હતી, તે રૂપિયા તેણીએ તેને પાછા આપ્યાછે, અને તેણે એ રૂપિયાનો ઉપયોગ એક અપંગાશ્રમ બાંધવામા કર્યોછે, અને એક અપંગાશ્રમ ખોલીને ત્યાં અપંગોને લાવીને રાખ્યાછે અને વૈરાજ તથા કેશિનિ બેઉ અપંગોની જતન કરેછે.

### અંક. ૩. પ્રવેશ. ૨૪.

જગતશેઠ સુધન્વાની ઇચ્છા પ્રમાણે રાજ્યમાતા સુરસુંદરીએ સુજાતાને તેમના છોકરાને શિક્ષણ આપવા કલાક મોકલ્યાછે. સુજાતા તે છોકરાને શિક્ષણ આપેછે. પણ જગતશેઠે તેણીને પોતાની સ્ત્રી કરી રાખવાનો દુષ્ટ વિચાર તેણી આગળ જણાવતા તેણી મહા ખેદ પામતી ચાલી નીકળેછે. આવી યોગિનિ બાઈ ઉપર જગતશેઠે કુદ્રષ્ટિ કરી તેથી તેમનાં શરીરમાં એકાએક મહા વેદના ભરેલી વ્યાધિ વ્યાપી રહેછે અને તેમા તે પીડાયછે.

### અંક. ૩. પ્રવેશ. ૨૫.

કુશાંબ મહેલમા એક દાસીને તેની સાથે લગ્ન કરવા કહેછે. સુરસુંદરી તેની દુષ્ટતા નજરે જુવેછે અને કાને સાભળેછે તેથી તેને મહેલમાંથી કહાડી મુકેછે. આ પ્રસંગે કશ્યપ ( પિપ્પલાદ ) મહર્ષિ, શાકાયન્ય મહારાજા, ત્રસદસ્યુ રાજકુમાર, પુલોમા, વૈશાલ તથા મન્થાન સર્વ મહેલે આવી પહોચેછે. શાકાયન્ય પુત્રી સુરસુંદરીના લગ્ન માટે તૈયારીઓ કરાવેછે. મહાત્માબાપ પ્રગટ થઇને શાકાયન્યને કહેછે કે આ નગરનો વિનાશ ભૂકંપથી સુરસુંદરીના લગ્નના દિવસે થવાનો છે, માટે એનાં લગ્ન શહેર બહાર કરજો, અને નવું નગર બંધાવો તેમાં દુઃખી જનોના નિવાસસ્થાન માટે સઘળી ગોઠવણ રાખજો, કારણકે દુઃખી જનો માટે યોગ્ય સગવડ કરવા માટેજ આ નગરનો વિનાશ થવાનોછે. પછી મહાત્મા અદૃષ્ય થાય છે અને મહેલમા સઘળાં જાયછે. સુજાતા એકલા બેસેછે. તેણીને દિવ્ય જ્ઞાન થાયછે કે જગતશેઠે તેણી ઉપર કુદ્રષ્ટિ કરી તેથી એ મહા દારૂણ વ્યાધિના ભોગ થઇ પડયાછે. આ જાણીને તેણીને ખેદ થાયછે કે મારી કાંતિ ઉપર એ મોહિત થયા તો એમને આ રીતે દુઃખી થવા વખત આવ્યો. અને આ ખેદમાં તેણી વિચાર કરેછે કે મારી

કાંતિને ને કુબડી કરી નાખું તો સુધન્વા જગતશેઠ પેઠે કોઈને મોહિત થઈને દુઃખી થવા વખત આવે નહીં. પણ મહાત્માબાપ તેણીને તેમ કરતી રોકેછે.

### અંક. ૩. પ્રવેશ. ૨૬.

જગતશેઠ મંદવાડમાં મહા પીડાયછે. વૈદના ઉપચારો તેમની વ્યાધિ મટાડી શકતા નથી. મનથી નિશ્ચય કરેછે કે આ વ્યાધિ સુજાતા ઉપરની કુદ્રષ્ટિને લીધે છે. વેદના અસહ્ય હોવાથી પ્રતિજ્ઞા લેછે કે જે કોઇ આ મંદવાડ મટાડે તેને મારૂં સઘળું દ્રવ્ય આપી દેવું. આ દરદની ઔષધિ મહાત્માબાપે કેશિનિને આપીછે તે લઇને કેશિનિ (વિકેશી) આવેછે અને તે ઔષધિ પીતાં જગતશેઠનો મંદવાડ તેજ ઘડી જતો રહેછે. જગતશેઠ સઘળું દ્રવ્ય તેણીને અને તેણીના પતિને આપેછે, પણ તે દ્રવ્ય તેઓ લેતાં નથી.

### અંક. ૩. પ્રવેશ. ૨૭.

સુજાતાનાં માતપિતાના ઘરમા લાય લાગી હતી તે હોલાવવા જતાં તેઓ બેઉ દાઝયાં હતાં, અને તેમાંથી દાઝેલા ભાગો પાક ઉપર ચઢયા હતા, અને તેમાથી તે બેઉને રક્તપિત્તનો રોગ થયો હતો, અને તેઓ તેની વેદનામાં મહા દુઃખી થતાં હતાં. શાક્રાયન્ય મહારાજાએ સુજાતાના માતપિતાને બોલાવી લાવવા ત્રસદસ્યુને મોકલ્યો હતો તે આવેછે અને તેમને તેમની પુત્રી પાસે લઈ જાયછે.

### અંક. ૩. પ્રવેશ. ૨૮.

સુજાતાએ શેરી શેરી ફરી લોકોને સદ્‌બોધ દેવાનું શરૂ કર્યુંછે. શેરીઓમાં અનેક સ્થળે ફરીને તેણી સર્વને સદ્‌બોધ દેછે. અને પરિણામે સર્વ લોક સાત્વિક વૃત્તિવાળા થયાંછે અને સત્યયુગના લોકો માફક પવિત્ર તથા ઉચ્ચ વિચારો અને આશયો ધરાવતા થાયછે.

### અંક. ૩. પ્રવેશ. ૨૯.

સુરસુંદરીનાં વૈશાલ સાથના લગ્ન ખુલ્લાં મેદાનમા નગર બહાર થાયછે. મહાત્મા પ્રગટ થઇ સર્વને બોધ દેછે અને ભૂકંપથી નગરનો જે વિનાશ થવાનો હતો તે વિષે તેમને જાણ કરેછે. પછી ભૂકંપ થાયછે. મહાત્માબાપ અદશ્ય થાયછે. ભૂકંપથી ધનમાલના થયેલા વિનાશથી લોકોને લેશ ખેદ થતો નથી, કારણકે તેઓ પ્રૌઢ મનોવૃત્તિવાળા આ સુજાતાના બોધથી થયાંછે. સુરસુંદરીનાં લગ્ન થાયછે.

### અંક. ૩. પ્રવેશ. ૩૦.

મહાત્માબાપ એમના આશ્રમે પ્રભુભક્તિમાં નિમગ્ન છે. સઘળાં લોકો પ્રતિ દયાનાં ઝરણાં સ્ફુરાવેછે. સુજાતાને એક વધુ આગળ પદની દિક્ષા દેછે, અને ગુપ્ત બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવેછે.



અમદાવાદમાં એકલા જાણીતા સાયન્ટીફીક રીતે આંખો તપાસી ચશમા બનાવનારા




# પેશોતન એમ. દસ્તુરની કું.,

· આંખો સાયન્ટીફીક રીતે તપાસી ચશમા બનાવનારા.

**૫૪૨૮, ત્રણ દરવાજા—અમદાવાદ.**

શા માટે સસતું શોધી બીનઅનુભવીઓ પાસે હલકા ચશમા લઇ આંખો બગાડો છો કે જ્યારે **મી. પેશોતન** તમારી આંખો છેલ્લાંમાં છેલ્લી રૂઢીથી તપાસી મનપસંદ દરેક કીસમની કમાનોમાં ઉંચામાં ઉંચા ફરર્ટ કવોલીટી બ્રેઝીલીયન પેબલનાં તેમજ દરેક જાતનાં કમ્પાઉન્ડ સીલીન્ડર, ક્રુકસ, ટોરીક તેમજ ક્રીપટોક બાઇફોકલ (દુરના તથા નજીકના એક સાથના કાચવાળા) ચસમા બનાવી આપે છે, તેમજ તડકાથી બચાવવાનાં થંડા ગોગલ એમ્યુલેટ તેમજ રંગીન ચસમા વીગેરે ઘણા કીફાયત ભાવે મળશે.

એ માટે **મી. પેશોતન** અઠાવીસથી વધુ વરસનો અનુભવ ધરાવવા ઉપરાંત સારી સરટીફીકેટો ધરાવે છે, તેમજ ગુજરાતનાં લોકોએ ટુંક વખતમાં તેમની પાસેથી સારો સંતોષ મેળવ્યો છે એજ એમની ખાતરી કરી આપે છે. એમની એકજ મુલાકાતથી તમને પુરતો સંતોષ મળશે, **તથા બીનસ્વાર્થી સલાહ મળશે.**

**ઈનશાનની નકલી આંખો** ઘણીજ સફાઇથી બેસાડી આપવામાં આવે છે.

## આંખો માટે અકસીર દવા.

**ગ્રેનોલ**—આંખમાં ફુલુ પડયું હોય, ખીલ થયા હોય, પરૂ બંધાઇ આંખ ઉઘડતી નહી હોય એ વગેરે માટે આ દવાનાં બએ ટીપાં વાપરવાથી ટુંક વખતમાં આરામ થાય છે. **કીંમત રૂ. ૧.**

**પર્લ**—નામની દવા બુઢ્ઢા તેમજ **જુવાનોને** આંખમાંથી ચીકણાં વહેતાં પાણી, આંખો લાલ થવી, સુજવી, આંખો આવવી તથા તેમાં ખજવાળ આવવી વગેરે દરદોને તરત આરામ કરે છે. **કીંમત ૦-૧૨-૦.**

---

**પરવર ડી. એન્ડ કું.** ઠે. પી. એમ. દસ્તુરની કું. પાસે, ત્રણ દરવાજા—**અમદાવાદ.**

## કોલેજો, હાઇસ્કુલો, કલબો, જીમખાનાને માટે ખાશ અમુલ્ય લાભ અને ઉત્તમ તક.

અમારે ત્યાં ક્રીકેટનો તમામ સામાન, ટેનીસ રેકેટ, બેડમીનટન, ક્રીકેટ બોલ, ફુટ બોલ વગેરે ઘણી જાતનો સામાન અને સારા ઉંચા મેકરનો ઘણીજ કીફાયત કીમતથી મળી શકશે. એક વખત મંગાવવાથી ખાત્રી થશે. ટપાલ ખરચ આગમજથી મોકલી આપવે વી. પી. થી મોકલી આપવામાં આવશે.

## શ્રી ઇશ્વરી ભદ્રકાળી કોચ ફેકટરી તથા ગાડીઓ બનાવવાનું ૯૫ વર્ષનું

# ગંજાવર કારખાનું.

### માલીક, પરસરામ ભીમરાવ. ઠે. સેશન જજની કોર્ટ પાસે—અમદાવાદ.

અમારે ત્યા ગાડીઓનું રીપેરીંગ કામ જેવું કે સુતારી, લુહારી, લેલીન તથા રંગનું કામ ઘણું મજબુત અને સફાઇદાર સંતોષકારક કરી આપવામા આવે છે. તે શીવાય તમામ જાતની નવી ગાડીઓ તથા મોટરની બોડીયો બનાવી આપવામા આવે છે. તેમજ તૈયાર પણ આપીએ છીએ. અમારાં કારખાનામાં હુશીયાર કારીગરો કામ કરે છે. અમોએ આ કામમાં જાતીઅનુભવ નાનપણથી કરેલા છે. રાજામહારાજાઓના ચાંદ તથા સરટીફીકેટો મેળવેલા છે તેમાંથી થોડા નીચે આપેલા છે. અમારે ત્યાં રાજાઓની તથા શેઠીઆઓની સેકંડહેન્ડ ગાડીઓ બીલકુલ કીફાયત ભાવથી વેચાતી મળશે માટે એક વખત જરૂર મુલાકાત લેવા ભલામણ છે.

મી. પરસરામ ભીમરાવે મારી ઓવરલેન્ડ કાર થોડા દીવસમાં રંગી આપેલી. તે પોતાના કામમા સફાઇથી તથા તાકીદથી કામ કરેલુ છે. અને ખરેખર તેમણે મારી ગાડીનું બરાબર સંતોષ-કારક રીતે કામ કરી આપેલ છે. હરેક કોઇ કે જેમને સફાઇદાર અને ખતથી રંગ કરનાર માણસની ખાયશ હશે તેમને આ માણસ સારૂ ઘણીજ સારી રીતે ભલામણ કરૂ છુ,

અમદાવાદ, તા. ૧૭–૩–૨૧.

**એકઝીકયુટીવ એનજીનીયર.**

હજુર ઓફીસ, બાલાસીનોર.

તા. ૨૫ જુલાઇ ૧૯૨૨.

મી. પરસરામ ભીમરાવ ગાડીનુ કામકરનાર અમદાવાદનાને સ્ટેટના બગીખાનાનુ ગાડી રીપેરનુ તથા બનાવવાનુ કામ સોંપેલુ. તેમનું બધુ કામ સંતોષકારક છે. તેમનું રંગ કરવાનુ કામ તથા લાઇનીંગનું કામ ખરેખર ઘણુંજ સારૂં છે.

**દીવાન. બાલાસીનોર.**

મી. પરસરામ ભીમરાવ એમણે અમારી બગી ઘણીજ સંતોષકારક દુરસ્ત કરી આપી છે. તેમનાં કામથી અમારાં મેમસાહેબ અને અમે ઘણાંજ ખુશી થયાં છીયે, તે બદલ આ સરટી-ફીકેટ આપ્યું છે. તા. ૨૯–૬–૨૩.

**આસીસ્ટન્ટ સુપરીટેન્ડન્ડ ઓફ પોલીસ.**



રા. રા. પરસરામ ભીમરાવે અમારી કેનોનું રીપેરીંગ કામ ઘણુંજ મનપસંદ કર્યુ છે. તે બદલ આ સરટીફીકેટ આપ્યુ છે. તા. ૧૦–૯–૧૯૨૨.

**દાકટર બળવંતરાય નરસીંહલાલ કાનુગા.**

અમદાવાદ, તા. ૮–૫–૨૪.

આ સરટીફીકેટ આપવામાં આવે છે કે પરસરામ ભીમરાવે અમારી ત્રણ કેનો ઓરડરથી ઘણુંજ સારૂં કામ કરી આપ્યું છે. તેને માટે હું ઘણોજ સંતોષ થયો છું.

**કસ્તુરભાઇ લાલભાઈ.**

# શ્રી ઇશ્વરી ભદ્રાકાળી કોચ ફેકટરી તથા ગાડીઓ બનાવવાનું ૯૫ વર્ષનું

# ગંજાવર કારખાનું.

## માલીક, પરસરામ ભીમરાવ. ઠે. સેશન જજની કોર્ટ પાસે—અમદાવાદ.

ખુદાવિન્દ ખુદાએગાન ફેઝબક્ષ ફેઝહેશાન શ્રી દીવાન મહાખાન જુબ્દુતુલમુલ્ક કેપટન હીઝહાઇનેસ નવાબશ્રી તાલેમહમદખાનજી સાહેબ બહાદુર, કે. સી. આઈ. ઈ., કે સી. વી. ઓ. રયાસત પાલનપુરની હુઝુરમાંથી આ તમવીર અમદાવાદના કોન્ટ્રાકટર પરસરામ ભીમરાવને પ્રેઝંટ આપવામાં આવી છે. તા. **૨૯** ઓગસ્ટ ૧૯૨૪. **ગણપત શીવરામ.**

રયાસત ઓફીસર, પાલનપુર.

---

આ સરટીફીકેટ આપવામાં આવે છે કે પરસરામ ભીમરાવે અંબાલાલ સારાભાઇની મોટર હડસન કાર રંગી આપી તેથી તેમને ઘણોજ સંતોષ થયો છે. તા. ૧૯ જાનેવારી ૧૯૨૫.

**સેક્રેટરી, શેઠ અંબાલાલ સારાભાઇ.**

---

આ સરટીફીકેટ આપવામા આવે છે કે મી. પરસરામ ભીમરાવે સર ચીનુભાઈ માધવલાલની બે મોટર ગાડીઓ ઉપર ચીત્રકામ કર્યું છે તે જણાવવાને ઘણીજ ખુશી ઉપજે છે. તેઓનુ કલરીંગ તથા લાઇનીંગનું કામ ખરેખર એકસલેન્ટ છે. **સેક્રેટરી, એ. બી. પટેલ.**

**લેડી સુલોચનાબાઇ ચીનુભાઈ.**

---

મી. પરસરામના કારખાનામાંથી ઝનાના માટેની બુરૂમ ગાડી તૈયાર થઈ આવી છે તેનુ કામ ઘણુ ઉત્તમ છે અને તેથી પુરતો સંતોશ થયો છે. તા. ૨૨–મે–૧૯૨૪.

શ્રી. **હરીસીંગજી.**

કુમારશ્રી. વાવ સ્ટેટ.

---

મી. પરસરામ ભીમરાવને સરટીફીકેટ આપુ છું કે તેમણે મારી મોટર કાર રંગીને તૈયાર કરી આપી છે તેનાથી મને ઘણો સંતોશ થયો છે. ડીસેંબર ૧૯૨૪. **લાલભાઇ ત્રીકમલાલ.**

---



મી. પરસરામે એક નાના પોનીની એક ખાસ નાની ડોગ કાર્ટ અમારા ઓરડર પ્રમાણે મુદ્દતસર અને સારૂં કામ કરીને અમને આપી છે તેનાથી અમને પુર્ણ સંતોષ થયો છે. તા. ૧૧ ડીસેંબર ૧૯૨૧.

**કસ્તુરભાઇ મ. નગરશેઠ.**

ગયા ડીસેંબરમાં અત્રે મળેલી ૩૬ મી રાષ્ટ્રીય મહાસભાની બેઠકને પ્રસંગે સ્વાગત સમિતિને મહાસભા અંગેના બાંધ કામ માટે આપની જમીનનો ઉપયોગ કરવા દઈ જે સંગીન મદદ કરી તે માટે સ્વાગત સમિતિ તરફથી આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

**અમદાવાદ.** તા. ૨૦ જુલાઇ ૧૯૨૨.

**વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ.**

પ્રમુખ, સ્વાગત સમિતિ કાર્યાલય.

---

મી. પરસરામ ભીમરાવે અમારી ગાડીનુ કામ ઘણું સારૂ કયુ છે અને અમે ઘણા ખુશી થયા છીએ. પાલનપુર. તા. ૧૨–૬–૨.

**જબરદસ્તખાન બહાદુર.**

---

મી. પરસરામ ભીમરાવે અમારી વીકટોરીઆ ગાડીનું કામ ઘણુ સારૂ કરી આપ્યુ છે અને એમના તમામ કામથી મને પુર્ણ સંતોશ થયો છે. અમદાવાદ. તા. ૮–૧૧–૨૫.

**ધીરજલાલ ચુનીલાલ દેસાઈ.**

---

મી. પરમરામ ભીમરાવને અમારી સ્ટેટ ગાડી રીપેર માટે આપેલી તેનુ તમામ કામ ઘણી ઝડપથી અને પુરતા સંતોશથી કર્યું છે.

તા. ૧૭–૧૧–૨૪ **દરબારશ્રી થરાડ સ્ટેટ.**

श्री परमात्मानी सहायता.

# महात्मा महिमा.

**अंक १.** **प्रवेश १.**

## मंगळाचरण.

### गायन १.

જીવડા જુગ્તિથી જોઈ મન વિષે તું માન,
સચ્ચિદાનંદ સરજનહાર છે સકળ સુખ નિધાન.—જીવડા.
નિરખે નહી નેહથી તું શીદ એ જ્યોતિ જાજવલ્યમાન,
અંધાપો આણ્યો આંખે શું તેં આદરી અજ્ઞાન !—જીવડા.
મહાલવા મડાયાંછે માળિયા ભર્યા સન્માન,
એકલડો હીંડ્યો કયા હીણભાગી અથડાતો સ્મશાનં !—જીવડા.
દાન દેઇ રહ્યાછે દેવડીએ દાતાર દયાવાન,
કુહાડા કુટામણ કરે કેમ તું ખોદી પાષાણ !—જીવડા.
વાટે વહી રહ્યોછે વેહેળો અમૃત સમાન,
રઝળ્યો રેતી રણે કયા તું લાવવા અવસાન !—જીવડા.
માની લઈ શ્રી હરી ધર તું પ્રેમથી ધ્યાન,
સાર સમજી લે “ સકળ આશપુરણ શ્રી ભગવાન ”.—જીવડા.

## અંક ૧. પ્રવેશ ૨.

**શાકાયન્ય**—( વિકેશીને હાથ ઝાલીને સંગાથે લઈ આવતા, તેણીને ). બેટા, આવ, મારી પાસે બેસ.

**વિકેશી**—( શાકાયન્ય મહારાજા પાસે બેસતા ડરીને અને સન્માન પૂર્વક તેમને પગે પડતા ). ચક્રવર્તી મહારાજાધિરાજ ! હું દીન દાસી પાયે પડુંછું. ( નમન કરી ઉભી થતા ). પાસે તો હું નહી બેસું. હું દીન કિંકરી તો ઉભીજ રહીશ.

**શાકાયન્ય**—( તેણીનો હાથ ઝાલીને પાસે બેસાડતા ). બેટા ! તું કોણની પુત્રી અને મારી પાસે આવવું કેમ થયુંછે ?

**વિકેશી**—પરમ પૂન્ય તાતજી ! મારા કાકી કહેતાં હતા કે મારી ચાર વર્ષની બાળ વયમા મારાં માતપિતા સદ્દગત થયા હતા. એટલુંજ હું મારાં માતપિતા માટે જાણુંછું. હું સાત વર્ષની વયની થઈ અને હમણા સત્તર વર્ષની વયે પહોચીછું ત્યા સુધી મારાં કાકીએ મને ઉછેરીને મોટી કરીછે, એ સઘળું હું સારી પેઠે જાણુછું, કેમકે સાત વર્ષની વય પછીની મારી સઘળી વાત મને બરાબર યાદ છે. મારાં કાકીનો મારાં શિર ચઢેલો ઉપકાર વાળવા મારા વાળના બીછાનાં એમના માટે કરાતું તો પણ કિંચિત ઉપકાર મારાથી વળેલો નહી કહેવાય. અને હું ઈશ્વર સાક્ષી સાથે કહુંછું કે મારાં પૂન્ય કાકીની આજ્ઞાંકિત પુત્રી તરીકે ભવોભવ પ્રભુ મને જન્મ આપજો અને એમની સેવા ચાકરી કરવા ઇશ્વર મને સદ્દબુદ્ધિ આપજો. મારા પૂન્ય કાકીએ પોતાની અલ્પ સંપત્તિનાં પ્રમાણુમાં મને ઘણું સુખ દેખાડયુછે. વળી, એ ઘણાં ધાર્મીક વૃત્તિ વાળાં હોવાથી ધર્મ અને નીતિનું એમણે એટલું બધું જ્ઞાન મને દીધુંછે કે ધર્મશાસ્ત્રો તો જાણે મારાં મુખ ઉપરજ સઘળાં છે અને ધર્મ તથા નીતિ મારી રગે રગમા વ્યાપી રહ્યાંછે. પરંતુ, બીચારા મારા કાકી જે માત્ર એક માસ ઉપરજ દેવલોક પામ્યાછે તેમના મૃત્યુ પછી તેમને ભાગ્યમાં કાઈ કાળી ટીલી લખી હશે, કે કોણુ જાણે મારા હીણભાગ્ય મારી બુદ્ધિ હરી લેછે અને મારી પાસે પાપિષ્ટ ભાગ ભજવાવેછે, તેની મને કાંઈ સમજ પડતી નથી, કારણુ મારાં એ ભલા કાકીના મૃત્યુ પછી મારાં મનમાં કાઇ એવો વિપરિત વિચાર એકાએક ઉદભવ્યોછે કે સંસારમાં એક પુરૂષ સંગાથે વિધિપૂર્વક લગ્નગાંઠમાં જોડાઇ આખો ભવ ગાળવો તે મારા માટે મારા પોતાના હાથે એક નિરર્થક પ્રચંડ બંધન ઉભું કરવા બરાબર છે. વળી, આ વિચાર એવી ભ્રાંતિ મને કરાવેછે કે મને આ ભવમા સ્રીનો જન્મ પ્રાપ્ત થયોછે અને વળી રૂપરંગ પણ ભગવાને મને દીધાંછે, તો કુંવારી રહી મારે આ ભવ નહીજ ગાળવો; જેથી મનમાં ઉત્પન્ન અને સ્થાપિત થએલા એ વિપરિત વિચારો પરિણામમાં મને મનાવેછે કે મારે વારાંગનાનો ધંધો અંગિકાર કરી અનેક પુરૂષો સાથે મહાલવું અને એ રીતે સંસાર સાગરમા સંચરવું, જેથી એક પતિ સાથના લગ્ન બંધનમાંથી સદા માટે મુક્ત રહેવાય તેમજ રૂપ રંગ એકલડાં

અને એક સ્થળે કરમાઇ નહી જાય. આ પ્રમાણે મારી હકીકત છે. અને આપનાં રાજ્યમાં વારાંગનાનો ધંધો શરૂ કરવા હું મારા દેશથી આવી ત્યારે મને ખબર પડી કે આપનાં રાજ્યમાં એવી આજ્ઞા છે કે જે સ્રીને વારાંગનાનો ધંધો ગ્રહણ કરવો હોય તેણે રાજ્યની પરવાનગી તે માટે લેવી, તો આપની પરવાનગી એ સંબંધમા લેવા હું આપની પાસે આ પળે આવીછું. ધર્મમૂર્તી ભૂપતિ ! મારા આ પાપિષ્ટ શબ્દો સાંભળીને આપને ક્રોધ તો અતિશય ચઢતો હશે અને મારી પાપી જીવ્હા કપાવી નાખી આવી દુષ્ટ લવરી કરતી મને બંધ કરો તો મહારાજાધિરાજ તરીકે આપ સત્તાધારી છો.

**શાકાયન્ય**—( ક્ષોભિત મુખથી અને સ્વરથી ). દીકરી મારી ! તું આ સઘળું શું બોલી રહીછે અને હું આ સઘળું શું સાંભળી રહ્યોછું ! મને કાંઈ સમજ પડતી નથી !

**વિકેશી**—દયાસાગરા તાતજી ! આપને કેટલુંક હજુ સાભળવાનું છે તે હું કહુંછું અને આપ કૃપા કરીને સાભળો. આ મલિન વિચાર જ્યારથી મારાં મનમાં આવ્યોછે ત્યારથી તેને રૂંધવા, દૂર કરવા, વિસારી દેવા અને જડમૂળથી ઉખેડી નાખવા, મેં આટલા દિવસો રાતદિનનો પ્રયત્ન કર્યોછે, પણ કોણ જાણે કેમ મારો એ મલિન વિચાર વધુ અને વધુ બળવાન થતો ગયોછે, અને હવે એક પણ વધુ દિવસ મારાથી એ પાપિષ્ટ વિચાર સાથે બાથ ભીડી શકાય તેમ નથી. મારા મનની આ કેવી દુખઃદાયક સ્થિતિ છે તે હું પોતે પણ સમજી શકુંછું, અને દિલગીરી પણ પાર વિનાની થાયછે, લજ્જા પણ હદપારની લાગેછે, પણ શું કરૂં કે મારા આ એક ભ્રષ્ટ વિચારનાં ઉગ્ર બળ આગળ હું લાચાર બની ગઇછુ. આપ મને કાપી નાખશો તોપણ મારી આ કુમતિ મને છોડવાની નથી. માટે જો આપ મારી આ હકીકત પુરેપુરી સમજ્યા હોવો અને મારા ઉપર આપને દયા આવતી હોય તો વારાગનાના ધંધા માટે સત્વર રજા આપશો.

**શાકાયન્ય**—પ્રિય પુત્રી ! તને નિહાળતાજ જ્યારે મારા ઉરની ઉર્મીઓ કાંઇ એવુંજ મને કહી રહીછે કે તું તો મારી બીજી સુરસુંદરી પુત્રીજ છે, ત્યારે તું મનુષ્ય જાતિ માટે સર્વથી અધમ પંથ અંગિકાર કરવાનું શું આ બધું બોલી રહીછે ! તું મારા મહેલે રહે અને તારો આ ભૂલભરેલો અને અયોગ્ય વિચાર મનથી દૂર કરી નાખ. તું કહે તો હું તને લાખો રૂપીઆ આપું, તું કહે તો મારાં રાજ્યમાં હું તને મારી બીજી પુત્રી તરીકે જાણ કરૂં, તું કહે તો મારૂં અડધું રાજ્ય તને આપુ. પરંતુ, તું આ તારૂં અનિષ્ટ વચન ઉચરી મને ક્ષોભ ના પમાડ અને તારા આ એક અઘટિત આશયનું ઉચ્છેદન કરી તું પોતે પણ ભવિષ્યના પરિતાપ રહિત થા.

**વિકેશી**—પરમ પૂજ્ય પિતાશ્રી ! આપ મને મહેલે રાખી લાખોનાં સુખ દેખાડશો, કે બીજી રાજ્ય પુત્રી તરીકે મારી આણ આપનાં રાજ્યમાં ફેરવાવશો, કે આપનું અડધું રાજ્ય મને સોંપશો, તોપણ એવાં કોઇ પણ દુર્લભ સદ્ભાગ્યના

પ્રતાપથી હું મારા કુસ્છંદિ વિચારમાથી મુક્ત નહી થઇ શકીશ, એવું અદ્દભૂત સામ્રાજ્ય આ એક પાતકી પ્રમાદે મારા ઉપર સ્થાપ્યુંછે. હું સત્ય કહુંછું કે મારાં મનમાં આ પાતકી વિચાર ક્યાથી અને શા માટે આવ્યોછે તે હું લગીરે સમજી શકતી નથી. પણ, માત્ર એટલુંજ સમજી શકુંછું કે જેમ બોરડી તળે રમતાં બાળના ખોળામા બોરડી ઉપરથી બોર તૂટીને પડ્યું અને બાળે તુરતજ તે મુખમાં નાખ્યુ, જેમ મેરૂ પર્વત, તેની તળેટી ઉપરની ઝુંપડી ઉપર અણધાર્યો તૂટી પડતાં તે ઝુંપડી સદા માટે તત્કાળ ભૂમિ ભેગી થઇ ગઇ, જેમ પક્ષી આનંદમાં વૃક્ષ ઉપર ગાન કરતું હતું તેનો પારધિએ પળમાં બાણથી પ્રાણ લીધો, તેમ આ દુષ્ટ વિચાર આપોઆપ મારાં મનમા બાહ્ય સ્થળથી ભરાઇ ગયોછે અને મારૂં નિકંદન કરેછે. માટે, આપ કોઇ પણ પેરે આ દુષ્ટ વિચારમાંથી મને મુક્ત કરી શકવાના નથી તો જે પરવાનગી હું યાચુંછું તે પરવાનગી આપીને મને જીવતદાન દેશો, અને મારા અતિપાતક સામી નહી જોશો.

### ગાયન ૨.

૧. વચ્છને વછોડવા માતથી વૈરી કરે વ્યવસાય,
   દુધ તો દીધી જાય કહેવાઇ જે માતા ગાય.—વચ્છને.

૨. ગિરિ ગર્વમાં ગબડી ભૂમિ ઉપર છો પડયો જાય,
   નિજ ખોળે ઝીલી રાખશે ધરતી માત જે કહેવાય.—વચ્છને.

૩. વડવાનળ વિચરે ભલે લગાડતો સર્વત્ર લહાય,
   સરોવર તો સ્થાપિત રાખજો તીરે શિતળ છાય.—વચ્છને.

૪. પારધિ પ્રાણ લઇ કરે ધણેરી આત્મ હત્યાય,
   વૈદ વિચારવંત તો કરજો માદલાનો ઔષધિ ઉપાય.—વચ્છને.

૫. પ્રજાજન પામર પ્રીતે પ્રિછે અધર્મ કે અન્યાય,
   રૂઠશો મા તમો કહેવાયા જે મહા રૂડા રાય.—વચ્છને.

**શાકાયન્ય**—પણ, બેટી, તુ તારા મનને શા માટે સારી પેઠે સમજાવતી નથી કે આ વારાગનાના ધંધાથી તો આ ભવ બગડે અને પરભવ પણ બગડે.

**વિકેશી**—જ્યારે આવા વિચારો હું કરૂંછું ત્યારે મારૂં મન મને જુગ્તિથી મનાવેછે કે શાસ્ત્રમા કહ્યુંછે કે જ્ઞાની અને અજ્ઞાનીમા ભેદ એટલોજ છે કે અજ્ઞાની તેનાં કૃત્યમાં ફળની આશા રાખેછે અને મમતા ધરાવેછે પણ જ્ઞાની પોતાનાં કાર્યમાં નિષ્કામપણે વર્તેછે, તો એક વારાંગના તરીકેનું દુષ્ટ આચરણ હું નિષ્કામપણે આચરીશ તો એ દોષિત કર્મથી હું લિપ્ત થવાની નથી, અને એ રીતે મારો આ ભવ કે પરભવ બગડવાનો નથી. જનક રાજા જે જ્ઞાની હતા તેમની મિથિલા નગરી બળવા લાગી ત્યારે તેમણે ઉચ્ચારણ કર્યું કે આ નગરી બળેછે તેમાં મારૂં કાંઈ હતું પણ નહી અને મારૂં કાંઈ જતું પણ

નથી. તેમ મારૂં મન કહેછે કે કોઈ પ્રચંડ દુષ્ટ વિચાર પરત્વે વારાગનાના અવતારમાં મારૂં શિયળ પણ હૂં નિષ્કામપણે ભંગ થવા દઇશ તો તે થકી હૂં કોઇ પણ દોષગ્રસ્ત થવાની નથી.

**શાકાયન્ય**—પ્રિય પુત્રી ! ત્યારે તારા કહેવા પ્રમાણે તો વારાંગનાના અધમ ધંધામાં પણ તને આત્મજ્ઞાન અને પ્રભુ ભક્તિ પ્રાપ્ત થઇ શકશે ?

**વિકેશી**—મારૂં મન કહેછે કે હનુમાજીનો વાનર અવતાર હતો તોપણ એમને પ્રભુજીનું દર્શન પ્રાપ્ત થયું હતું, વાલ્મીકિ કોળી હતા તોપણ રૂષિપદને પામ્યા હતા, રોહિદાસ ચમાર હતા તોપણ એમને પ્રભુ ભક્તિ પ્રાપ્ત થઈ હતી, તો હું વારાગનાનો ધંધો કરીશ તોપણ આત્મજ્ઞાન કે પ્રભુ ભક્તિમાં મને બાધ કરનારૂં તેમાં કાંઇજ નહી હોઈ શકે.

**શાકાયન્ય**—પણ, વાહલી પુત્રી ! તું તારાં મનને કેમ કહેતી નથી કે વારાંગનાના લંપટ ધંધાના અધઃપાતમાં આત્માને તથા પરમાત્માને ઓળખી શકીશજ નહી.

**વિકેશી**—વંદનિય વડિલ તાતજી ! મનુષ્ય જાતિ જેને પ્રભુજીએ બુદ્ધિનાં વિચારબળનું તથા અંતઃકરણનાં દૈવિજ્ઞાનનું બળ દીધુછે તેમા એવું તો કોઈ પણ મનુષ્ય નહીજ હશે, જે કહેશે કે મારાથી બુદ્ધિ વડે અને અંતઃકરણ વડે આત્માને તથા પરમાત્માને ઓળખી નથી શકાતા. આત્મા તે તો આપણી બુદ્ધિ તથા આપણું અંતઃકરણ કહેછે કે આપણે પોતેજ છીએ, અને પરમાત્મા તે તો આપણી બુદ્ધિ અને આપણું અંતઃકરણ કહેછે કે આપણને તથા સકળ દેહધારી જીવોને તથા અખિલ વિશ્વને ઉત્પન્ન કરનારા પિતા છે. અને હું સત્ય કહુંછું કે જગતમા અન્ય કોઇ મનુષ્યને અથવા વસ્તુને હું ઓળખી શકું અથવા જાણી શકું તે કરતાં વધારે સારી રીતે હું મારા આત્માને તથા મારા પરમાત્માને જાણુંછું.

**શાકાયન્ય**—ત્યારે, પ્રેમાળ પુત્રી ! તારો આત્મા તથા પરમાત્માં શુ તને કહેછે કે આ વારાંગનાનો ધંધો તું અંગિકાર કર ?

**વિકેશી**—મેં આપને પ્રથમથીજ કહ્યુંછે કે વારાંગનાનો ધંધો અંગિકાર કરવા માત્ર કોઇ પ્રચંડ દારૂણ મનોવેગ મને તાણી જાયછે અને તેની આગળ હૂં લાચાર થઈ ગઇછું. જ્યાં વાતજ મારાં મનના વલખાંની છે ત્યાં મારો આત્મા કે બીચારા પ્રભુજી શું કરશે ? જ્યાં વૃષા જળને ગગનમાંથી તૂટી પડી ભૂમિ ઉપર જઈ પડવું છે ત્યાં સૂર્ય, ચંદ્ર, ગૃહો તારલાઓ તેને ગગનમાં કેમ ઝીલી રાખી શકશે ! જ્યાં ભ્રમરને પુષ્પ કળીમાં બીડાઇ બંદીવાન થઇ પડી રહેવું છે ત્યાં મોટાં વૃક્ષો ભ્રમરને પોતાના ભણી કેમ વાળી શકશે ! જ્યાં બાવેળને કંટક ધારણ કરી રહેવું છે ત્યાં કોમળ શરમાળ છોડ તેને કોમળતા અને લજ્જાનો બોધ કેમ દઇ શકશે ! ( વિચાર કરેછે ).

**વૈરાજ**—(આવતાં વિકેશી ઉપર નજર પડતાં સ્વગત). ઓહો ! આ તરૂણી કોણ હશે ! મેં એને કોઇ દિવસ ક્યાંયે જોઈ હોય એમ મને લાગતું નથી !

**શાકાયન્ય**—( વિકેશીનાં શિર ઉપર પ્રેમથી હાથ ફેરવીને તેણીને વિચારમાંથી સાવધ કરતા ). વાહલી પુત્રી ! હવે હું સમજી શકું છું કે તું સકળ સદ્દગુણસંપન્ન છે અને ધર્મની પૂતળી છે, તે છતાં વારાંગનાના માર્ગપ્રતિ તું પ્રેરાઇછે તો કાંઈ ભાવીનીજ રચનાછે, અને ભાવીની રચનામાં ફેરફાર કરવા હું સમર્થ હોઇ શકુંજ નહી. પરંતુ, વારાગનાનો ધંધો અંગિકાર કરવા માટેની રજા આપવાના શબ્દોથી તો મારૂં હૃદય ચીરાઈ જાય અને રાજ્યપદ ઉપરથી પણ મારૂં પતન થાય. ( વિચાર કરેછે ).

**વૈરાજ**—( સ્વગત ). શું આ સુંદરી તે વારાગના ! ત્યારે તો હુંજ એનો ભોગી આ ભવમાં થાવું એજ મારૂ કર્તવ્ય, એજ મારી અભિલાષા, એજ મારો આશય, એજ મારો ઉદ્દેશ, એજ મારૂં કલ્યાણ, એજ મારો મોક્ષ.

**શાકાયન્ય**—( વિચારમાંથી સાવધ થતાં ). પુત્રી ! મારાં મુખથી તો હું તને નહી કહું કે વારાંગનાનો ધંધો અંગિકાર કરવા તને મારી રજા છે. માટે, જો તારે એ ધંધો અંગિકાર કરવો હોય તો જેમ તારી ઇચ્છા અને હું મના કરીને તને રોકીશ નહી.

**વિકેશી**—નિર્દોષના નૃપતિ ! મારા ઉપર આપે અત્યંત કૃપા કરી. હવે હું જઇશ ત્યારે. હું આપની દાસી છું. હું જીવું ત્યાં સુધી મારા ઉપર દયા રાખજો અને મારા અપરાધ સામે જોશો નહી. ( નમન કરીને જાયછે ).

**વૈરાજ**—( વિકેશીને જતી રોકીને. બાજુએ તેણીને ). તમે બહાર ગામથી આવ્યાંછો નહી વારૂ ? મારા જોવામાં તમે કોઈ પણ દિવસ આવ્યાં હોય એવું મને યાદ આવતું નથી ! તમે રહેવાનું કયા રાખ્યુંછે વારૂ ?

**વિકેશી**—આ નગરની ઉગમણી ભાગોળના પહેલા બંગલામા. ( ચાલી જાયછે ).

**વૈરાજ**—( સ્વગત ). આ સુંદરીનું ઠેકાણું ઝટ મળી ગયું એ મારે ધન્યભાગ્ય સમજવાનુંછે. હવે કાકા પાસે બે લાખ રૂપીયા માંગવા આવ્યોછું તે રૂપીયા મળે એટલીજ વાર અને પછી તો એ સુંદરીના મુકામે દોડયોજાઉં ને ! પ્રેમાળ મુગ્ધા ! પ્રેમી જનને તારી મનહર કાંતિના પ્રભાવથી સ્તબ્ધ કરી નાખી તેને પ્રભુ સ્મરણમાં પ્રેરનાર તું અલૌકિક દેવીજછે ! પ્રભુજી ! પ્રભુજી ! આ સુંદરી સાથે મને સુખમાં સદા સ્થાપિત રાખો એટલુંજ યાચુંછું. અરે, પણ, કાકા કદાચને આ પળે રૂપીયા નહી આપશે તો ! ( શોકાતુર બની જાયછે ).

**શાકાયન્ય**—( સ્વગત ). પ્રભુજી ! તમારી કળા અકળ કહીછે તે ખરૂંજ છે. પણ તમારી કળા તે અકળ તો માત્ર મારા જેવા જ્ઞાનહીન મનુષ્ય માટેજ, પરંતુ યોગીઓ જેઓએ યોગાભ્યાસથી તેમનાં દિવ્ય ચક્ષુઓ ખોલ્યાંછે તેમની આગળ તો તમોએ કલ્પો પર્યંતની તમારી કળા સ્પષ્ટ કરી મુકીછે, તો આવું અજ્ઞાની અંધ જીવન ગાળવા કરતાં યોગાભ્યાસ કરીને આપની કળાનો પાર કાંઇક અંશે પામવા અને તે થકી જ્ઞાની થવા હું હવે પ્રયત્ન કરીશ. રાજ્યગાદી અને

રાજ્યસત્તા કુંવર ત્રસદસ્યુને સોપી હું પિપ્પલાદ રૂષિના આશ્રમે યોગાભ્યાસ માટે કાલ સવારેજ નીકળી પડું.

**વૈરાજ**—( મહારાજાધિરાજ સમીપ જતાં. તેમને ). પૂજ્ય કાકાજી! આ પળે મારૂં આપની પાસે આવવું જરા જરૂરી કામના લીધે છે. પંદર દિવસ ઉપર મારા વાર્ષિક વર્ષાસનના બે લાખ રૂપીયા હું આપની પાસેથી લઇ ગયોછું ખરો, પણ મને બીજા બે લાખ રૂપીઆ જોઇએછે તો આવતાં વર્ષના વર્ષાસન પેટે અગાઉથી આજે બે લાખ રૂપીયા મને આપવા કૃપા કરશો.

**શાકાયન્ય**—વૈરાજ ભાઇ, તમે કહેોછો તેમ માત્ર પંદર દિવસ ઉપરજ તમે બે લાખ રૂપીયા લઇ ગયાછો, અને બીજા બે લાખ રૂપીયા પાછા આજે તમને જોઇએછે, તો મારે અત્યંત દિલગીરી સાથે તમને કહેવું પડેછે કે એ રૂપીયા આપવાનું હમણાં મારાથી બની શકશે નહીં. ભાઈ, હું તો તમારાં ભલા માટેજ કહુંછું કે તમારાં જે કાંઈ અપલક્ષણો હોય તેમાંથી હવે તો તમે ઝટ મુક્ત થઈ જાવો, અને પછી તમે કહેશો તો મારૂં અડધુ રાજ્ય હુ તમને આપીશ. પરંતુ, લોકોમા તમારા માટે બહુ ખોટી વાતો બોલાયછે તેથી મેં હવે નિશ્ચય કર્યોછે કે તમારા માટે જ્યારે લોકોમા હું સારી વાતો સાભળીશ, ત્યારેજ તમારાં વર્ષાસનના રૂપીયા પણ હું હવેથી આપીશ. ભાઈ, કાઇ મારા મનના તરંગો હું તમને નથી કહેતો પણ શાસ્ત્રવાણીજ ઉચરૂંછું, તો તમે સાભળો. શાસ્ત્રોમાં કહ્યુંછે કે સત્ય ઉચરવાથી ધર્મની રક્ષા થાયછે, અભ્યાસમાં પ્રવૃત્ત રહેવાથી વિદ્યાનું રક્ષણ થાયછે, શરીરને સ્નાનવડે સ્વચ્છ કરવાથી રૂપનું રક્ષણ થાયછે, અને સદાચારનું પાલન કરવાથી કુળનું સંરક્ષણ થાયછે. માટે, જો તમારા પોતાના માટે નહી તો આપણા યશસ્વી કુળની કીર્તિ માટે તમે દુરાચાર તજી સદાચારનો સંગ કરો. વળી, શાસ્ત્રો કહેછે કે પિતા, માતા, અગ્નિ, પરમાત્મા અને ગુરૂ, એ સર્વની સેવા સંતતિએ પ્રેમથી કરવી જોઇએ. પરંતુ, તમે પોતે કબુલ કરશો કે તમારાં માત પિતા જીવતા હતા ત્યારે તેઓ તમારી આવી અયોગ્ય વર્તણુક માટે રાતદિવસ કેટલું કલ્પાત કરતા હતાં, અને તમારૂં એજ આચરણ હજુ પણ છે તો મૃત્યુ પછી પણ તેઓ બીચારા એવુંજ કલ્પાંત કરતાં હશે તેનો કાંઈ વિચાર કરીને પણ તમે દુષ્ટ માર્ગોથી વિમુખ થાવો. તેમજ શાસ્ત્રની આજ્ઞા છે કે સત્ય, દાન, સાવધાનતા, પ્રેમ, ક્ષમા અને ધૈર્ય, એ છ ગુણો મનુષ્યે કોઇ દિવસે વિસારવા નહી, તો તમે સત્યવાન થઈ સત્યના પ્રભાવથી જાજ્વલ્યમાન રવી સમાન પ્રગટી રહો, દાન દેનારા દયાવાન દાતાર બની દુઃખી જનોનાં દુઃખો ટાળો, સાવધાનતાસંપન્ન થઈ દુષ્ટતાથી દૂર રહો, કારણ કે વૈદ્ય રોગીઓ ઉપર આજીવિકા ચલાવેછે, પ્રેમદાઓ કામી પુરૂષો ઉપર આજીવિકા ચલાવેછે, અને ચોર લોકો અસાવધ પુરૂષો ઉપર આજીવિકા ચલાવેછે. વળી, શાસ્ત્રમાં કહ્યુંછે કે ગૃહસ્થના ઘરમા બેસવા માટે તૃણ, વિશ્રામ માટે ભુમિ, તૃષા તથા હાથ પગ ધોવા માટે જળ. એટલાંજ વાનાંની જરૂર છે,

તો તમે દુષ્ટ મિત્રોને તમારા ઘર તેડી તેમના માટે હજારો રૂપીયા ઉડાવી નહી દેતા સજ્જનોને તમારા ઘર બોલાવો જેથી પાઇનો પણ ખરચ તમને નહીં થશે અને તમારાં નાણા જળવાઈ રહેશે. વળી, ભાઈ, તમારી ક્રોધી પ્રકૃતિ તજી દઇ તમે ક્ષમાવાન થાઓ, કારણ શાસ્ત્રમાં વર્ણવ્યુંછે કે દુષ્ટનું બળ હિંસા છે, રાજાનું બળ દંડવિધિછે, સ્ત્રીનું બળ સેવા છે, અને ગુણવાનનું બળ ક્ષમા છે. વળી, ભાઇ, કોઇ કોઈ પળે હું તમારામાં અતિ ઘણું અભિમાન જોવુંછું તો અભિમાન કેટલું અનિષ્ટ છે તે સાંભળો. વૃદ્ધાવસ્થા રૂપનો નાશ કરેછે, મૃત્યુ પ્રાણનો નાશ કરેછે, ઇર્ષા ધર્મનો નાશ કરેછે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરેછે, નીચની સેવા શીલનો નાશ કરેછે, કામ સજ્જનતાનો નાશ કરેછે, પરંતુ અભિમાન તો એ સર્વનો નાશ કરેછે. અને, ભાઇ, છેવટમાં હું તમને એટલુંજ કહીશ કે દુરાચરણમાંથી તમે પોતાને મુક્ત નહીં કરશો તો દેવતાઓ તમારા ઉપર અપ્રસન્ન થશે, અને શાસ્ત્રમાં કહ્યુંછે કે દેવતાઓ દુરાચારમાં પ્રીતિવાળા જે મનુષ્યોનો પરાભવ કરવા ઇચ્છેછે તેની તેઓ પ્રથમ બુદ્ધિ હરી લેછે, અને બુદ્ધિનું હરણ થતાં મનુષ્યને નીચ કર્મમા પ્રીતિ થાયછે. ભાઇ, વધુ તો શું કહું ? તમે સમજશો તો બહુ સારી વાત છે; તમે પોતે સુખી થશો અને બીજાઓને પણ સુખી કરશો.

**વૈરાજ**—પિતા તૂલ્ય કાકાજી ! જે શાસ્ત્ર વચનો આપ ઉચરોછો તે મારા હૃદયમાં ઉતરેછે, પણ હું શું કરૂં કે મારાથી એ શાસ્ત્ર વચનોનું પાલન થઈ શકતું નથી. હું કબુલ કરૂંછું કે મારૂં આચરણ યોગ્ય નથી, પણ મારી એ દુષ્ટતા મારાં હીણભાગ્યને લીધે છે અને મારી રાજી ખુશીથી નથી. અને જોકે સ્વપ્રયત્ને હું સન્માર્ગે વળવા શક્તિવાન નથી પરંતુ પ્રભુજી મારો હાથ ઝાલીને મને સદાચાર પ્રતિ વાળે તો તે તરફ હું પૂર્ણ ખુશીથી વળીશ.

**શાકાયન્ય**—આજે આ તમારાં વચનો સાભળીને મને તમારા માટે ઘણું સન્માન થાયછે, અને તમે પોતે ભલા છો પણ ભાવી તમને ભૂલ ભરેલા માર્ગે દોરેછે એમ હું પોતે સમજી શકુંછું. પરંતુ, હું એટલું તો ફરીથી કહીશ કે હાલ તુરત તો એક પાઈ પણહું તમનેનહી આપી શકીશ, કારણ તમને રૂપીયા આપવા એ તમને દુરાચારમાં ઉત્તેજન આપવા બરાબર છે એમ હું સમજાુંછું. ભાઈ, મને હમણા જરા જરૂરી કામ છે માટે પ્રધાનજી પાસે જાવુંછું. તમે બેસજો, સુરસુંદરી અને ત્રસદસ્યુને મળતા જજો. (જાયછે).

**વૈરાજ**—(સ્વગત). કાકાજીએ રૂપીયા આપવા ના પાડી! (નિશ્વાસ નાખે છે.) (સુરસુંદરી આવતા બાજુએ ઉભી રહી સાંભળેછે). અરે, પણ, બીચારા કાકાજી વારેઘડીએ બબ્બે લાખ રૂપીયા ક્યાંથી લાવીને મને આપે ! પણ, આટલા એક વખતના આ બે લાખ રૂપિયા કાકાજીએ આપ્યા હોત તો મારૂં ભવિષ્ય સદા માટે સુધારા ઉપર અને ચઢતી કળા ઉપર આવતે. ત્યારે હવે કરવું કેમ ! (વિચાર કરેછે).

**સુરસુંદરી**—( સ્વગત ). શા માટે તાતજી આ વૈરાજ ભાઈને રૂપીયાની મદદ નહી કરતા હશે ! ભાઇને બે લાખ રૂપીયા જોઇએછે તો તાતજીએ આપવા જોઇએ. ભાઈ પૈસાનો કાંઈ સારો ઉપયોગ નથી કરતા તે તો ખરૂં પણ તાતજીએ એમને રૂપીયા આપવા જોઇએ.

**વૈરાજ**—( સ્વગત ). હા. બરાબર. એમ કરૂં કે રહેવાની હવેલી ગીરો મુકું અને રૂપીયા ઉપાડું. ચાલ, ત્યારે જવું. મારે તો હમણા કોઇને ભેગું થવું નથી. ( જાયછે ).

**સુરસુંદરી**—( વૈરાજને જતો રોકીને. તેને ). કેમ ભાઇ ! તાતજીને મળવા આવ્યા હતા ? બેસોને બે ઘડી વાત કરીએ.

**વૈરાજ**—સુરસુંદરી બહેન ! તાતજીએ આજે મારા ખરા કામની વખતે મને બે લાખ રૂપીયા આપ્યા નહીં તેથી મારો જીવ બહુ સંતાપેછે માટે હમણા તો હું જઇશ. કાલ પરમ દિવસ વળી અવાશે તો આવીશ. હું મારા કર્મે દુઃખી તેને શું તાતજી પણ આ પ્રમાણે દુઃખી થવા દે ! ( નિશ્વાસ નાખેછે ).

**સુરસુંદરી**—ભાઇ ! હું તાતજીને તમારા માટે કહીશ અને બે લાખ રૂપીયા જરૂર અપાવીશ. પણ તમે આ પ્રમાણે મુઝાશો નહી.

**વૈરાજ**—બહેન ! હું ખરૂં કહુંછું કે તાતજી જેવો ધારેછે તેવો દુષ્ટ હું નથી, પછી તો તાતજી મને ગમે તેવો અધમ ભલે ગણે. (જાયછે).

**સુરસુંદરી**—(સ્વગત). અરે ભગવાન ! બીચારા ભાઇ વૈરાજ કેવા દુઃખી થાયછે ! એ મારા ભાઇ છે તો મારાથી એમને દુઃખી કેમ જોઈ શકાય ! તાતજીને જણાવ્યા વગર હું મારા પોતાના રૂપીયામાંથી બે લાખ રૂપીઆ વૈરાજ ભાઇ ઉપર મોકલી આપુ.

**શાકાયન્ય**—( ત્રસદસ્યુ તથા પ્રધાનજી સહિત આવતા સુરસુંદરીને ). બેટા ! તુ અહીં છે ? તારૂં કામ છે જરા. ( પ્રધાનજીને, ત્રસદસ્યુને, સુરસુંદરીને, સર્વને ). જુવો, તમે બધાં સાભળો. મને એકાએક એવો વિચાર આવ્યોછે કે રાજ્યપાટની સકળ રિદ્ધિસિદ્ધિઓ મેં આજ દિવસ સુધી બહુ વર્ષો ભોગવીછે. તો હવે યોગારૂઢ મહર્ષિ પિપ્પલાદ પાસે જઇને કાંઇ યોગાભ્યાસ પ્રાપ્ત થઈ શકતો હોય તો તે પ્રાપ્ત કરૂં, અને એ રીતે દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થતાં આત્માના કલ્યાણનો માર્ગ લેવું, અને મારૂં બાકીનું આયુષ્ય કદાચને હું પિપ્પલાદ મહર્ષિના આશ્રમે યોગાભ્યાસમાં ગાળું તે માટે, ભાઈ ત્રસદસ્યુ, હું કાલ સવારેજ તને સકળ પ્રજાજન સમક્ષ મારી તમામ રાજ્યસત્તા સોંપવા માગુંછું. રાજ્યની માલકી તથા સત્તા માટે મેં તને દરેક રીતે યોગ્ય જોયોછે તેથીજ એ સર્વ હું તને સોંપુંછું. તું સકળ સદ્દગુણો પરિપૂર્ણતાએ ધરાવેછે, અને હું મારા પોતાના વિષે વિચાર કરૂંછું તો મને સિધ્ધ થાયછે કે તારી આ વયનો હું હતો ત્યારે તારા સંદ્દગુણોનો કાંઇ કિંચિત અંશજ મારામાં હતો. માટે, મારા કરતાં અધિક ગુણસંપન્ન તું હોવાને લીધે મારા કરતાં વિશેષ સારી રીતે રાજ્ય કરવા તું સામર્થ્ય ધરાવે

છે. બાવળનાં કાષ્ટમાંથી વિમળ સુવાસ નહી વિકસી અને બાવનાચંદનમાં-થી તે વિકસી તો લોકોનાં તનમનની પ્રફુલ્લતા માટે બાવનાચંદનજ વધુ લાભકારી અને ઉપયોગી છે; મોટો ઘુમટ ઘોંઘાટથી ગાજી જાણ્યો અને ગ્લાનિ-યુક્ત પડી રહ્યો, પણ નાનકડી ઘંટડી મનહર મધુર ધ્વનિ રેલાવે તો લોકોનાં મનને તે નાનકડી ઘંટડીજ અતિ આનંદકારી છે; ઝાડુ તો આંગણુ વાળીજ જાણે પણ આંગણને દેદિપ્યમાન કરનાર તો સાથિયોજ છે તો ખરે સાથિયોજ આંગણનો પ્રિય સાથી છે.

ત્રસદસ્યુ—મહા ભાગ્યશાળી તાતજી ! આ બધા મારા ગુણાનુવાદ આપ શું ઉચરી રહ્યા છો ! ભિક્ષુક માગણને કાંઈ રાજન આંગણ લઈ જઈ બેસાડ્યો તેથી શું રાજનનો બરોબરિયો કે સાથી તે થઇ ગયો ? બાળે કાગળના પતંગને ગગ-નમાં ઉંચે ઉરાડ્યો તેથી શું તે પતંગ તે વળી ગગનનો તારલો કે ગ્રહ કે સૂર્ય ચંદ્ર થઈ ગયો ? કાગળની નાવ નીકના જળમા કાંઇ થોડીક વાર તરતી રહી તો શું તે સાગરનાં અગાધ જળ પણ તરી જઇ શકવાની ? માટે, તાતજી, કાંઈ મહા ગુણસંપન્ન મને રખે વર્ણવતા. એથી તો મારો જીવ મહા વ્યાકુળ બનેછે. ભૂમિ ઉપર પેટે ચાલતી કીડીને ગિરિ શિખર ઉપર લઇ જઈ મુકતા તે નિઃસંદેહ તમ્મર ખાઇને નીચે પડશેજ; રોગીને સ્વાદિષ્ટ પકવાનોનો આહાર કરાવતાં તેની વ્યાધિ અવશ્ય વૃદ્ધિ પામશેજ; બાવળને અગ્નિનો સ્પર્શ કરાવતા તે અવશ્ય બળી ભસ્મ થશેજ. વળી, પૂજ્ય તાતજી, મને અઘટિત મહત્વથી મઢતાં આપ માત્ર અધર્મમાંજ મને પ્રેરોછો. ઝુંપડીના ભાગી તૂટી ઓસ-રીને મંદિરનો સુવર્ણમય કળશ વર્ણવતાં તેને માત્ર પ્રમાદથીજ શુ કરવા ભરોછો ? ખંડેરની ખળતાને કુબેરના ભંડારની ભવ્યતા ભાખવાની ભૂલથી શું કરવા ભમાવોછો ? કાગને કોયલના મીઠા સ્વરની ભ્રાંતિમા નાખીને તેને ઘરઘર જઇ કાકા કરતો અને તેના કકળાટને લીધે કોઈ ક્રોધીના હાથે ભોગ થઇ પડતો શા માટે કરોછો ? અને, વળી, પરમ પ્રીય તાતજી, પુત્રને તો પરમાત્માએ પિતા પ્રતિ દાસત્વજ નિર્માણ કર્યુંછે. જગતમાં દાસ તે તો પુત્ર તેના પિતાનો. એજ એક પરમ દાસત્વ હું સમજુંછું, સમૃદ્ધ શેઠની મોટાઇ શોભા તેની સમૃદ્ધિ થકી, પણ તેથી કાંઈ એ દ્રવ્ય સંપત્ત તે શેઠથી વધુ મુલ્ય-વાન નહીજ કહેવાય; કરિયાણું વ્યાધિગ્રસ્તની વ્યાધિ મટાડનારૂં, પણ તેથી કાંઇ વ્યાધિગ્રસ્તથી વધુ શ્રેષ્ટ કરિયાણું નહી કહેવાય; ભાણું સોનાના થાળમા પિરસાયું તોપણ તે કાંઇ ભોજન કરનાર શેઠ કે ભિક્ષુકથી વધુ વધારે ઉત્તમ નહી કહેવાય; તેમ કોઇ પણ રીતે પિતાથી શ્રેષ્ટ પુત્ર નહીજ કહેવાય, અને પુત્ર સદા પિતાનો દાસજ કહેવાય.

સુરસુંદરી— ગાયન ૩.

ધન્ય છે ધન્ય છે તાત તણા આજ્ઞાંકિત તન,<br>
તાત પ્રતિ દાસત્વ ભલે વસ્યું તુજ મન. ધન્ય છે.

એ દાસત્વથી પ્રભુજી પરમ પ્રસન્ન,
ઇંદ્ર સમ દેવતા કરશે તને નમન,
ભૂમિ ઉપર કરશે સર્વ કો તુજ પૂજન.
તુજ વિહાર કાજ ખુલશે ચૌદ ભુવન,
વાંચ્છિત વસ્તુ આવી મળશે રાતદિન,
કલ્પવૃક્ષથી ભરાશે તુજ ઉલ્લાસ ઉપવન. ધન્ય છે.

**શાકાયન્ય**—બેટા સુરસુંદરી ! તારા ભાઈ માટેનાં તારા ગુણગાનના વચનોથી મને પરમ હર્ષ થયોછે; મને તો એ પેરે પ્રશંસા કરતા નહી આવડતે. જાણે સરિતા જળ વહન કરીને સમીપની શુષ્ક ભૂમિની શુષ્કતા મલિનતા પરહરી ગઇછે ! જાણે વિદ્યુત પ્રકાશ રેલાવીને પૃથ્વી ઉપરની અંધારી રાત્રિની શૂન્યતા વણસાડી ગઇ ! જાણે કોયલે મધુર ટહુકો કરીને વગડાની વિકાળતા વિસરાવી ! તેમ તારાં પ્રેમાળ વચનોથી તું મને આનંદથી ભરી ગઇ. (ત્રસદસ્યુને). બેટા, મને હવે બરાબર સિધ્ધ થાયછે કે હું ધારતો હતો તેથી પણ વધુ ડહાપણ તારામાં છે.

**ત્રસદસ્યુ**—તાતજી ! મારામા એવું તો શું પ્રૌઢ ડહાપણ આપ જોતા હશો તે હું સમજી શકતો નથી. શું આપ એવું કહેવા માગોછો કે સત્યને સત્ય કહેવું, ચોરને ચોર કહેવો, શાહુકારને શાહુકાર કહેવો, એમાં કાંઇ ડહાપણની પરાકાષ્ટા છે ? બીચારો શ્વાન તેને પ્રભુજી તરફથી પ્રાપ્ત થએલી પ્રેરણા બુદ્ધિ અનુસાર એક ટુકડા રોટલા માટે તેના ધણીનું રાત દિવસ રક્ષણ કરેછે; વૃક્ષ બીચારૂં તાપ, ટાઢ, વૃષા, વેઠીને આપણને છાંયડો અને ફળ પાન દેછે; સૂર્ય ચંદ્ર એક ઘડી પણ વહેલા મોડા થયા વિના નિયમિત રીતે આપણી સેવામાં હાજર રહેછે. આ પ્રમાણે સર્વ કોઇ પોતપોતાનું નિર્મિત કર્તવ્ય કરેછે, તેમ હું પુત્ર તરીકે મારા પિતા પ્રતિનું મારૂં દાસત્વ સમજી રહ્યોછું તો મનુષ્ય અવતાર તરીકે તે મારૂં એક સ્વાભાવિક લક્ષણ અને કર્તવ્ય છે; અને સ્વાભાવિક લક્ષણ કે કર્તવ્ય માટે તો કાંઇ પ્રશંસા ઘટતીજ નથી, તો પછી આપના પુત્ર તરીકેનાં મારાં સુલક્ષણ અને કર્તવ્યપરાયણ બુદ્ધિ માટે મારી કિંચિત પ્રશંસા પણ પ્રયોજનયુકત નહી કહેવાય. અને, તાતજી, મારી તો વિનંતિ છે કે આપ મહર્ષિ પિપ્પલાદ પાસે સીધારોછો તો મને પણ આપની સંગાથે લેતા જાવો.

**શાકાયન્ય**—બેટા ! તું હજુ સંસારનાં સુખો મહાલ્યો નથી, અને મારા જેવો વૃદ્ધ વયનો માણસ જેણે સંસારનાં સુખો જોયાંછે તેણે વન વગડાની અને વૈરાગ્યની વાટે વિચરવાનું છે.

**ત્રસદસ્યુ**—તાતજી ! આપનું આ કથન તો મારાથી યથાર્થ સમજાતું નથી. માંદો માણસ ઘણાં વર્ષોથી પીડાતો હોય તો તેના માટે આરોગ્યતાના ઉપચારો જોઇએ અને જે નિરોગી હોય તેને અનારોગ્ય પ્રાપ્ત થાય તો તેનું કાંઇ નહી એ પ્રમાણે આપનું કહેવું દેખેછે; જે મદાની ઝુંપડી તે મહેલ થાય તો સારૂં

પણ મહેલ ખંડેર થઈ જાય તો તેનું કાંઇ નહી, એ પ્રમાણે આપના શબ્દોનો તો ભાવાર્થ થશે; ખાબોચિયું જે ગંદાં જળનું ભરેલું તે સુકાઇ રખે જાય, અને સાગર તો ભલેને સુકાઇ રેતીનું રણ થઈ જાય, એ પ્રમાણેનું સિદ્ધાંત આપે પ્રતિપાદન કરેલું કહેવાશે. માટે, મહર્ષિ પિપ્પલાદ પાસે આપની સંગાથે જવાની મને ના પાડી સંસારનાં સુખો ભોગવવાનો આગ્રહ મને નહી કરશો એટલુંજ હું વિનવુંછુ. સંસારથી અલગ થઈ મહર્ષિ પિપ્પલાદ પાસે આપની સાથે જવા હું ઇચ્છા રાખુંછું તે એટલાંજ કારણ માટે કે સંસાર જેવાં ઉત્તમ સ્થાનમા રહેવા હું પુરતી યોગ્યતા ધરાવતો નથી. સંસારમાં સ્વાર્થત્યાગ જોઇએ, તેના બદલે સ્વાર્થ તો મારામાં પરિપૂર્ણતાએ છે; જેથી પહેરવા સારા સારાં વસ્ત્રો અને અમૂલ્ય જવાહીરો, સેવામા નોકર ચાકરો, રહેવાને મહેલો, એવા સર્વ વાના મારા પોતાના માટે મને જોઇએછે. વળી, સંસારમા પ્રભુજીની ભક્તિ જોઇએ તેના બદલે હું તો શ્રીહરીનું સ્મરણ પણ મારામાં જોતો નથી; સત્ય જેના આધારે આ વિશ્વ ટકી રહ્યુંછે તે હર પળે મારામાં આ સંસારમાં જોઇએ તેના બદલે કોઇક પળનું મારાથી અસત્ય ઉચરાઈ જાયછે. આવા અનેક દોષોથી હું ભરેલો છું, કલંકિત છું, તો સંસારમા રહેવું મને ઘટતું નથી. અભ્યાસમાં ચિત્તની એકાગ્રતા જોઇએ પણ વાનર વ્યગ્રતા ચિત્તમાં આવી વસી તો અભ્યાસમાં સરળતાથી આગળ કેમ વધાશે? ખેતરમા ધાન્યના વિપુલ પાક માટે રસાળ ભૂમિની આવશ્યકતા છે પણ તેમાં સ્ફટિક જડાયા તો ધાન્યના પાક તે કેમ દઈ શકશે? સરિતા સપાટી ઉપર તરતા પદાર્થમાં જળના વજન કરતાં હલકું વજન જોઇએ, પણ તે પદાર્થે પાષાણત્વ પ્રાપ્ત કર્યું તો શી રીતે તે સરિતામાં તરી શકશે? માટે, તાતજી, મારા દોષોને લીધે આ સંસારમા હું અયોગ્ય સ્થાને છું અને તેથી જ હું આપની સંગાથે મહર્ષિ પિપ્પલાદ પાસે જવા આગ્રહ કરૂંછું.

**શાકાયન્ય**—બેટા! ત્યારે શું વનવગડા જે પ્રભુ માર્ગના આશ્રમો છે તેમાં શું તું કહેછે એ દોષોનો બાધ નહી આવે? એક પાઈની નિર્જીવ મુડી જે માત્ર એક રૂપીઆનો વ્યાપાર માટે પુરતી નથી તે શું લાખો રૂપીયાના વ્યાપાર માટે પુરતી થઈ પડશે? જે ખારૂં જળ અંગ સ્વચ્છ કરવાના કામમાં નહી આવે તે શું ઉદરની તૃષા છીપાવવાનાં કામમાં આવશે? જે બહેરો મુગો એક અક્ષર ઘરનાં ખુણામાં પણ ઉચરી નહી જાણ્યો, તે શું હજારો લોકની સભામાં વાક્‌ચાતુરીનો વિજયી પ્રયોગ કરી દેખાડશે? માટે, જે સદ્‌ગુણોની ન્યૂનતા સંસારમાં બાધ કરનારી છે તે વનવગડાના યોગ માર્ગમા પણ અવશ્ય અને વિશેષ બાધ કરનારી હોવીજ જોઇએ.

**ત્રસદસ્યુ**—મુરબ્બીજી તાતજી! જે વિષ્ટા ભાંગેલી ઝુંપડીએ નહી ઘટે તે દિવ્ય મહેલે તો નહીજ શોભે; જે વાવાઝોડાં વનવગડે પણ અયોગ્ય તે સમૃદ્ધ શહેરમાં તો અનુચિત ખરાંજ; જે સર્પ વાડી ઝાડીમાં પણ હાનિકારક તે છુપી રીતે શૈયામાં વિંટળાયલો તો નહીજ સારો. માટે સદ્‌ગુણોનો જે અભાવ સંસારમાં

દોષરૂપ છે તે વનવગડામાં પ્રભુજીના યોગ માર્ગમા પણ અત્યંત દોષરૂપ અને વિઘ્નરૂપ છે. પરંતુ સંસારમાથી નીકળી વનવગડામા જવાનું મારૂં કારણ એટલુંજ છે કે વનવગડામાં પ્રભુજીના યોગ માર્ગમા સદ્દગુણોનો અભાવ ટળીને સદ્દગુણોની પ્રાપ્તિ થાયછે. જેમ અમુક શહેરમાં દૈવયોગે નાદાર થયેલા વ્યાપારીએ દૂર બહાર ગામ નીકળી જઇને પ્રમાણિકપણાથી નોકરી કે વ્યાપાર કરવો અને પછી પોતાના શહેરમાં પાછું ફરવું હિતકારક છે; જેમ મલિન પદાર્થોને તેમના મલિનત્વમાથી મુક્ત થવા અગ્નિમાં હોમાવું શ્રેયસ્કર છે; જેમ કાંકરા ભળેલા ચોખા માટે ચાળણીમાંથી ચળાઈ જવું ઇષ્ટ છે; તેમ સંસારમાં સદ્દગુણરહિત મનુષ્ય માટે વનવગડામાં સદ્દગુણનાં સેવન માટે જવું આવશ્યક છે, અને સદ્દગુણ પ્રાપ્ત થવા પછી તો સદ્દગુણાઢ્ય મનુષ્ય માટે સંસાર સર્વોત્તમ સ્થાન છેજ. હીરામોતીના હારને સુંદરીની ગ્રીવા કરતા વધુ શોભાયુક્ત ગૌરવ શું? તલવારને શૂરવીરની કેડ કરતાં વધુ ઉત્તમ સ્થાન શું? ગ્રહોને મહાલવા કાજે ગગનથી વધુ વિસ્તાર કયો? જન્મ દેનાર દયાળુ તાતજી! સંસાર કહેતા તો પરમાત્માએ મહા પરિશ્રમથી રચેલું સકળ સુખનું ધામ. એમા અનાજનો માત્ર એક દાણો વાવવામાં આવે તો તેમાંથી તેજ અનાજના હજાર દાણા ઉગે; એમાં એક થોડુંક ઉંડું જમીનમાં એક કેરાનું ખોદવામાં આવે તો કુવા રૂપે નિરંતરનાં મીઠા જળની પ્રાપ્તી થાય; એમાં રાત્રિ સમય થાય તો ચંદ્રમા અને તારલાઓ પ્રગટી પ્રકાશ રેલે, અને દિવસ ઉગે તો સૂર્યનારાયણ સેવામાં હાજર રહે; એમા અનેક જુદી જુદી ૠતુઓ તેમના નિર્મિત સમયે જાતજાતનાં ફળપાન આપે. આવો મહા સુખપ્રદ સંસાર મનુષ્ય માટે રચતા પરમાત્માને પોતાને પણ કાંઈ ઓછો શ્રમ પડયો નહી હશે. માટે, સંસાર તો મનુષ્ય માટે મહા ઉત્તમ સ્થાન છેજ. અને સંસારમા જે સદ્દગુણરહિત મનુષ્યો વસેછે તેઓજ આ સંસાર જે સુખનો સાગર છે તેને દુઃખનો દરિયો કરેછે. તાતજી, આ પ્રમાણે મારૂં દૃઢ માનવું છે અને તેથી મારા પોતાના દોષો પરત્વે મહા ઉગ્ર પરિતાપ વારંવાર શાંત પળોમાં થાયછે અને તેથી મહર્ષિ પિપ્પલાદના બોધથી અને આત્મજ્ઞાનના દીર્ઘ કાળના અભ્યાસથી મારા સઘળા દોષો ટળે એ મારી અભિલાષા છે; અને એ દોષો ટળતા, પછીથી હું સંસારમા પાછો વળીશ તો સંસારમા મારૂં પ્રત્યેક કર્તવ્ય હું સમજી શકીશ અને તે પરિપૂર્ણ કરવા શક્તિ પણ ધરાવીશ. મારૂં કહેવું ભૂલ ભરેલું હોય તો મારી ભૂલ મને બતાવશો.

**શાકાયન્ય**—બેટા, તારી ભૂલ કહાડવા મારામાં એટલી બધી બુદ્ધિ નથી અને હું તો હવે એટલુંજ કહુંછું કે મહર્ષિ પિપ્પલાદ પાસે મારી સંગાથે તું આવવા ઇચ્છેછે તો ભલે આવ, પણ મારી ગેરહાજરીમા રાજ્યસત્તા તું નથી લેતો તો એ રાજ્યસત્તા સુરસુંદરીએ તો લેવીજ પડશે. (સુરસુંદરીને). બેટા, તું મને કહે કે તારા ભાઈની પેઠે તું પણ મહર્ષિ પિપ્પલાદના આશ્રમે આવવા તૈયાર થઇછે કે મારી અને તારા ભાઇની ગેરહાજરીમાં મહેલે રહી રાજ્યસત્તા ધારણ કરીશ?

**સુરસુંદરી**—મહર્ષિ પિપ્પલાદ પાસે આવવા અને આત્મજ્ઞાન પામવા કોણને નહી ગમે! પણ, આપ તથા ભાઇ બેઉ મહર્ષિ પિપ્પલાદ પાસે સીધારોછો, અને મારે રાજ્યસત્તા ધારણ કરવીજ જોઇએ એવી આવશ્યકતા છે અને આપની ઇચ્છા પણ છે, તો હું મહેલે રહી રાજ્યસત્તા ધારણ કરીશ.

**શાકાયન્ય**—બેટા! આ પ્રસંગે તેં મારો બોલ પાછો ઠેલ્યો નથી તેથી મને થતી ખુશાલી હું વર્ણવી શકતો નથી, કારણકે તારા ભાઇની માફક તેં પણ જો મારી સાથે આવવાનો આગ્રહ કર્યો હોત તો મહર્ષિ પાસે જવાનો વિચાર મારે પડતો મૂકવો પડ્યો હોત.

**સુરસુંદરી**— ગાયન ૪.

૧. ચહાવું પ્રીતથી મુજ શિર આજ્ઞા તાત કેરી,
 તાતજી છું હું આજ્ઞાંકિત બાળા તમારી,
 શિખ તો દેતા જાજો મને સારી સારી. ચહાવું

૨. રાજકાજની મુજ શિર ભારી ભારી,
 ઉંચકું એ જાણી પ્રભુ સહાયકારી. ચહાવું.

૩. પ્રભુપૂજનમાં પણ કરજો યાદ પુત્રી પ્યારી,
 પિતા આશિષે ન્હોય પુત્રીને દુઃખની વારી. ચહાવું.

૪. વહેલા વળજો તાત ભ્રાત કામથી પરવારી,
 બાળાથી થવાની નથી પ્રજા ઉપકારી. ચહાવું.

(સાહેલીઓ આવેછે. તેમને). બહેનો! તમે આવ્યાં? મને બહુ આનંદ થયો. એક લગીર વાર થોભો તો હું તાતની સાથે વાત કરી લેવું.

**શાકાયન્ય**—(સુરસુંદરીને) બેટા! તું તારી સાહેલીઓ સગાથે હવે ભલે આનંદ કર. તારો ભાઇ, પ્રધાનજી અને હું અંદર જઇને કાલે તને સવારે રાજ્યગાદી સોંપવાનો બંદોબસ્ત કરીએ છીએ. (જાયછે. જતા. બાજુએ પ્રધાનજીને). મારા ભાઇથી અધિક માયાળુ પ્રધાનજી! મારી હાજરીમા પણ રાજ્યકારભારનો સઘળો બોજો તમેજ ઉઠાવોછો તો હવે મારી ગેરહાજરીમાં પણ એ બોજો તમારે ઉઠાવવાનો છે. બીચારી સુરસુંદરી બાળ તે રાજ્યકારભારનું મહા દોહેલું કામ શું સમજે! હવે કાલે સવારમાંજ સકળ પ્રજાજનને મહેલે બોલાવી રાજ્યસત્તા સુરસુંદરીને મેં રાજ્યસત્તા સોંપીછે તેની તેમને જાણ કરૂં, તે માટેનો તાકીદનો બંદોબસ્ત તમે કરશો. (શાકાયન્ય પ્રધાન તથા ત્રસદસ્યુ જાય છે).

**સુરસુંદરી**—(સ્વગત). તાતજીએ રાજ્યસત્તા મને સોપીછે તો લાવ જરા મજાક માટે આ સાહેલીઓ ઉપર એ સત્તા ચલાવવાનો ડોળ કરૂં. જોવું, એ લોકો કાંઇ મારાથી ડરેછે. (સાહેલીઓને), સાહેલીઓ! તમને તો મહેલે મારી પાસે આવતાં પણ કાંઇ યુગના યુગ વીતી જતા, દેખું! જાણે કાંઈ વેઠે જવું પડે તો ધીમે ધીમે પગ ઉપડે તેમ હીંડવાની શું તમને ટેવ હશે! મને તો એવું ના ગમે. આપણને તો જાણે ઉડીને આવે તે સાહેલીઓ ગમે.

**સાહેલી ૧**—પણ, અમે ધીમે ધીમે આવ્યાં તેમા તમને મોડું શું થઇ ગયું ! કાંઇ અમે તમારી આગગાડીનો ટાઇમ ચૂકાવી દીધો, કે અમે તમારૂં કાંઇ શુભ મુહૂર્ત ચૂકાવી દીધું, કે કાંઈ અમે તમારા ઘીના કઢા ચૂલે ઉભરાઇ જવા દીધા, કે અમે ધીમે ધીમે આવ્યા તેનો તમને આટલો બધો સંતાપ થઇ ગયો?

**સુરસુંદરી**—એ તો સઘળું હું રાજ્યગાદી ઉપર નહી હતી ત્યા સુધી ઠીક હતુ, પણ મારા તાતજી અને ભ્રાત બેઉ સવારે મહર્ષિ પિપ્પલાદ પાસે જાયછે, અને તાતજીએ રાજ્યસત્તા મને સોંપીછે. તો મારી રાજ્યસત્તાના વખતમા તો તમારે દરેક રીતની ઝડપ તથા સમજ રાખવી પડશે. પહેલે ચાલતુ હતું તેમ હું ધારૂંછું હવે નહી ચાલશે.

**સાહેલી ૧**—તો રાજ્યગાદી ઉપર આવ્યાંછો તે માટે કાંઈ સાહેલીઓને દબાવી મારશો નહી. આ મારો ભાઈ વીલાયત જઇ બેરીસ્ટર થઇ આવ્યોછે તે દરરોજ મને સમજ પાડેછે કે અમેરીકા, ફ્રાન્સ વિગેરે સુધરેલા દેશોમા પ્રજાસત્તાક રાજ્ય બંધારણ છે, તેમ આપણાં રાજ્યમા પણ થવું જોઇએ. તો મારા ભાઇને કહી દઇશ તો બોલ બોલતાંમાં કયાંયે તમને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપશે તેની તમને ખબર પણ નહી પડે. માટે, આખાં રાજ્ય ઉપર ગમે તો રાજ્યસત્તા ચલાવજો પણ સાહેલીઓ ઉપર સત્તા ચલાવી તો માઠી દશા થવાની એ નક્કી જાણજો. ( બીજી સાહેલીઓને ) કેમ, હું ખરૂં કહુંછું ને ?

**સાહેલી ૨**—(સુરસુંદરીને) અને રાજ્યની સત્તા તમને મળીછે તો વગર વાંકે પણ લોકોને મારી નખાવશો શું ? એમ તો રાજન લોકોનો કાંઈ બાપ નથી માર્યો કે વગર કારણે અમને ખસ કરીને પણ કહે. (સાહેલીઓને). ગધેડાને પણ તાવ ચઢે તેવી વાતો સુરસુંદરી બહેન લાવ્યાછે તે ભળી કેમ આપણાથી સંભળાય ?

**સાહેલી ૩**—અને મારા બાપા રાજ્યના સર્વથી મોટા વ્યાપારી છે તે કહેછે કે મહારાજા રાજ્યના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સલાહ અને અનુમતિથી રાજ્યકારભાર ચલાવે તો પ્રજાનું હિત વિશેષ જળવાય. જો મારા બાપાને કહી દઇશ તો એ તો લોકોમાં એવી ચળવળ ઉભી કરશે કે નગરના પ્રતિષ્ઠિત સજ્જનોની અનુમતિ અને પરવાનગી વિના રાજન લોકથી પાણી પણ નહી પીવાશે તો રાજ્યસત્તા તો પછી કયાંથી ચલાવાશે ? (સાહેલીઓને). આ સુરસુંદરી બહેન તો કાંઇ અક્કલગરો બક્કલગરો ખાય અને એમને અક્કલ આવે તો સારૂં.

**સાહેલી ૪**—અરે ! પિતા તો પુત્રીને રાજ્યગાદી આપે, પણ પુત્રીથી પ્રજાની પરવાનગી વિના રાજ્યગાદી ઉપર બેસાયજ કેમ એજ સવાલ હું તો સુરસુંદરી બહેન તમને પુછુંછું. પ્રતિષ્ઠિત સજ્જનો તો શું પણ સામાન્ય વર્ગનાં પ્રજાજનોની પણ પરવાનગી વિના તમારાથી રાજ્યગાદી ઉપર બેસી શકાયજ કેમ ? અને મારા કાકા છે તે એવા જક્કીવાળા છે કે ગધેડાનું પુછડું ઝાલ્યું તો તે છોડેજ

નહી, અને એમને હું લગીર અણસારો કરીશ કે પ્રજાજનની પરવાનગી વિના સુરસુંદરી બહેન ગાદી ઉપર બેસી ગયાછે, તો એ તો એવા જક પકડવાના કે રાજ્યગાદી ઉપર તમે બેઠેલાંછો તોયે તમને ઉઠાડી મુકયા વિના નહી રહે.

**સાહેલી ૫**—અને, સુરસુંદરી બહેન, મારા મામા તો વળી એવા છે કે તમારી આવી લગીર વાત પણ કહું તો અહીં આવીને તમારાં મુખ ઉપરજ તમારી ઝાટકણી કહાડી નાખે કે મારી ભાણુજીને તુ બોલનારી કોણ. (સાહેલીઓને) હું તો હોય એવું કહું, બા, પછી સુરસુંદરી બહેનને ખોટું લાગે તો ભલે.

**સુરસુંદરી**—(ગભરાઈ જઇને). સાહેલીઓ ! તમે તો બધી મને બહુ જબરીઓ મલી છો ! એક તો મને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકવાને તૈયાર થઈ છે, બીજી એના મામાને બોલાવી લાવવા તૈયાર થઈ છે ! ઓય બાપ ! તમે બધી આવી જબરીઓ છો ! મેં તો લગીર હસવા એક બોલ કહ્યો તેમા તમે બધી આવી પલટાઇ ગઈ !

**સાહેલી ૧**—પલટાઈ ના જાય તો તમારા મેહેણા સાભળ્યા કરીએ ત્યારે ?

**સાહેલી ૨**—સાહેલીઓને તો રોજનાં ભાતભાતના ખાવાના અને પહેરવાનાં મહેલે મળે તેટલાં માટે સુરસુંદરી બહેન પાસે મહેલે આવે, નહીતો મહેલની સામા પણ શાની જુવે ?

**સાહેલી ૩**—સાહેલીઓ તો જો એમનું મન રીઝયું તો પછી ધક્કા મારીને મહેલ બહાર કહાડો તોપણ નહી જાય, અને જો મન ઉઠી ગયું તો મહેલે પાણી પીવા પણ ઉભી નહી રહે. સમજ્યાને ?

**સુરસુંદરી**—(સાહેલીઓને). સાહેલીઓ ! હવે તમે બોલતી બંધ થાવો. હું તમારી સઘળાંની માફી માગુંછું અને મારો અપરાધ માફ કરો.

**સાહેલી ૧**—લ્યો, એક ફેરાનો અપરાધ માફ કરીએ તોતો પછી બીજી ફેરાનો અપરાધ કરતાં તમને વારજ શાની લાગે ? અપરાધ તો કાંઇ માફ થાય નહી અને તમારે માફી માગવી પણ નહીં. (સાહેલીઓને). સુરસુંદરી બહેન ઠીકમાં ઠેકાણે આવી ગયા !

**સુરસુંદરી**—સાહેલીઓ ! તમે મને સીધો દોર જેવી કરી દીધાછે, અને હસવામાં પણ હવે હું તમને વાંકો બોલ નહી કહું.

**નોકર**—(આવતાં. સુરસુંદરીને). રાજ્યમાતા ! એક કોઈ કુશાંબ નામનો માણસ નોકરી રહેવા આવ્યોછે અને બસ કહેછે કે હું તો રાજ્યમાતાને ભેગો થઈશ અને મહેલે નોકરી રહીશ ત્યારેજ મહેલેથી જઇશ, નહીતો મહેલેજ માંથું પટકીને મરી જઇશ.

**સુરસુંદરી**—(નોકરને). કોઈ બીચારો મહા દુઃખી માણસ હશે. એને મારી પાસે ઝટ મોકલ. (નોકર જાયછે). (સાહેલીઓને). આ બીચારો કોઇ નોકરી માગતો આવ્યોછે તો નોકરીએ રાખી લઇશ. કામ કરશે અને એનું પેટ ભરશે.

**સાહેલી ૧**—અરે ! એ રાયાના બોલો ઉપરથી તો કોઈ જબરો ગઠિયો લાગેછે. ધક્કા મરાવીને મહેલની બહાર મુવાને કઢાવી મુકોને.

**સાહેલી ૨**—અરે ! મુવાને પ્રથમથીજ ધક્કા મરાવી શું કામ કહાડવો ? વગર પગારે બાર મહિના કામ કરાવી પછી ધક્કા મરાવી કહાડી મુકયો હોય તો તે સારૂં.

**કુશાંબ**—(આવતાં, સાહેલીઓને જોઇને. સ્વગત). ઓય બાપલ્યા ! આ તો જાણે બધી રાજ્યપુત્રીઓનુંજ વન અહીં ફાટયુંછે ! આમા રાજ્યપુત્રી કઇ હશે અને સાહેલીઓ કઇ સુઇ હશે ! (સાહેલીઓને. મજાક કરતાં). રાજ્યમાતા રઢિયાળાં તમે કે ?

**સાહેલી ૧**—રાજ્યમાતા તારી નાની અને દાદી તો એ પેલી (સુરસુંદરી તરફ આંગળી કરીને) ઉભી.

**કુશાંબ**—અને તમે બધીઓ ત્યારે દાસીઓ હશો ?

**સાહેલી ૨**—રાયા ' અમે તો બધીઓ રાજ્યમાતાની સાહેલીઓ છીએ.

**કુશાંબ**—એ તો સાહેલીઓ કહો કે દાસીઓ કહો એ બધુ અમારા દેશમાં એકનું એક કહેવાયછે. હશે, પણ હવે એ વાતની ઝાઝી તકરાર શી ! અને સાંભળો, મારી નોકરી માટે રાજ્યમાતા સંગાથે મારે ખાનગીમા લગીર વાત કરવાની છે તે માટે તમે બધીઓ અહીથી જરી હીંડી જશો તો મને ઠીક પડશે. કારણ એમ છે કે મારી હકીકત એવી છે કે શાસ્ત્રની કથા પેઠે રાજ્ય માતાએ તે સ્વસ્થ અને એકાગ્ર ચિત્તથી સાંભળવાની છે.

**સાહેલી ૩**—તારાં કર્મની જે કાંઇ કથા કહેવાની હોય તે ઝટ કહી દે અને અહીંથી હીંડતો થઇ જા. અમે તો ગરબો ગાવા આવ્યાં છીએ તે જવાનાં નથી.

**કુશાંબ**—ત્યારે બધીઓ અહીં ઉભી રહોને, મારા બાપનું એમાં શું જાયછે ! (સુરસુંદરીને ). રાજ્યમાતા ! એક વિનંતિ આપની સમક્ષ નિવેદન કરવા હું આવ્યોછું. મેં જાણ્યું આ બધી સાહેલીઓ અહીંથી જરીક વાર આઘી ગઇ હોત તો સારૂં, પણ નથી જતી તો છોને ઉભી.

**સુરસુંદરી**—તમારે જે કાંઈ કહેવું હોય તે કહો, સાહેલીઓનો બાધ જાણશો નહી.

**કુશાંબ**—ત્યારે, આપની આજ્ઞા છે તો મારૂં જીવનવૃત્તાંત હું શરૂ કરૂંછું. કથાનો આરંભ એ પ્રમાણે છે કે ઉપનિષદો આપણા મહા પવિત્ર શાસ્ત્રો છે. ઉપનિષદ શબ્દનો એક અર્થ બ્રહ્મજ્ઞાન એ પ્રમાણે થાયછે. અને બ્રહ્મજ્ઞાન શબ્દનો અર્થ ઇશ્વર સબંધિનું જ્ઞાન એ પ્રમાણે થાયછે.

**સાહેલી ૧**—( કુશાંબને ); તો એમા તેં શું મોટું નવાઇનું કહ્યું. ( બધી સાહેલીઓ તેની મજાક કરવા હસેછે ).

**કુશાંબ**—(સાહેલીઓને). આ ધર્મની બાબદ છે માટે તમારૂં હસવું રહેવા દેશો નહીતો મારાં મોઢેથી કાંઇનું કાંઇ બોલી દેવાશે તો વળી તમે કહેશો કે અમને આમ કેમ કહ્યું.

**સાહેલી ૨**—(હસવાનું ચાલુ રાખીને). કોણુ હસેછે તો ? અહીં કોણને કહેછે ?

**કુશાંબ**—(સ્વગત). આ લોકોને ઝાઝી છેડવામા સાર નથી.

**સાહેલી ૩**—(કુશાંબને). અમારૂં હસવું તારાથી દેખી નહી શકાતુ હોય તો તારૂં મોઢું ફેરવી બોલ. વળી અમને શાનો કહેછે કે હસશો ના અને કરશો ના.

**કુશાંબ**—(ડરી જઇને). હવે તમને કોઇને કશુંએ નહી કહીએ, બાપા. તમે છાનાં રહો. (સુરસુંદરીને). રાજ્યમાતા ! ઉપનિષદ્ શબ્દનો અર્થ મેં આપને હમણા કહી સંભળાવ્યો. નહી વારૂ ? બરાબર. બરાબર. એ તો મને યાદ આવ્યું. હવે વારૂ આગળ ચાલતા મારે કહેવાનું કે સઘળાં ઉપનિષદોનો મેં ઉગ્ર પરિશ્રમથી ઘણો સારો અભ્યાસ કર્યોછે. અને એ અભ્યાસના પરિણામે હુ એવા નિર્ણય ઉપર આવ્યોછું કે એ સઘળા ઉપનિષદોમાં કઠોપનિષદ્ અગ્ર સ્થાન ધરાવેછે, અને એ ઉપનિષદનો દીર્ઘ કાળ પયત આપ અભ્યાસ કરશો તો આપને પોતાને પણ સિદ્ધ થશે કે એ ઉપનિષદનું પરમ મહત્ત્વ નાચિકેત નામના એક બાળકના રસિક દ્રષ્ટાંત પરત્ત્વે છે. હવે, તે કેવી રીતે તે હુ આપને સમજાવું. નાચિકેત એ અરૂણિ નામના એક મુનિનો પુત્ર હતો. એક સમયે દિગ્વિજય યજ્ઞ આરંભીને અરૂણિ મુનિ દાનમા પોતાની પાસેની ગાયો આપવા લાગ્યા. મહા સમર્થ મુનિ તરીકે અરૂણિ મહા ઉદાર વૃત્તિના હતા તોપણ તે સમયે સ્વાર્થ બુદ્ધિએ તેમની કુશાગ્ર બુદ્ધિનો પરાજય કર્યો, અને પોતાની માલકીની જે ગાયો હતી તેમાથી જે ગાયો બચ્ચાંઓને જન્મ નહી આપી શકે કે દુધ નહી આપી શકે તેવી વૃદ્ધ થઇ ગઇ હતી તે એમણે દાનમા આપવા માડી અને સારી ગાયો પોતાના પુત્ર નાચિકેત માટે રહેવા દીધી.

**સાહેલી ૧**—(કુશાંબને). એ દિગ્વિજય યજ્ઞ વખતે તારા કોઈ બાપદાદાના બાપદાદાઓ જીવતા હશે તો દાનમાં કાંઇ ગાયો લઇ આવ્યા હશે ખરા, નહી વારૂ ?

**સાહેલી ૨**—અરે ! એના બાપદાદાઓ વંશપરંપરાથી અને અનાદિક કાળથી એવા હુશિયાર હશે કે અરૂણિ મુનિની ગાયો નિત્યની રાત્રે પોતાનાં ઘર છાનામાના હાંકી જતા હશે એટલે દાનમાં ગાયો લેવા જવાની એમને જરૂર શાની રહે.

**કુશાંબ**—(સુરસુંદરીને). રાજ્યમાતા ! આ લોકો આ પ્રમાણે મારી કથામા ભંગ પડાવેછે તો એક વાર ફરીથી આપને મારી વિનંતિ છે કે હમણાં થોડી વાર એ લોકોને બહાર જવા કહો તો સારૂં. (સાહેલીઓને). મારા બાપદાદાઓ તો ચોર હશે અને અરૂણિ મુનિની ગાયો રોજ ચોરી જતા હશે. પણ તમારા બાપદાદાઓ કોણ અને કેવા શાહુકાર છે તે જરા મને કહેશો.

**સાહેલી ૧**—એ તો અમે બધીઓ ખુશીથી કહીશું. સાભળ. મારો ભાઈ વિલાયત જઇ પાસ થઇ આવેલો મોટો બારીસ્ટર છે.

**સાહેલી ૩**—અને, મારા બાપ આખા રાજ્યના સર્વથી શ્રીમંત વ્યાપારી છે.

**કુશાંબ**—(સાહેલીઓને) એ તો તમારા ભાઇઓ અને બાપાઓ અને કાકાઓ બધા કેવા હશે તે અમારાથી કાંઇ છાનું નહી હશે, માટે મોટી મોટી વાતો મારે સાંભળવી નથી. (સુરસુંદરીને). રાજ્યમાતા ! આપ મારૂં જીવન વૃત્તાંત લક્ષ

દઇને સાંભળોછો તેથી મારા જીવને અત્યંત શાંતિ વળેછે. ત્યારે, હું યાદ કરૂં કે આ કથામા હું કયા અટકયો હતો. (યાદ કરવાનો ડોળ કરેછે.) હા. હા. બરાબર, યાદ આવ્યું. હવે મારા પિતા પણ અરૂણિ મુનિ માફક બ્રાહ્મણ હતા, કારણકે હું કુશાંબ જાતે બ્રાહ્મણ છું, અને હું મારા બાપનો દીકરો છું. હવે, આગળ કહું ત્યારે. જેમ નાચિકેતના પિતાએ દિગ્વિજય યજ્ઞના પ્રસંગે દાનમાં ગાયો આપી, તેમ મારા પિતાએ એમની વૃદ્ધાવસ્થા થતાં પોતાની મીલકતનું વસિયતનામુ કર્યું, તેમા મારી માતાને માત્ર એકજ ઘર રહેવાને આપ્યું, અને બીજાં દસ વીસ ઘરો અને તમામ રોકડ પુંજી કાંઇ પચીસ પચાસ લાખની કે કરોડની મને લખી આપી. જ્યારે નાચિકેતના પિતાએ દિગ્વિજય યજ્ઞ કર્યો ત્યારે નાચિકેતની વય માત્ર પાંચ વર્ષની હતી, અને મારા પિતાએ વસિયતનામુ કર્યું ત્યારે મારી વય કાંઈ સાત વર્ષની હતી, એટલે નાચિકેતની અને મારી વયમાં કાંઇ ફેર કહેવાયજ નહી એમ કહું તો ચાલે.

**સાહેલી ૧**—(કુશાંબને). વયમા તો બે વરસનો ફેર નહી જેવો કહેવાય પણ નાચિકેતની અને તારી સમજમાં કાંઇ ઘોડા અને ગધેડાં જેટલો ફેર હોવો જોઇએ એમ તને પોતાને નથી લાગતું વારૂ ?

**સુરસુંદરી**—(સાહેલીઓને). તમે વચમાં બોલી ઉઠોછો તો આ રીતે તો કુશાબને એની હકીકત કહેવામાં બહુ વખત જશે અને આપણો ગરબો ગાવાનો રહી જશે. (કુશાબને). તમારી જે હકીકત હોય તે ટુંકમાજ તમે કહી દો.

**કુશાંબ**—હા, રાજ્યમાતા, હા. હવે મારૂં જીવન વૃતાંત અત્યંત સંક્ષિપ્ત હું કરી નાખું છું. હવે, નાચિકેત માત્ર પાંચ વરસની વયનો હતો એટલે એને શી સમજ કે સારી ગાયો કેવી અને ખોટી ગાયો કેવી, પણ, એનાં ઉરમાં તે સમયે ભગવાન આવી વસ્યા એટલે એને સ્વાભાવિક પ્રેરણા થઈ કે પિતા દાનમાં વૃદ્ધ ગાયો આપેછે અને જુવાન દુધ દેતી ગાયો રહેવા દેછે એ બહુ ખોટું કરેછે. હવે, એજ પ્રમાણે હુ જે મારા પિતાએ વસિયતનામુ કર્યું, ત્યારે માત્ર સાત વર્ષનો હતો તે પણ શું સમજું કે મીલકત કોણને કહે અને વસિયતનામુ કોણને કહે, પણ નાચિકેતની માફક મારાં અંતઃકરણમાં શ્રી રામચંદ્રજી ઉતર્યા તેથી મને સ્વાભાવિક બુદ્ધિ થઈ કે મારા પિતા મારી માતાને એકજ ઘર બક્ષીશ કરેછે એ બહુ ખોટું કરેછે.

**સાહેલી ૨**—( કુશાબને ). પણ, તુ બોલતો જાયછે ત્યારે અમે સાહેલીઓની સામે બધો વખત તીકી તીકીને શાનો જોયા કરે છે ?

**સાહેલી ૩**—હશે, બીચારો કાંઈ આપણાં અંગ ઉપરના ઝવેરાતના દાગીના જોઇને તે ઉપાડી જવાનો કંઈ વિચાર કરતો હશે.

**સાહેલી ૪**—અરે, મુવો, આપણા દાગીના શું ઉપાડી જાય. એનેજ ઉપાડીને ગટરમાં નાખી આવું એવી હું છું ને,

**કુશાંબ**—( સુરસુંદરીને ), રાજ્ય માતા! આબરૂદાર માબાપની છોકરીઓના શું આ લક્ષણ કહેવાય! હશે, હું તો એમના બોલો એક કાને સાંભળુછું અને બીજા કાને કહાડી નાખુંછું. ત્યારે, રાજ્યમાતા, મારૂં જીવન વૃત્તાંત હું પાછું શરૂ કરૂંછું. જ્યારે નાચિકેતને દૈવિ જ્ઞાન થયું કે દાનમાં વૃદ્ધ વયની ગાયો આપી પિતા પોતાનું અહિત આદરેછે ત્યારે વ્યાકુળ મનથી તેણે પિતાને ત્રણ વખત પ્રશ્ન કર્યો કે આ ગાયો સંગાથે મને પણ આપ કોણને દાનમા આપશો. નાચિકેતના ત્રણ વખતના આ એકજ પ્રશ્નથી ક્રોધ પામી અરૂણિ મુનિ બોલી ઉઠ્યા કે હું તને તો યમરાજાને દક્ષિણામા આપીશ. હવે અરૂણિ એવા પ્રતાપશાળી મુનિ હતા કે એમનું પ્રત્યેક વચન અવશ્ય સિદ્ધ થવુંજ જોઇએ, તેથી નાચિકેતે પિતાનું વચન સિદ્ધ કરવા દેહત્યાગ કર્યો અને યમરાજનાં દ્વાર ઉપર જઇને ઉભો રહ્યો. હવે મારા સબંધમા પણ આજ પ્રમાણેની હકીકત બનીછે. મારા પિતાએ મારી માતાને માત્ર એકજ ઘર વસિયતનામાં લખી આપ્યું ત્યારે મેં તેમને કહ્યું કે મારી માતાને તમે એકજ ઘર વારસામાં આપોછો તો મને વધારે ઘરો તમારા તરફથી વારસામા નહી ઘટે, કારણકે મારી માતા કરતા હું કાંઈ મોટો હોઈ શકું નહી. આ સાંભળીને મારા પિતા વગર વિચારવે રાતા પીળા થઈ ગયા અને વસિયતનામુ તેજ ઘડી ફાડી નાખતા બોલ્યા કે બીજું વસિયતનામુ કરૂંછું અને તને ફુટી બદામ પણ હવે નહી આપુ અને મારાં ઘર તું જોઇએજ ના માટે તને ફાવે ત્યાં હીડયો જા. નાચિકેતની માફક મને મારા પિતાનું વચન સિદ્ધ કરવું ઘટે, તેથી પિતાનું ઘર તેજ ઘડી તજી હું ઘરથી ચાલી નીકળ્યો અને સાધુ સંતોમાં જઈ ભળ્યો અને તેમની પાસે કેટલાક વર્ષો સુધી શાસ્ત્રાભ્યાસ કર્યો. હવે એક સમયે એવું બન્યું કે કોઈ એક સાધુમંડળના ગુરૂ મહાત્મા જે મારા ઉપર અત્યંત પ્રસન્ન હતા તેમણે સમાધિમા મારૂં ભવિષ્ય જોઇને મને કહ્યું કે બેટા વનવગડામાં પ્રભુનો માર્ગ તું મુકી દે કારણકે આ ભવમાં રાજ્ય મહેલમા સારી નોકરી તારા ભાગ્યમા નિર્મિત થયેલીછે. મહાત્માનું વચન મારા શિર ચઢાવતા હું તુરતજ એ સાધુ મંડળમાથી નીકળી પડયો અને હીડતો હીડતો પાધરો આપના મહેલે આ ઘડી આવીને નોકરી માટે આપને વિનંતિ કરૂછું. અને આ પ્રમાણેની મારી હકીકત ટુંકમાં જાણ્યા પછી આપ મને નોકરી જરૂર આપશો એવી મારી આશા છે.

**સાહેલી ૧**—( કુશાબને ), મહેલમા તને નોકરી ભાગ્યમાં લખીછે કે રાજ્યગાદી લખીછે તે તારા ગુરૂ મહાત્માએ તને કાંઈ બરાબર સમજ પાડી હશે ને?

**સાહેલી ૨**—( સુરસુંદરીને ). રાજ્યમાતા! મહેલમાં આ બીચારાને કાંઈ તમારી રાજ્ય ગાદી ઉપર નથી બેસવું અને માત્ર નોકરી રહેવું છે તો નોકરીએ રાખી લ્યો. મહેલે કામ કરશે અને ખાશે.

**સાહેલી ૩**—અને કામ નહી કરશે તોયે બેઠો બેઠો પણ એ બીચારો ખાશે કેમકે એ એટલું તો સમજે કે મહેલે ખાવા પીવાનો તોટો ના હોય.

**સુરસુંદરી**—( સાહેલીઓ ). એમને નોકરીએ રાખી લેવા મારો પણ વિચાર છે. ( કુશાંબને ). હું તમને મહેલે નોકરીએ રાખી લેવું છું. પણ, મારે તમને સમજ પાડવી જોઇએ કે તમે પોતાને નાચિકેત સાથે સરખાવોછો એ• તમારી અજ્ઞાનતા અને ભોળપણને લીધે હશે કારણ એ મહાન રૂષિપુત્ર સાથે આપણે કોઈ પણ કદી કાંઈ પણ આપણી સરખામણી કરી શકીએજ નહી.

**કુશાંબ**—આપે મારી ભૂલ સુધારીછે તે બહુ સારૂં કર્યું, અને હવે મને નોકરી મળી એટલે નાચિકેત સાથે મારી સરખામણી કરવાનું મને કાંઈ કારણ હોઈ શકેજ નહી. નોકરી મને મળી એટલે સર્વ કાંઈ મળ્યું.

**સાહેલી ૧**—( કુશાંબને ). હા, હા, અમે બધીઓ જાણીએ છીએ કે તને રાજ્યમાતાએ નોકરીએ ના રાખ્યો હોત તો તુ ભૂખે મરે એવો તારો ઘાટ હતો.

**સાહેલી ૨**—( સુરસુંદરીને ). રાજ્યમાતા! આ તો બીચારો પેટ સાટે પડી રહે તેવો છે અને પગાર બગાર એને કાઇ જોઇએ નહી માટે એટલી બોલી તમે એની સાથે કરો કે તું જીવીશ ત્યા સુધી તને રોટલા ભેગો કરીશ અને તું મરીશ ત્યારે કાઢી ભેગો કરીશ. ( કુશાબને ). કેમ તને કાંઈ વધારે તો ના જોઇએને ?

**સુરસુંદરી**—( સાહેલીઓને ). કોઈ બીચારા ભલા માણસની બહુ મજાક કરવી સારી નહી. ( કુશાંબને ), જુવો, તમે પ્રમાણિકપણાથી અને સત્યથી કામ કરશો તો મહેલે સુખી થશો, અને મારા ઓરડાઓ સાફસુફ કરનારો નોકર હમણા એનાં ઘર ગયોછે તો એની જગ્યાએ હું તમને રાખું છું.

**કુશાંબ**—રાજ્યમાતા! કામમા મારી ઝડપ તો આપ જોજો.

**સાહેલી ૧**—( કુશાબને ). તો એવી ઝાઝી ઝડપ તારામાં હોય તો જરા મારાં ઘર મારાં વાસણ બાસણ રોજ ઉટકી જયા કરજે. બાર મહિને વળી પાન પાવલું આલતી રહીશ.

**કુશાંબ**—( સ્વગત ). હવે નોકરી રહ્યોછું તો બધીઓને દેખાડુંછું કે હું તમારાં વાસણ ઉટકું છુ કે તમે મારા વાસણ ઉટકોછો.

**સુરસુંદરી**—( સાહેલીઓને ). ચાલો, સાહેલીઓ, આપણે ગરબો ગાઇ લઇએ.

ગરબો. ગાયન ૫.

૧. રાય કેરા રાજ્યપાટ. નિરખુ એ ન્યાય કેરાં હાટ...રાય કેરાં.

૨. પ્રિય પ્રજાજન કોઇનું થયું ચિત્ત ઉચાટ,
રાયને કરવાના રહ્યા શાત તેના ગભરાટ...રાય કેરાં.

૩. બળ કોઇએ ચાર્યો પ્રજાજનનો ભાંગ્યો ખાટ,
સુતેલા ઉઠી દોડતાં રાયથી નવ જોવાય વાટ....રાય કેરાં.

૪. ભુંડું ભાખે ભલા કોઈનું ભુંડો કોઇ ભાટ,
રાયને ધોવા પડે ન્યાય નિર્જરથી એ કાટ. ...રાય કેરાં.

૫. લેવું દેવું જો નવ સમજે કો તજી આટ,
રાય બેસે ન્યાય કરવા બની જાણે તોલાટ. રાય કેરાં.

૬. હીણભાગી કોઇનું થયુ જો કાંઈ બારેવાટ,
દ્રવ્ય દઇ રાય હરે તેના લખ્યા લેખ લલાટ. રાય કેરા.

૭. ભલી, ભાઇ, બાવાની લંગોટ,
વ્યાપારમાં છોને મુડીની ખોટ,
ભલો, ભાઈ, ખોળ ભળેલો લોટ,
ભલો, ભાઇ, અવતાર મૂર્ખ ભોટ,
દોહેલો દિગપાલનો પાણીનો પણ ગોટ. રાય કેરાં.

**સાહેલી ૧**—(કુશાંબને). કેમ અમે ગરબો કેવો ગાયો ? તું પણ ગધેડાને તાવ ચડે તેવી તારી કથા કહેતો હતોને ?

**સાહેલી ૨**—(સાહેલીઓને). આ તો એણે એની કથા ગદ્યમા કહી એટલે કોઇના કાનને સારી નહી લાગે પણ હવેથી એનાં કર્મની કહાણી એ પદ્યમાં રાગ રાગણીમાં કહેશે એટલે સારી લાગશે.

**કુશાંબ**—(સાહેલીઓને). હા. હા. હવે. પદ્ય મને નથી આવડતું એમ સમજશો નહી. પદ્યમાં તો હું પારંગત છું.

પદ્ય પાર પામ્યો હોય અવશ્ય જે પુરાણી,
કહેવી કઠિન નથી તેને પદ્યમાં તેની કહાણી.

અને રાજ્યમાતાનો હુકમ હશે તો વાત પણ હું મરીશ ત્યા સુધી પદ્યમાંજ કરીશ અને ગદ્યનું નામજ નહી લેવું.

**નોકર**—(આવતા. સુરસુંદરીને). રાજ્યમાતા ! તાતજી કાંઈ જરૂરી કામ માટે આપને બોલાવેછે.

**સુરસુંદરી**—(સાહેલીઓને). હુ તાતજી પાસે કદાચ વધારે વખત હમણા રોકાઇશ માટે તમે હમણા ખોટી થશો નહી પણ સાંહજરે વહેલાં આવજો. (સુરસુંદરી જાયછે).

**કુશાંબ**—(સાહેલીઓ સુરસુંદરી પાછળ પોતાનાં ઘર જાયછે તેમને જતી રોકીને).

મહેલે મલ્યોછે મને ચારજ આજ,
એટલે થયું હવે અમારૂં અહીં રાજ,
પાળવો પડશે તમારે એક રીવાજ,
વસ્ત્રમા વિંટાળી નહી જાવો કાંઇ તે કાજ.
વસ્ત્ર ખંખેરી દેખાડી જવું પડશે મહારાજ.

**સાહેલી ૧**—હઠ. હઠ. મુવા. તું અમારાં વસ્ત્રો ખંખેરાવી જોનારો કોણ મુવો ?

**કુશાંબ**— ભૂલાવુંછું એ દનમાં બોલ મુવો,
પુરાવુંછું તમ હાથ તમને કુવો,
ચતુરાઇ મુજ જુક્તિથી જુવો,
કહેશો તમેજ મળે ક્યારે કંથ આવો.

**સાહેલી ૧**—(સાહેલીઓને). આ તો મુવો કોઈ નિર્લજ છે. અહીં એની સાથે એકલાં વાતે વળવામાં સાર નહી.

**સાહેલી ૨**—હમણા તો આપણે હીડવા માંડો, સાંજરે રાજ્યમાતા આગળ એ મુવાની વાત.

**કુશાંબ**— આકાશને વર્ણવે પાતાળ એ પદ્ય પ્રાબલ્ય,
માથાંવાઢ વેણ એજ મુજ પદ્ય રહસ્ય.
ખોટું લાવશો નવ સન્નારીઓ સભ્ય,
વહેલાં વળજો તમે રૂપ જેનાં રમ્ય,
માગીએ અમે તમ દર્શન હોજો સદા લભ્ય,

**સાહેલી ૩**—(જતાં, સાહેલીઓને). આ તો રેયો આપણાં માથાંનો મળ્યો.

**સાહેલી ૪**—રેયાને માનથી બોલાવવો પડશે નહીતો આપણાં પગલાં મહેલેથી ટાળે એવો છે.

**સાહેલી ૧**—મુવાને એટલો હુશીઆર જાણતે તો પહેલાંથી બરાબર માન આપતે અને એની મશ્કરી કરતે નહી. (બધી સાહેલીઓ જાયછે.)

**કુશાંબ**—(સ્વગત). રાજ્યમહેલમાં નોકરી મળી ગઈ. હવે આ કુશાંબભાઇ રાજ્યગાદી ઉપર બેઠા વિના બાદશાહી કરશે. તેમા મુખ્ય બાદશાહી તો એ કરી લેવી કે લોકો પાસથી પઇસા પડાવવા અને માલદાર થવું. ચાલ ત્યારે સામાન સાફ-સુફ કરૂં. (સાફસુફ કરે છે.)

---

## અંક ૧. પ્રવેશ ૩.

**સુજાતા**—(સંધ્યાકાળે માથે ઘાસનો ભારો ઢોરો માટે વગડામાંથી લઇને જતા થાકી જવાથી ઝાડ તળે બેસેછે. સ્વગત). ઢોરો માટે આટલું ઘાસ વગડામા કાપવા આવતાં અને ભારો માથે મુકીને દરરોજ ઘર લઈ જતા શરીર બહુ થાકી જાયછે. આજ તો અહી જરા વિશ્રામ લેવું. રાત્રિ પડવા આવીછે અને ઘર પહોંચતાં મોડું થશે તો માતપિતા વઢશે કે આટલું મોડું કેમ કર્યું. પણ લગીર વિશ્રામ લીધા વિના આ શરીર હમણા આગળ હીંડી શકે તેમ નથી. ત્યારે કરૂં કેમ ! ( થોડી વાર વિચારગ્રસ્ત બની જાયછે.) અરે ! પણ, બળ્યું આ માંસ માટીનું શરીર તેને વળી થાક શાનો લાગતો હશે ! અને, વળી, હું એને આટલું બધું પંપાળુ છું શાને કે એ થાકી જાયછે તો એને આરામ આપવા બેસી પડુંછું ! આ સૂર્ય, ચંદ્ર, તારલાઓ તો કાંઈ કોઈ દિવસ થાક ખાવા બેસી પડતા નથી; સરિતાનાં જળ રાતદિવસ વહન કરતાં કોઈ પળ થોભતા નથી; ગિરિરાજ પગ ઉપર સદા કાળ ઉભો રહેતાં કાંઇ ભૂમિ ઉપર આળોટી પડતો નથી; ટાઢ, તાપ કે તૃષાનાં કષ્ટથી દુઃખ પામી વૃક્ષ કાંઇ છાંયડામાં જઇ ભરાતાં નથી. સૂર્ય, ચંદ્ર, તારલા, સરિતા, ગિરિ, વૃક્ષ, એ સર્વે તો તેઓ પોતે જીવે કે મરે પણ પળ માત્ર પણ થોભ્યા વિના પોતપોતાનાં નિર્મિત કાર્ય કર્યાજ જાય છે. માટે, મારે પણ મારી આ માંસ રૂધિરની સ્થૂળ દેહની પરવા કરવીજ નહી જોઇએ; એને થાક લાગે તો આરામ આપવા આ પ્રમાણે મારે બેસી જવું જોઇએ નહી. આ દેહને મરણ સમયે તો સળગાવી

મુકવાની છેજ તો એનું જરા જરામાં આટલું જતન કરવું શું ! અને વળી. આ દેહને પંપાળીએ છીએ તો એ તામસી અને ઉચ્છ્રંખલ બની જઇ પ્રભુજીને તો જાણે ઓળખતીજ નથી. અને પ્રભુજીથી તો ઘડી ભર પણ વિમુખ આ દેહ થાય તોતો આ દેહ બળી ના જીવતી હોય તેજ ભલી.

**ગાયન ૬.**

પ્રભુજી અનુપમ અકળ, સદ્દગુણસંપન્ન સકળ,
અનંત, અવિનાશી, અચળ, પાવન, પરમ પરિમળ,
દુઃખિતોને દર્શન દો મહા મંગળ. પ્રભુજી.
પોઢયા પથારી કરી પાતાળ નભોમંડળ,
વેગે ભરો વિદ્યુતથી જઈ વાદળ,
ક્રીડા કરો કાળમા વસી કલ્પ અનુપળ,
જાજવલ્યમાન ઝબકો ઝીપલાઈ જળ,
વિકસો વહાલથી જઈ વસતા કમળ.
સુખે શોભાવો સુંદરી જેને પ્રિય શિયળ,
ક્રમણ કરી રહો વળી વસી કાઠી ચંગળ.
કરો આ કિંકરી ભવ તમ સહાયથી સફળ. પ્રભુજી.

( આખ વિંચીને જરા શાંત બેસે છે. )

**કપાલી**—( બહારવટિયો શિકાર કરવા નીકળ્યો હતો પણ શિકાર મળ્યો નહી હતો તેથી ઉદ્વેગ પામી પાછો ફરતા આ સ્થળે આવી ચડેછે. સુજાતા ઉપર નજર પડતાં, સ્વગત ). અરે ! આ સુંદરી કોણ હશે ! અહી કયાંથી ! ( સુજાતાને ). સુદરાંગિ ! તમે કોણના પુત્રી ? આ તમારી દેહની દિવ્યતા અને તમારાં શિર ઉપર આ ઘાસના ભારાનો ભાર !

**સુજાતા**—આપ કહોછો તેમ ઘાસના ભારાના ભારને હું હમણા સુધી ભાર ગણતી હતી, પણ મને એકાએક વિચાર આવ્યોછે કે ઘાસના ભારાથી દેહને ભાર લાગે તેથી કાંઈ ઘાસનો ભારો ફેંકી દેવાય નહી. વૃષ્ટાનાં જળનો ભાર છાપરાંને વેઠવાનો છે તેથી કાંઈ અનાવૃષ્ટિ ઇચ્છવાનો તેને અધિકાર નથી; તૂટી પડજો વૃષ્ટાના ભારથી છાપરા પણ સદા હોજો વૃષ્ટાવૃષ્ટિ; ચાકને ધરી ઉપર ગોળ આંટા પાર વિનાના ફરવાના છે પણ તેથી કાંઇ ચાકે એ ગોળ આંટા નહી ફરવા માટે ધરીને અગ્નિમાં બળી ગએલી જોવાની ઇચ્છા રાખવાની નથી; ચૂલાના અગ્નિને ચૂલે ચઢાવેલી ભાતની તપેલીથી કાંઇ રૂંધામણ થઇ તો અગ્નિએ કાંઇ એવું ઇચ્છવાનું નથી કે તપેલી ઝટ ઉંધી વળજો; અગ્નિ ભલે રૂંધાઈ જજો પણ સર્વ કોઇની ધાન્યની તપેલી ભરપૂર રહેજો.

**કપાલી**—સુંદરી ! તમે કહોછો તે ખરૂ પણ હું તો એટલુંજ જાણું કે તમારૂં દેવાંગના સમાન રૂપ તમે કદી દર્પણમાં જોયું નહી હશે, નહીતો આવાં દિવ્ય વદનને ઘાસના ભારાના ભારથી કષ્ટ પામવા દેવોજ નહી. સુંદરી ! હું તો કહુંછું કે

તમારી આ સુંદર દેહનાં જતન માટે આકાશમાંથી અપ્સરાઓ પણ ઉતરી આવી તમારી ચાકરી કરે તોપણ તમારાં અલૌકિક સ્વરૂપનું જોઇએ તેવી સારી રીતે સંરક્ષણ થએલું નહી કહેવાય.

**સુજાતા**—મારી આ માંસ માટી રૂધિરની સ્થૂલ કાયા માટે મને પોતાને ધિક્કાર છે તો એ કાયાનાં વખાણ સબંધમાં જે કાંઈ શબ્દો તમે ઉચરો તેના માટે મને સન્માન કે આભારની લાગણી સંભવિત નથી. માટે, આપ આપના માર્ગે જશો અને હું પણ મારાં ઘર જાવુંછું. (ઉભી થઇ માથે ભારો મુકી જવા કરેછે).

**કપાલી**—તમને તમારાં ઘર જવું સહેલું છે પણ મને આ પળે મારા ઘર જવું અત્યંત કઠિન છે, સિવાય કે તમે મારી સાથે મારાં ઘર ચાલો, અને તોતો વિજળીના વેગે હું મારાં ઘર જઈ શકીશ.

**સુજાતા**—માર્ગમા અનેક સ્ત્રીઓ તમે નિત્ય જોતા હશો તો તે બધીને શું તમારાં ઘર લઇ જાવોછો તોજ તમારા પગ ઘર જવા ઉપડેછે, નહીતો માર્ગમાજ શું બેસી રહોછો, કે આજે મનેદેખીને તમારાં ઘર મને તેડી જવાની તમે વાત કરોછો?

**કપાલી**—કોઇ સ્ત્રીની અનુપમ દેહે મને આવો વશ કર્યો નથી.

**સુજાતા**—મારી દેહ મારી પોતાની છે તે છતાં પળમાં તે પ્રાણનો અને આત્માનો ત્યાગ કરશે, તો મારી આ દેહ તમારો સંગાથ લાંબો વખત કરશે એ તમે કેમ જાણ્યું? તમારી દેહ શું કે મારી દેહ શું, સર્વ કોઇની દેહ તેના નિર્મિત કાળે નાશ પામેછે તે તમે રોજનાં થતાં મૃત્યુઓ ઉપરથી જોઇ શકોછો, તો પછી કોઇ પણ દેહ સાથે તમને પ્રીતિ સંભવેજ કેમ? વાયુથી વદન પ્રફુલ્લ થાય તેથી શું કાંઇ વાયુની પાછળ પાછળ કોઇ શેરી શેરી કે વગડે વગડે વિચરે છે? ઉચ્ચા સ્થાનથી સૃષ્ટિ સૌંદર્ય નિહાળાય તેથી શું કોઇ ગિરિ ટોચે જઇ ત્યાં શયનગ્રહ બાંધેછે? ગગનમાં તારલારૂપી દિવાઓ પાર વિનાના સળગેછે તેથી શું રાત્રિએ પોતાની દિવેટ નહી સળગાવતા તારલા દીવાને પકડવા કોઇ ગગનમાં દોડેછે? માટે, અન્ય જનની દેહ રૂડી કે કુડી હોય તેની સાથે તમને કાંઇ પણ સબંધ હોઇ શકેજ નહી.

**કપાલી**—દીપિકા જોઇ કુદું તે માંહે હોમાય. વંટોળિયો થતા તણખલું તે માંહે વેગે તણાય, પ્રાતઃકાળ થતાં બીડાયલી કળી પુષ્પ રૂપે વિકસે, તેમ, સુંદરીનું સુંદર વદન જોતાં પ્રેમી જન તેમાં લુબ્ધ બને એવો સૃષ્ટિમાં સ્વાભાવિક અને સ્થાપિત નિયમ છે.

**સુજાતા**—ત્યારે હું તમને પુછુછું કે સુંદર દેહમા તમને શું સુંદરતા, પ્રિયતા કે સાર દૃષ્યમાન થાયછે?

**કપાલી**—હા. એ તમે યોગ્ય પ્રશ્ન કર્યો, સાંભળો, તમારા કેશની લતા હું દેખુંછું ત્યારે મારો જીવ કહે છે કે હજારો વૃક્ષની ઘટાથી થએલી લતામાં વિહાર કરવા કરતાં તમારા કેશની લતામાં ઉભી રહેવું વધારે આનંદકારી છે.

**સુજાતા**—જાવો, જાવો. બળ્યા કેશમાં તે શી એવી શોભા હોઇ શકે! કેશને તો બે દિવસ સાફ ના રાખ્યા હોય તો માંહે જુઓ પડે. કેશમાં તો શું ખરી કારીગરી!

**કપાલી**—તમે ના કહો તેથી શું થયું. અને તમારા નયન નિહાળું છું ત્યારે મારો જીવ કહેછે કે સૂર્યની પ્રભા પણ તે આગળ નિસ્તેજ છે.

**સુજાતા**—એ તો બધી મિથ્યા વાતો. બળ્યા એ નયનો આંધળા થયાં કે પછી નકામાં, અને તમે પણ પછી તો નહી કહેશો કે લાવ આ બીચારી આંધળી છે તો હાથ ઝાલીને એને પાણી પીવા દોરી જવું.

**કપાલી**—છાનાં રહો છાના. અને આ તમારા હોઠો જોવુંછું ત્યારે મારો જીવ કહેછે કે એ તો પ્રેમના પાર વિનાના ખજાનાનું તાળું છે. અને એ હોઠો ઉચ્ચાર કરતાં એ તાળું જ્યારે ખુલેછે ત્યારે અમૂલ્ય જવાહીરોજ તેમાથી નીકળેછે.

**સુજાતા**—એવું કાંઈ હોય નહી. હોઠો તો બળ્યા બડબડ કરે ત્યારે સાભળનારનાં મન એવા લાગેછે કે કોઈ પણ કહ્યા વિના રહેજ નહી કે કાનમાં સીસું રેડાઈ કાન બહેરા ભલે થજો પણ હોઠાના હડકવાના ફફડાટ કાને સાંભળવા ભગવાન વખત લાવશો નહી.

**કપાલી**—એ બધી વાત ખોટી. અને જ્યારે હું તમારા ગોરા ગાલ દેખું છું ત્યારે જીવ કહેછે કે ભલા ભગવાન ગગનમા તમે એક ચંદ્ર પ્રગટાવ્યો છે તો ભૂમિ ઉપર પણ તમારા ગાલ રૂપી બે ચંદ્ર પ્રકાશમાન કર્યાછે.

**સુજાતા**—બહુ ભૂલ ભરેલું એ ધારવું કહેવાય. ગાલ તો જ્યારે મનુષ્ય કાંઈ પણ ભૂલ કરે ત્યારે પોતાના હાથે પોતાને શિક્ષા કરવાને તમાચા મારવાનાં બે સ્થાન પ્રભુજીએ યોજ્યાંછે. પણ, આટલો વખત મેં તમારી સાથે સામા જવાબો કર્યા તે કાંઈ અજાણપણે કર્યા, કારણકે તમારા બોલો મને મલિન કરનારા છે એવું મને આટલો વખત ભાન થયું નહી. પણ હવે આ પળે મને સમજ પડેછે કે તમારા ઉદ્દગારો પાપિષ્ટ છે તો તેના જવાબો આપવામાં હું પણ લબાડપણાના દોષગ્રસ્ત થાવુંછું. માટે તમે હવે મલિન કામનો એક પણ શબ્દ મને નહી કહેશો.

**કપાલી**—મારા પ્રેમને તમે શા માટે કલુષિત કહેતા હશો તે હું સમજી શકતો નથી?

**સુજાતા**—શા માટે તો એટલાજ માટે કે બીચારો ભિક્ષુક શેરીમા થઇને ચાલ્યો જતો હોય તેને શેરીના કુતરાંએ પાછળથી આવી બચકું ભર્યું તો કુતરાનો તે હડકવાજ સમજવો; બીચારો ચિત્રકાર રાત દિવસ ઉગ્ર પરિશ્રમ લઇને કાગળ ઉપર મનહર ચિત્રો કાઢી રહ્યો હોય અને કાગે આવી તે ચિત્ર ઉપર વિષ્ટા નાખી તો તે કાગની કુટિલતાજ સમજવાની; બે ઘડીના લગીર આનંદ માટે બીચારો પતંગ ગગનમાં ઉડયો ત્યારે પ્રચંડ વંટોળિયો વાવા નીકળ્યો અને પતંગને તાણી ગયો તો તે વાયુ વંટોળિયાની વિવેકહીનતાજ વિચારવાની રહી; તેમ થાકી ગએલી કોઇ બીચારી દુઃખી સ્ત્રી વિશ્રામ માટે જરા બેઠી તો તેણીનાં વદનની ચેષ્ટા કરવી એ માત્ર મલિન કામ પરત્વેજ હોઇ શકે.

**કપાલી**—ત્યારે તમે સાચો પ્રેમ કોને કહેશો ?

**સુજાતા**—પોતે નહી ખાતાં જે ભૂખ્યાંને પોતાનું ભોજન પિરસેછે, જે પોતે જળપાન નહી કરતાં તરસ્યો રહી અન્યને જળપાન કરાવેછે, જે માતાપિતા અને વડિલની આજ્ઞા શિર ઝુકાવીને પાળેછે, જે પ્રભુનો ડર રાખીને સદાચરણમાં સંચરેછે, જે જગતમા સ્ત્રીઓને માતા બહેન તરીકે જુવેછે, તેને હું સાચો પ્રેમ કહુંછું.

**કપાલી**—ત્યારે શું સ્ત્રી ઉપર પુરૂષ પ્રેમ રાખે તે પ્રેમ નહી ?

**સુજાતા**—વિષ ડંસ દેવા સર્પ શૈયામા ભરાય તે શું સર્પનો સ્નેહ સમજશો ! અગ્નિ ઘરમા પથરાઈ તેને ભસ્મ કરે તે શું અગ્નિનો વહાલ વર્ણવશો ! શાહુકારના ઘરેણાં તેના અંગ ઉપરથી ચોર લોકો માર્ગમા ઉતારી જાય તો એ શું ચોર લોકનો વહાલભાવ કહેશો ! તેમ પરસ્ત્રાનું શિયળ ભંગ કરવાનો જે મનોવિકાર તેને શું તમે પ્રેમ કહેશો ?

**કપાલી**--ત્યારે શું તમારૂં કહેવું એવું છે કે પ્રેમ શબ્દ અને પ્રેમની વાતો મુકી દઇને હું તમને સ્પષ્ટ શબ્દોમાજ કહી દેવું કે મારે તમારી સાથે લગ્ન કરવાની પૂર્ણ ઇચ્છા છે ?

**સુજાતા**--મેં વ્રત લીધુંછે કે આ ભવમાં હું કોઇ પુરૂષનો કર લગ્નમાં ઝાલીશ નહી.

**કપાલી**--કારણ ?

**સુજાતા**—કારણ એટલુંજ કે જગતમાં દુ:ખી જનો ઘણાં છે. તેમનાં દુ:ખ દૂર કરવામાં મારી જીંદગી ગાળવી એ મને આવશ્યક લાગેછે, અને લગ્ન પછી તો પતિ સેવામા અને પરિવારની સંભાળમાં દુ:ખીઓની સેવા ઝાઝી થઇ શકે નહી.

**કપાલી**—પણ તમે તમારૂં વ્રત ત્યારે નહીજ તોડશો ?

**સુજાતા**—વ્રત તો વળી તુટતું હશે ! ગિરિ તે શું ગોળા પેઠે ગબડતા હશે ? બાળને હીચોળવાનાં પારણા તે શું મડદાં માટેની ઠાઠડી થતા હશે ? ખેતરના હોળ શું ઉકરડા સાફ કરવાના પાવડા તરીકે વપરાતા હશે ! પુરૂષ થઇને વ્રત તોડવાની વાત કરોછો તો પુરૂષના તમારા અવતારને તમે લાછન લગાડોછો. માટે, આ પળથી વ્રત લઇ લ્યો કે પરદારાને માતા બહેન તુલ્ય ગણી પાયે પડી નમન કરીશ. અને જો એ વ્રત નહી લેશો તો મારા બોલોને યાદ રાખજો કે તમારે મહા દુ:ખી થવા વખત આવશે.

**કપાલી**—આ તમારા બોલોથી ડરી જઇને હું ચાલી જતો નથી પણ તમારો મારા પ્રતિનો અનાદર જોતાં મને તમારા પ્રતિ પણ એવોજ અનાદર થાયછે તેથીજ આ પળે ચાલી જાવુંછું. (જતાં. સ્વગત). જાને હવે. તારા જેવી તો કાંઇક રૂપાળીઓ જોઇછે. (જાયછે.)

**સુજાતા**—(સ્વગત). ભગવાન ! ભગવાન ! હું દુ:ખી તો છું તેમાં મને વધુ દુ:ખી કરનારા કયાંથી આવી મળેછે ! ભગવાન, દુ:ખમાં સહાય કરનારા તમે સદા સંગાથે રહેજો.

**મહાત્મા**—( દર્શન સ્થૂળ રૂપમા તેણીને દેતાં ). બહેન ! ભગવાન તારાં દુઃખ :કરવા સદા તારી પાસે છે, કારણકે તું દુઃખીનાં દુખ હરનારી છે. બહેન ! દુખીનાં દુઃખ હરવાં એજ વાત મનથી પ્રિય રાખજે અને એજ કાર્યમાં તું પ્રવૃત્ત રહેજે. અને પ્રભુ માર્ગની તને આ પળે હું દિક્ષા દેવુંછું. બહેન ! આ વિશ્વ પરમાત્માનું છે, અને વિશ્વરૂપી એમની આ લીલામાં તું સર્વત્ર આનંદ, સુખ અને શાંતિ સ્થાપવા માટે અનેક કષ્ટ તારા પોતાના જીવે વેઠવા તું તૈયાર થઇછે તો એ દિક્ષા હું તને આજે દેવુંછું. જે દિક્ષા હું તને આ પળે દેવુંછું તેનો અર્થ એ છે કે આ સંસારનાં કોઈ પણ સુખો તું તારા પોતાના માટે નહી ઇચ્છતાં અન્ય જનોના સુખમાંજ તું પ્રવૃત્ત રહેજે. બહેન ! તુ પ્રભુજીનોજ દાખલો લે. પ્રભુજી પોતે અવિનાશી, આનંદ સ્વરૂપ છે, તોપણ જીવાત્માઓને ઉત્પન્ન કરી તેમને પોતાના સુખ આનંદ, અનંતતાથી ભરવા, પોતે જીવાત્માઓમા વાસ કરી પોતાને તે જીવાત્માઓનાં સંકુચિત રૂપમાં અને આવરણોમા કષ્ટ થવા દેછે; સારાંશ કે પ્રભુજી જીવાત્માઓનાં સુખ આનંદ અને વિકાસ કાજે પોતે કષ્ટ નિરંતરનું વેઠેછે. માટે સ્વાર્થત્યાગ એજ એક માર્ગ તું ધારણ કરજે. સ્વાર્થત્યાગ એટલે કાંઇ પ્રવૃત્તિમય જીવન નહી ગાળતાં શિથિલ બની નિવૃત્તિમય જીવન ગાળવું એવો અર્થ છેજ નહી. સ્વાર્થત્યાગનો અર્થ એટલોજ છે કે બ્રહ્માનું જે સો વર્ષનું આયુષ્ય છે અને જેમાં માનુષી કોટાનકોટિ વર્ષો થઇ જાયછે, તે બ્રહ્માનાં સો વર્ષનાં આયુષ્યમાં જેમ બ્રહ્મા સર્વ જીવાત્માઓમા વસી પ્રવૃત્તિમય રહેછે તેમ તું પણ દુઃખી જનોનાં દુઃખ દૂર કરવામાં પ્રવૃત્ત રહેજે. અને દુઃખ નિવારણમાં કર્તવ્યપરાયણ થતા લેશ પણ મમતા એ કર્તવ્યોમાં તું ધારણ કરીશ નહી. કારણ, કર્તવ્યનું રહસ્ય એજ છે કે તે નિસ્વાર્થી અને મમતારહિત હોવું જોઇએ. આ કર્તવ્યપરાયણતા એ કર્મયોગ થયો. હવે જ્ઞાનયોગ માટે તને ટુંકમાં સમજ પાડુંછું, તૈતરીય ઉપનિષદમા શ્રી મહાદેવ મૈત્રેય રૂષિને કહેછેઃ " મંત્રનું મનન એ અધમ પ્રકારનું ધ્યાન છે, ધર્મશાસ્ત્રનું મનન એ મધ્યમ પ્રકારનું ધ્યાન છે અને પરમાત્માના સ્વરૂપનું ધ્યાન એ ઉત્તમ પ્રકારનું ધ્યાન છે. " પરમાત્માનાં સ્વરૂપનાં ધ્યાનનું મહત્વ એ છે કે ધીમે ધીમે એ દ્વારા દિવ્ય જ્ઞાનનો પ્રકાશ થાયછે અને તેથી પરિણામે આત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર થાયછે. અને જ્યારે જે કોઈ મુનિ રૂષિને એ સાક્ષાત્કાર થાયછે ત્યારે તે તદ્રુપ બની જઇ જન્મમરણના ફેરામાંથી છુટેછે. અને પછી તો જેમ જળનો ભરેલો ઘડો સાગરમાં હોય તો તે ઘડો માંહેથી પણ જળથી ભરેલો છે અને બહારથી પણ જળથી ભરેલો છે, તેવી રીતની તે મુનિ અથવા રૂષિની સ્થિતિ થાય છે, અર્થાત, પરમાત્મા સ્વરૂપમાં એટલે સત્ ચિત્ અને આનંદમાંજ સ્થાપિત થાયછે; અર્થાત્, મૃત્યુરહિત, જ્ઞાનમય અને આનંદમય અસ્તિત્વ પ્રાપ્ત કરેછે. વળી, બ્રહદરણ્યાક ઉપનિષદમાં કહેલું છેઃ " અપ્રમેય, અવિચળ, દોષરહિત તત્વ, જે સર્વત્ર પ્રકાશમાન, આકાશની પણ પર છે, જે અજન્મા આત્મન છે, અનંત છે, તેને

માત્ર એકજ દ્રષ્ટિબિંદુથી નિહાળવાનો છે; અને તે એ કે મુનિએ પ્રથમ તેને શાસ્ત્રના અધ્યયન દ્વારા અને પછી દિવ્ય જ્ઞાન વડે ઓળખવાનો છે, જેથી અનેક પરસ્પર વિરોધવાળાં શાસ્ત્રોના અભ્યાસની તેને વિશેષ આવશ્યકતા નથી." આ સૂત્રમાં એક દ્રષ્ટિબિંદુથી પ્રભુને નિહાળવાનો ઉપદેશ છે તે એ છે કે જોકે અનેક રૂપોમાં તે વાસ કરેછે તોપણ એ સઘળાં એનાંજ રૂપો છે અને એ સ્વરૂપો એનાથી ભિન્ન નથી. અને દિવ્ય જ્ઞાનનું જે મહત્વ દર્શાવવામાં આવ્યુંછે તે માત્ર ધ્યાન દ્વારા ઉત્પન્ન થતાં જ્ઞાનનું મહત્વ છે, તો હવે તું સમજીશ કે જ્ઞાનયોગનો ઉદ્દેશ એજ છે કે પ્રભુજીનું ધ્યાન ધરવાથી જે દિવ્ય જ્ઞાન ઉત્પન્ન થાયછે તે થકી આત્મા તથા પરમાત્માનું સાક્ષાત જ્ઞાન થાયછે, અને તે જ્ઞાન થતાં અહંતા મમતા ટળી જાયછે, અને જીવાત્મા સત્‌ચિદઆનંદરૂપને પ્રાપ્ત કરેછે. હવે ભક્તિયોગ પરત્વે બે બોલ કહીશ. દિવ્ય જ્ઞાન દ્વારા પ્રભુજીનું જે જ્ઞાન થાયછે તે પછી પ્રભુજીમાં પ્રીતિ સ્થાપિત કરવાનો માર્ગ તે ભક્તિયોગ છે. ભક્તિયોગનું રહસ્ય શુદ્ધ સાચા પ્રેમથી નિરાળું નથી. પ્રેમ મનુષ્યને તેની પ્રિય પસ્તુ પ્રતિ ગમન કરાવે છે, તેમ ભકિત જે પ્રેમ કરતાં વધુ વિપુલ અને વિશાળ છે તે પ્રભુજી પ્રતિ વેગે વિચરેછે. આ રીતે ભકિતનું સ્વરૂપ સરળ અને તીવ્ર છે. અને એને કાંઈ પણ નિયમો અથવા પ્રતિબંધનોની ઘટનામાં પુરી શકાતી નથી, અર્થાત, ભકિતમા કાંઈ નિયમો છેજ નહી, અને બાહ્ય સાધનોની કાંઇ એને અપેક્ષા પણ હોતી નથી. કારણ, સ્વત. સ્ફુરિત એ ઝરણું આપોઆપ પોતાનાં બળથી, પોતાના વેગથી, પોતાના વિકાસાનુસાર પ્રભુજી પ્રતિ વહન કરેછે. માટે, બ્હેન, પ્રભુજીને તારા હૃદયમંદિરમાં તારી ભકિતથકી સદા પધારેલા રાખજે. અને તારા હૃદયમંદિરમા એમનો વાસ થતા તું તારા વિચાર, વાણી, કર્તવ્ય, સર્વસ્વ એમને સમર્પણ કરી દેજે. આ ભકિતમાર્ગનું રહસ્ય થયું. અને કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભકિતયોગ એ ત્રણેનો એકએક સાથનો સંબંધ અને ઉપયોગિતા મેં દર્શાવી. એ ત્રિપુટિનો મર્મ જે જનસેવા અને પ્રભુસેવા તે તને મેં સમજાવ્યોછે એટલે તારી દિક્ષા હવે પુરી થઇછે. અને એ ત્રણે યોગોનું મૂળ દુ:ખી જનોની સેવા છે એ ફરીથી વર્ણવવા હું તને વધુમાં કહીશ કે જગતમાં પશુપંખીઓમાં બહુધા એવો નિયમ જોવામાં આવેછે કે તેઓમાંનાં બળવાન અન્ય નબળાંઓને પીડીને અને તેમનો ભક્ષ કરીને જીવેછે, તે જોઇ મૂર્ખ મનુષ્ય મનથી ગ્રહણ કરેછે કે તેણે પણ અન્ય જીવાત્માને પીડન કરીને, તેમનો પ્રાણ લઇને, પોતાનું જીવન સંભાળી રાખવાનું છે. અને એવા મૂર્ખ વિચારથી મનુષ્ય વળી પોતાનાં મનને મનાવેછે કે આ કુદરત મારા પોતાના ઉપભોગ માટે સરજાઇછે અને એ કુદરતે મારી આજ્ઞાનેજ આધિન રહેવાનું છે અને મારીજ અભિલાષાઓની તૃપ્તિ કરવાની છે. પણ ભ્રમિત મનુષ્ય સમજતો નથી, જરા આંખ ખોલી જોતો નથી, કે કુદરત તો તેની તલભાર પણ પરવા કરતી નથી, કે તેનાં તનમનનું સાત્વન કરવા લેશ તત્પર નથી. અગ્નિમાં જો મનુષ્યે હાથ

નાખ્યો તો અગ્નિએ તેને બાળેલોજ છેને; સાગરમાં તે જઈ પડ્યો તો સાગરનાં જળે ડુબાડેલોજ છેને; આ પ્રમાણે કુદરત તો મનુષ્યનો અનાદર અને તિરસ્કાર કરેછે. અને કુદરત જેની આજ્ઞા ઉઠાવેછે તે તો તેના સરજનહાર પ્રભુજીની છે, અને એ પ્રભુજીનેજ પ્રસન્ન કરવા કુદરત સતત પ્રવૃત્ત છે. માટે જે મદાંધ મનુષ્ય આત્મસુખ માટે પ્રયત્ન કરે છે તે તેની અજ્ઞાનતા છે. અને જ્યારે એ અજ્ઞાનતાનું મનુષ્યને ભાન થાયછે ત્યારે તે સમજેછે કે આત્મસુખનો અધિકાર મનુષ્યને નથી. જેથી આ દેહ, આ મન, આ વિશ્વ એનાં પોતાના સુખો યોજવા માટે નથી, એના મનોરથોની તૃપ્તિ કરવા નથી, પરંતુ પ્રભુજીને હારહાર નિરખવા માટે, વંદવા માટે, અને ભક્તિ કરવા માટે છે; અર્થાત પ્રભુજીની લીલામાં દુઃખી જનોને સહાય કરવા માટે છે. માટે, બહેન, દુઃખી જનની સેવા એજ પરમ રહસ્ય છે, અને એ રહસ્ય તારાં ઉર વસેલુંજ છે, અને તું આ સંસારમા તારા સંસારી સુખો તજવા તૈયાર થઇછે, તો આ દિક્ષા તને દીધીછે. એ જનસેવામા તું પ્રવૃત્ત રહેજે. એ થકી આ ભવમાંજ તને આત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર યોગ્ય સમયે થશે. (અદૃષ્ય થઇ જાયછે.)

**સુજાતા**—(સાવધ થતાં, સ્વગત). અરે આ કોણ દિવ્ય આકૃતિ દર્શન દઇ ગયા! કોઇ મહાત્મા! કોઈ મહાત્મા! હા! મહાત્મા! મહાત્મા! મહાત્મા! તમારૂં રહસ્ય આજે જાણ્યું! જીવનમુક્ત મહાત્મા! તમારૂં અસ્તિત્વ સર્વત્ર પ્રતિપાદન કરીશ. તમે આપેલી દિક્ષા મારાં શિર ચઢાવુંછું અરે પણ મને ઘર જવાને બહુ મોડું થયું. (માથે ઘાસનો ભારો મુકીને ઉતાવળી જાયછે).

## અંક ૧. પ્રવેશ ૪.

**વેરાજ**—(સ્વગત). કાકા પાસે બે લાખ રૂપીઆ કાલે માગવા ગયો તે એમણે ના આપ્યા તે નાજ. અને આજે સવારે નોકરને વિકેશીના ઘરનો પત્તો આપીને તેણીને અહીં મારા ઘર આવવા કહેવડાવ્યું તો તેણીએ હમણા આવવાનો ટાઇમ આપ્યોછે તે ટાઇમ પણ થવા આવ્યો. અને તેણીને આપવા મારૂં આ ઘર ગીરો મુકી વ્યાજે રૂપીઆ લેવા પેલા મારવાડીને બોલાવ્યો છે તે હજી આવ્યો નથી, તો રૂપીયા પાસે હશે નહી અને વિકેશી આવી ચઢશે તો એની સાથે પ્રીત કેમ થશે! જ્યારથી આ વિકેશીને આ બે ચક્ષુઓથી મેં નિહાળીછે ત્યારથી જીવ એમ કહેછે કે હવે બે લાખ રૂપીયા કે બે પાઈ જે કાંઇ મારા હાથમાં આવે તે સઘળું પ્રસાદ તરીકે વિકેશીને સમર્પણ કરી દેવું અને જુગારમાં કે દુષ્ટ મિત્રોમાં તો એક પાઇ પણ હવે નહી બગાડવી. કારણકે આ મિત્રોમાં અને જુગારમાં તો આજ દિવસ સુધીમાં મારી ગણતરી પ્રમાણે કાંઇ વીસ પચીસ લાખ રૂપીઆ મેં આજ સુધીમાં ખોયા છે. (મારવાડી આવી

પહોચેછે. તેને). આવો. આવો શેઠ. તમારી તો વરસાદની પેઠે વાટ જોતો હતો કેમકે મને આ પળે પઇસાની ઘણી જરૂર પડીછે.

**મારવાડી**—કુમારશ્રી! પઈસાની જરૂર આવી પડે ત્યારે તો તમે શું, કે હું શું, કે મોટો ચક્રવર્તી ભૂપ શું, સર્વ કોઇને નાણાંની જોગવાઈ કર્યા વિના છુટકો છે! અને તમારે પઇસાની જરૂર પડીછે અને આ મહેલ ગીરો મુકી નાણાં જોઇએછે તો મારે નાણા આપવા ના નથી અને નાણાં સાથે લેતો પણ આવ્યોછું.

**વૈરાજ**—તમે તો નિત્ય પઇસાનાજ વ્યાપારમા રમોછો એટલે કોઇની નાણાંની મુશ્કેલી તમે સહેજે સમજી શકો તેમ છે. ત્યારે, જુવો, આ મારૂં ઘર ચાર લાખ રૂપીયાની કીમતનું અંકાયછે એ તો તમે જાણતા હશો, માટે આ ઘર ગીરો રાખી મને ચાર લાખ રૂપીયા હમણા આપશો તો હું ઘણો આભારી થઇશ.

**મારવાડી**—ચાર લાખના તમારા મકાન ઉપર તમારે ચાર લાખ રૂપીયા જોઇએછે, એવી ગાડી ગાડી વાત તમારે કરવી હોય તો મારે સોદો કરવાનો લગીરે વિચાર નથી. જુવો, અમારી શરાફી અને શાહુકારી રીત પ્રમાણે રૂપીયાના માલના અવેજ પેટે ચાર આના આપવામા આવેછે, તે પ્રમાણે તમારા ચાર લાખના મહેલના એક લાખ રૂપીયા તમને મળશે. તે પ્રમાણે કબુલ હોય તો રૂપીયા હીસાબે તૈયાર છે. (નોટો ગજવામાથી કહાડી દેખાડેછે). અને આ ગીરો દસ્તાવેજ ઉપર સહી કરી આપો અને નાણા ગણી લ્યો. મારી પાસે ખટપટ કે લુચ્ચાઇની વાત નથી, કારણ હું એક વેણનો માણસ છું.

**વૈરાજ**—પણ, શેઠ, ચાર લાખના બદલે મને ત્રણ લાખ રૂપીયા તો આપો.

**મારવાડી**—કુમારશ્રી, મને ગામમા રહેવા કાઇ ઘર પણ નથી રહેવા દેવું કે શું કે મને ખરાબ કરવાની આવી અઘટિત વાત કરોછો?

**વૈરાજ**—(સ્વગત). લાવ. ત્યારે, એક લાખ રૂપીયા તો એક લાખ લઇ લેવું. કાઈ વિકેશીને ખાલી હાથે પાછી કઢાશે! (મારવાડીને). શેઠ, તમને ભગવાન વહાલા હોય તો તમને યોગ્ય લાગે તેટલા રૂપીયા મને આપો. હું વધુ કાંઇ કહેતો નથી.

**મારવાડી**—કુમારશ્રી! પઇસાની બાબદમાં મને પઇસો વહાલો છે અને તેમાં મારાથી ભગવાનને વહાલા નથી કરી શકાતા. કારણ સમજાવું. કાંઈ બાધાઓ રાખ્યાથી ઘરની સ્રીને થએલા છોકરાં રોઇ રોઇને મરેછે તો તેને પાઇનાં બોર મારાથી નથી અલાવાતા; રહેવાનાં ઘરની દીવાલો બસો વરસની જુની હોવાથી પડી જાય તેવી થઇ ગઇછે અને એ દીવાલો પડે અને તળે કચડાઈ જઇએ તો જીવથી જઇએ, પણ જીવ કહેછે કે મરી જઈશું તો ખેર પણ ઘરની દીવાલને ચુનો લગાડવા સરખો ખરચ પણ હાય બાપ કેમ થાય; માણસને પોતાની ઘરવાળીથી કોઈ વધારે વહાલું ના હોય તોયે ઘરવાળીને પણ સાફ હુકમ છે કે બાર મહિના ઉપર તેરમો મહિનો થાય ત્યારે એના માટે એક સાલ્લાનો અને એક ઘાઘરાનો અને એક કાપડાંનો ખરચ કરવો. બાપજી, આ પ્રમાણે જીવ સાટે પઇસો જાળવીએ છીએ, સંભાળીએ છીએ, ત્યારે પઇસો રહેછે,

ત્યારે પઇસો કેમ વહાલો અમને ના હોય ? માટે પઇસાની વાતમાં તો પઇસો પહેલો અને ભગવાન બગવાન બધા કેડ. મારે કાંઇ પઇસા વધારે નથી પડયા કે ફેંકી દઇશ, બાપ. સમજ્યા ? માટે, મારે તો લાખ રૂપીયાથી એક પઇ વધારે આપવી બને તેમ નથી.

**વૈરાજ**—પણ, શેઠજી, એક લાખ રૂપીયા ઉપર કાંઈ સહેજ તો વધો.

**મારવાડી**—રૂપીયા તો તમારા મન કાંઇ તાદળજાની ભાજીબાજી ભાળી શું કે તે એક ઝુડી વધારે મુકી તોપણ શું કે એક ઝુડી ઓછી મુકી તોપણ શું ? આ લાખ રૂપીઆ પણ મારા મોઢેથી ભૂલમાં બોલાઇ ગયાછે તે મારૂં વેણ ફેરવાય નહી તે માટે લાખ રૂપીયા આપવા હા પાડુંછું, નહીતો મને કાંઇ લાખ રૂપીઆ ફેંકી દેવા લગીરે વિચાર નથી. અને તમારે અને મારે આ સોદો બંધ બેસે એમ લાગતું નથી માટે હું તો જઇશ. આ એક લાખ રૂપરડીના સોદામાં દસ કલાકથી ક્યારનો આટલો આ બળ્યા તમારો કકળાટ સાંભળતા મારા તો કાન પણ દુઃખી આવ્યા. (જવાનો ડોળ કરેછે).

**વૈરાજ**—(મારવાડીને જતો રોકીને). હશે, ત્યારે, જેમ તમારી ઇચ્છા. એક લાખજ રૂપીઆ આપો.

**મારવાડી**—રૂપીયા આપો તે કાંઈ આ દસ્તાવેજ ઉપર સહીબહી કરી આપશો પછી કે પહેલાંજ ? આ દસ્તાવેજ વાંચો અને પછી સહી કરો નહીતો વળી કહેશો કે વંચાવ્યા વગર સહી કરાવી લીધી.

**વૈરાજ**—મારે તો કાંઇ એ દસ્તાવેજ વાચવો નથી, હું સહી કરી આપુછું.

**મારવાડી**—તો ભલે ત્યારે, વાચ્યા વિના સહી કરો, અને આ તમારા પચીસ હજાર રૂપીયા ગણી લ્યો.

**વૈરાજ**—પચાસ હજાર રૂપીયા કેમ ?

**મારવાડી**—તેટલા માટે તો કહુંછું કે આ ગીરો દસ્તાવેજ વાંચો એટલે તમને સઘળી માહિતિ મળે.

**વૈરાજ**—(ગીરો દસ્તાવેજ વાંચેછે). સંવત્સર શહેરના શરાફ શેઠ તારાચંદ ઘનશ્યામદાસ, જોગ, લખીતંગ કુમાર વૈરાજ બ્રહદરણ તે મહારાજાધિરાજ શાકાયન્યના ભત્રિજા. જત આ ગીરો દસ્તાવેજથી અમો કુમાર વૈરાજ બ્રહદરણ તમો શેઠ તારાચંદ ઘનશ્યામદાસને લખી આપીએ છીએ જે અમારૂં રહેવાનું મકાન જે અમારી પોતાની માલકીનું છે અને જે રમ્યભુવનનાં નામથી લોકમાં ઓળખાયછે, અને જે સંવત્સર શહેરના રાજમાર્ગ ઉપર આવેલું છે, તે આખું તમામ મકાન આકાશથી પાતાળ સુધીની હદનું અમે આજે સંવત ૧૯૮૦ના ફાગણ શુદ ૧૪ ના દિવસે આ દસ્તાવેજથી તમારા ત્યાં ગીરો મુકયું છે તેના પેટે એક લાખ રૂપીયા અમોએ તમારી પાસેથી આજ રોકડા લીધાછે. અને એ રૂપીયામાંથી સદરહુ રૂપીયાના સેંકડે વીસ ટકાનાં વ્યાજના દર પ્રમાણે રૂપીયા વીસ હજાર અમોએ તમોને અગાઉથી કાપી આપ્યાછે.

**વૈરાજ**—(વાચતો અટકી જઇને હૃદયવેધક સ્વરથી. મારવાડીને). વ્યાજ તો, શેઠજી, અગાઉથી નહી કાપી લેતાં જેમ જેમ વ્યાજ ચઢે તેમ તેમ લેના રહો તો સારૂં.

**મારવાડી**—કુમારશ્રી! તમને ગમે તો લાખ રૂપીયાની મારી મુડી પાછી મને ના દેશો, પણ વ્યાજ તો અમને શરાફ લોકને પહેલેજ જોઇએ. વ્યાજ ઉપર તો અમારો શરાફી ધંધો ચાલે માટે વ્યાજની બાબદમા તો તમારાથી શું કે મોટા ચક્રવર્તી ભૂપથી પણ ના પડાયજ નહી. અને આખાં ગામમા કોઇને પણ પુછી જુવો કે મારો રીવાજ તો વ્યાજ પહેલેથી લેવાનો છે કે નહી.

**વૈરાજ**—(નિશ્વાસ નાખતા. સ્વગત). મારવાડી! મારૂં લોહી ચુસવા તૈયાર થયોછે તો ભલે ચુસ. આ પળે એંસી હજાર તો એંસી હજાર પણ કબુલ કર્યા વિના છુટકો નથી. (મારવાડીને). ભલે, ત્યારે, વ્યાજના વીસ હજાર રૂપીયા પ્રથમથી કાપી લ્યો.

**મારવાડી**—તો, કુમાર સાહેબ, આપવું લેવું એ તો વ્યવ્હાર પ્રમાણે છે અને તમે ઝટ સમજોછો એ સારી વાત છે. હવે દસ્તાવેજ આગળ વાચો.

**વૈરાજ**—હા. વાચુંછું. (વાચેછે). અને અમારૂં જે મકાન ગીરો મુકી એક લાખ રૂપીયા અમે તમારી પાસેથી લીધાછે તેમાંથી વ્યાજના વીસ હજાર રૂપીયા એક વર્ષના બાદ કરતા, બીજા રૂપીયા પચાસ હજાર વધારે તમને એ કારણસર અમે કાપી આપીએ છીએ કે એ અમારૂં ઘર જે તમારી માલકીનું ગીરો મીલકત તરીકે થયું તેમાં અમે રહેવાનું ચાલુ રાખવાના છીએ, અને એ મકાન ખાલી કરી તમારા કબ્જામાં સોપવાના નથી, અને એ રીતે એ તમારૂં મકાન અમારા કબજામાં છે, તે માટે રૂપીયા પચાસ હઝાર અમે તમને કાપી આપીએ છીએ. (વાંચતો અટકી જઇને). શેઠ! ત્યારે તો મને ત્રીસ હજાર રૂપીયાજ રહેશે!

**મારવાડી**—તેને હું કેમ કરીશ, બાપા? તમને ના પાલવતુ હોય તો હું તો આ હીડયો. (જવાનો ડોળ કરેછે).

**વૈરાજ**—(સ્વગત). મારવાડી! તમારાથી લુંટાય તેટલા મને લુંટો, હું તો કહુંછું કે આ પળે તમે ચાર લાખના મકાન પેટે ચાર રૂપીયા આપશો તો ચાર રૂપીયા પણ સુંદરી વિકેશીને આપવા હું લઇશ. આહા! જુગાર, મદિરા, દુષ્ટની મિત્રતા, તેં મારી આ દશા કરી! (મારવાડીને). શેઠ! તમારા હીસાબે તમે ત્રીસ હજાર રૂપીયા આપતા હોવો તો ત્રીસ હજાર આપો, મારે ના નથી.

**મારવાડી**—ત્યારે, બાપા, સાચી વાતમાં પણ તમે ઠાલી વાંધા કહાડો તો મારૂં મન પછી નારાજ કેમ ના થાય અને તમારી સાથે ધંધો કરવા પણ મારો જીવ કેમ થાય? હવે, આ ગીરો દસ્તાવેજનો છેડો આવ્યોછે તે વાંચી નાખો અને પછી તમારી સહી કરી નાખો અને રૂપીયા ગણી લ્યો.

**વૈરાજ**—(સ્વગત). અરેરે! આ દસ્તાવેજનો છેડો તો કયારે આવશે કે બાકી રહેલા ત્રીસ હજાર રૂપીયાનો છેડો આવશે ત્યારે. (મારવાડીને). આગળ વાચુંછું. (વાચેછે). અને અમારે જે ત્રીસ હજાર રૂપીઆ ઉપર પ્રમાણે હીસાબે લેવાના

રહ્યા તેમાથી રૂપીયા પાંચ હજાર અમે તમને તમારી પાગડીના તમારા હકના અને રીવાજ મુજબ કાપી આપીએ છીએ. અને આ પ્રમાણે અમે તમારી પાસેથી આજ રોજ રૂપીયા એક લાખ પુરા લીધાછે તે તમો માગો ત્યારે અમો તમોને આપીએ.

**મારવાડી**—બસ. બસ. આ છેડો હવે આવી ગયો. અને પાગડીના રૂપીયા તો અમે શરાફ લોકોને એમ લેવા પડેછે કે અમારા પગમાં અમે જોડા દસ ઢીગડાંના પહેરીએ, પણ માથે પાગડી તો પચીસ ત્રીસ રૂપીયાની પહેરીએ. અને પાગડી માટે એટલા બધા રૂપીયા ફોકટના અમારી પાસે કયાંથી હોય તે માટે અમારા ગ્રાહકો પાસેથી અમે એ રૂપીયા લઇએ છીએ. સમજ્યાને? લ્યો, હવે સહી કરો એટલે રૂપીયા ઝટ ગણી આપુ.

**વૈરાજ**—(સ્વગત). અરે ભગવાન! ચાર લાખના મકાન પેટે માત્ર પચીસ હજાર મારે દેખવાના! વૈરાજ! હવે તો તુ કાંઈ વિચાર કર, કાંઇ સમજ, અને તારાં પાપ માટે પશ્ચાતાપ કર. (મારવાડીને). લાવો, સહી કરી આપું. (સહી કરેછે).

**મારવાડી**—સહી કરોછો તો અક્ષર મોતીના દાણા જેવા કહાડજો નહીતો દસ્તાવેજ રદ જશે અને મારાથી રૂપીયા પચીસ હજાર તમને ગણી અપાશે નહી. (સહી જોઇને). સહીમા કચાશ તો ઘણી છે પણ હવે એ તો હુ ચલાવી લઇશ. (પચીસ હજાર રૂપીયાની નોટો ગુંજવામાંથી કહાડી આપતા). પચીસ હજારની આ નોટો તમારા હાથે ગમે તો દસ વાર ગણી લ્યો.

**વૈરાજ**—(નોટો ગણી રહીને). પચીસ હજાર રૂપીયા પુરેપુરા થઇ રહ્યા.

**મારવાડી**—તો પુરેપુરા કેમ ના થઇ રહે? લ્યો, ત્યારે હું હવે જાવુંછું. (જાયછે.)

**વૈરાજ**—(સ્વગત). આ પચીસ હજાર રૂપીયા સુંદરી વિકેશીને આપી દઇશ. એ સુંદરી માટે આખું વિશ્વ તજી દેવાય, તનમન તજી દેવાય, આત્મા, પરમાત્મા, મોક્ષ, સર્વ તજી દેવાય, તેના માટે વળી આ પચીસ હજાર રૂપીયા તજતાં શું વિચાર કરવાનો!

**વિકેશી**—( આવનાં વિચાર કરેછે. સ્વગત). વારાગનાના ધંધાની આજ આ પળે શરૂઆત કરૂંછું. આ કુમારશ્રીએ મને એમના નોકર સાથે અહી એમનાં ઘર બોલાવેલી આવીછું. કુમારશ્રી પાસેથી લાખો રૂપીયા મળવાની આશા તો ઘણી છે. પણ, આ પળે મારૂં આ શરીર કંપેછે કેમ! મન ભ્રમિત થાયછે કેમ! આત્મા અકળાયછે કેમ! જાણે આ કુમારશ્રીના બારણાંમાથીજ પાછી વળી મારા ઘર જાવું અને વારાંગનાનો ધંધો સદા માટે તજી દેવાનું વ્રત લેવું, એવું મારો જીવ આ પળે કહી રહ્યોછે કેમ!

**વૈરાજ**—(વિકેશી ઉપર નજર પડતાં. તેણીને). અરે! તમે આવ્યાંછો? બારણાંમાંજ શા સારૂ ઉભાં રહ્યાં હશો વૌરૂ! કાંઇ પારકું ઘર ગણ્યું શું?

**વિકેશી**—તમે કાંઈ વિચારમાં તલ્લીન બેઠેલા હતા એટલે હું અહીજ બાજુએ ઉભી રહી.

**વૈરાજ**—હું વિચારોમા લુબ્ધ બની ગયો હતો એ તો ખરૂં. પણ તમારા પ્રેમના વિચા-

રોમાંચ હું તણાતો હતો એ તમે કદાચ ધારી શકયા કે સમજી શકયા નહી હશો. મારો જીવ કહેછે કે હું જીવીશ ત્યાં સુધી તમારા પ્રેમનો પૂજારી થઈ રહીશ.

**વિકેશી**—ત્યારે શું પ્રાણ ગયા પછી મારી પ્રીતમાં તમે પ્રવૃત્ત નહી રહેશો? શાસ્ત્રમા કહ્યુંછે કે મૃત્યુ દ્વારા આ સ્થૂળ દેહ પંચ મહાભૂતમાં ભળી જાયછે, પણ આત્મા નાશ પામતો નથી, તો પછી મૃત્યુ પછી પણ પ્રેમી પુરૂષ આત્મા દ્વારા પ્રેમનો પૂજારી ચાલુ રહી શકેછે.

**વૈરાજ**—શાસ્ત્રો તો આત્માનું અમરત્વ પ્રતિપાદન કરેછેજ, પણ આત્માનું એ અમરત્વ કોઇ વિરલાં નરનારીજ પોતાના માટે સિદ્ધ કરી શકતા હશે.

**વિકેશી**—આત્માનુ અમરત્વ તો જ્ઞાની કે અજ્ઞાની સર્વને સિદ્ધ થએલું હોવુંજ જોઇએ. અને જયારે સ્ત્રી કોઇ પુરૂષ સાથે પ્રેમમા જોડાયછે ત્યારે તેણી તે પુરૂષ સાથના મૃત્યુ પછીનાં પ્રેમ સુખમા સ્થાપિત રહેવા અને નહી કે આ ક્ષણભંગુર દેહનાં ક્ષણિક સુખ માટે. પરંતુ, સ્ત્રીએ તેણીના પ્રેમી પુરૂષ સાથનાં આ ભવના સુખનો માર્ગ યોજવો જોઇએ અને તેની પરસ્પર વાતો અવશ્ય કરવીજ જોઇએ તો આપણે આપણા સુખ દુઃખની વાતજ હમણા તો કરીએ.

**વૈરાજ**—હા. એ તમે બરાબર કહ્યું. આપણી સંસારી વાતો ભલી અને આપણે ભલાં.

**વિકેશી**—અને મારાં સુખદુઃખની વાત હું પ્રથમ શરૂ કરૂંછું. મારી હકીકત હાલમાં એ છે કે મારી પાસે ઝાઝા પઇસા નથી તેથી કાલ સવારે મારૂં શું થશે તેની મને એટલી બધી ચિંતા થાયછે કે જાણે મને કોઇની સંગાથે કાંઈ વાત કરવી પણ નથી ગમતી.

**વૈરાજ**—તમે ઠીક કર્યુ કે પઇસાની તમારી અડચણ મને કહી. લ્યો આ પચીસ હજાર રૂપીયા અને તમે કાઇ પણ ચિંતા મનમાં હવે રાખશો નહીં.

**વિકેશી**—(રૂપીયા લેતા). આ પચીસ હજાર રૂપીયાની તો તમે શું મોટી બીસાદ ગણતા હશો કે એટલા રૂપીયા મને આપ્યા એટલે મારી રૂપીયાની તંગી મટી ગઇ એમ તમારાં મનથી સમજોછો? લોકો દયા દાન લાખો અને કરોડો રૂપીયાના કરેછે તોપણ જાણે કાંઇ મોટી રકમ અપાઈ નથી એમ મનથી સમજેછે, તો આટલા પચીસ હજાર રૂપીયા તો કઇ પેરે તમને મોટી ભારે રકમ લાગતી હશે કે જેથી મને હવે રૂપીયાની ચિંતા કરવા ના કહોછો? (નોટો ફેંકી દઇને). મારે તમારા રૂપીયા શું કરવા છે? (જરા વારના વિલંબ પછી). રહો, તમારી નોટો હું તમને વીણી આપુછું. નહીતો કાઇ ઉડી જશે કે ખૂણામાં ભરાઇ જશે અને ઓછી થશે તો તમે કહેશો કે હું લઇ ગઇ.

### ગાયન ૭.

વીણી વીણી આપુંછું પાછાં તમ નાણાં,
આપ્યાં તમે જે કરી નજરાણાં. વીણી.
બેસવું પડેછે આ જાણે થાપવા છાણાં,
ના બેસું હું આમ જમવા પણ ભાણાં. વીણી.

લ્યોને લ્યોને મારાથી પુરા નથી ગણાણા,
ખાવાશે તો ખાવાં પડે મારે મેહેણાં. વીણી.

નજરાણા લઇશું હશે કાંઇ સારાં ટાણાં,
હમણા લીધેલાના તો થાય ઉઘરાણા. વીણી.

પઇસા લેતાં કહેવાઇએ નહીં શાણાં,
નથી અમે એ વાતથી કાઇ અજાણાં. વીણી.

( નોટો વીણી ઉભી થતા). આ રહ્યા તમારા પચીસ હજાર રૂપીયા.

**નોકર**—(આવતા. વૈરાજને). આપનો મિત્ર મળવા આવ્યોછે.

**વૈરાજ**—(વિકેશીને). હું જરા મિત્ર પાસે જઈ આવું. તમે મેહેરબાની કરીને થોભજો. (જતા. સ્વગત). દુષ્ટ મિત્ર અને યમ એ બેઉ બરાબર છે. યમરાજ કોઇ પણ અણધારેલી પળે આવી ઉભો રહેવાનો અને દુષ્ટ મિત્ર પણ ક્યાયેથી ફૂટી નીકળવાનો. (જાયછે).

**વિકેશી**—(સ્વગત). કાઇ બારે વર્ષે પણ હું પચીસ હજાર રૂપીઆ પામીશ એવી મને આશા નહીં હતી, અને આ તો એક દિવસમાં અને એક બોલ બોલતાંમાં પચીસ હજાર કમાઇ ગઇ, અને આ હીસાબે તો કાઇ ચાર છ મહિનામા હું કરોડપતિ થઇ જાવું તોપણ વાર નહીં લાગે ! અરે ! પણ, હું આ પ્રમાણે ફાવીશું તો મને હામ આવવાને બદલે આજે મારૂં અંતઃકરણ ઉદાસ કેમ થાયછે અને મારો જીવ પાછો કેમ પડેછે ?

**ભિખારણ**—(આવતા). **ગાયન ૮.**

દીયો કોઈ દયાવાન દાતાર, આવીશું તમ આગણ,
ભૂખ તરસથી પીડાવું, માગું હુ તે કારણ. દીયો.

કહેશો નહીં, નથી તુજ બાપની અહી થાપણ,
બાપ મારા પાસે જાણું હતુ નહી કાંઈ પણ. દીયો.

દાન દિગ્વજય કરી, કરો દુઃખ નિવારણ,
અમર કરી જશે નામ તમ ભાટ ચારણ દીયો.

પાખંડી પડાવશે કરી મિત્ર વેશ ધારણ,
માલણ મનાવી લેશે બાંધી ઘર તોરણ.
ચોરી જશે ચોર રહેવા નવ દઈ કોઠારે કણ,
વ્યાપાર વિનાશ કરી, કરાવશે વિદેશ પર્યટણ,
વેશ્યા કરશે નિકંદન કરાવી વિવેક વિસ્મરણ દીયો.

**વિકેશી**—( ભિખારણને સાભળીને, સ્વગત ). અરે ! આ શું ! ભિક્ષા માગનારી એક ભિખારણ પણ વારાગનાને આવું મેહેણું મારશે ! ત્યારે તો વિકેશી તારાં હત્યારાં જીવન કરતાં તું મુવેલી ભલી. વારાંગનાના ધંધાની અધમતા હવે મને ધીમે ધીમે આપોઆપ તેમજ બાહ્ય સંજોગોથી સ્પષ્ટ તથા સિદ્ધ થતી જાયછે !

**ભિખારણ**--( વિકેશીને ). બ્હેન ! કાંઈ દયાદાન નહીં કરો ? દુઃખીની દયા તું દીલે નહી ધરે ?

**વિકેશી**—આ ઘર કાંઈ મારૂ નથી કે કાંઈ નહીતો મુઠી આટો પણ કોઠીમાંથી કહાડીને તમને આપુ. આ ઘરમા તો એક પુરૂષજ રહેછે.

**ભિખારણ**— બહેન ! આ ઘરમાં કોઇ પુરૂષ એકલાજ રહેછે તોતો હું સ્ત્રીજાતથી વિવેક મર્યાદાને લીધે આ ઘરમાં પગ પણ નહી મુકાય. જે ઘરમાં કોઇ સ્ત્રીનો વાસ હોય તેજ ઘરમા ભિખારણ સ્ત્રીથી પણ ભિક્ષા માટે પગ મુકાય. ઠીક થયું બ્હેન કે તેં મારી ભૂલ ભાગી. ( પાછી વળી જવાનું કરેછે ).

**વિકેશી**—( ભિખારણને જતી રોકાને ). તમે થોભો, થોભો. હુ પણ તમારી સંગાથેજ આવુંછુ. પણ આ ઘરમા પુરૂષ માણસજ રહેછે અને સ્ત્રી બાઈ નથી તો તમારે ભિક્ષા માગવા માટે પણ નહી થોભવાનું શું કારણ તે હું બરાબર સમજી શકતી નથી, માટે મને તે સમજાવો.

**ભિખારણ**—બહેન ! હું માગણ થઈ તો કોઈ ઘર કાંઈ ગાળો ખાવાની, તો કોઈ ઘર વળી ધક્કા ખાવાની, તો કોઇ શેરીમા ત્યાના કુતરાઓથી કરડાવાની, એ બધી મારા કર્મમાં લખેલી દુ:ખી કહાણીઓ તો ખરીજ, અને તે મારે વેઠવાની પણ ખરી. પણ કોઇ ઘરમાં પુરૂષ માણસ એકલોજ રહેતો હોય તો તે ઘરમાં સ્ત્રીજાતે નહી જવાનું કારણ એટલુંજ કે કોઇ કોઇ પુરૂષો એવા હોયછે કે એકાતમાં પરસ્ત્રી ઉપર તેમની નજર પડેછે તો તેમની નજર તેણી ઉપર બગડેછે અને તેણીનો કેડો એવો પકડેછે કે તેણી પાતાળમા પેસી જાય તો ત્યાં પણ તેણી પાછળ પહોચેછે, અને જો તેમ કરતાં પણ તેણી તેમને વશ નહી થઇ તો પછી ક્રુર કસાઇ બની તેણીનો જીવ લેતા પણ ડરતા નથી. માટે એકાંતમાં પરપુરૂષથી તો હું થરથરૂંછુ.

**વિકેશી**—( ડરથી સ્તબ્ધ બની જઇને સ્વગત ). પાતાળમાં પણ પાછળ પડે અને જીવ લીધેજ છુટકો કરે એવા પરપુરૂષો હોયછે ! આહા ! ભિક્ષુક માતા ! તમે આજે મને જીવતદાન દીધુંછે અને વારાગનાના ધંધામાં પડી દુઃખી થતી તમે મને આ પળે ઉગારી લીધીછે. વારાંગના ! વારાંગના ! હું હવે તારો ધંધો ગ્રહણ નહી કરીશ અને કોઇ અવિચારી અબળાને પણ ગ્રહણ કરવા નહી દઇશ. ( પોતાનાં ગળાંમાનો દસ હજાર રૂપીયાનો હાર ગળામાંથી ઉતારીને ભિખારણના ગળામા નાખતા. ભિખારણને ). માતા ! આ હાર મારા તરફથી હું તમને આપુછુ તે તમે લ્યો.

**ભિખારણ**—બેટા ! મારે તો પાશેર અનાજ જોઇએ માટે હીરાના હારને હું શું કરૂં ! તારો હાર તુ સુખેથી પહેર. પણ બહેન, તુ બોલતા આટલી બધી ધ્રુજેછે શા સારૂ ? ( હાર વિકેશીને પાછો આપેછે ).

**વિકેશી**—માતા ! મારી ગભરામણનું કારણ હું તમને પછીથી કહીશ.

**ભિખારણ**—બેટા ! મારે કાંઇ તારી ગભરામણનાં કારણની વાતો સાંભળવાની હોય નહી,

કારણુ એ પ્રમાણે લોકોની બધી વાતો સાંભળવા હું જઉં તો ઘેર ઘેર સવારથી રાત સુધી આથડીને લૂખો રોટલો પામુંછું તે પણુ નહી પામું. ( ચાલી જાયછે ).

**વિકેશી**—(સ્વગત). માતા! માતા! ચક્રવર્તી મહારાજાધિરાજ પોતે મને મારા દુષ્ટ વિચારમાથી ચલાયમાન નહી કરી શકયા, પણુ તમે માત્ર તમારા એક અનુભવના અને ડહાપણુના બોલથી મારા દુષ્ટ વિચારનું ઉન્મૂલન કરી નાખ્યું છે! અરેરે! પરધન ખાતર વારાંગનાનો જગનિંદિત ધંધો હું કરવા નીકળી! ધિક્કાર છે મારી ભ્રષ્ટ મતિને.

### ગાયન ૯.

પરધનમા જઇ પ્રગટો દાવાનળ,
જઇ વસો નહીતો એ વળી રસાતળ. પરધનમા.
જાણું હવે હું, એ તો ખરેખર હળાહળ,
વળી કુટિલ કલંકિત એ કાજળ. પરધનમાં.
જાણ્યું હવે મેં પરધન કેરૂં પોકળ,
મોતી નહી એ, પણુ બિંદુ ઝાકળ. પરધનમાં.
ગુલાબ પુષ્પ નહી, પણુ એ નિષ્ઠુર બાવળ,
મડદું મલિનતાનું, નહી એ મૂર્તિ મંગળ. પરધનમાં.
ઝડિયું ઝરેડો કરનારૂં, નહી કળી એ કોમળ,
કાગ કાકા કરતો, નહી એ મધુર કોયલ. પરધનમાં.

અરે ભગવાન! પરપુરૂષો શું ત્યારે સ્ત્રીના આવા જીવ લેનારા હોય છે! મારો જીવ કાંઇ મને બહુ વહાલો છે અને મને મરવું ગમતું નથી, એવું કાંઇ છેજ નહી, પણુ ઇશ્વરના ઘરથી નિર્માણુ થએલી મોતની ઘડી આવે ત્યારે મરવું તે ઉચિત છે, અને પરપુરૂષોથી કોઇ પણ અણુધારેલી પળે જાણીજોઇને મોતની ઘડી આવા કુચ્છંદના માર્ગે લાવવી એ કાંઈ સારૂં નહીજ કહેવાય. ચિતારો પોતે ચીતારેલા ચિત્રથી ભલે અસંતુષ્ટ અને નારાજ થાય, પણુ કોઇ અડપલું છોકરૂં તે ફાડી નાખે તે તો મહા દુ:ખની કહાણી એ બીચારા ચીતારા માટે કહેવાય. ધરતી માતા પોતાના ઉદર માહેના મહા પ્રચંડ આંદોલનોથી ખેતરમાં ખાહ ભલે પાડે, પણુ કોઇ લોકો ત્યા વિષ્ટાનો ઉકરડો કરી જાય એ તો મહા શોચનીય કહેવાય. સાગરના જળ શુષ્ક થઇ જાય તે તો ભલે, પણુ અનાવૃષ્ટિને લીધે ધરતી માતા શુષ્ક થઇ જાય અને પશુ પંખી અને જીવજંતો નાશ પામે એ તો મહા દુ:ખના દિવસો આવે. ચાલ, ત્યારે, આ પરપુરૂષે આપેલા પચીસ હજાર રૂપીયા અહીં એમના ઘરજ નાખીને જતી રહું. ( વિચાર કરેછે ). ના, ના. આ પ્રમાણે આ રૂપીયા અહીં નાખીને ચાલી જવુ ઠીક નહી. કદાચને કોઇ ત્રાહિત માણસ અહીં આવી ચઢે અને કોઇને અહીં નહી દેખીને રૂપીયા ઉપાડી જાય તો આ કુમારશ્રી મારા ઉપરજ શંકા લાવે. ત્યારે એમ કરૂં કે કુમારશ્રી અંદર ગયાછે તે અહીં પાછા આવે એટલે એમના રૂપીયા એમને હાથોહાથ સોંપીને જાવું. ના, ના. એમાં તો કાંઇ ડહાપણુ નહી. આ ભિક્ષુક

માતાએ કહ્યું તેમ આ કુમારશ્રી કદાચને કામાવેશમા મારી લાજ લૂંટે તો પછી શિળનો માર્ગ મારાથી નહી સેવાય, જગતમા ઉજળે મોંઢે મારાથી નહી ફરાય, પ્રભુની આગળ એમની પ્રિય પુત્રી થઇ મારાથી ઉભું નહી રહેવાય. ત્યારે એમ કરૂં કે એ રૂપીયા મારી સાથેજ લઇને હું ઘર જાવું અને એ રૂપીયા સાચવીને રાખી મુકું. આ બીચારા કુમારશ્રીએ મારા જુઠા બોલો ઉપર મોહિત થઇને પળમા પચીસ હજાર રૂપીયા કહાડી આપ્યા તો મારા સાચા બોલો માટે પોતાનો પ્રાણ પણ કહાડી આપે એવા એ છે. એમણે મારા ઉપર અણહદ ઉપકારજ કરેલોછે, તેમજ મારી સાથે ભલાઇજ કરીછે, અને કોઈ પણ રીતે મારૂ કાઇ હજુ સુધી બગાડયું નથી. માટે, મારી ફરજ છે કે હું પણ એમની સાથે ભલાઇ કરૂ. એમના પચીસ હજાર રૂપીયા મારી સાથે લઈ જઇને સાચવી રાખું અને એમની કાઇ વિપત્તિના સમયે એ રૂપીયા એમને પાછા આપુ તો એ રૂપીયા એમને બહુ ઉપયોગી થઇ પડશે અને એ પોતે પણ અત્યંત રાજી થશે. અને, મારો જીવ તો કહેછે કે એમણે મારા ઉપર આટલો બધો ઉપકાર કર્યોછે તો મારી કાઇ સેવાની જરૂર એમને પડતાં હું મારા તન મન ધનથી એમની સેવા કરતા નહીં ચૂકું. સ્ત્રીજાતિ ! જો પુરૂષ વ્યભિચારના માર્ગે દોરાય તો વિશેષ દોષ તેમા તારો છે, કેમકે નારી અનુમતિ અને ઉશ્કેરણી વિના, પુરૂષ વ્યભિચારના માર્ગમા પગલું ભરવા હામ ધરી શકેજ નહી. અને સ્ત્રીજાતિ ! તને વારાંગનાનો અધમ ધંધો ઘટેજ કેમ ! તારામા શાતિનાં સરોવરો ભરેલા છે તો એમા રેતીનાં રણોની ઉષ્ણતા સંભવેજ કેમ ! તારામાં ધૈર્યના ધાન્ય ભરેલાછે તો તારા આંગણે અનાવૃષ્ટિની પીડાનો ભય રહ્યોજ ક્યાં ! તારામાં બુદ્ધિના બાવળા ઉભાં છે તો પછી ઉછાછળાંપણાના ઉકરડા હોયજ કેમ ! પણ, ત્યારે, હું મૂર્ખી આ વારાંગનાનો ધંધો કરવા તૈયારજ કેમ થઇ ! હું સમજી, સમજી. હું હીણભાગ્યે હડસેલાઇ, કુમતિથી દોરાઇ ગઇ, મદમા મરી, લોભમા લપટાઇ, રૂપમા રોઇ, ગર્વમા ગબડી, કુચ્છંદમા કલુષિત થઇ, એટલાજ કારણોને લીધે. પણ ત્યારે, મારી આંખો એકદમ ખુલી ગઇ અને આ માર્ગમાથી પળમા પાછી વળી તે શું ! (વિચાર કરેછે). હા. હા. સમજી. એ સઘળું માત્ર એજ કે આ વારાગનાના ધંધા નિમિત્તે મારો આ કુમારશ્રી સાથનો મારો પૂર્વના ભવોનો કાઇ સબંધ પાછો સ્થાપિત થવાનો હતો. અને આ ભવના એમની સાથના મારા સબંધનું સ્વરૂપ તો હું એ પ્રમાણે કળી શકુંછું કે એમની પરણેત સ્ત્રી થઇને કે એમની દાસી બનીને મારે મારૂં આયુષ્ય ગાળવાનું છે. અને જાણે પ્રભુજી પોતે મને આ પળે સ્પષ્ટ રીતે કહી રહ્યાછે કે આ ભવમા તારો સાચો સ્નેહાળ પતિ આ કુમારશ્રી વૈરાજ છે. અરે ! એ બધી ભાગ્યની રચના અને પ્રભુજીની લીલા તો પ્રભુજીને ખબર હશે અને હું અટકળ કરૂં તે શું અર્થની ! અરે, પણ, મને નીતિના માર્ગે ચઢાવનારાં મારાં ભિક્ષુક માતાના એ બધા પ્રતાપ છે તો એમનો આભાર શી પેરે વળાશે ! માતો ચાલીજ ગયા !

### ગાયન ૧૦.

વિદ્યુત વ્યોમમા કરી ચઇ ભપકો !
વસંત વાડીમા મારી ગઇ કુદકો !
ગુરૂ શીખાડી ગયા પહેલો કકો !
ગાય ભરી ગઇ દુધથી વાટકો !
કથન કરી ગઇ કોયલ ટહુકો !
દેણદાર દઇ ગયો દેવાનો ઉચકો !

અહીં નકામી ઉભી રહીં હુ શુ કરૂંછું ! લાવ, મારા એ માતા આટલામાજ હશે તેમને શોધી કહાડી, મારા ઘર લઇ જઇ, મારા ઘર સદા માટે રાખી એમની સેવા ચાકરી કરૂં. (જાયછે).



## અંક ૧. પ્રવેશ ૫.

**શતાનિક**—(શતાનિક તથા અમાવસુ બેઉ નદી તીરે ફરવા આવ્યાછે. અમાવસુને). ઘર રહો કે બહારગામ હવા ફેરબદલ માટે જાવો, પણ આપણુ જે આયુષ્ય હશે તેમાં એક પળનો પણ વધારો ઘટાડો આપણાથી થઈ શકવાનો નથી.

**અમાવસુ**—ત્યારે શું શ્રીમંત લોકો મૂર્ખ હશે કે હવા ફેરબદલ માટે હજારો રૂપીયા ખરચી બહારગામ હવાના મથકો ઉપર જતા હશે ?

**શતાનિક**—મારૂં કહેવું એ છે કે જે લોકો માદા છે તેમના માટે હવા ફેરબદલ માટે જરૂર પડતા બહારગામ જવું આવશ્યક છે, પણ જે લોકોને કાઇ મંદવાડ નથી તેમણે માત્ર હવા ફેરબદલ માટે બહારગામ જવુ હુ અગત્યનું જાતો નથી. કેમકે, મંદવાડ વગરના મનુષ્યોએ તો તાપ, ટાઢ, વરસાદ વિગેરે સહન કરવાનો અભ્યાસ આ શરીરને પાડીને તેને બળવાન કરવાનું છે, કારણકે દેહને બળવાન કરવાનો એક નિયમ એ છે કે અનેક રૂતુની તીવ્રતા સહેલાઇથી સહન કરવાની ટેવ તેને પાડવી.

**અમાવસુ**—તમે તો વિપરિત વાત કરોછો ! હું નહી ધારતો કોઇને પણ પુછશો તો તે કહેશે કે આવાં આપણાં ગામના તાપથી કોઈની પણ દેહ બળવાન થઇ શકે !

**શતાનિક**—અમાવસુભાઇ ! દેહને પંપાળવાનું કાંઇ કારણ હું જોતો નથી. મનુષ્યજાતિ માટે ઘટિત પણ નથી કે માટીની આ કાયાને અતિશય પંપાળે, કારણ તે તો માત્ર આળસુ અને વૈભવી જીવડાઓનું કામ છે. કોઈ બુદ્ધિશાળી પુરૂષ તો પોતાની દેહને ઝાઝી પંપાળી શકેજ નહીં. આ દેહને પંપાળવાનાં ફોકટ કામ કરવા કરતાં મનુષ્ય અવતારમાં મનુષ્યને અસંખ્ય ઉપયોગી કામો કરવાનાં છે. દાખલા તરીકે, દુ:ખી જનોને મદદ કરવાની છે, જ્ઞાન પ્રાપ્તિ માટે તનમન તાવવાનું છે, પ્રભુનું ધ્યાન ધરવામાં પ્રવૃત્ત રહેવાનું છે. અને એ કારણોને લીધેજ વીરલા નર નારીઓ જે પરોપકારી અને બુદ્ધિશાળી હોયછે

અને જે ભલા કામોમા પોતાની સતત પ્રવૃત્તિ રાખેછે, તેઓ પોતાની દેહની લેશ પરવા નથી કરતા.

**અમાવસુ**—તમે કહોછો તે ખરૂં હશે પણ હું તો એટલુજ જાણું કે પ્રથમ સુખ તે શરીરની સુખાકારી, માટે તે પહેલે યોજવી.

**શતાનિક**—પણ, શરીરની સુખાકારી કાઈ શરીરને હદપારનું પોષવા કે પંપાળવાથી મળતી નથી. શરીરની સુખાકારી તો નિયમિત તથા નિરોગી સાત્વિક આહારથી, ચિત્તની પ્રસન્નતાથી, પ્રભુજીની કૃપાથી અને દુ:ખી જનોના આશિષથી સંપાદન કરી શકાયછે, અને આજ મુખ્ય સાધનો આ સ્થૂળ શરીરને અમર પણ કરી શકેછે.

**અમાવસુ**—તમારૂં કહેવું તો મારે કાનની બુટ પકડવા જેવું છે. પણ, ભાઇ, ચાલો, જરા પેલાં લીમડાના ઝાડ તળે બીજાં લોકો બેઠાંછે ત્યા જઇને બેસીએ. (બેઉ જાય છે).

**શતાયુ**—(શતાયુ તથા વનાયુ ફરવા આવતા. વનાયુને). બેટા વનાયુ! આજકાલ કરતાં કેટલા દિવસથી હું તને મારી સાથે બહાર ફરવા લાવુંછું, અને બહાર પાચલોકમા ચાલતા પગ કેમ ઉપાડવા, હાથ કેમ હલાવવા, માથું મોઢું કેમ રાખવું, એ સઘળું હું તને નિત્ય સમજ પાડુંછું, પણ તું તો કાંઇ પણ લક્ષમા રાખતો નથી ત્યારે મારે હવે કરવું કેમ? તને એટીકેટથી હીડતાં આવડતુ નથી તો જે લોકો દેખતાં હશે તે સઘળા મનથી જરૂર વિચાર કરતાં હશે કે આ છોકરો એટીકેટના જ્ઞાન વગરનો છે તો એનો બાપ તો વગડાનો ઝોડ સરખોજ હશે. અને તુ મને કહે તો ખરો કે એટીકેટ અંગ્રેજી શબ્દ છે તેનો ગુજરાતી અર્થ પણ તેં આજ દિવસસુધીમા યાદ રાખ્યોછે કે તે પણ ભૂલી ગયોછે? સાભળ. જરા ચિત્ત સાવધાન રાખી હું શીખવુંછું તેમાં લક્ષ રાખ. જે શબ્દને લોકો અંગ્રેજીમા એટીકેટ કહેછે તેમે આપણે દેશી લોકો ગુજરાતીમા શિષ્ટાચાર કહીએ છીએ.

**વનાયુ**—તો, બાપા, શું આપણા દેશી લોકો શિષ્ટાચારવાળા નહી હશે કે અંગ્રેજ લોકોના શિષ્ટાચાર તમે મને શીખવોછો?

**શતાયુ**—અરે, ભાઈ, આપણા દેશી લોકોમા તો શિષ્ટાચારવાળો કોઇ સજ્જન મુવો છેજ ક્યાં! જ્યાંસુધી આપણે આપણા માયાળુ અંગ્રેજ સરકારના શિષ્ટાચાર શીખીએ નહી ત્યાં સુધી આપણે દેશી લોકો સજ્જન કહેવાઇએજ નહી. મહા બુદ્ધિશાળી અને મહા પરાક્રમી અંગ્રેજ સરકાર માબાપ જે આચારવિચાર આદરે તેજ શિષ્ટાચાર, એ તારે શાસ્ત્રનું એક સિદ્ધાત જાણવું અને માનવું. અને આપણે દેશી લોકો આચારવિચાર ધરાવીએ છીએ તે તારે ભ્રષ્ટાચાર સમજવા. એ સઘળુ તારી સમજમા ઉતરતા યુગનાયુગ થઇ જશે એવી એ ઉડાણુની બાબતો છે. એટીકેટથી કેમ હીડવું તે તું પ્રથમ તો શીખ, બાપ, એટલે બહુ છે. જો, હું તને ફરીથી સમજાવુંછું. એટીકેટથી હીડવું એટલે

શું કે પ્રથમ ઉપાડવો ડાબો પગ અને પછી ઉપાડવો જમણો, અને એ પ્રમાણે અનંતકાળ પર્યંત પગ ઉપાડયા જવા અને ભૂમિ ઉપર મુકયા જવા. અને ચાલતી વખતે આપણે સદૈવ "લૅફ્ટ રાઇટ લૅફ્ટ" એ મહામંત્રનું રટણ મનમાં કર્યા જવું. માટે, ચાલતી વખતે કાઇ બીજા આડાઅવળા વિચારો કરવા નહી. પણ "લૅફ્ટ રાઇટ લૅફ્ટ" એ મહાવાકયનો જપ કરવો. વળી બીજું શું યાદ રાખવાનું કે ચાલતી વખતે આપણું શરીર સીધું, ઉભું અને થાંભલા જેવું રાખવું. આપણા દેશી લોકો તો કાંઇ કેડમાંથી વળી જઇને અને લૂલા લંગડા કે આંધળા પાંગળાની પેઠે ચાલેછે તે અંગ્રેજ લોકની એટીકેટની મર્યાદાની બહાર છે વારૂ, ત્યારે હવે હીડવાની એટીકેટમા ત્રીજું શું યાદ રાખવાનું કે આપણે હીડવું તે જાણે બાણમાથી છોડેલાં તીર માફક સીધા દોડવું, એટલે શું કે આપણા પગથી કાપેલી જમીન ઉપર આપણે લીટી દોરીએ તો ભુમિતિ શાસ્ત્રવેત્તા જેને સીધી લીટી કહેછે તે સીધી લીટી દોરાવી જોઇએ. અને, આપણા દેશી લોકો તો તું જોતો હઇશ કે એવા ગમારની પેઠે હીડેછે કે એક પગ ઉત્તરમા મુકે તો બીજો પગ દક્ષિણમાં. હવે, હીડવાની એટીકેટમાં ચોથું યાદ રાખવાનું એ છે કે ચાલતી વખતે આપણે આપણું મોઢું એવું કરી નાખવું કે જાણે આપણો બાપ ના મરી ગયો હોય અથવા આપણે આપણી માતાના પેટ અવતર્યા ત્યારથી વિચારવંત જનમ્યા ના હોઈએ. અને તુ જોતો હઇશ કે આપણા દેશી લોકો તો હીડતી વખતે કાઈ કાંઇ લવરી મોટા સાદે રસ્તામાં કરતા જાયછે. ત્યાર કેડે હીડવાની એટીકેટમાં તારે પાચમું શું યાદ રાખવાનું કે કેટલેક ઠેકાણે હીડવું તે પગ પછાડીને જોરમા અને કેટલેક ઠેકાણે એવું હળવેથી કે કીડી ચાલે તેની ખબર પડે પણ આપણાં ચાલવાની ખબર ના પડે. હવે, છઠ્ઠું શું યાદ રાખવાનું છે કે હીંડતા ગમે તેટલું થાકી જવાય તો-પણ રસ્તામા કયાયે લગીર વિશ્રામ લેવા બેસી પડવું નહી. અને અક્કલ વગ-રના આપણા દેશી લોકો તો ન જુવે શેરી કે ન જુવે ચકલુ, અને જ્યાં મનમા આવ્યું ત્યાં બેસીજ પડયાછેને. હીડવાની એટીકેટના આવા કાયદાઓ અને કાનુનો પાર વિનાના છે અને એકએકથી ઉડાણ ભેદવાળા છે. પણ આ છ નિયમો તને સમજાવ્યા તેટલા તું યાદ રાખે તો હાલ તુરત માટે બહુ છે. ચાલ, ત્યારે, હવે ઘર જઇએ. અહી પવનમા સારૂં લાગેછે, પણ ઘર જતાં મોડું થાયછે તો તારી બા નિત્ય મને કેવી વઢેછે તે તો તુ કયાં નથી જાણતો ? ચાલ, મારી સંગાથે "લૅફ્ટ રાઇટ લૅફ્ટ" મંત્રની સિદ્ધિ સાધતો અને સામે સીધું જોતો હીંડ, જોવું. (તે પ્રમાણે બાપ તથા દીકરો ચાલતાં છોકરો બાપને એક પથ્થર વચમાં પડયો હતો ત્યાં લઈ જાયછે, બાપનો પગ પથ્થર સામે ઠોકર ખાયછે અને બાપને વાગેછે). અરેરે ! તને એટીકેટથી ચાલવાનું શી-ખવતાં મેં આ પથ્થરો તો દીઠોજ નહી ! અરે બાપલ્યા ! કેમ કરૂં ! મારો દમ નીકળી જાય એવી ટોચ લાગીછે ! જરા મને અહી બેસી જવા દે. (બેસી જાયછે).

**વનાયુ**—(હાથ તાણીને બાપને બેઠેલો ઉઠાડતાં). હમણા તો તમે મને એટીકેટનો છઠ્ઠો કાયદો શીખવ્યો કે દેશી લોકો માર્ગમા ગમે ત્યા બેસી પડે પણ આપણે અંગ્રેજી એટીકેટવાળાઓએ તો પ્રાણ જતાં પણ બેસવું નહી, અને તમે આ બેસી શું પડયાછો ! ઉઠો. ઉઠો. (જબરાઇથી ઉઠાડેછે).

**શતાયુ**—અરે મૂર્ખા ! મારો હાથ બહુ તાણ નહીં. પગમાં ઠોકર વાગે ત્યારે આપણા દેશી લોકો તો શું પણ આપણા અંગ્રેજ સરકારનો બાપ પણ ગમે ત્યાં રસ્તામાં બેસી પડે. (વેદનાથી). અરે ભગવાન ! કેમ કરૂં ! આ વેદના નથી ખમાતી.

**વનાયુ**—બાપા ! તમે ઘડી ઘડીમા તમારા વેણમાં ફેરબદલી ના કરો. (હાથ તાણી બાપને ઉભો કરતાં). ઝટ ઉભા થાવો, એટીકેટ વગરના જંગલી ના થાવો.

**શતાયુ**—(ઉભા થઇને). હરામખોર ! હવે તને કોઈ દિવસ પણ એટીકેટના કાયદા શીખવવા નહી.

**વનાયુ**—બાપા ! એટીકેટના ત્રીજા કાયદામાં તમે શીખવ્યુંછે કે હીડતી વખતે "લૅફ્ટ રાઇટ લૅફ્ટ" મહામંત્રનું સ્મરણ તથા મનન કરવું તો તે મંત્ર જપોને. પગમાં લગીર વાગ્યું હશે તેમા બયરાની પેઠે બૂમો શું પાડતા હશો ?

**શતાયુ**—છાનો રહે છાનો, હવે. લગીર એટીકેટ સમજાવી તેમાં વળી એટીકેટનો દીકરો શાનો થઇ જાયછે ? (સ્વગત). હાય, બાપ, પગ મહા મુશ્કેલીથી ઉપાડાયછે તો ઘર સુધી ચાલીને કેમ જવાશે !

**વનાયુ**—તમારે એટીકેટના કાયદા પાળવા નહી હોય તો મારે કાંઇ તમારી સંગાથે જંગલી લોકો પેઠે ચાલવા વિચાર નથી. હું તો મારે એકલો ઘર જઇશ. (એકલો દોડી જાયછે.)

**શતાયુ**—(મોટા સ્વરથી ઘાંટો કહાડતા). અરે, હરામખોર ! દોડી જાયછે તો ખરો પણ સીધો ઘર જજે, નહીતો કયાંયે રમવા જઇશ તો તારી બા શોધવા મને દોડાવશે, તો મારા પગથી કાંઇ હવે હીંડાવાનું નથી કે આખાં ગામમાં તને ઢુંડવા નીકળીશ. (સ્વગત). આ છોકરાને કેમ સુધારવો ! મારા જીવનો જાણે કટ્ટો શત્રુજ છે ! હું કાંઇ પણ શીખામણ એને આપુ શું કે મારાજ ગળાંમાં તે એણે ઘાલી છેને ! (જાય છે).

**સુરસુંદરી**—(નગરચર્ચા જોવા માટે દુધ વેચનારી ભરવાડણના વેશમાં એક સાહેલી તથા કુશાબ સંગાથે આવેછે અયે દુધનું વાસણ નીચે મુકીને બધા બેસેછે). કેમ સાહેલી ! આપણા ત્રણેનો ભરવાડ લોકનો વેશ તો બરાબર છેને ! તાતજી રાજ્યસત્તા મને સોંપી ગયાછે તો મારા વિષે નગરચર્ચા શું છે તે સાંભળવા આપણે અહીં આવ્યાં છીએ, તો અહીં આપણને કાઇને કાંઇ નવું સાંભળવાનું મળશે ખરૂં.

**કુશાંબ**—હા, રાજ્યમાતા ! અહીં શાહ, ચોર, ગૃહસ્થ, ગમાર, સર્વ કોઇને વિહાર કાજે આવવાનો અધિકાર છે તો કોઈનાં મુખથી પણ આપના માટે કાંઈક વાત જરૂર કાને આવશે ખરી, આપણે શાંત બેસી રહો.

**વિભાવસુ**—(વૈશાલ સાથે આવતા. તેને ). ભાઈ વૈશાલ ! હવે હીડ હીડ તો તું કેટલું કરીશ અને મારી પાસે પણ કરાવીશ ? ચાલ, પેલાં ( સુરસુંદરી, તથા દાસી તથા કુશાંબ બેઠાછે તે પ્રતિ આગળી કરતાં ) ભરવાડ લોકો બેઠાં છે ત્યાં જઈ આપણે પણ બેસીએ. ( બેઉ ત્યા જઇને બેસેછે ). ન્યાતમા જમવાનું હોય છે, ત્યારે આઠ લાડુ ખાવાનો મારો નિયમ હોયછે, પણ આજે ચાર લાડવા વધારે ખવાયાછે, એટલે મારાથી એક ડગલું ભરાય તેમ નથી. અને તું એક બોલમા સમજી ગયો અને અહીં બેઠો તે બહુ સારૂં કર્યુ. આજના લાડવાની તને શી વાત કરૂં ! કાઇ શેર લોટે બશેર ઘી નાખ્યુ હશે ! તારે તો લાડવા ખાવા કોઈ દિવસ કોઇનો ઘેર જવું નહી એટલે લાડવાની ખુબીની વાતો તારી આગળ કરેલી નકામી. તને તો શાસ્ત્રના ગૂઢ વિષયો સાથે રાતદિવસ માથા ફોડી કરવાની કર્મમા લખેલીછે. અને હું તો કહુછું કે તુ શાસ્ત્રાભ્યાસ રાતદિવસ ભલે કર્યા કર પણ કોઈ કોઇ દિવસ ન્યાતમાં લાડવા ખાવા જવાનું તો રાખ.

**વૈશાલ**—કાકા ! મેં તમને કહ્યુંછે કે મેં પ્રતિજ્ઞા લીધીછે કે હું કોઇનાં ઘેર હરામના લાડવા ન્યાતમાં ખાવા નહી જઇશ તેથી લાડવાની અને જમવાની વાત તો તમે કોઈ પણ પ્રસંગે મહેરબાની કરીને મારી આગળ ઉચરશો નહી.

**વિભાવસુ**—સારૂ ત્યારે, લાડવાની વાત તારી આગળ હવેથી નહી કહાડીશું. લ્યો, ત્યારે, બીજી વાત કહાડું. સાભળ, તું વિદ્વાન છે તો મને જવાબ આપી શકીશ. હું કેટલા દિવસથી તને પુછું પુછું કરતો હતો કે મહારાજાધિરાજ શાકાયન્ય થોડા દિવસ માટે મહર્ષિ પિપ્પલાદ પાસે યોગાભ્યાસ માટે ગયાછે તે દરમ્યાનમાં તમામ રાજ્યસત્તા પોતાની એક ઢીંગલી જેટલી સુરસુંદરી છોકરીને સોપી ગયાછે એ શું એમણે ડહાપણનું કામ કર્યુછે એમ તું ધારેછે ? હું તો ધારૂંછું કે નખ જેટલી છોકરી તે રાજ્યકારભાર શું સમજે અને ચલાવે.

**વૈશાલ**—ચક્રવર્તી મહારાજાધિરાજનાં કુંવરી રાજ્યતંત્ર નહી ચલાવી શકશે તો શું આપણે લાડુ ખાઈ મગ્ન અને તૃપ્ત રહેનારાં લોકો રાજ્ય ચલાવી શકીશું કે મહારાજાધિરાજ રાજ્ય સત્તા આપણને સોપી જાય ? રાજ્યમાતા સુરસુંદરી મહા પ્રતાપી નૃપતિના કુંવરી છે એટલે આપણે પ્રજાજને તો એમનું આરાધન અને ગુણગાન કરવું એ આપણું હર પળનું કર્તવ્ય છે. રાજ્યભક્તિથી વધુ ઉત્તમ કાર્ય પ્રજાજન માટે બીજું શું હોઇ શકે ? અને હુ તો મનથી ઇચ્છી રહ્યોછું કે આ રાજ્યમાતાની સેવામાં મારે મારૂં આયુષ્ય પુરૂં કરવું. અને, કાકાજી, હું તો તમને વારંવાર વિનવુંછું કે જગતમા કોઈ ગમે તેવાં દુષ્ટ લોકો હોય તોપણ તેમનું ભુંડું તમારા મુખથી નહી ઉચરતા તેમના માટે તમે સારૂંજ બોલનારા થાવો.

## ગાયન ૧૨.

કરણી જેની જેવી, પામશે તે તેવી,
ભલી વાણી ભલાઈ, શીદ આપણે નવ લેવી. કરણી.
વાયુ વિચારે ભલે વંટોળિયાથી પૃથ્વી ભરવી,

વિંઝણાએ તો મૃદુ લહેરીજ વિકસાવી જાણવી. કરણી.
દ્રવ્યવાન ભલે કરે નિજ પુજી સકળ આગવી,
ગુણી જને તો પાઈમાંથી અર્ધ અવરને આપવી. કરણી.
બાળ આળસુ ઉર ધરે રમતમાં દોડ દોડવી,
વિદ્યાર્થીએ તો અધ્યયન કાજે ચોપડી સદા ખોલવી. કરણી.
વનવગડા ભલે ભૂલા પાડે માર્ગ ચૂકવી,
શેરીએ તો ઠેઠ સંગાથની વાત ઉર ધરવી. કરણી.
જ્વાળામુખીને ભલે ભાવે અગ્નિ ઝાળ વરસાવવી,
વૃક્ષે તો સદાય સર્વત્ર ફળપાન છાંય આપવી. કરણી.
સરિતા છલકાઈ ભલે જાણે રેલ રેલવી,
સાગરે તો મર્યાદા નહી કદી ઓળંગવી. કરણી.

**સુરસુંદરી**—( વિભાવસુને ). કાકાજી ! મહારાજા શકાયન્ય ગુણીજન છે તો એમના પગલે ચાલનારી એમની પુત્રી પણ તેવીજ હશે એ અવશ્ય જાણશો.

**વિભાવસુ**—( સુરસુંદરીને ભરવાડણના વેશમા નહી ઓળખતા. તેણીને ). છાની રહે છાની, હવે. તેં વળી ભરવાડણે મહારાજાનું કે એમની પુત્રીનું મોઢું પણ ક્યારે દેખ્યું હશે કે એ લોકોનું ઉપરાણુ ખેંચતી હઈશ !

**સુરસુંદરી**—કાકાજી ! હુ તો જન્મ પામીછું ત્યારથી શાકાયન્ય મહારાજાના ખોળામાં મોટી થઈછું એટલે હું સારીપેઠે એમને જાણુંછું, અને એમની પુત્રી સુર-સુંદરીને તો વળી તેથી વધારે સારી રીતે જાણુંછું. (વૈશાલને). રૂષિપુત્ર ! તમે તથા તમારા કાકા મારી સાથે મહેલે પધારો. તમે મને મારા ગુણી પિતાની ગુણી પુત્રી ગણીને તમારી રાજ્યભક્તિ પ્રદર્શીત કરીછે તો તમારી સેવામાં હૃ શા પેરે રહેવા ઇચ્છુંછું તે સઘળું હુ તમને મહેલે કહીશ.

**વિભાવસુ**—( સ્તબ્ધ બની જઈને ગદગદિત સ્વરથી ). કોણ ! રાજ્યમાતા સુરસુંદરી આપ પોતે ! રાજ્યમાતા ! આજે મારાથી હમણા થોડાક લાડવા વધારે ખવાઈ જવાવાથી મારૂ શરીર મહા આકુળવ્યાકુળ થઇ જવાથી મારૂં ચિત્ત અને વિચાર શક્તિ પણ તેવાજ થઇ ગયા, માટે બેભાનપણામા મારાથી વગર વિચાર્યું જે કાંઇ આપના વિરૂદ્ધ બોલાઈ ગયુ હોય તે માટે મને માફ કરશો અને એક ફેરાનો મને જીવતો રાખશો. ( બે હાથ જોડીને પગે પડીને માફી માગેછે ).

**સુરસુંદરી**—( વિભાવસુને પગે પડતા અટકાવતાં. તેમને ). આપ આ રૂષિપુત્રના કાકા છો માટે મારાં મન પરમ પુજ્ય છો, અને આપ કાઇ પણ આડા અવળા વિચારો કરશો નહી. જેવી હું આપના ભત્રિજાની દાસી છું તેવી હું તમારી પણ દાસી છું. કાકાજી ! આપ પણ આપણા ભત્રિજા સાથે મહેલે પધારો. વરસાદજી એકા-એક ઘેરાઇ આવ્યાછે અને પડશે તો આપણે બધા ભીગાઇ જઇશું.

**વિભાવસુ**—હુ મહેલે તો નહી આવુ, કારણ મહેલે આવીશ તો ત્યાથી મારા ઘર મને પાછો આપ કરવા નહી દેશો અને મહેલે મને કાઇને કાંઈ ભારી શિક્ષા કર્યા વિના

નહી રહો. અને હુ હાથ જોડીને ફરીથી કહૂં છું કે મને એક કેરાનું જીવતદાન દો અને મને મહેલે ઘસડી જવાની વાત ના કરો. મને મારાં ઘર સહીસલામત અહીથીજ જવા દેશો તો આપ કહો તો હું આ પળથી વ્રત લઈ લેવું કે કોઇ દિવસ મારે મારા નિયમ પ્રમાણેના આઠ લાડવાથી વધારે ન્યાતમાં ખાવા નહી, કારણ આઠથી વધારે લાડવા આજે ખાધા તેથી પેટમા થએલા તેના ભારથી પેટનો વાયુ મગજમાં ઉછળ્યો અને મને ચિત્તભ્રમ થઇ ગયું અને આપના વિરૂદ્ધ કાઇને કાંઈ કોણ જાણે શું બોલાઈ ગયું '

**સુરસુંદરી**—( સ્વગત ). હવે હું કઈ પેરે આ કાકાજીને સમજાવું કે તમારા ભત્રિજા મારા પતિ થયાછે તો તમે મારાં મન પૂજનીય છો અને તમે કાંઈ ચિંતા મનમાં ધરો નહી ! ( વિભાવસુને ). કાકાજી ' હું કઇ પેરે આપને સમજાવું કે આપના સઘળા બોલો અપ્રાસંગિક છે અને તે સાંભળી મારૂ મન બહુ દુઃખાયછે ?

**વૈશાલ**—( વિભાવસુને ). તમે ગભરાટને શાંત પાડો તો સારૂ. આવો નિરર્થકનો તમારો ગભરાટ રાજ્યમાતાને ઉદાસ કરેછે. રાજ્યમાતા પ્રતિના તમારા અપમાનના બોલોનો અપરાધ રાજ્યમાતા ક્ષમા કરેછે તો પછી તમારે ગભરાવાનું શું પ્રયોજન છે ! ક્ષમાવંત મનુષ્યો સદા ક્ષમાજ આદરેછે. ક્ષમા સમાન જગતમાં બળ નથી. શાસ્ત્રમાં કહ્યુંછે કે જેના હાથમાં ક્ષમારૂપી ખડ્ગ છે તેને દુર્જનો કાંઈ પીડા પહોંચાડી શકતાં નથી. તૃણ રહિત સ્થાનમા પડેલો અગ્નિ પોતાની મેળેજ હોલાઈ જાયછે, તેમ ક્ષમાવંત મનુષ્યોનાં હૃદયમાં અપરાધીઓના અપરાધ આપોઆપ ક્ષમા પામી જાયછે. ક્ષમાનું મહત્વ શાસ્ત્રમા કેવું અનુપમ વર્ણવવામા આવ્યુંછે તે તમે સાભળો. એક ધર્મ એ ઉત્તમ કલ્યાણ છે, એક વિદ્યા પરમ તૃપ્તિ છે, એક ક્ષમા પરમ શાંતિ છે, વળી, જે લોકો દરિદ્ર છતા દાતાર છે અને સમર્થ છતા ક્ષમાવાન છે તે સ્વર્ગથી પણ વધુ ઉચ્ચ ભુવનો ઉપર વાસ કરેછે.

**સુરસુંદરી**—ઋષિપુત્ર ' તમારી વિધ્વતાથી મને ઘણો આનંદ થાયછે. તમારા કાકાજી મહેલે આવવા ના પાડેછે તો જેમ એમની ઇચ્છા. ( વિભાવસુને ). તમારૂં મન નથી તો હું આગ્રહ કરીને તમને મારા મહેલે લઇ જતી નથી, પણ તમને ઇચ્છા થાય ત્યારે મહેલે જરૂર પધારજો, મહેલ તમારો છે.

**વિભાવસુ**—રાજ્યમાતા ' કસાઇના ઘરથી આપે નિર્દોષ ગાય છોડવીછે એવું પુણ્યશાળી કૃત્ય આપે આજ કર્યુંછે, એ મારા બોલો સત્ય માનશો. ( વૈશાલને ). ભાઇ ' મારો ધ્રુજારો નરમ પડતો નથી માટે મને ઘેર મુકવા તું આવે તો સારૂં.

**વૈશાલ**—હું તમારી સંગાથેજ આવુંછું. (સુરસુંદરીને). આપની આજ્ઞા છે તો હું કાલે આપની સેવામાં મહેલે હાજર રહીશ.

**સુરસુંદરી**—પણ, કાલ જરૂર આવજો, નહી તો મારે તમારાં ઘર તમને તેડવા આવવું પડશે.

**વૈશાલ**—રાજ્યમાતા ! આજ્ઞા શિરે ઉઠાવીશ. ( વૈશાલ તથા વિભાવસુ બેઉ જાયછે ).

**વિભાવસુ**—( જતાં બાજુએ વૈશાલને ). આજ તો આ એવી વાત બની ગઇ કે આજના

લાડવા તો શું પણ આખી જીંદગીના ખાધેલા લાડવા આડા નીકળી ગયા' પણ, ભાઇ, મને પકડાવી મંગાવવા આ રાજ્યમાતા એમના માણસો આપણા ઘેર તો નહીં મોકલેને! કાંઈ આઠેક દિવસ સુધીમા મને પકડે નહીં તો પછી તો મને ઝાઝો ભય નહીં, પણ ત્યા સુધી તો ભય ખરો ખરો અને ખરોજ.

**વિભાવસુ**—કાકા. તમે હલકા વિચારો સદા કરતા આવ્યાછો. રાજ્યમાતા સ્પષ્ટ કહેછે કે કાઇ ફીકર કરશો નહી, પછી તમારે આવી ખોટી ફીકર શા માટે કરવી? અને કાકા હવે તો તમે આડાઅવળા બોલો નહી બોલતા શીખો. વળી તમે થોડું બોલતા શીખો કેમકે ઝાઝું બોલવામાં વગર વિચારના અસંખ્ય અનર્થ-સૂચક શબ્દો નીકળેછે, અને તેમાંથી અનર્થ પરિણમતા તે થકી આપણે દુ:ખી થઇએ છીએ. મનુષ્યનું કર્તવ્ય છે કે તેનાં મુખમાંથી જેજે શબ્દ નીકળે તદનુસાર તેનું વર્તન હોવું જોઇએ, અને અસંખ્ય નિરર્થક શબ્દો મુખમાથી નીકળે તો તેમાના એકનું પણ પાલન થાય નહી અને આપણું બોલવું કાંઈ અને આપણુ વર્તન કાઇ એવું પરિણામ આવે. માટે, બોલવા પહેલા મનુષ્યે પ્રત્યેક શબ્દનો વિચાર કરવો જોઇએ. તમે કહેશો કે જો દરેક શબ્દ પ્રથમ વિચારી વિચારીને બોલવો જઇએ તો એક પણ શબ્દ બોલાયજ નહી, તો તેના જવાબમા હુ કહીશ કે એક પણ શબ્દ નહી બોલાય તે ભલો પણ મૂર્ખના ભરેલા અનેક શબ્દો ઉચરી જવાય તે મહા ખોટું. વળી, જુવો. આપણા મહાન ઋષિઓ પરમ જ્ઞાની હતા, તેમનો પ્રત્યેક શબ્દ લાખો કરોડો રૂપીયાની કીમતનો હતો, તે છતાં તેઓ મૌનવ્રત ધારણ કરતા હતા તે શું? તે પણ એટલુજ બતાવી આપેછે કે તેઓનાં વિચારવંત મનને સિદ્ધ હતું કે મુખથી અનેક પ્રકારના નિરૂપયોગી શબ્દો ઉચરી જવામાં કાઇ સાર નથી. આપણાથી મૌનવ્રત લેવાતું તો બની નહીજ શકે, પરંતુ આપણને આપણા શબ્દો ઉપર સંપુર્ણ અંકુશ તો હોવોજ જોઇએ. વળી શાસ્ત્ર વચન પણ સાભળો. મૌન રહેવું તે ઉત્તમ છે, તે કરતાં સત્ય બોલવું વિશેષ ઉત્તમ છે, તે કરતાં પ્રિય બોલવું તે વધારે ઉત્તમ છે, આ સર્વથી ધર્મસ્વરૂપ બોલવું તે વધારે ઉત્તમ છે. માટે, હવેથી, મેહેરબાની કરીને વાતવાતમાં ઠાલી લવરી મુકી દઇ પ્રત્યેક શબ્દનો મનમાં તોલ કરતાં શીખી જે ઘટિત અને યોગ્ય શબ્દ જે સ્થળે અને જે પ્રસંગે આવશ્યક હોય તેનુંજ ઉચ્ચારણ કરતા શીખો.

**વિભાવસુ**—આટલા પુષ્ટિકારક લાડવા ખાવુંછું તોપણ મગજમાં શક્તિ નથી કે શબ્દોનો તોલ કરે. મારૂં મગજ નબળું બહુ પડી ગયુંછે અને હું ધારૂંછું કે મગજને તરી જોઇએછે તો તારી કાકીને આજે કહું કે બારે મહિના અને ત્રીસે દિવસ શેર લોટે સવાશેર ઘીના લાડવા મને ખવડાવે, અને પછી કાંઇ મગજમાં શક્તિ આવે અને મગજ શબ્દોનો તોલ કરી શકે તો રામ જાણે. (બેઉ જાયછે).

**સુરસુંદરી**—(કુશાબને). તમે અને દાસી આગળ ચાલવા માંડો અને હું પાછળ પાછળ આવુછું, અને મહેલમા આ વેશમા કોઇ મને જુવે નહી તે માટે તમે અને દાસી આગળથી જાવો.

**કુશાંબ**—રાજ્યમાતા ! મહેલમાથી નીકળતા આ વેશમા કોઇએ આપને પારખી લીધાંછે કે હવે મહેલમાં પેસતાં પારખશે ? મારાં એ કામમા ચૂક નહી પડે. (જતા, દાસીને). ઉભી રહેને. આગળ આગળ કયા હીડી જાયછે ! મારી સંગાથે હીંડતા થાયછે શું ! (દાસી ઉભી રહી સંગાથે હીડેછે તેને). સાભળ. તું નોકરી તો મહેલે કાંઇ બે ત્રણ વરસથી કરેછે એમ મારા સાભળવામા આવ્યુછે તો તારી પાસે કાઇ પાચસો સાતસો રૂપીયા પગારના એકઠા થયા હશે તેમાંથી મને એક પચીસ રૂપીયા આજે ગમે તે પ્રકારે તારે આપવા પડશે.

**દાસી**—પગારના રૂપીયા મને મળે તે મારે ખાવા જોઇતા હશે કે નહી ? મારી પાસે તો રાતી પાઇ પણ નથી તો પચીસ રૂપીયા ક્યાથી લાવી આપુ ?

**કુશાંબ**—તે કેમ ત્યારે ! અમારો હક તુ ડુબાવીશ ? મહેલનાં તમામ માણસો પાસેથી લેવાનો મને રાજ્યમાતાનો હુકમ છે તેની કાઇ ખબર છે ? અને તું પચીસ રૂપીયા આપીશ તો રાજ્યમાતાને ઉંધુચતુ સમજાવીને તારો પગાર કાલે સવારે સવાયો કરી આપીશ, એટલે મને આપેલા રૂપીઆ પચીસ તો તને જરી પણ ભારી નહી પડે. સમજીને ? તારે આપવા હોય તો આપ. ના આપવા હોય તો ના આપ હું તો આજે ખરી હકીકત છે તે તને કહુછું. પણ, મારે એટલું તો તને બરાબર સ્પષ્ટ કહેવુ જોઇએ કે મને આજે રૂપીઆ પચીસ નહી આપ્યા તો મહેલથી આજે તારા પગલા ટળ્યા એ નિશ્ચે જાણજે.

**દાસી**—પચીસ રૂપીયા તો મારી પાસે નથી અને દસ રૂપીયા છે તો તેટલા કહો તો આપુ.

**કુશાંબ**—લાવ, દસ રૂપીયા તો દસ રૂપીયા. (દાસી આપેછે). અને બાકીના પંદર કાલે ઘરથી લેતી આવીશ ત્યારે ?

**દાસી**—હવે મારી પાસે રાતી બદામ નથી, અને જેટલું માગશો તે ફોકટનું. રાજીખુશીથી આપ્યુ તે લઇ રાજી થા અને મારૂ બેહતર થતુ હોય તો કરજે નહીતો પછી તારા ભગવાન તને સોપ્યા. (બાજુ). આ મુવો બધા પાસેથી રૂપીયા પડાવેછે એ હું જાણુંછું માટે દસ રૂપીયા આપીને એનું મોઢું કાળું કર્યા વિના છુટકો નહોતો. પણ, મુવો, હવે વધારે માગે તોતો એને કાચો અને કાચો ખાઇ જાવું.

**કુશાંબ**—(સ્વગત). દસ રૂપીયા પણ શુ ખોટા છે ! (દાસીને). આ દસ રૂપીયા તેં આપ્યા તેમાં બારસો વાતો તું મને સંભળાવેછે પણ તને ખબર નથી કે હુ તો સર્વનું કામ કરી છુટુંછું તો તારા જેવી વાહલેસરીનું કામ કેમ નહી કરીશ. ચાલ, હવે, જરી પગ ઉપાડ, અને તને ગમે તો મારી આગળ આગળ ચાલ. હવે મારી સંગાથે ચાલવાની કાંઇ જરૂર નથી. (બેઉ જાયછે).

**સુરસુંદરી**—(જતાં). રૂષિપુત્ર વૈશાલ ! મારા પ્રતિ તમારી રાજ્યભક્તિ તો તમારા પ્રતિ મારી પત્નીભક્તિ, એજ સિદ્ધાંત મારાં મન વસ્યુંછે. તમારી પત્ની બની તમારી સેવા ચાકરી કરી તમારી રાજ્યભક્તિનો બદલો હવે હું વાળીશ. રૂષિપુત્ર કાલે આવે તો એમને કહી દેવું કે હું તમને મનથી વરી ચુકીછું, અને મને તમારી પત્ની તરીકે કબુલ રાખશો. (જાયછે).

## અંક ૧. પ્રવેશ ૬.

**સુજાતા**—(સ્વસ્થ ચિત્તથી વિચાર કરતાં). આર્ય શાસ્ત્રમાં સતિના શિયળનો મહિમા વર્ણવતાં અને પ્રતિપાદન કરતાં કહેવામાં આવ્યુંછે કે સતીને તેણીનાં શિયળના પ્રભાવથી એવી અલૌકિક શક્તિઓ પ્રાપ્ત થાયછે કે સાક્ષાત પરમાત્મા તેણીના રક્ષણમાં રહેછે, અને વળી તેણીનું આત્મિક પ્રાબલ્ય એવું વિશિષ્ટ થાયછે કે તેણીને દેવચર્યા પ્રાપ્ત થઇને તેણી જેને આશિષ દેછે તેનું કલ્યાણ થાયછે, અને જો કોઇ દુષ્ટ મૂર્ખતામાં કે કુચ્છંદમાં કે ક્રોધમાં તેણીને કનડેછે અને તેણી તેને શ્રાપ દેછે, તો તે મનુષ્યનાં શિર એવી દારૂણ વિપત્તિઓ આવેછે કે તેમાંથી તેને ઉગારવા ભગવાન પણ સમર્થ નથી, એમ કહેવામાં લેશ અતિશયોક્તિ નથી. શિયળ મહિમા નિઃસંદેહ આવોજ હશે તેથીજ આર્ય શાસ્ત્રમા તે આ પ્રમાણે વર્ણવવામા આવ્યોછે. આર્ય શાસ્ત્રનું એક પણ વચન મિથ્યા ધારવું, સમજવું, પુરવાર કરવું, એ મનુષ્યની ઉચ્ચ બુદ્ધિ પરત્વે નથી પણ તેની ભ્રષ્ટ બુદ્ધિના લીધેજ શક્ય છે. આર્ય શાસ્ત્રો, એટલે, સાક્ષાત પરમાત્માએ પોતે રચેલા શાસ્ત્રો, તેમજ આત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરનારા મહર્ષિઓએ રચેલા શાસ્ત્રો, તો પછી શું જગનિયંતા સાક્ષાત ભગવાને, તથા જેમા જ્ઞાન મૂર્તિમંત થઇને રહેછે એવા મહર્ષિઓએ રચેલાં શાસ્ત્રો જેના એક એક શ્લોકનું યથાર્થ જ્ઞાન થવા માટે એક એક યુગ પર્યંતનો ઉગ્ર પરિશ્રમ જોઇએ, તે શાસ્ત્રોને શું આ કળીયુગનું પાપી, અધમ, દુર્બુદ્ધિ મનુષ્ય ખોટા કહેશે! તેના વચનોમાં શું દોષ દેખશે! તેના કથનમા શું માત્ર કલ્પનાની કુટિલતા કહેશે ! તેના ઉલ્લેખમાં શું અધમતાનું આરોપણ કરશે ! તેના અનુપમ ઉદ્‌ગારોમાં શું અશ્રધા ધરશે ! અરે ! આર્ય ભૂમિમાતની પુત્રીઓ ! આર્યશાસ્ત્રોનો આર્ય પુત્રો કદાચને સત્કાર ભલે નહી કરે, નિષ્ઠુરતાથી તેમને નિંદે, પાપિષ્ટ બુદ્ધિથી તેમનો પરાભવ કરે, વૈતાળ રૂપી વાચાથી તેમનું વગોણુ કરે, પણ તમે આર્ય પુત્રીઓ તો આર્યશાસ્ત્રોની સેવામા સાવધાન રહેજો, આર્યશાસ્ત્રની આજ્ઞા ઉઠાવવામા હરપળે ઉત્સુક રહેજો, આર્યશાસ્ત્રોના મહિમા જગજગે જગાવજો અને આર્યશાસ્ત્રનાં ઉત્તમ આચરણથી આરૂઢ રહેજો. લાવ, પાસેના ઓરડા વાળવાના છે તે વાળું. ( જાયછે ).

**દુષ્ટ ૧**—પોતાની સાથના બીજા દુષ્ટ સાથે અને સુજાતાવાં માતપિતા સાથે આવતાં. સુજાતાના બાપને)· ભાઈ, પાંચસો રૂપીયા તમને ઓછા નથી કહ્યા માટે તમે સમજી જાવો તો સારી વાત છે પછી તો જેમ તમારી ઇચ્છા.

**દુષ્ટ ૨**—તમે રૂપીયા વધારે અને વધારે માગ્યા જાવોછો તો તમે છોડીને નજરે દેખાડો તો ખરા પછી આમ વધ્યા જાવો.

**બાપ**—હા, છોડીને બોલાવું. એ વાત ખરી કહી. (સુજાતાને હાંક પાડેછે). સુજાતા! સુજાતા ! જરા અહીં આવ તો બેટા, તારૂં જરૂરી કામ પડયુંછે.

**સુજાતા**—( આવતાં. બાપને ). આવી, બાપા, શું કામ છે ?

**દુષ્ટ ૧**—( દુષ્ટ ૨ ને ). છોડી તો પાંચસો રૂપીયા તો શું પણ પાંચ લાખ આપવા જેવી છે. (સુજાતાને). બહેન, આમ આવ. તુ અમને ઓળખતી તો કયાથી હોય પણ અમે બેઉ તારા બાપાના પિત્રાઇ ભાઇઓ છીએ. તારા જન્મ પહેલાં અમે બેઉ તારા કાકાઓ વ્યાપાર અર્થે વિદેશ નીકળી પડયા હતા. ત્યાં આટલાં વર્ષો ઇશ્વર કૃપાથી વિદેશમા પુરતો પૈસો કમાયા છીએ અને હવે પ્રભુ સ્મરણમાં આયુષ્ય આપણા પોતાનાં ગામમાં અહી ગાળવાનો વિચાર રાખ્યોછે. અને પરદેશનો બધો સરસામાન અમારા એકલાથી અહીં લાવી શકાય તેમ નથી માટે તને સાથે તેડી જવા આવ્યા છીએ જેથી બધો સામાન અહીં લાવવામાં તુ અમને મદદગાર થઇ પડ. તારા બાપાને અને તારા માતાને અમે કહ્યું કે તમે અમારી સંગાથે આવીને અમને મદદ કરો, પણ એ બેઉ તો કહેછે કે આ વૃદ્ધ વયમા અમને ઘર છોડીને બહાર નીકળવું ગમતુ નથી અને તેમના પોતાના બદલે તને અમારી સાથે મોકલેછે. (૨. દુષ્ટને). ૫૦૦ ના ૬૦૦ રૂપીયા એકદમ કરી દે. (સુજાતાને). બહેન, તારે આ ઘડીજ અમારા બેઉ સાથે આવવાનું છે માટે તારો સામાન કાઇ સાથે લેવો હોય તે ઝટ લઇ લે.

**સુજાતા**—(બાપને). બાપાજી ! આ મારા કાકાઓ ઘણા વર્ષે દૂર દેશથી આપણા ઘર આવ્યાછે તો બહુ નહીતો થોડા દિવસ પણ તમારે આપણા ઘર એમને રાખવા જોઇએ માટે આગ્રહ કરીને એમને થોભાવો.

**૧ દુષ્ટ**—બહેન ! તારાં ઘર રહેવાને અમને કાંઇ વાધો નહી હોય અને તારા બાપા તો બીચારા કયારના કહેછે એક માસ અહીં થોભી જાવો, પણ મેં હમણાં કહ્યું તેમ અમારે આપણાં વતન અહી ઝટ ફરવું છે, એટલે અમારાથી પાણી પીવા પણ થોભાય તેમ નથી.

**સુજાતા**—(સ્વગત). અરે, ભગવાન ! હું તો આ માણસોને જોતા અને એમના બોલો સાભળતા એમનાથી ત્રાસ પામુછું ! (બાપને). બાપાજી ! મારા આ કાકાઓ સંગાથે એમના ઘર દૂર દેશે જવા મારો જીવ નથી થતો.

**બાપ**—અરે ! તું તો માબાપની આજ્ઞા માનીશ કે તારા મનને ગમતી વાત કરીશ ? આ તારા કાકાઓના દેખતા મારી સામે આ પ્રમાણે બોલેછે તો તને જરા પણ વિચાર નથી આવતો કે હું આ શું બોલુંછું ? જા. બે ચાર લુગડા લેવાં હોય તો પોટલી બાધીને ઝટ આવ.

**સુજાતા**—મેં કાઇ દિવસ માતપિતાની આજ્ઞાનો અનાદર કર્યો નથી અને કરીશ પણ નહી. હું લુગડાંની પોટલી બાંધી આવુંછું. (જાયછે).

**દુષ્ટ ૧**—(બાપને). છોડી તો જોઇ. અમારો વિચાર છસો રૂપીયા સુધી છે તો કબુલ હોય તો કહો. (૨ દુષ્ટને). તું સાતસો કર.

**દુષ્ટ ૨**—(બાપને). જુવો, આ છેવટના તમને સાતસો કહ્યા. તમારે કબુલ ના હોય તો તમારી છોડી તમારા ઘર ભલે રહી

**બાપ**—(સ્ત્રીને). કેમ તારો શુ વિચાર છે ?

**માતા**—મારે તો મારી છોડીના એક હજાર અને એક લેવા છે.

**બાપ**—(બેઉ દુષ્ટોને). જુવો, ભાઈ, આ છોડીની મા શું કહેછે. સાંભળ્યું ?

**દુષ્ટ ૧**—છોડીની મા તો દસ હજાર કહેશે. એમને તો રૂપીયા લઇને પટારામાં મુકવાના છે એટલે માગતાં મોઢું શાનું દુઃખે ! પણ અમારે તો કેડેથી છોડીને આપવાના છે એટલે અમારા તો હાથ દુઃખે. લ્યો, આ છેવટ આઠસો. હવે બોલો તો સોગન્દ છે.

**બાપ**—(સ્ત્રીને). હવે આ લોકો સોગન્દ દેછે તો આ આઠસો રૂપીયા લઇ લેવાછે ?

**માતા**—હશે ત્યારે. ગણી લ્યો.

**દુષ્ટ ૧**—(કેડેથી રૂપીયા કહાડી આપતા). લ્યો, ગણી લ્યો. (માતા રૂપીયા ગણેછે). (સુજાતા લુગડાની પોટકી બાધીને આવેછે. બાજુએ ઉભી રહેછે અને સાભળેછે).

**દુષ્ટ ૧**—(બાપને તથા માને). જુવો, આ રૂપીયા તો ગણવા સારા લાગેછે, પણ તમારી છોકરીને આઠસો રૂપીયે આજથી તમે અમને વેચીછે, તો કદાચને એ અમારાં ઘરથી પાછી અહી નાસી આવે તો તમારાથી એને તમારા ઘરમા ઘલાશે નહી.

**દુષ્ટ ૨—અને જે ઘડી એને અમે તમારાં ઘરમાં દેખી તે ઘડી એક જીવની નહી પણ અનેક જીવોની હાનિ થશે એ વાત ચોક્કસ જાણજો.**

**બાપ—અમે છોડીને વેચીછે તો વળી પાછી ઘરમાં શા સારૂ રાખવી પડશે !**

**માતા—વેચેલી ચીજ પાઈની પણ હોય તો તે પાછી ઘરમા નહી લવાય તો છોડી જેવી છોડી કેમ અમારાથી ઘરમાં રખાશે ?** (સુજાતાના બાપને). મે તો ગણ્યા તો આઠસો પુરા થઈ રહ્યા તોયે તમે પણ ગણી જુવો.

**બાપ**—એકથી બે ફેરા ગણેલા સારા. લાવ, હુ પણ ગણી લેવું. (**સ્ત્રીને**). આ બેઉ બીચારા બહુ ભલા છે.

**સુજાતા**—(સ્વગત). અરેરે ! શુ મારાં માતપિતા મને આ દુષ્ટોના ત્યા આઠસો રૂપીયે વેચેછે ! અરે. ભગવાન ! હું આ શું સાંભળુંછું ! માતપિતા ! તમને આઠસો રૂપીયા એટલા બધા વહાલા લાગ્યા કે તે કાજે જે પુત્રીને તમે જન્મ આપ્યો તેને તમે જાતે વેચોછો અને સદા માટે તજોછો ! માતપિતા ! તમે મને જન્મ આપ્યોછે, બાળપણમાં મારા લીલા સુકાં કર્યા હશે, મારા માટે ભૂખ તરસ ઉજાગરા વેઠયા હશે, તમારા એ સઘળા ઉપકાર તળે હું દબાએલી છું, તો પુત્રી તરીકે મારૂં કર્તવ્ય છે કે મારાં માતપિતા વેશ્યાનાં ઘર મને મોકલેછે તો તેમની એ આજ્ઞા મારા શિર ચઢાવીને વેશ્યાનાં ઘર મારે જવું. પણ વેશ્યાનાં ઘર જતાં મારૂં શિયળ અવશ્ય બારેવાટ થવાનું એ મુખ્ય ધામ છે, ત્યારે મારૂં શિયળ જે મને વહાલું છે, જે મહાત્માઓને પ્રિય છે, જે પ્રભુજીને પ્યારૂં છે તે હું કેમ જાળવી શકીશ, એ એકજ વિચાર મને દુભવેછે. મેરૂ પર્વત તળે દબાઇ ગયા પછી હાથ પગ સલામત રહેવાની આશા ક્યાંથી ! દાવાનળમા જઇ પડવા પછી સુકાં તણખલાને બળી ભસ્મ થયા વિનાનું રહેવાની આશા ક્યાંથી ! જળ

સૂર્યનારાયણના તાપથી વરાળ થઇ ગગનમા ઉડી જવા પછી તેનું જતન લોટામાં કે ગાગરમા થવાની આશા ક્યાંથી ! અરે ! પણ, મારૂં શિયળભંગ થશે તો કાંઈ નહી, શિયળભંગથી મહાત્માઓને, પ્રભુજીને, જગતને અપ્રિય થઈશ તો કાંઇ નહી, પણ માતપિતાની આજ્ઞા તોડીને તેમને અપ્રિય હું નહી થઈશ. માતપિતા ! તમારી ઇચ્છાને અને આજ્ઞાને આધીન થઇને હું વેશ્યાનાં ઘર જાવુંછું. જતા જતા હું તો એટલુંજ કહીશ કે હું તમારાં ઘર અવતરીછું અને તમને બોજા રૂપ થઈ પડીછું, તો પછી તમે મને વેશ્યાનાં ઘર વેચો તો તેમાં તમારો દોષ નથી, પણ મારોજ દોષ છે કે હું તમને પુત્રીરૂપે બોજારૂપ થઇ પડી અને એ બોજાથી પીડાવાનો તમને વખત આવ્યો.

**બાપ**—(બે દુષ્ટોને). રૂપીયા આહસો પુરા બરાબર છે.

**માતા**—(બાપને). હવે રૂપીયા તો બરાબર અને પુરાજ હશે તો. હવે આ બેઉ ભાઇઓને રસોઈ જમાડીએ એટલે એમને ઝટ જવું હોય તો અહી ખોટી થવું નહી પડે. (બાપ, માતા, તથા દુષ્ટો જાયછે ).

**સુજાતા**—(સ્વગત). ભગવાન ! ભગવાન !

**મહાત્મા**—(તેણીને દર્શન દેતા). બહેન ! આ તારી ઉપર આવી પડેલાં સંકટથી પ્રભુજી ઉપરની તારી આસ્થામાં તું ડગીશ નહી. દુઃખ જે જે આવે તે સદૈવ પ્રસન્ન ચિત્તથી સહન કરજે. દાવાનળ પ્રગટી તને ભસ્મ કરે તો તું કહેજે કે પ્રભુજી તમે મારી આસપાસ શીતળ છાય ભલે પાથરી; સાગર જળમા ડુબવા ઘડી આવે તો કહેજે કે પ્રભુજી તમારો ઉપકાર અપાર છે કે મુજ નાવણ કાજે આટલું બધુ જળ દઇને મને કૃતાર્થ કરી; મેરૂ પર્વત તળે કચડાઇ ચૂરો થવા વખત આવે તો તું કહેજે કે પ્રભુજી આવી હલકી પુષ્પની ટોપલી સદા મારા શિર મુકી રાખજો.

**સુજાતા**—મહાત્મા બાપ ! આપની સર્વ આજ્ઞામા હું મારૂં શિર ઝુકાવુંછું. પ્રભુજીમા આસ્થા કેમ નહી રાખીશ ! પ્રભુજીને તો સદા હૃદય મંદિરમાં સ્થાપિત રાખીશ. પણ, મહાત્મા બાપ ! આ આપના તેજોમય સ્વરૂપ આગળ, આ આપનાં વદનમાંથી વહન કરતા પ્રૌઢ, નિર્મળ, સુખપ્રદ, સાત્વિક પ્રવાહો આગળ, આ આપનાં પ્રેમાળ વચનો આગળ, હું સ્તબ્ધ બની જાવુંછું ! હું શું બોલું, શું પુછું, શું કહું, તેની મને કાંઇ સમજ પડતી નથી !

**મહાત્મા**—બહેન ! તુ આ પ્રમાણે વિહ્વળ બનીશ નહી. હું તો માત્ર સાધારણ આત્મા છું અને માત્ર મહાત્મા પદે પહોંચેલોછું. પરંતુ, મહાત્માપદ કરતાં ઉત્તરોત્તર અધિક શ્રેષ્ટ પદો, ભૂમિકાઓ અને આત્માના વિકાસના ક્રમો છે, તેનાથી હું પાર વિનાનાં છેટે છું, અને સરખામણીમાં તેમની આગળ તુચ્છ છું. પણ બહેન, મહાત્મા પદની જે ભૂમિકાએ હું પહોંચ્યોછું તે સબંધમાં બે બોલ હું તને સમજાવું. મનુષ્ય અવતારમાં મનુષ્યનાં જે બે મુખ્ય કર્તવ્યો છે તેમાં એક એ છે કે મનુષ્યે યુક્તિ પુરસ્સર ઈંદ્રિયોનું દમન કરવું, અને બીજું એ કે ઇંદ્રિયો દ્વારા

પ્રાપ્ત થતા સ્થૂળ સુખો પ્રતિ અનાસક્તિ ધરાવવી. બ્હેન ! આત્માની ઉન્નતિના પંથમા તો મનુષ્યે પોતાના સુખ વૈભવો એવાં તુચ્છ અને નિર્માલ્ય ગણવાના છે કે જાણે તેમને પગ તળે કચડીજ નાખે. આત્માના વિકાસમાં ઇંદ્રિયજન્ય સુખોનું સ્થાનજ નથી. યોગતત્વ ઉપનિષદમા શ્રી વિષ્ણુ ભગવાન બ્રહ્માને કહેછે. "જ્યારે મનુષ્ય કામરહિત, ભયરહિત, ભ્રાંતિરહિત, લોભરહિત દુષ્ટતારહિત, જન્મરહિત, મરણરહિત, કૃપણતારહિત, બેભાનપણા રહિત, અસાવધપણારહિત, ક્ષુધારહિત, તૃષારહિત, લાલસારહિત, માનપાનની અભિલાષા રહિત, કાયરપણારહિત, પરિતાપરહિત, ઉદ્વેગરહિત, હર્ષરહિત થાયછે, ત્યારે મનુષ્ય કૈવલ્ય સ્થિતિને પ્રાપ્ત કરેછે." અને એ સ્થિતિમાં પછી આત્મા તથા પરમાત્માનો સાક્ષાત્કાર દિવ્ય જ્ઞાન થઈ શકય છે. પરમાત્મા સ્વયઃપ્રકાશ છે અને એમના સબંધનું જ્ઞાન દેવા શાસ્ત્રો બહુધા સમર્થ નથી, કારણ જે શાસ્ત્રો મનુષ્ય રચિત ગ્રંથો છે તે પરમાત્મા સ્વયંઃપ્રકાશ સાથ સરખાવતા અંધકારમય છે. તો, જેમ કાળો પથ્થરો દીપિકાને પ્રભા અર્પી શકે નહી, જેમ બાવળિયો ગુલાબના છોડને ગુલાબ પુષ્પની પરિમળ અર્પી શકે નહી, જેમ દાતરડું તલવારને તેની ધારની તીક્ષ્ણતા ચઢાવી શકે નહી, તેમ અંધકારમય શાસ્ત્રો પ્રભુજીના સ્વયંઃપ્રકાશને પ્રકાશીત કરી શકે નહી. શાસ્ત્રો તો પ્રભુજી માટે માત્ર કાઇંક જ્ઞાન આપી શકે, અને તે જ્ઞાન માત્ર બુદ્ધિદ્વારા ગ્રહણ થઇ શકે તેટલુંજ હોયછે. પરંતુ પરમાત્માનું ગુહ્ય જ્ઞાન બુદ્ધિને અગ્રાહ્ય છે, અને એ ગૂઢ જ્ઞાન માટે યોગાભ્યાસની આવશ્યકતા છે. યોગ એ મનુષ્ય તથા પરમાત્મા વચ્ચેના સાગર ઉપરનો સેતુ છે. એ સેતુ ઉપર ગમન કરવાથી એની પેલે પારનાં સુક્ષ્મ અને એથી વધુ દિવ્ય સ્થાનો, તથા ભૂમિકાઓનું દર્શન થાયછે, અને એ સ્થાનોએ અને એ ભૂમિકાઓ ઉપર આ મનુષ્ય અવતારમાજ અને આ સ્થૂળ દેહમા પહોચી શકાયછે. આ પૃથ્વી ઉપર જે જે મહાન પ્રતાપશાળી આત્માઓએ જન્મ લીધોછે તેઓએ પોતે યોગ માર્ગ લીધોછે અને ભાવિકજનોને યોગ માર્ગ દેખાડયોછે. યોગનું રહસ્ય એ છે કે યોગ દ્વારા બુદ્ધિને અગ્રાહ્ય એવુ દૈવિ જ્ઞાન પ્રાપ્ત થાયછે. અને એ દૈવિ જ્ઞાન થકીજ આત્મા તથા પરમાત્મા સબંધિના ગૂઢ મર્મો તથા રહસ્યો તથા નિયમો મનુષ્ય જાણી શકેછે. યોગમા મન તથા હૃદયનો વિકાસ અણહદ થાયછે. મનનો વિકાસ થતાં બુદ્ધિથી ગ્રહણ નહી થઈ શકે એવું જ્ઞાન પ્રાપ્ત થાયછે અને સમજી શકાયછે. અને હૃદયનો વિકાસ થતાં હૃદયમા સ્નેહભાવ અપરિમિત વિસ્તારમાં સ્ફુરેછે, જેથી યોગી પુરૂષ સર્વ જીવજંત, પશુપંખી, સકળ જીવાત્માઓ પ્રતિ સ્નેહભાવથીજ નિરખેછે, સ્નેહભાવથીજ સંચરેછે. યોગીના હૃદયમાંથી એવાં નિરવધિ સ્નેહજળનો સાગર ઉછળેછે કે એના સ્નેહસાગરમાં જાણે સકળ વિશ્વ આનંદમાં તરેછે, મહાલેછે ! અને, બ્હેન, આ પ્રસંગે મારે તને સ્નેહભાવ સબંધમાંજ વિશેષ કરીને કહેવાનું છે. સ્નેહભાવ તારામાં જન્મપ્રાપ્ત છે. એ સ્નેહભાવના છોડને તું મહા ઉગ્ર પરિશ્રમથી વિસ્તિર્ણ વૃદ્ધિ પમાડજે, અર્થાત્, જગતમાં સકળ સ્થળે, સકળ પ્રસંગે, સકળ જીવાત્માઓ પ્રતિ, માત્ર સ્નેહભાવથીજ તું ભરેલી

થઇ રહે તો સ્નેહભાવનાં વિપુલ ઝરણા તારા હૃદયમાં સ્ફુરતા તારા આત્માનો અત્યંત વિકાસ થશે. કારણકે સ્નેહભાવ એજ આત્માનું પરમ લક્ષણ અને પરમ તત્વ છે તો તારામા સ્નેહભાવ વૃદ્ધિ પામતા તારા આત્માનો વધુ અને વધુ અને છેવટે પુર્ણ વિકાસ સહેજે થશે. બ્હેન ! હું પુનઃ પુનઃ કહુંછું, સમજ પાડુંછું કે પ્રત્યેક જીવાત્મા પ્રતિ તારૂં આચરણ માત્ર સ્નેહભાવથીજ ભરેલું રાખજે. અને મહાત્મા પદનું રહસ્ય એ છે કે એ પદે પણ માત્ર સ્નેહભાવના અનેક ભવોનાં ઉગ્ર સેવનથકીજ પહોચાયછે. અને મહાત્મા સ્થિતિનું વર્ણન કરતા તો હું કાંઇ પણ અતિશયોક્તિ વિના કહી શકું કે મહાત્મા સ્થિતિમા તો મહાત્મામાં સ્નેહભાવ સિવાય કાઇ અન્ય શક્તિ, ઉર્મી, જ્ઞાન જાણે છેજ નહી અને સંભવતુજ નથી. વળી બ્હેન, આ પ્રસંગે હું તને કહીશ કે તારા પૂર્વના ભવોનું જ્ઞાન મને સમાધિમા થતા મેં જોયુછે કે તારા પૂર્વના ભવોમાં તેં સત્ય, પ્રભુભક્તિ વિગેરેથી તારા આત્માનો વિકાસ અત્યંત કર્યોછે, અને તારા આ ભવમા તને એવી શકિતઓ પ્રાપ્ત થઇછે કે મહાત્મા પદે પહોંચેલા આત્માઓ સાથે તું નિકટ સબંધમા આવી શકે, રહી શકે, અને તેટલાં માટેજ હું તને દર્શન દેવુંછુ, તારી સમીપ હું રહુંછું. માટે, જે ઉન્નતિનો માર્ગ તું કાંઇકિ પૂર્વના જન્મોથી લેતી આવીછે તેમાં આરૂઢ રહેતા આ ભવમાં તું ટુંક સમયમાં આત્માના અણહદ વિકાસને પામી મહાત્મા પદે પહોંચીશ .માટે, બ્હેન ! તું સ્નેહભાવમાં સ્થાપિત રહેજે, સ્નેહભાવ થકી દુઃખી જીવાત્માઓની સેવામાં સ્થાપિત રહેજે. બ્હેન ! હવે યોગનાં રહસ્યોનું જ્ઞાન મારે તને આપવાનું છે, અને એ જ્ઞાન બુદ્ધિને ગ્રાહ્ય નથી, માટે તું એકાગ્ર ચિત્ત થઇ પ્રભુમાં ધ્યાન ધર, અને એ રીતે ધ્યાનારૂઢ થતા હું તને યોગનાં રહસ્યો આપી શકીશ. (સુજાતા ધ્યાન ધરે છે. મહાત્મા તેણીને યોગનાં રહસ્યોનું જ્ઞાન દેછે. પછી અદૃશ્ય થાયછે).

**સુજાતા**—(ધ્યાનમાથી જાગૃત થતા. સ્વગત). મહાત્મા બાપ ! મહાત્મા બાપ ! તમે સતત પ્રભુજીનો મહિમા ગાવોછો ! પ્રભુજીનો મહિમા ગાવો એજ તમારૂ મુખ્ય કર્તવ્ય છે, તો પ્રભુજીનો મહિમા હું પ્રેમથી તમારી પાસેથી પુરો શીખી લઇશ, મનમા સ્થાપિત રાખીશ અને જગજગે ગાઇશ, પ્રતિપાદન કરીશ, સ્થાપિત કરીશ. પ્રભુજી ! તમારા સિવાય વિશ્વમાં કાંઈ નથી ! જ્યા દ્રષ્ટિપાત થાય ત્યાં તમારૂંજ દર્શન ! તમારૂં આરાધન કોણને પ્રિય નહી હોય ! તમારૂં આરાધન એજ આત્માની ઉન્નતિનો માર્ગ છે. ગીતામા લખ્યુંછે ! "જેઓ દેવોની આરાધના કરેછે તેઓ દેવોનાં ધામે જાયછે, જેઓ પિતૃનું આરાધન કરે છે તેઓ પિતૃનાં ધામે જાયછે, જેઓ ભૂતોનું આરાધન કરેછે તેઓ ભૂતોની ભૂમિકાએ પહોચેછે, પણ જેઓ તમારૂં આરાધન કરેછે તે તમને પોતાને આવી મળેછે." મહાત્મા બાપ ! તમારા થકી મને જ્ઞાન થયું ! તમારા થકીજ મનુષ્યને જ્ઞાન શકય છે તો સર્વ મનુષ્યમાં તમારો મહિમા હું ગાઇશ અને ગવડાવીશ.

**બાપ**—( બાપ, માતા તથા દુષ્ટો આવેછે. સુજાતાને ). ક્યાં ગઇ, સુજાતા ;

અહીં એકલી શું કરતી હઇશ વારૂ ? તને કાંઈ લગીરે વિચાર નથી કે લાવ જઇ કાકાઓ ગામથી આવ્યાછે તેમની ચાકરી કરૂં ! કાંઈ લુગડા પણ તૈયાર રાખ્યાંછે કે હજી લુગડાં તૈયાર કરવા રહીશ ? આ લોકોને મોડું થાયછે તેની તને કાંઈ સમજ છેજ નહી શું !

**સુજાતા**—તાતજી ! લુગડા પણ તૈયાર છે અને હું પોતે પણ તૈયાર છું.

**બાપ**—સારૂ, ત્યારે.

**માતા**—બેટા ! તારા કાકાઓ સાથે જા. તારા બાપ માટે કે મારા માટે કાંઈ ચિંતા કરીશ નહી.

**સુજાતા**—માતપિતા ! તમે મને જન્મ આપ્યોછે, મારા માટે અત્યંત કાળજી, ચિંતા, પરિશ્રમ લઇને મને આટલી મોટી કરીછે. તો મારા રોમરોમમાં મારા માત પિતા માટે મને સ્નેહ ભરેલી ચિંતા સદા વ્યાપીજ રહેવાની, માટે તમારા માટેની ચિંતા તો મને હરપળે રહેશેજ. પણ, હું તો હવે તમારાથી દૂર પડી તો માત્ર ચિંતા કરવાથી હું તમારૂં દુઃખ શું દૂર કરી શકવાની છું ! માટે, હું તો શ્રી હરીને હાથ જોડીને કહુંછું કે મને જન્મ આપનારાં અને ઉછેરીને મને આજની ઘડી સુધી મોટી કરનારાં મારા માતપિતાના સર્વ વિઘ્નો વિપત્તિઓ શ્રી હરી પંડ હરજો અને મારૂં આયુષ્ય આપીને તમારૂં આયુષ્ય વધારજો અને અનેક સુખમાં તમને સ્થાપિત રાખજો. ત્યારે, માતપિતા, હું હવે જાવુંછું. વધુ થોભી કેટલો વખત થોભી શકવાની હતી ! (રડતી રડતી માતપિતાથી છુટી પડેછે અને દુષ્ટો સાથે જાયછે).

**બાપ**—(સ્રીને). ચાલ, હવે, તું આજ તો સ્વાદિષ્ટ પકવાન રાંધ. રૂપીયા આઠસો આવ્યાછે તો હવે ખાવાપીવામા તો પહેલે વાપરવા.

**સ્રી**—હા. તેમ કરૂં ત્યારે. દેવતા ચેતાવેલાછે. રાંધણુ ચૂલે ચઢાવું એટલી જ વાર છે. ( તપેલી ચૂલે ચઢાવવા જતા સાલ્લો સળગી ઉઠેછે. ઘરને લાય લાગેછે. બાપ તે હોલાવવા જતા પોતે પણ બળેછે).

**માતા**—ઓ બાપ ! લાય લાગી ! હુ બળી ! હું બળી ! સુજાતા ! સુજાતા ! જરા દોડ તો.

**બાપ**—અરે સુજાતા છે કયાં કે તું બૂમો પાડેછે ! હાય બાપ ! આ હું બળુછું ? અરે કોઈ આવો.

**માતા**—અરેરે ! માતા થઇ દીકરીને વેશ્યાના ઘર વેચી !

**બાપ**—અરેરે ! બાપ થઇને દીકરીને વેશ્યાનાં ઘર વેચી !

**સ્રી**—બેઉની શિક્ષા બેઉને મળી.

**બાપ**—હવે કોણ પોતાની દીકરી વેચશે !

**સ્રી**—જે આપણી પેઠે કમોતે મરવાના હશે તે.

(પાડોશીઓ આવી પહોંચેછે, અને સુજાતાનાં માતપિતાને આગમાંથી બચાવેછે તથા ઘરને લાગેલી આગ પણ હોલવેછે).

**બાપ**—અરેરે ! આ બળી ગએલો હું કાંઇ સારો થવાનો !

**માતા**—અરેરે ! બેઉ બરાબર બળ્યાં છીએ, બેઉ બરાબર રીબાઇ રીબાઇ મરશું.

---

## અંક ૧. પ્રવેશ ૭.

**પિપ્પલાદ**—(પુલોમાને). બેટા, પ્રાતઃકાળનું પ્રભુનું ધ્યાન હવે હું ધરી રહ્યોછું તો ફળાહાર લઇ આવવા જાવુંછું. પણ, બેટા, તું મને કહીશ કે તને આજકાલ કરતાં બે માસથી તાવ જરી જરી રહેછે તો આજ સવારે તારા શરીરને કાંઇ ઠીક છે.

**પુલોમા**—મહર્ષિ પિતાજી ! બળ્યું મારૂં શરીર અને બળી મારી આરોગ્યતા. અંધકારથી ઘેરાયલી રાત્રિને શાંતિ હોય તોપણ શું કે કારમુ કુતુહળ જાગ્યું હોય તોપણ શું; ભાંગેલી વાંસળીમા મધુર રાગ વિકસાવનારી મૃદુ ફુંક ભરાઇ તોપણ શું કે વિષ ડંસ દેનારો સર્પ ભરાયો તોપણ શું; મૃત્યુ પામેલા શ્રીમંતના ચોપડામાં દેવાં નીકળ્યા કે લહેણાં નીકળ્યાં તેમા તેને શું ?

**પિપ્પલાદ**—(નિશ્વાસ નાખતાં). બેટા, આ બધુ તુ શુ બોલી રહીછે ! તું મને પ્રાણ કરતાં પણ અધિક વહાલી છે. તારા માટેના સ્નેહ લીધેજ મારી આ સ્થૂળ દેહ બહુધા હું ટકાવી રહ્યોછું. પાતળી દોરના આધારથીજ પતંગ ગગનમા મહાલી રહ્યોછે; મહા ઉત્તમ બોધો પરત્વેજ શાસ્ત્રોનાં કાગળના પૃષ્ઠો સુશોભિત પુઠાં માંહે જળવાઇ રહ્યાંછે; નાદ વિકસાવનારી માંહેની નાનકડી સાંકળને લીધેજ ઘંટ રણકારા રેલી રહ્યોછે.

**પુલોમા**—પણ, તાતજી, હું ક્યારે કહુંછું કે આપનો અગાધ સ્નેહ મારા ઉપર નથી ? શ્રીહરી ભગવાનમાથી પણ તમારૂં ચિત્ત નિવૃત્ત કરીને મારા સુખમાં પરોવોછો તે હું ક્યા નથી જાણતી ? પણ, તાતજી, તમારા એ સઘળા ઉપકારનો બદલો કોઇ રીતે મારાથી વાળી શકાતોજ નથી ત્યારે હું કેમ કરૂં ! હું તો રાત દિવસ હરી ભગવાનને યાચું છું કે મારૂં આયુષ્ય તમને આપીને ભગવાન તમારાં આયુષ્યની વૃદ્ધિ કરજો અને તમે પરમ યોગારૂઢ રહેજો.

**પિપ્પલાદ**—ગુરૂએ વિદ્યાર્થી આગળ પોતાનું સર્વ જ્ઞાન પાથરી મુકવાનું છે; સૂર્યે પૃથ્વીના પ્રકાશ માટે પોતાની સર્વ પ્રભા રેલી દેવાની છે, સરિતાએ બેડું ભરી જનારી સુકુમાર સુંદરી માટે પોતાનાં સર્વ જળ રેલી મુકવાના છે; તેમ પિતાએ પોતાની સંતતિ માટે પોતાનું સર્વસ્વ હોમી દેવાનું છે. માટે, બેટા, હું તને સર્વથી અધિક પ્રિય નહી ગણું તો શ્રી પરમાત્માએ વિશ્વમાં સ્થાપિત કરેલા સ્વાર્પણના મહાન અવિચળ નિયમમાં હું વિઘ્ન કરનારો થઇ પડું, અને તે થકી તો મારી મહા અધોગતિ થાય. માટે, બેટા, નિજ સંતતિને સર્વથી ઇષ્ટ ગણવામાંજ પિતાનું કર્તવ્ય છે અને પિતાનું હિત સમાયલું છે, અને તેથી તારા ઉપર સ્નેહ રાખવામાં હું તને કાંઇ આભારી નથી કરતો કે તેમાં તારે લેશ પણ બદલો વાળવા જેવું છેજ નહી.

**પુલોમા**—તાતજી ! એ પ્રમાણે જો સંતતિએ માતપિતાના અવર્ણીય ઉપકાર માટે પોતાને આભારી માનવાની જરૂર નથી, અને એ ઉપકારના બદલામાં સંતતિએ માત પિતાનું સર્વ કાઇ હિત અને શુભ આદરવાનું નથી, તોતો પછી સંતતિ કૃતઘ્ન બનશે અને કૃતઘ્ન કહેવાશે પણ ખરી.

**પિપ્પલાદ**—માતપિતાની આજ્ઞાને તથા ઇચ્છાને આધિન રહેવાની શાસ્ત્રો જે આજ્ઞા સંતતિને કરેછે તે કાંઈ માતપિતાના ઉપકારનો બદલો વાળવા નહી, પરંતુ આજ્ઞાંકિતપણાનો સદ્ગુણ સંપાદન કરીને સંસારમાં સુખી થવા માટે અને પરલોકમાં આનંદે પોઢવા માટે છે. જો સંતતિને માતપિતા પ્રતિ સન્માન હશે તો તે સંતતિને અન્ય વડીલો પ્રતિ તેમજ સબંધિઓ તથા ત્રાહિત જન પ્રતિ આજ્ઞાંકિતપણું ધારણ કરવું સહેલું થઇ પડશે, અને તેવી સંતતિનાં સુખની સીમા આ લોકમાં અને પરલોકમાં નિરવધિ થશે. અને જો સંતતિ નિજ માતપિતા પ્રતિ આજ્ઞાંકિતપણું નહી ધરાવશે તો અન્ય મનુષ્ય અવતાર પ્રતિ શું કે પશુ પંખી અવતાર પ્રતિ શું કે દેવ અવતાર પ્રતિ શું કે સાક્ષાત શ્રીહરી ભગવાન પ્રતિ શું, લેશ આજ્ઞાંકિતપણું તેમના ઉરમાં નહી વસતા, પરિણામે તેઓ મહા દુ:ખી થશે. માટે સંતતિએ માતપિતા પ્રતિ આજ્ઞાંકિત અને ઉપકૃત રહેવાનું છે, તે પોતે સદ્ગુણારૂઢ થઇને પોતાના આત્માને અધિક વિશિષ્ટ કરવા માટે છે. પણ આ સઘળાનો અર્થ એવો થઇ શકતો નથી કે માતપિતાની આજ્ઞા સંતતિએ પાળવાની નથી. માતપિતાની આજ્ઞાને આધીન રહેવું એજ સંતતિને ઘટેછે. જેમ ગિરિને ગગન સાથની લગન કરતાં કાંઇ વધારે શ્રેયસ્કર નથી; જેમ સૂર્યમુખી પુષ્પને સૂર્યની ઉપાસના કરતાં કાઈ અધિક ઉત્તમ કાર્ય નથી; જેમ સરિતાને સાગર સ્વામીને જઇ મળવા માટે સતત વહન કરવા કરતાં કાંઇ અધિક ઉત્તમ ગતિ નથી; તેમ સંતતિ માટે પણ માતપિતાની આજ્ઞાનું સેવન કરવા કરતાં કાઇ વધુ હિતકારી નથી. ટુંકમાં, માતપિતાએ પોતાનાં પરમ કર્તવ્ય તરીકે નિજ બાળ પ્રતિ અપ્રતિમ સ્નેહ રાખવાનો છે, અને સંતતિએ પોતાના પરમ કર્તવ્ય તરીકે માતપિતાની સેવામાં અહર્નીશ રહેવાનું છે. પરંતુ, આ પ્રમાણે પોતપોતાનાં કર્તવ્યો કરવા માટે માતપિતાએ તેમજ સંતતિએ બેઉએ બદલો તો શ્રીહરી ભગવાન પાસે માગવાનો છે, કેમકે કર્તવ્યનું ફળ આપનાર સ્વામી તે તો એક શ્રીહરી ભગવાનજ છે. ગાડીનાં પૈડાંને અને ધરીને નિકટ સબંધ તો ખરો, પણ તેમને ગતિ આપનાર તો અશ્વ કે બળદ જ; ફળ અને વૃક્ષને સબંધ તો ખરો, પણ તે બેઉનો આધાર તો ભૂમિ માતજ જે તેમને પોષણ દેછે; ગાગર અને જળને સબંધ તો ખરો, પણ તે બેઉનો આધાર તો સુંદરીનો કર જેણે ગાગરને જળથી ભરી. બેટા ! હવે, હું કંદમૂળ લેવા જાવુંછું નહીતો મને પાછા વળતાં વેળા થઇ જશે. (જાયછે).

**પુલોમા**—તાતજી, વહેલા આવતા રહેજો. (સ્વગત). તાતજીની વિદ્વતાનો પાર નથી ! તાતજીની યોગ સિદ્ધિઓનો પાર નથી ! દરેક વાત ઉપર કેવી સરળતાથી વિચાર કરેછે અને દર્શાવેછે ! પણ હું તાતજીને કહુંછું કે મને તાવ આવેછે ત્યારે તાતજી

મારી એ વાત ખરી માનેછે, એ તો તાતજી એક ભૂલ કરેછે. હું એમને ખોટું કહુંછું અને એ રીતે એમને ઠગુંછું, કારણ મારી પીડા તાવ નથી, પણ અખિલ વિશ્વને કંપાવનારો પ્રેમદેવ છે, અને પ્રેમની વાત તો મારાં મુખથી હું તાતજીને કેમ કહી શકું !

### ગાયન ૧૨.

માન મદન, તુજ તીવ્ર તાડન, નથી થાતુ સહન. માન.
તુ કોણ, શીદ આવ્યો, કરે તેનું નવ કથન,
તુજ જાતભાત જાણવા, કરૂં મનથી મનન,
નવ સમજાય તુ, ચોર ભિક્ષુક કે રાજન. માન.
ચાલ્યો જા, ભાઇ, તુજ ધામ, કરૂં નમન,
અબળા હું, શું કરૂં તુજ વધુ અભિવંદન!
મુજ થકી તો દુભાશે તુજ તન મન. માન.
લવરી કથન તુજ કે કાગ કાકા દહન !
કે કહુ કોકિલા કેરૂં કીરતાર કીર્ત્તન !
પ્રમાણું તને પરિતાપ, કે ઉર સાંત્વન ! માન.
પ્રમાણું તને પિશાચ નવ કરાય જેને પ્રસન્ન !
સમજવો દેવ તને જેનું ઘટે આરાધન !
સમજાય નવ કાંઈ, કરે સંહાર કે સજીવન ! માન.

આ પ્રેમ આટલાં વર્ષો મારામાં નહી હતો, પણ મારા પિતા મને પંદર વરસની વયે પહોંચેલી કહેવા લાગ્યા ત્યાર પછી તે એકાએક પ્રગટયોછે! બાળ વયમાં માતપિતા તરફ, સ્નેહિઓ તરફ, પશુ પંખી તરફ અને સકળ જીવાત્માઓ પ્રતિ પ્રેમ તો હોયછે જ. પણ એ બાળ વયનો પ્રેમ, અને આ નવો પ્રેમ પંદર વરસની વય પછીનો ઉદ્ભવેલો, એ બેઉ પ્રેમ જુદાજ છે. આ પ્રેમ તો પુકારી રહ્યોછે કે પતિને ઢુંડો, પતિને મળો, પતિ સાથ જઇ રહો.

### ગાયન ૧૩.

મેળવી આપો, પ્રભુજી, મને પ્રેમી હૈયાનો હાર,
જગાવીશ પછી હું જગમા તમ જય જયકાર. મેળવી.
નથી સ્વામી વેચાતો, લઈ આવું જઈ બજાર,
મૂલ્ય નવ હોય એનું, ખરીદું દઇ દ્રવ્ય ભંડાર. મેળવી.
એક આત્માનો એ તો અર્ધ ભાગ આકાર,
હું અર્ધ અહી, પતિ અર્ધ કાંઈ અન્ય દ્વાર. મેળવી.
મુજ સ્વામીને જાણો તમે, પ્રભુજી સરજનહાર
લાવી આપશો તો ચઢશે ભવોભવનો આભાર. મેળવી.

બબ્યા વિચારો તો આવા આવા કેટલા કરીશ અને આવા વિચારોમાં તણા-ઇશ પણ કેટલીક! મારા જીવને મહા ઉત્પાત થાયછે કે આ વગડામાં તો મારો સ્વામી મને કયાંથી આવી મળશે અને આ પ્રેમ પીડામાંથી ક્યારે મુક્ત

થઇશ ! રેતીના રણમાં સરિતાના જળ વહન કરશે ક્યારે અને તેમાં નાવ તરતી થશે ક્યારે ! થુવેરની વાડને ગુલાબ પુષ્પ આવશે ક્યારે અને બાગમાં શ્રીમંતો તેને હેતથી વાવશે ક્યારે ! સ્મશાન ભૂમિ ઉપર લગનમંડપ રચાવાનો ક્યારે અને આનંદ જમણો ત્યાં થવાનાં ક્યારે ! અરેરે ! મારા આવા વિચારોમાં તો હું કાંઇ ઘેલી થઇ જઇશ. લાવ જરા ઉંઘી જાવું કે આવા વિચારો ઘડી ભર પણ દૂર થાય. (સુવેછે પણ નિદ્રા આવતી નથી).

**ત્રસદસ્યુ**—(એકલો આવી પહોચતાં). તાતજી સાથે મહેલથી નિકળ્યાને આજ ચાલીસ દિવસ થયા પણ પિપ્પલાદ રૂષિનો આશ્રમ જડતો નથી ! (જરા નિશ્વાસ નાખેછે). અરે, પણ, પેલો આશ્રમ કાંઇ દેખાયછે તે પિપ્પલાદ રૂષિનો તો નહી હોય ! (પુલોમા ઉપર નજર પડતાં). અરે ! આ કોઈ યુવતિ પણ આશ્રમ દ્વારમાં સુતીછે ! સૂર્ય નારાયણ પ્રગટ થઇ ગયાછે તોપણ એ યુવતિ ઉંઘી કેમ રહી હશે ! કદાચ શરીરને સારૂં નહી હશે અને, વળી, વગડામાં તો પ્રભુનાં ધ્યાન સીવાય બીજું કાંઇ કામકાજ નહી તો પછી દિવસના પણ મનુષ્ય ઉંઘી નહી રહે તો શું કરે ! પણ, માત્ર યુવતિજ દેખાયછે અને રૂષ દેખાતા નથી તો મારે હાલ તુરત અહીંજ થોભવું જોઇએ. મારા તાતજી પણ આજ તરફ મારી પાછળ પાછળ આવેછે તે પણ હમણા અહીંજ આવી પહોંચશે માટે હમણા અહીંજ બેસું. (બેસેછે).

**પુલોમા**—(ત્રસદસ્યુ ઉપર નજર પડતાં સ્વગત). અરે, પેલા કોઈ યુવાન દેખાયછે જો !

### ગાયન ૧૪.

દીસે આ કોઇ શાણા રાજકુમાર,
પુલોમા કળે એ મુજ ભરથાર,
કરૂં કેમ, કરે હૃદય જ્યાં આ પોકાર. દીસે.

કીરતાર કહોને શું આ મુજ હૈયાના હાર ?
ચેતાવજો જો કરૂં ભૂલ આ વાર,
સ્વામી જો એજ તો, ખોલજો લગ્ન દ્વાર. • દીસે.

કુમાર ! આવી રેલુંછું અશ્રુધાર,
વગર વિચારે કરશો નવ નકાર,
કરાવો કુમાર પાસ, પ્રભુજી, મુજ સત્કાર. દીસે.

(ત્રસદસ્યુની પાસે આવીને. તેને). કુમાર ! ભલે પધાર્યા. મારા તાતજી પિપ્પલાદ રૂષિના આશ્રમે પધારો. એ આશ્રમ આપના માટે ના હોય તો બીજા કોણ માટે હોય ? વૃક્ષનાં ધામે નિર્દોષ પક્ષીને માળો કરવાનો અધિકારજ છે; અંધકાર હોય ત્યાં જઇ પ્રવેશ કરવાને પ્રકાશને સત્તા છેજ; પુષ્પ કળી ખીલી ત્યાં જઈ ભ્રમણ કરવાનો ભ્રમરને અધિકાર છેજ. હું કેટલા દિવસથી પીડાવુંછું તેથી કંદમૂળ આહાર લાવવાનું પણ મારાથી બની શકતું નથી તે માટે મારા પિતા હમણા ગયાછે તે ઝટ પાછા આવતા હશે.

**ત્રસદસ્યુ**—ત્યારે આ પિપ્પલાદ મહર્ષિનોજ આશ્રમ છે અને તમે એમનાં પુત્રી છો? મારા તાતજી મહારાજા શાકાયન્ય અને હું આપના તાતજીની સેવામાં આવ્યા છીએ મારા તાતજી મારી પાછળ છે તે હમણા અહીં આવી પહોંચશે, માટે મારા તાતજી આવે ત્યાં સુધી હું અહીંજ ઉભો રહીશ, અને તમારા જીવને સારૂં નથી તો તમે તો તમારા આશ્રમે જઇ આરામ લ્યો. (બેસેછે).

**પુલોમા**—આપ અહીં બેસોછો તો હું પણ અહીંજ બેસુંછું. (બેસેછે). આપ રાજકુમાર છો એ તો મેં મારા આશ્રમથી જોતાં વારજ મારાં મનમાં ધારી લીધું હતું. પણ રાજકુમારને બેસવા રાજ્યાસન હોય તેના બદલે વગડાની પાંદડા અને કંટક ભરેલી ભૂમિ ઉપર આપને બેસવું પડેછે તે માટે હું લાજી મરૂંછું. પણ હું તો સત્ય કહુંછું અને શ્રી ભગવાન સાક્ષી હોજો કે આપ કહો તો આપના માટે મારાં ચર્મનાં પાથરણાં કરૂં.

**ત્રસદસ્યુ**—અરે રૂષિ પુત્રી! આ તો તમે શું બોલી રહ્યાંછો!

**પુલોમા**—મારો આત્મા અને મારા પરમાત્મા ઉચ્ચરાવેછે તે સત્યજ હું ઉચરૂંછું. વનની કોયલના કંઠમાં જે ટુઇઓ ટુઇઓનો એક કલરવ પરમાત્માએ મુકયો તેનુંજ ઉચ્ચારણ તે બીચારી કરી શકશે અને ભાતભાતના સ્વર કાંઇ નહી કહાડી શકશે; સરિતા બીચારીને જેવાં વાંકાંચુકાં વહન આવડે તેવાંજ તે કરી શકશે અને શહેરના શીખેલા સજ્જનની સુંદરી પેઠે ઝાંઝરના ઝમકારા કરતી અને ઠમક ઠમક કરતી તે બીચારી કાંઇ ગતિ નહી કરી શકશે; વગડાની પુષ્પલતા વૃષા રૂતુના ચાર માસમાં ખીલી શકે તેમ બીચારી ખીલશે, અને શહેરના શ્રીમંત શેઠિયાના બાગની માફક રોજનું જળસીચન કયાથી હોય કે તે બીચારી બારે માસ અને ત્રીસે દિવસ ખીલી રહે.

**ત્રસદસ્યુ**—મારે કહેવું જોઇએ કે મારા પ્રત્યેક સાધારણ પ્રશ્નનો તમે મહા વિદ્વતા ભરેલો ઉત્તર આપોછો.

**પુલોમા**—રાજકુમાર! આપ કાંઈ આનંદી સ્વભાવના છો તેથીજ મને પ્રશંસાનાં છાપરે આ પ્રમાણે આપ ચઢાવી મુકોછો. સર્પ અને વિક્રાળ પશુઓથી ભરેલાં ગિરિનાં કોતરેને આપ દ્રવ્યના ભંડાર ઠીક કહોછો! નીકના જળના નાનકડા રેલાને સરિતાનો વિશાળ ફાંટો કહી ઠીકજ વર્ણવોછો! રસ્તામાં પડેલા બોરના ઠળિયાને મુગટનો અમૂલ્ય હીરો કહી આપ ઠીક વર્ણવોછો! પણ, રાજ્યપુત્ર, મારૂં બહુ હાસ્ય તો નહી કરશો.

**ત્રસદસ્યુ**—રૂષિ પુત્રી! તમે મહર્ષિનાં પુત્રી હોવાથી બુદ્ધિશાળી ઉત્તરો આપી શકશો પણ એવા ઉત્તરો આપવાની બુદ્ધિ મારામાં નથી. સુતરના તાંતમાં સોનાના તારની શોભા ક્યાંથી? દર્પણને પ્રકાશનું પ્રતિબિંબ પાડવાની શક્તિ તો, તે પોતે પ્રકાશ કેમ રેલાવશે? બાળ ચેષ્ટા થકી ગગનમાં ઉરાડેલા પતંગને ગગનના તારલાનો મહિમા ક્યાંથી પ્રાપ્ત થશે? માટે તમે બુદ્ધિશાળી છો અને હું અજ્ઞાનતા ભરેલો છું.

**પુલોમા**—રાજકુમાર! મને મંદવાડ છે અને તમને મશ્કરીજ કરવી ગમેછે! અરે! પણ

આ મારો જમણો હાથ એકાએક કેમ કળી પડેછે ! અરે ! મારો આ જમણો કર ઝટ ગ્રહણ કરો તો બહુ મહેરબાની.

**ત્રસદસ્યુ**—(તેણીના કહેવા પ્રમાણે તેણીનો કર ઝાલીને). હા. હા. આ તમારો કર ઝાલ્યો. પણ તમારા આ કરમાં એકદમ શું થઇ આવ્યું ? તમારો કર આ પ્રમાણે કોઇ કોઇ વાર કળી આવેછે શું ?

**પુલોમા**—અરે કોઈ દિવસ બળ્યો એ કર કળ્યો નથી. આજ પળે આટલો કળી આવ્યો. પણ તમે મારો કર ગ્રહણ કરી રાખજો, અને મારો ગ્રહણ કરેલો કર તમે મુકી તો નહી દોને ?

**ત્રસદસ્યુ**—તમે લગીરે ગભરાશો નહી, તમારો કર મેં ગ્રહણ કર્યોછે તે હું ઝાલીજ રાખીશ. પણ, વારૂ, કળતર કાંઇ હવે નરમ પડી ?

**પુલોમા**—અરે, પણ, હવે તો કળતર નરમ પડવાની અને તમારે મારો હાથ મુકી દેવાની વાતજ ક્યાં છે ? આ તો મારો કર લગ્નમા ગ્રહણ કરવા મેં તમને કહ્યું અને તમે મારો કર લગ્નમાં ગ્રહણ કર્યો, અને મારો એ ગ્રહણ કરેલો કર ઝાલી રાખવા તમે તમારાં મુખથી ઉચ્ચર્યાછો એજ વાત છે. અને કળતર નરમ પડવાની વાતજ નથી. અને, રાજકુમાર, હું તમને વિનવિને કહુંછું કે મારો કર તો ઝાલીજ રાખશો.

### ગાયન ૧૫.

| | |
|---|---|
| કરશો આટલો આભાર તો પીશ રોજ તમ પગ ધોઈ, | |
| જીવનદાન દીધાનું થશે તમ હાથ પુણ્ય કાંઈ. | કરશો. |
| વાદ વદતા તમને, મરૂંછું લાજીને રોઇ, | |
| માર મારે મને મદન, પ્રાણાંત હું પીડાઈ. | કરશો. |
| ભવસાગરમાં કરવી પડી, મને આ ભવાઇ, | |
| કરૂં કેમ, કુટામણ એ હશે, મુજ કર્મે લખાઈ. | કરશો. |
| બનીશું બાવરી, કામે વગાડતા સ્નેહ શરણાઇ, | |
| અંધ અથડાવું, અનંગથી આમ જ્યાં વિંધાઇ. | કરશો. |
| ધૈર્ય દ્રવ્ય ગયું, પ્રેમ ધિંગાણાંમાં તણાઇ, | |
| રાગ રક્તપિત્ત થતા, જાય ચર્મ ચીરાઇ. | કરશો. |
| હામ હડસેલા હેઠા પડયા, નીતિ નાવ ગઇ તણાઇ, | |
| તપસ્વિ તાત પણ દીસે મને ત્રાહિત કોઈ. | કરશો. |
| સ્નેહ સપાટે સદગુણ પડયા કયાંયે વિખરાઈ, | |
| વિવેક વાટમાં વિક્રાળ વનચરો ગયાં ભરાઈ. | કરશો. |
| સાગર સમાન સહનતા હોય જો તમમાં સમાઈ, | |
| દયા દીલ ધરી, જાશો નહી મુજથી રીસાઇ. | કરશો. |

**ત્રસદસ્યુ**—ઋષિ પુત્રી ! હું સત્ય કહુંછું કે લગ્નનાં બંધનમાં તમે નિરર્થક પડોછો અને મને પાડોછો. એ બંધન થકી તમે પાછળથી મહા દુઃખ અનુભવશો ત્યારે એ

બંધનનો અનર્થ તમારા સમજવામાં આવશે. પણ પ્રત્યેક ભૂલ પાછળથી સર્વ કોઇને સમજાયછે, અને પાછળથી સમજાયલી ભૂલ કાંઇ કામ આવતી નથી, અને એ ભૂલનાં અનિષ્ટ પરિણામો દીર્ઘ કાળ પર્યંત વેઠવાં પડેછે. રૂષિપુત્રી ! તમે શાંત મનથી વિચારી જુવો, અને તમને સ્પષ્ટ થશે કે લગ્નમા જોડાવું એ કામ રૂપી મનોવિકારને હર્ષથી પોતામાં સ્થાન આપવા બરાબર છે. અને કામવિકાર મનની અસ્થિર સ્થિતિ છે, અને મનની અસ્થિર સ્થિતિમાં આત્માનું કે પ્રભુજીનું લેશ જ્ઞાન સંભવતુ નથી. મનુષ્યનું કર્તવ્ય તો એ છે કે કામવાસના રહિત રહી સ્થિતપ્રજ્ઞ થવું, જેથી આત્મા અને પરમાત્માને ઓળખાય, તેમનો સાક્ષાત્કાર થાય અને છેવટે તેમનામા તન્મય થવાય. માટે, હુ ફરીથી કહુંછું કે લગ્ન બંધનમા હોમાવનારી કામવાસનાથી તમે મુક્ત રહો અને મને મુક્ત રાખો તો સારૂં. કામવાસના કેવી પ્રચંડ પિશાચણી છે તે સબંધમાં હુ શાસ્ત્રકથા તમને કહું. પૂર્વે કોઇ એક ભિક્ષુ (સન્યાસી) હતો, તેનું મન એવું સ્થિર હતું કે તે સમાધિ-ગ્રસ્ત રહેતો. પોતાનાં મનને વશ વર્તાવવાથી તેનામાં એવું પ્રાબલ્ય પ્રગટયું હતું કે જે કાંઇની તે ચિત્તભાવના કરતો તેવું રૂપ તે તતક્ષણ ધારણ કરી શકતો. એક પ્રસંગે એ ભિક્ષુ સમાધિમાથી નિવૃત્ત થઈ બેઠો હતો ત્યારે તેનાં મનમાં એવી વાસના ઉદ્દ્ભવી કે શાસ્ત્રના સંસ્કારરહિત આચરણ કરનાર મનુષ્યની સ્થિતિ હું પામું. અને તત્કાળ તેને એક પામર મૂઢ પુરૂષનું રૂપ પ્રાપ્ત થયું. અને એ રૂપને તેણે જીવટ નામ આપ્યું. પછી વળી તેનામાં એવી વાસના ઉદ્દ્ભવી કે વેદાધ્યયન કરનાર, વેદોક્ત કર્મ કરનાર, બ્રાહ્મણરૂપ હું થાવું; અને તે વાસના ઉપસ્થિત થતા તેને બ્રાહ્મણનું રૂપ પ્રાપ્ત થયું. ત્યાર પછી વળી તેનામા નવિન વાસના પ્રગટ થઇ કે હું ચક્રવર્તી રાજાનું રૂપ ધારણ કરૂં, અને તેજ ઘડી તેણે માડલીક નામના રાજાનું રૂપ ધારણ કયુ. પછી તેને ભિન્ન ભિન્ન વાસનાઓ ઘેરતી ગઇ તેમ તેમ તેણે કાંઇ દેવાગનાનું રૂપ, કાંઇ વૃક્ષલતાનું રૂપ, કાંઇ ભ્રમરનું રૂપ, કાંઈ કમળનું રૂપ, કાંઇ હાથીનું રૂપ, વળી પાછું કાંઈ ભ્રમરનું રૂપ, કાંઇ હંસ રૂપ, કાઇ બ્રહ્માના હંસનું રૂપ અને છેવટે કાંઈ રૂદ્ર રૂપ, એવાં અનેક રૂપોમાં અવતાર પ્રાપ્ત કર્યો. પણ રૂદ્રના રૂપમા તેને વાસનાઓનાં તાડન થકી પૂર્વે લીધેલા અનેક મિથ્યા અવતારોનું જ્ઞાન થયું ત્યારે તે મનમાં મહા ઉદ્વેગ પામ્યો અને કહેવા લાગ્યો કે માયારૂપી વાસના એજ આ સકળ દેહ-યંત્ર અને મનોયંત્રને ચેષ્ટાઓ કરાવેછે માટે વાસનાનું ઉન્મૂલન એજ મનુ-ષ્યનું મુખ્ય કર્તવ્ય છે. ત્યારે, રૂષિપુત્રી, તમે પોતે જુવો કે તમે જે કામાનળ પ્રગટવા દીધોછે તેથી તમે અનર્થરૂપી અનેક મિથ્યા ભવો અને અવતારોનું બી કાળરૂપી ક્ષેત્રમાં રોપોછો. માટે, કોટિ પ્રયત્ને કામવાસનાનું ખંડન કરો, અને એને આધીન ના થાવો. વળી, તમે શાસ્ત્ર વચનો લક્ષમાં લેશો તો તમને જણાશે કે આ જગત અસત્ છે, તો જ્યારે અખિલ વિશ્વ અસત્ છે તો કામરૂપી વાસનાને પણ તમે અસત્ માનો, અને કામવાસનાને અસત્ માનતાં તેનો ત્યાગ કરવો કઠિન નહી થઈ પડે. વળી, તમે શાસ્ત્ર વચન ઉપર મનન કરો, કારણ શાસ્ત્રમાં કહ્યુંછે કે જેમ જળમાં તરંગ છે તેમ સકળ વિશ્વ બ્રહ્મમાં છે, અને બ્રહ્મ એ તો

નિર્મળ તેજોમય જ્યોતિ છે, તો એમા કામાવેશનો મલિન અંધકાર સંભવતોજ નથી. માટે, તમે બ્રહ્મભાવ પ્રાપ્ત કરી લ્યો એટલે તમે કામાગ્નિથી દગ્ધ થશો નહી, અને મને પણ દહન પીડા દેશો નહી. વળી, તમે મનન કરશો તો તમને સ્વત: સિદ્ધ થશે કે કામરહિત થતા, તમારૂં મન મેરૂ પર્વત સમાન સ્થિર થશે. અને સ્થિર મનનું પ્રાબલ્ય એ છે કે મનુષ્યના ઉચિત આશયો, કાર્યો આવી તેને મળેછે અને તેમાં સફળતા પ્રાપ્ત કરાવેછે; અને અસ્થિર ચિત્તવાળાં મનુષ્યોને, અર્થાત, કામ વિગેરે અસંખ્ય વાસનાઓની જુદી જુદી દિશાઓમાં ગમન કરતા મનુષ્યોને, તો જેમ ઉત્તર દિશામા જનાર માણસ કાઇ દક્ષિણ દિશાનો પંથ કાપતો નહી થાય, તેમ કાંઇ મનોરથ પ્રાપ્તિ, કાઇ કાર્ય સિદ્ધિ આવી મળતી નથી. માટે, હું તમને વારંવાર વિનવીને કહુંછું કે જેમ અગ્નિના નાનકડા તણખામાંથી મોટી લાય પ્રગટેછે તેમ કામ વાસનામાથી મહાન ઉગ્ર પરિતાપો પરિણમશે. માટે, તમે સમજી લ્યો કે માત્ર વ્યવ્હાર દ્રષ્ટિએ કામ સત્ છે પરંતુ પરમાર્થ દ્રષ્ટિએ કામ અસત્ છે. તમે રૂષિ પુત્રી છો એટલે હું તમને બોધ તો શું દઇ શકું, પરંતુ મારા ગુરૂએ શાસ્ત્રાભ્યાસમાં મને જે શીખવ્યું છે તે હું તમને માત્ર કહી બતાવુંછું.

**પુલોમા**—રાજકુમાર ! મનમાં કાઇ ખોટું લાવશો નહી, કારણકે તમારૂં કહેવું કોઇ પણ રીતે યુક્તિપુરસ્સર નથી એટલું તમને સમજાવવા મારે કહેવું પડેછે કે તમે ભણ્યા પણ ગણ્યા નથી. ભિક્ષુની કથાનો સાર તમે ઉલટોજ કહાડયોછે. તમે એ શાસ્ત્રકથામાંથી સાર એ પ્રમાણે કહાડોછો કે મારો તમારા ઉપરનો પ્રેમ તે માત્ર મનોવિકારરૂપી કામવાસના છે, અને એ એક મનોવિકારમાંથી અનેક વાસનાઓરૂપી મનોવિકારો ઉત્પન્ન થઇ માત્ર ભ્રમ અને કુટિલતામા યુગાનયુગ ચાલ્યા જશે. પણ, પ્રથમ તો હું તમને કહીશ કે મારો તમારા ઉપરનો પ્રેમ તે મનોવિકાર કે દુષ્ટ વાસના નથી. મારો સાચો પ્રેમ એક પરમ તત્વ છે જે તત્વ આત્મા તથા પરમાત્મા ઉભયનું મુખ્ય તત્વ છે, કારણ કે આત્મા તથા પરમાત્મા બેઉ પ્રેમમયછે. વળી, ભિક્ષુનું દ્રષ્ટાંત મનની માત્ર અયોગ્ય અસ્થિરતાને અનુસરેછે, પરંતુ સાચો પ્રેમ જે અચળ છે તેને એ દ્રષ્ટાત લાગુ પડતું નથી. વિશ્વમાં પ્રેમ અવિચળ છે. વિશ્વમાં પ્રેમ ચલાયમાન નથી, કારણકે તમે કહોછો તેવોજ જો પ્રેમ ચલાયમાન હોત તો આ વિશ્વ એક ક્ષણભર પણ અસ્તિત્વ ધરાવી શકેજ નહી, કારણકે આત્માના તથા પરમાત્માના પ્રેમ તત્વના પ્રભાવ થકીજ આ વિશ્વ ઉત્પન્ન થયુંછે અને અસ્તિત્વમાં પણ રહી શકેછે. માટે, ભિક્ષુની કથા નિષ્પ્રયોજન છે. વળી, જો પ્રેમ મનની માત્ર અસ્થિરતા અને તેમાંથી પરિણમતી વિપત્તિઓ સૂચવેછે. તો શ્રીવિષ્ણુ ભગવાન લક્ષ્મીજીના પ્રેમી કેમ છે ? બ્રહ્મા સાવિત્રિના પ્રેમના ભોગી કેમ છે ? શિવજી વળી પાર્વતીના પ્રેમમાં રાગી કેમ છે ? શું વિષ્ણુ, બ્રહ્મા, શિવજી, એ અસ્થિર મનવાળા છે ? શું એ સર્વને પ્રેમ પરત્વે અનેક યુગોના મિથ્યા ભ્રમો તથા કષ્ટો વેઠવાં પડેછે ? રાજકુમાર ! સાચા શુદ્ધ પ્રેમમાં અસ્થિરતા નથી પણ અચળ સ્થિરતા છે.

વૃક્ષલતામા ઝાડપાનનો બોજો વિહાર કાજે આવનારા મનુષ્યોના શિર નથી, પણ શીતળ છાંય અને વિમળ વાયુ છે; સરિતામા સર્પની દૂષી, પ્રપંચી ગતિ નથી, પરંતુ પશુપંખી, જીવ જંતો, સરોવર કોતર, સર્વને જળ સીંચી સંતુષ્ટ અને મગ્ન કરવાનું ગહન પ્રાબલ્ય છે; ખેતરમા નિર્જન ભૂમિની શૂન્યતા નથી પણ ધાન્યના વિપુલ પાકનું તે સુખપ્રદ સમૃદ્ધ સ્થાન છે. માટે, રાજકુમાર, તમે ધારતા હશો તેટલી હદે તો હું મૂર્ખી નહી હઇશ, તેમજ કામવિકારને વશ થતી હઇશ એવી હું અતિભ્રષ્ટ પણ નહીં હઇશ. વળી, સાંભળો. સંસારમાં પ્રભુજીએ જન્મ દીધોછે તો સંસાર સફળ કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. અને સંસારનું સાફલ્ય યોજવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે જેજે કર્તવ્યો આવી મળે તે મનુષ્યે મમતા અને અહંભાવ રહિત કરવા. જેમ વૃષારૂતુ આવી ચડતા ગગન વૃષ્ટિધારા પૃથ્વી ઉપર રેલાવેછે, જેમ દિવસ ઉગતા સૂર્યનારાયણ પૃથ્વીની સેવામાં હાજર રહેછે, જેમ પ્રાતઃકાળ થતા બીડલી કળીઓ વિકસી પરિમળ સર્વત્ર પ્રસરાવેછે; તેમ યૌવનાવસ્થા પ્રાપ્ત થતા તરૂણી યોગ્ય પતિ પોતાના માટે ઢુંડે અને યોગ્ય પતિનો કર ઝાલે, તે તેણીને સંસાર જીવનમાં આપોઆપ આવી મળેલું એક કર્તવ્ય છે, અને તે કર્તવ્યાનુસાર તેણી રૂડા કંથ શોધે અને તેને વરે તેમાં કાંઈ અઘટિત આચરણ કે પતન હોઇ શકેજ નહીં. જનક સરખા જીવાત્માઓ જીવનમુક્તિ પામ્યા હતા તેઓ પોતાને આવી મળેલા રાજ્યકારભાર વિગેરે કર્તવ્યો કરતા હતા, તો આપણે કોણ માત્ર કે વળી એવો દંભ ઉર માંહે ધરીએ કે સાચી સ્નેહયુક્ત લગ્નગાંઠમા માત્ર મલિન વાસનાઓની પરંપરા છે ? રાજકુમાર ! પ્રેમની ઉત્તમોત્તમ સ્થિતિમાં અધમતા આરોપવી એ કાંઈ ડહાપણ કે જ્ઞાન નથી. કહો, સાગરને ખાબોચિયું સમજવામા શું સાર ? અમૃતને કાળકૂટ કહેવામાં શું કારીગરી ? ગુલાબ છોડને બાવળિયો બનાવવામાં શું બુદ્ધિબળ ! માટે, રાજકુમાર, હું સત્ય કહુંછું કે ભિક્ષુની શાસ્ત્રકથામાંથી તમે યોગ્ય સાર કહાડયો નથી. અને હું વળી ફરીથી તમને કહુંછું કે સંસારમાં જે જન્મ પ્રાપ્ત થયો તે જન્મમાં જે કાંઈ અનિવાર્ય કાર્યો મનુષ્યને આવી મળે તે કરવાંજ અને તેમાંજ મનુષ્યનો મહિમા છે, તેમાજ જીવનનું રહસ્ય છે, તેમાંજ આત્માનો વિકાસ છે, અને તેમાંજ પ્રભુજીની પ્રસન્નતા છે. સાંભળો. હું પણ તમને શાસ્ત્રકથા કહું. શાતાતપ નામના મુનિ પાસેથી એક પ્રસંગે વસિષ્ટ મુનિએ સાંભળ્યું કે મેરૂ પર્વતના ઇશાન ખૂણામાં પદ્મ–રાગમણિનાં શિખર ઉપર એક કલ્પવૃક્ષ છે અને તેમાં ભુશુંડ નામનો કાગડો વાસ કરી રહ્યોછે. અને તે કાગ વૈરાગ્યસંપન્ન હોવાથી બ્રહ્માની પ્રભાથી શોભતો હતો, અને તેના જેટલું દીર્ઘાયુષ્ય જગતમાં કોઇને પ્રાપ્ત થયું નથી. તે સાંભળીને વસિષ્ટ મુનિ મેરૂ ઉપર ગયા. કાગભુશુંડ ત્રિકાળજ્ઞ હોવાથી વસિષ્ટ મુનિનાં આગમનનું તેને જ્ઞાન થયું અને તેમને સામો લેવા ગયો. પોતાના આશ્રમે લાવ્યા પછી કાગ ભુશુંડે વસિષ્ટ મુનિને પુષ્પાંજલિથી વધાવી લીધા અને પૂર્ણ આદરસત્કાર કર્યો. પછી પુછ્યું કે અત્રે પધારવાનું પ્રયોજન શું છે. ત્યારે વસિષ્ટ મુનિએ

કહ્યું કે મેં સાંભળ્યુંછે કે તમે ચિરંજીવી છો તો કયો માગ ગ્રહણ કરવાથી અને શું સાધનો યોજવાથી તમે ચિરંજીવી થયાછો તે કૃપા કરી કહેશો. ત્યારે કાગ ભુશુંડે કહ્યું: " ઉઠતાં બેસતાં, સૂતાં જાગતાં, વિહાર કરતાં કે કાંઇ પણ કાર્યમાં ઉધુક્ત રહેતાં, હું આત્મસમાધિમાં સ્થિર રહુંછું, તે થકી હું ચિરંજીવી છું. મેરૂ પર્વત ચલાયમાન થાય પણ હું સમાધિધ્યાનમાં ચલાયમાન થતો નથી તેથી હું ચિરંજીવી છું. જગતની સ્થિતિ અસ્થિર અને અનિત્ય છે તેવા વિચારથી હું લેશ વિક્ષેપ પામતો નથી પરંતુ અંતર્મુખ રહી આત્મસ્વરૂપમા મગ્ન રહું-છું, તે થકી હું ચિરંજીવી છું. હું ભૂત સમયનો શોક કરતો નથી તેમજ ભવિષ્યના સમયનો વિચાર કરતો નથી અને માત્ર વર્તમાન સમયમાંજ મારૂં ચિત્ત સ્થાપિત અને પ્રસન્ન રાખુંછું, તેથી હું ચિરંજીવી છું. મને આવી મળેલાં સર્વ કાર્યો હું કરૂંછું, અને તેમનાથી વિમુખ થતો નથી, પરંતુ કાર્યોના ફળની અભિલાષા રાખતો નથી, તે થકી હું ચિરંજીવી છું. મને અમુક પ્રિય વસ્તુ આવી મળશે કે નહી એવી ચિંતારહિત હું રહુંછું તેથી હું ચિરંજીવી છું. મારાં પોતાનાં કે અન્ય જનોના કાંઈ કાર્યોની હું સ્તુતિ કે નિંદા કરતો નથી તે થકી હું ચિરંજીવી છું. શુભ વસ્તુની પ્રાપ્તિથી હું ચિત્તને હર્ષિત થવા દેતો નથી અને અશુભની પ્રાપ્તિ થતાં હું ચિત્તને પરિતાપ પામવા દેતો નથી, તેથી હું ચિરંજીવી છું. મારાં મનને સ્થિરતારૂઢ તથા સ્વસ્થ કર્યુંછે તેથી હુ ચિરંજીવી છું. જરા, મરણ, દુઃખ, એ સર્વના ભયથી હું લિપ્ત થતો નથી, તે થકી હું ચિરંજીવી છું. આહાર કરતાં વિહાર કરતાં કે કાંઇ પણ ક્રિયા કરતાં હું દેહ છું એવું અભિમાન હું પોતાને થવા દેતો નથી, તે થકી હું ચિરંજીવી છું. કાળે કરીને પ્રાપ્ત થએલું શુભ તથા અશુભ બેઉ, મારા જમણા તથા ડાબા હાથ સમાન, એક સરખાં છે, તે થકી હું ચિરંજીવી છું. આત્મદ્રષ્ટિએ હું સર્વ સ્થળે બ્રહ્મ નિહાળુછું, તેથી હું ચિરંજીવી છું. પગથી માંડીને મસ્તક પર્યંતનો અભિમાનનો મલિન કાદવ મેં ધોઈ નાખ્યોછે, તે થકી હું ચિરંજીવી છું. હું શરીર વડે ક્રિયા કરૂંછું પણ અકર્તાપણું તથા અભોક્તાપણું હૃદયમા મેં સ્થાપ્યુંછે, તેથી હું ચિરંજીવી છું. અન્ય જનથી ઉપજતો ઉપદ્રવ હું સહન કરૂંછું, પણ અન્ય જનને હું ઉપદ્રવ કરતો નથી, તેથી હું ચિરંજીવી છું. હું કાગનો દરિદ્ર અવતાર ભોગવુંછું પરંતુ સુખની અભિલાષા રાખતો નથી, તે થકી હું ચિરંજીવી છું. સર્વ પ્રાણીઓને હું મારાં પોતાનાં શરીર પ્રમાણુંછું તે થકી હું ચિરંજીવી છું. હું સુખીનાં સુખથી સુખી છું અને દુઃખી જનોનાં દુઃખથી દુઃખી છું તેથી હું ચિરંજીવી છું. આપત્તિ સમયે મેરૂ સમાન હું અચળ છું અને સંપત્તિ સમયે સર્વને મારા સુખમાં હું ભાગી કરૂંછું તેથી હું ચિરંજીવી છું. " રાજકુમાર ! આ પ્રમાણે કાગ ભુશુંડ ચિરંજીવી હતા, અર્થાત, મહા પ્રતાપશાળી હતા, તેનાં કારણો મેં તમને કહી સંભળાવ્યાં. હવે કહો કે સંસારમાં રહી જે કર્તવ્યો આપણને આવી મળ્યાં તે આપણે કરવાં ઉચિત છે કે સઘળું અસત્ છે એમ માની લઇને સદા હાથ પગ વાળી દિઙ્મૂઢ બની રહેવું એ ઉચિત છે ? રાજકુમાર ! તમને આવી મળેલાં કર્તવ્યો તમે કરો; તમને જે તરૂણી વરેછે તેને

તમે પ્રીતથી વરો, તેણીનો અનાદર કરો નહી, પરંતુ તેણીને તમારાં પ્રસન્ન મન અને વદનથી સુખમાં સ્થાપો. તમે નક્કી જાણજો કે વિશ્વમાં પ્રેમી યુગલ કરતા વધુ ઉત્તમ જીવાત્માઓ નથી. પતિ પત્નીનો સંયોગ, એ ગગનને સૂર્ય સાથનો સંયોગ, પૃથ્વીને તૃષાજળ સાથનો સંયોગ, તલવારને શૂરવીરનાં બાહુબળ સાથનો સંયોગ, એવો વિશિષ્ટ સંયોગ સમજો, અને એ સંયોગ પ્રભુજી તરફથી નિર્માણ થએલોછે એમ જાણી તમે મને તમારી પત્ની તરીકે સ્વીકારો. કેમ હું ખોટું કહુછું ?

**ત્રસદસ્યુ**—તમે કહોછો તે ખરૂ હશે, પણ હું તો ધારૂંછું કે તમે મને લગ્નગાંઠમાં જોડીને નર્કયાતનાએજ ચઢાવોછો. અરે ! પણ પેલા મારા પિતા આવેછે અને. તેમની સાથે તમારા રૂષિ પિતાશ્રીજ હશે, માટે લગ્નની વાત હવે બંધ કરો.

**પુલોમા**—આપણા લગ્નનની વાત બંધ શા માટે કરૂં ? સઘળાંને એ વાત હું પહેલી કહીશ. ( શાકાયન્ય મહારાજા પિપ્પલાદ રૂષિ સંગાથે આવેછે તેમની પાસે દોડી જઇને પગે પડતા ). પરમપૂજ્ય મહારાજાધિરાજ ! પુત્રી પાયે પડેછે. આપના રાજકુમાર અહીં હમણા ખુશામા આવી પહોચ્યાછે અને હું આપના એ રાજકુમારને એટલામાં વરી પણ ચૂકીછું. હું આપના રાજકુમારને વરીછું તો આપ મારો અનાદર તો નહી કરો ?

**શાકાયન્ય**—બેટા ! તારા રૂષિપિતાને જેવી તું પ્રાણથી વધુ વહાલી છે તેવી તું મને પ્રાણથી વધુ વહાલી છે. (ત્રસદસ્યુ આવી પહોંચેછે. બેઉને મહારાજા પોતાની છાતીએ હર્ષથી દાબતાં). તમે બેઉ દીર્ઘ આયુષ્ય અને પરમ સુખ ભોગવજો.

**પુલોમા**—(પિપ્પલાદને પાયે પડતાં). આ લગ્ન પ્રસંગે આપની પુત્રીને આપના આશિષ દોને.

**પિપ્પલાદ**—બેટા ! તુ મારૂં સકળ સુખ, અને તને યોગ્ય પતિરૂપી પરમ સુખ પ્રાપ્ત થતાં મને થતો આનંદ નિર્વચનીય છે. (ત્રસદસ્યુ તથા પુલોમા બેઉનાં માથાં ઉપર હાથ મુકીને બેઉને). બેટા પુલોમા, તું અને તારા પતિ પ્રભુ આસ્થામાં સ્થિર રહી, એ આસ્થામાથી ઉત્પન્ન થતા તથા પ્રભુજીની કૃપાથી રેલાતા સકળ વૈભવો તમને બેઉને આવી મળજો.

**ત્રસદસ્યુ**—(પિપ્પલાદને તથા મહારાજાને પાયે પડતાં). મુરબ્બી વડીલોને પાયે પડુંછું.

**પુલોમા**—(પિપ્પલાદને). તાતજી ! આ રાજકુમાર તો મહા શાણા પણ મહા શરમાળ છે! બોલેછે તે પણ એક એક બોલજ અને તે પણ જાણે બીહતા બીહતા! રાજકુમાર થોડું બોલનારા છે તો ભલે, પણ હું તો બહુ બહુ બોલનારી જન્મ પામીછું ત્યારની છું તે બહુ બહુ બોલીશ.

**પિપ્પલાદ**—બેટા ! તને ગમે તેટલું બોલને. (મહારાજાને તથા ત્રસદસ્યુને). હવે પેલા મારા આશ્રમે પધારો. આપ મુસાફરીના શ્રમથી થાકી ગયા હશો, માટે બે દિવસ વિશ્રામ લ્યો. પછી યોગાભ્યાસનું જે જ્ઞાન આપ લેવા ઇચ્છોછો તે યથાશક્તિ આપવા હું શરૂ કરીશ. (સઘળાં આશ્રમે જાયછે).

---

**અંક ૧. પ્રવેશ ૮.**

**કુશાંબ**—(સ્વગત). પગમાં લગીરે વાગ્યું નથી તોપણ પગ ભાગી જવાની વાત કહુંછું તે સુરસુંદરી રાજ્યમાતા ખરી માનેછે એ મારાં અહોભાગ્યની વાત છે. હવે વિચાર એમ થાયછે કે વૈદને કહું કે રૂપીયા પાંચસો આપ નહીતો રાજ્યમાતાને કહીશ કે વૈદને આટલો પગ સારો કરતાં પણ નથી આવડતું માટે બીજો વૈદ રાખો. અને વૈદ જાણેછે કે રાજ્યમાતા હું કહુંછું તે માનેછે એટલે મારા કહેવાથી નોકરી જશે એમ બીહને પાચસો રૂપીયા મને આપશે ખરો. એ તો રાજ્યમાં તો ચાલતા ચલણમાં બને તેટલા રૂપીયા અનેક ઠેકાણેથી પ્રસંગ મળવે પડાવેલા અને ગાંઠે બાંધેલા કે ધગ આપણા પટારામાં મુકેલાજ સારા. (વૈદ આવેછે તેને). રાજ્યમાતાએ તમને કહ્યું છે કે તમારે મારા પગને પાટો બાંધવા સવારમાં છ વાગતામાં આવવું, અને આ છની ઉપર બે મીનીટ થઇ તો કાલથી એક અડધી મીનીટ પણ મોડું કરશો તો તમારે મને સ્પષ્ટ ખુલાસો તે માટે આપવો પડશે. અને, જુવો, આ ગઇ કાલે તમે ઢીલો પાટો બાધ્યો તે છુટી જાયછે તે કોણ તમારો બાપ બાંધશે ?

**વૈદ**—કુશાંબ, હું તમારાથી હાર્યો.

**કુશાંબ**—હાર્યો તો કહોને કે કેટલા પાંચસો, હજાર કેટલા રૂપીઆ !

**વૈદ**—અરે પાંચસો રૂપીયાનો ક્યાં સવાલ છે ?

**કુશાંબ**—ત્યારે મારા હાથ ઉપર પાંચસો રૂપીયા મુકી દોને, જોવું.

**વૈદ**—શા માટે ?

**કુશાંબ**—તે તમે આ મારો ભાંગેલો પગ ઝટ સારો નથી કરી શકતા તે માટે. હજારો દરદીઓ પાસેથી દરદ સારૂં કર્યા વિના વૈદ રૂપીયા પડાવે તો કોઈ દરદી એવો પણ હોય કે દરદ ના હોય તોપણ વૈદ પાસેથી રૂપીયા કઢાવે. જુવો, મને આ ઘડી પાંચસો રૂપીયા આપો. નહીતો રાજ્યમાતાને કહીશ કે બીજો વૈદ મહેલે રાખો તો તેજ ઘડી તમારાં પગલાં ટળશે. અને જો મને આ ઘડી તમે પાંચસો રૂપીયા ના આપ્યા તો કાલે સવારે તમને મહેલેથી રજા નહી અપાવું તો મારા બાપનો હું દીકરો નહી.

**વૈદ**—(સ્વગત). આજ કાલ આ હરામખોરનું ચલણ રાજ્યમાતા આગળ બહુ થઇ ગયુંછે માટે એને પાચસો રૂપીયા આપી મારવામાંજ સાર છે.

**કુશાંબ**—પાંચસો રૂપીયા આપવામાં ઝાઝો વિચાર અને બળાપો ના કરો નહીતો કાંઈ હોલનો રોગ થઈ જશે તો જીવથી જશો અને મારૂં તો કાંઇ નહી જાય. (સુરસુંદરી આવી પહોંચેછે. તેણીને). પધારોને રાજ્યમાતા. (રડવાના સ્વરથી). આટલી બધી વાર, રાજ્યમાતા, આપ ક્યાં હતાં ? આ મારો પગ તો હવે નહી મટે.

**સુરસુંદરી**—પગને સારૂં થઇ જશે. તમે હીમત ના હારો. (સ્વગત). બીચારો પગથી કેટલા દિવસથી દુઃખી થાયછે !

**કુશાંબ**—રાજ્યમાતા ! આ ભાગેલો પગ તો એનો ઇલાજ કોઈ વૈદકશાસ્ત્રના મહા કુશળ વૈદના હાથે થાય તો સુધરે. આ વૈદને તો પાટો બાંધવો પણ મરવા જેવું થાયછે, અને પાટો બાંધેછે તે પણ એવો ખેંચી તાણીને બાંધેછે કે તુટેલી પગની જે કાંઇ નસો બંધાતી જાયછે તે પણ પાટાનાં દબાણથી તૂટી જાયછે અને હું બમણો હેરાન થાવુંછું,

**સુરસુંદરી**—વૈદરાજ ! તમારે બીચારા ગરીબ માણસ ઉપર તો વિશેષ દયા રાખવી જોઇએ અને એને કોઈ રીતે હેરાન થવા દેવો નહી જોઇએ. કેમ જાણ્યું કાલે સવારે આપણો પગ નહી ભાંગશે અને આપણે લાચાર નહી થઇ જઈશું ?

**વૈદ**—રાજ્યમાતા, કુશાંબનો પગ ભાંગ્યો નથી કે લેશ અડચણ પગને છે નહી, અને એ તો હવે મને કહેછે કે પાચમો રૂપીયા આપો નહી તો રાજ્યમાતાને કહીને નોકરીમાંથી કઢાવી મુકીશ.

**કુશાંબ**—જોયું, રાજ્યમાતા ! કેવું તરકટ મારા ઉપર ? મને મારા પગની પડીછે અને અને મારે એના પચાસ રૂપીયાને શું રોવાછે ? મેં તો સામુ એમ કહ્યું કે વૈદરાજ મારો પગ ઝટ સારો કરશો તો મારાથી ફુલ નહી અને ફુલની પાંખડી જે બનશે તે પાંચસો રૂપીયા આપી તમને ખુશી કરીશ. અને રાજ્યમાતા, હું તો પગે પડી કહુંછું કે મને આ ઘડીથી રજા આપો અને હું આ ભાંગેલા પગે રસ્તામાં કયાંયે પડી આખડી મારા દિવસ પુરા કરીશ, કારણ તમે જો આ વૈદરાજના બોલો સાચા માનો તો મને હાથીના પગ તળે કચડાવી નાખવાનો હુકમ કર્યા વિના રહો નહી, અને મારે કમોતે મરવાનો વખત આવે. હું તો મહેલે નહી થોભું, રાજ્યમાતા. (ચાલી જવાનો ડોળ કરેછે).

**સુરસુંદરી**—(તેને ચાલી જતો રોકીને). ઉભા રહો ભાઇ. તમારાં ઘર કોણ તમારૂં સગું વહાલું છે કે તમારી ચાકરી આ મંદવાડમાં કરશે ! (વૈદને). વૈદરાજ ! મારા દેખતાં તમે આમનો પાટો છોડો અને હું જોવું પગની શું સ્થિતિ છે.

**કુશાંબ**—રાજ્યમાતા ! એ તો આપ બોલ્યાં તે જાણે ભગવાનજ બોલ્યા. (જરા દૂર જઇને વૈદને). વૈદ, અહી બાજુએ આવો, અને આ પાટો છોડો. કેમ પાટો છોડવો છે કે ઉભા થઈ રહેવુંછે ? તમને સમજ નથી કે રાજ્યમાતા તો મારા માંટે કેટલો વખત અહીં ઉભાં થઇ રહેશે ? (વૈદ બાજુએ જાયછે અને પાટો છોડેછે તેને). હવે રૂપીયા પાંચસો જોઇશે. આપવા હોય તો અહીં ગણી આપ નહી તો નોકરીમાંથી આ ઘડી પાણીચું અપાવ્યું એમ જાણજે. (સુરસુંદરીને). રાજ્યમાતા ! આપ તો આઘાંજ ઉભા રહેજો. આપ પાસે ઉભાં રહોછો તેથી મને શરમ આવેછે. (વૈદને). કેમ પાંચસો રૂપીયા આપવાછે કે કેમ ? ( વૈદને પગની લાતથી ધક્કો મારી, સુરસુંદરીને સંભળાવવા માટે વૈદનાના ખોટા

ડોળથી મોટા સ્વરથી). અરે, વૈદરાજ! પગ ધીમે તાણો. કાંઈ મને મારી નાખવોછે શુ ?

**સુરસુંદરી**—(સ્વગત). આ વૈદને તો મહેલમાંથી રજા આપવા જેવા છે. ગરીબની તો એમને દયાજ નથી! (વૈદને). તમે ગરીબ માણસને કનડશો નહી. તમારે ધીમેથી પગ નહી ઝાલવો હોય તો લાવો હું ઝાલું.

**વૈદ**—રાજ્યમાતા! એણે લાત મારીને મને પાડી નાખ્યો અને વળી કહેછે કે હું એનો પગ તાણુંછું!

**સુરસુંદરી.**—તમારૂં કહેવું તો કાંઇ મારા માનવામાં નથી આવતું. એ બીચારો શા માટે તમને લાત મારે અને પાડી નાખે! ભૂલમા એમનો પગ તમને વાગી ગયો હશે.

**કુશાંબ**—વ્યાજબી બોલ્યાં, રાજ્યમાતા. પણ રાજ્યમાતા, આ તો હું અને વૈદ ભોગવી લઇશું અને આપ તો આઘાંજ ઉભાં રહેશો.

**સુરસુંદરી**—હુ તો આઘીજ ઉભીછું, ભાઇ. પણ તમે દુઃખની વખતે શરમાવાનું મુકી દો. (સ્વગત). હુ ધારૂંછું કે આ વૈદરાજને ગરીબ માણસનું કામ કરવું પડેછે તે મરવા જેવું લાગેછે. એમને કામ નહી કરવું હોય તો બીજા વૈદને બોલાવું, પણ આ બીચારા ગરીબ માણસને આમ કનડે અને એ જીંદગી સુધીનો લૂલો રહી જાય તો એમા વૈદરાજનું શું જાય.

**કુશાંબ**—(વૈદને). પાટો તો હું મારા હાથે છોડુંછું માટે તમે રૂપીયા પાચસો છાનામાના ગુંજામાંથી* કહાડી આપો. (વૈદ પાંચસો રૂપીયા કહાડી આપેછે તે લેતાં). ઉભા રહો. મને ગણી લેવા દો. (મોટા સ્વરથી વૈદને). મને કળ ચઢીછે માટે જરા વાર થોભી જાવો. (રૂપીયાની નોટો ગણી રહીને વૈદને). પાંચસો પુરા મલ્યા. (ગજવામાં મુકેછે). (સુરસુંદરીને). રાજ્યમાતા! હું આઘેથી સમજ પાડુંછું તે સાંભળો. જુવોને, આ પગ ઘૂંટણમાંથી તુટયોછે એટલે ઘૂંટણમાંથી એક બાજુએ વળી જાયછે.

**વૈદ**—ત્યારે પગ ઘૂંટણમાંથી નહી વળતો હશે તો કયાંથી વળતો હશે ?

**કુશાંબ**—છાના, રહો, વૈદરાજ, છાના. તમે મારી કઇ વાતને ઉત્તેજન આપ્યુંછે કે આપશો. (સુરસુંદરીને. કલ્પાંતના સ્વરથી). રાજ્યમાતા! હું તો ધારૂંછું કે આ પગ હવે કપાવી નાખવેજ છુટકો થશે.

**સુરસુંદરી**—તમે નકામા ઉદાસ થશો નહી. વૈદરાજને બરાબર સમજ નહી પડતી હશે તો બીજા વૈદને બોલાવીશું.

**કુશાંબ**—રાજ્યમાતા! આ વૈદને રજા આપવાની વાત કરશો તેજ ઘડી હું મારો પ્રાણ કહાડી નાખીશ. મારે તો જીવાડે તોપણ આજ વૈદ અને મારે તોપણ આજ વૈદ. મારે એક ભવમાં બે ભવ નથી કરવા. (વૈદને) લ્યો, વૈદ, હવે ઝટ જરા વિચાર રાખીને પાટો પાછો બાંધી દો. (વૈદને બાજુએ). કેમ, આ નોકરી

ઉપર કાયમ કર્યા તેના માટે બીજા એક હજાર રૂપીયા આપવા પડશે તે હમણા હાલ આપવાછે કે એક દિવસ પછી?

**વૈદ**—ચાલ. ચાલ, લોફર. હઝાર અને બે હજારની વાત કરી તો. તારા જેવા ભામટા બહુ જોયા.

**કુશાંબ**—સારૂં, હવે. નહી આપવા હોય તો ના આપીશ, તેમા આટલાં દાંતિયાં કોણના ઉપર કરેછે? (સુરસુંદરીને). રાજ્યમાતા, પાટો તો વૈદરાજ બાંધેછે. આજે પાટો ઠીક ઠીક બાધ્યોછે. હવે કાલે આવો ઠીક ઠીક પાટો બાંધે ત્યારની વાત, અને કાલે જેવું હશે તેવું આપને કહીશ. (વૈદને). જાવ, વૈદરાજ. હવે કાંઈ તમારૂં કામ નથી. (વૈદ જાય છે). (સુરસુંદરીને). રાજ્યમાતા, હું પણ જરા પેલી દાસીઓ કામ કરતી નહી હશે તે માટે જરા મારી દેખતી આંખે જોઈ આવું. (જાયછે).

**સુરસુંદરી**—(સ્વગત). બીચારો કેવો ભલો માણસ છે! દુ:ખી છે, પગથી હીંડાતું નથી, તોપણ નોકરીમાં તત્પર છે! મોટા લોકનો પગ ભાગ્યો હોય તો દસ જણ ઉંચકવા જોઇએ અને આ બીચારો તો ભાગેલા પગે પણ જાતેજ હીંડેછે! ગરિબ લોક બધાં બીચારાં સદગુણીજ! જુવોને, પેલા નિર્ધન રૂષિપુત્ર વૈશાલની પણ મારા પ્રતિ અને રાજ્ય પ્રતિ રાજ્યભક્તિ કેવી! અરે! જે ઘડીથી મેં એ રૂષિપુત્રની રાજ્યભક્તિ કાનોકાન સાંભળીછે અને જાણીછે અને એમને નજરે જોયાછે ત્યારથી મને એમના ઉપર મારૂં સર્વસ્વ સમર્પણ કરવાનો એવો પ્રેમભાવ ઉત્પન્ન થયોછે કે હું જ્યારે એમને વરીને પત્ની તરીકે એમની સેવા ચાકરી કરીશ ત્યારેજ મારા જીવને સુખની ઘડી આવશે. રાજ્યકારભારનો સઘળો બોજો બીચારા પ્રધાનજી ઉચકી લેછે અને કાંઈ જરૂરી કાગળો ઉપર સહી કરવાનું જુજ કામજ મને હોયછે, તોપણ એટલું કામ પણ કરવા હવે જ્યારથી આ રૂષિપુત્ર ઉપર મને પ્રેમ ઉત્પન્ન થયોછે ત્યારથી મને ગમતું નથી, અને જાણે રાજ્યકારભાર મુકીને રૂષિપુત્રનીજ સેવા કર્યા કરૂં એમ જીવ કહેછે. (પ્રધાનજી આવેછે. તેને). પધારો પ્રધાનજી, પધારો. ઈશ્વર કૃપાથી સારીપેઠે છો ને? તમારા પ્રતાપથી હું સર્વ વાતે સુખી છું. તમે મારા તાતનીજ ગરજ સારોછો.

**પ્રધાનજી**—રાજ્યમાતા! ગુણી પિતાનાં આપ ગુણી પુત્રી છો તેથીજ મારી સેવા માટે આપ સારો મત બાંધોછો. પણ મારે કહેવું જોઇએ કે મારી નોકરી બજાવવા. ઉપરાંત હું વિશેષ કાંઈ કરી શકતો નથી. આપનું લુણ ખાનારા અમે નોકર માણસો આપની સેવામાં પ્રવૃત્ત નહી રહીશું તો શું ઘરમાં લાંબા થઈ ઉંઘ્યા કરીશું! નારદ રૂષિના હાથમાં લાડે રમતી અને તેમની ફુંકથી જગતમાં કીર્ત્તિવંત થએલી વીણા રમ્ય નાદ હર પળે નહી વિકસાવશે તો શું રણશિંગડાના પ્રચંડ ઘોષ ઉપજાવશે? સાગર સપાટિ ઉપર આનંદે તરતું વહાણ દેશવિદેશ જવાના પરિશ્રમથી વિમુખ બની કાંઈ નિર્જન ખડક ઉપર જઇ વાસ કરશે તો તે વહાણ તડકાથી અને વૃષાનાં જળથી ભાંગી તુટી જઈ વિનાશ પામ્યા વિના રહેશે?

સૂર્યનાં કિરણનું પ્રતિબિંબ દર્પણ નહી પાડશે અને કાળા પથ્થર સમાન નિસ્તેજ બની અંધકાર ઉપસ્થિત કરશે તેમા શું તેનું કાઇ મહત્વ જળવાઇ રહેશે ?

**સુરસુંદરી**—એ સઘળું આપની રાજ્યભક્તિ ઉચરાવેછે. પણ તેનો બદલો કોઇ પણ રીતે વાળવા હું સમર્થ નથી. પણ હાલમાં રાજ્યકારભારનું કામ આપને મારા પિતાજીની ગેરહાજરીમાં ઘણું વધી ગયુંછે તો આપનો માસિક પચાસ હજારનો હાલમાં પગાર છે તેના બદલે હું એક લાખનો કરૂંછું તે સ્વીકારશો.

**પ્રધાનજી**—મારો પગાર વધારવાની વાત કરીને મને લાચાર કરશો નહી. મારો પગાર વધારશો તેમાં કાંઈ મારૂં હિત અધિક સચવાવાનું નથી. ગુલાબની રક્ષા કરનારી વાડને કાઇ રત્નજડિત કરવામાં તેનું ગૌરવ કાંઈ અધિક થવાનું નથી, અને એને તો એના સ્વાભાવિક ફળપાન પુષ્પથી વિકસવા દેવામાંજ એનું હિત સમાયલુંછે; આંગણની શોભા અર્થે તેમા સારા રંગના સાથિયા શોભશે તેટલા ઘીના ઉકળતા કઢા નહી શોભશે; ત્રાજવાંની સમતોલ દાંડીને પાતળી અને નાજુક રહેવા દેવામાજ સાર છે અને તેને જાડી અને ભારી કરતા તો તે સુક્ષ્મ તોલ કરવામાં અશક્ત થઇ પડશે.

**સુરસુંદરી**—આપના આવા આગ્રહથી હું આપની આગળ લાચાર છુ પણ હું સત્ય કહુંછું કે આપનો પગાર આપની ઇચ્છા વિરૂદ્ધ પણ નહી વધારવામા હું આપના પ્રતિ કૃતઘ્ન બનુંછું અને ઇશ્વર આગળ લાજી મરૂંછું.

**પ્રધાનજી**—રાજ્યમાતા ! મેં પુરતું કહ્યુંછે. આપે પણ પુરતું કહ્યુંછે. હવે એ વાત પડતી મુંકો. અને, જુવો, આ ચાર કાગળો ઉપર આપની સહીની જરૂર છે તે કરી આપશો તો મારે જરૂરી કામ માટે જવાની તાકીદ છે.

**સુરસુંદરી**—(સ્વગત). શું કરૂં ! પ્રધાનજીને કહું કે રૂષિપુત્રી ઉપરની પ્રીતને લીધે ચાર કાગળ ઉપર સહી કરવી પણ મને મહા કઠિન કાર્ય થઇ પડ્યુંછે ! (પ્રધાનજીને). પણ, પ્રધાનજી મારે એક પ્રશ્ન આપને પુછવાનોછે તે સહી કરવા પહેલાં પુછું કે પછી ?

**પ્રધાનજી**—સહી કરી આપો તો સારૂ. જે પ્રશ્ન પુછવો હોય તે પછી પુછશો.

**સુરસુંદરી**—લાવો, ત્યારે, સહી કરી આપુ. (સહી કરી આપેછે). પ્રધાનજી ! બહુ મુશ્કેલીથી આ ચાર કાગળો ઉપર સહી કરી શકીછું. કાલથી એકે સહી કદાચ નહી થશે એવી શિથિલ હું બની ગઈછું. હવે, જુવો, મારો પ્રશ્ન એ છે કે આપણાં આ નગરમાં વેશાલ નામના એક રૂષિપુત્ર રહેછે તેને તમે ઓળખોછો ?

**પ્રધાનજી**—એ રૂષિપુત્રને હું ઓળખુંછું. લોકમા એમની વિદ્વતા ઘણી ગવાયછે તેમજ સદ્દગુણથી પણ ભરેલા છે એ પણ હું જાણુંછું. એમનાં ખેતરની વિઘોટી ભરવા એક દિવસ મારી પાસે ચાર વરસ ઉપર આવ્યા હતા ત્યારે એમણે મને કહ્યું હતું કે મહારાજાધિરાજ આજથી ચાર વરસ પછી ફાગણ સુદ ૨ ના દિવસે વિદેશે નીકળશે અને સમર્થ યોગી પુરૂષ બની મહેલે પાછા વળશે, પણ રાજ્યસત્તા ધારણ નહી કરતા યોગાભ્યાસમાં મહેલે પોતાનો કાળ નિર્ગમન કરશે. અને આપ જાણોછો કે આપના પિતા પિપ્પલાદ મહર્ષિ પાસે એકાએક ફાગણ

વદ ૨ના દિવસે અણધાર્યા સીધાર્યાં. રૂષિપુત્રે આ વાત કરી ત્યારે મને એમના બોલ ઉપર કાંઇ ઝાઝી શ્રદ્ધા નહી હતી પણ જ્યારે મહારાજાધિરાજ ફાગણ સુદ ૨ ના દિવસે પિપ્પલાદ રૂષિ પાસે યોગાભ્યાસ માટે એકાએક નીકળ્યા ત્યારે મને એ રૂષિપુત્રનાં વચન યાદ આવ્યાં અને મને એમનાં વચનમાં પુર્ણ શ્રદ્ધા બેઠીછે. માટે એ રૂષિપુત્ર પ્રતાપી પુરૂષ છે એમ કહેવામાં હું કાંઇ અતિશયોક્તિ કરીશ નહી.

**સુરસુંદરી**—ખરેખર, એ તો કોઈ દૈવિ પુરૂષજ છે! મેં તો એમને હમણા થોડા દિવસ ઉપર જોતાં અને સાંભળતા વારજ દૈવિ પુરૂષ ધાર્યા હતા. પણ, પ્રધાનજી, આવા દિવ્ય જ્ઞાનવાળા રૂષિપુત્ર લગ્ન કરશે કે કુંવારાજ રહેશે?

**પ્રધાનજી**—દિવ્ય જ્ઞાન ધરાવનારા મહાન પુરૂષોએ લગ્ન નહી કરવા એવું કાંઇ છેજ નહી.

**સુરસુંદરી**—ત્યારે એમની સાથે હું લગ્ન કરૂં તો કેવું? મને એમની રાજ્યભક્તિ, એમનું ડહાપણ એમનું સૌજન્ય, અને વળી તમે કહોછો તે દિવ્ય જ્ઞાન અત્યંત વહાલું લાગેછે. શું તમે એમને મારા માટે યોગ્ય પતિ નહી કહેશો?

**પ્રધાનજી**—રાજ્યમાતા! આપનાં લગ્ન કોણુની સાથે કરવા એ આપના પિતાની ઇચ્છાની વાત છે માટે એ સબંધમાં હું કાંઇ કહી શકતો નથી.

**સુરસુંદરી**—ત્યારે તો હું કાલે સવારેજ નીકળી પડી મારા તાતજીની રજા આ રૂષિપુત્ર સાથના લગ્ન માટે લઇ આવું. હું તો આ રૂષિપુત્રને વરવાની અને વરવાનીજ, પછી ભલેને મારા તાતજી પણ કાંઇ ના પાડે.

**પ્રધાનજી**—તો આપની સાથે માર્ગમાં આવવા માણસોને હુકમ કરૂંછું. (જતાં. બાજુ). આવા શાણાં, સદગુણી, નીતિવાળાં તરૂણી આ પ્રમાણે એકાએક નવિન વલણ લેછે તો પ્રભુજીની ઇચ્છા અને ભાગ્યની રચના એ પ્રમાણેજ હશે! (જાયછે).

**સુરસુંદરી**—(સ્વગત) રૂષિપુત્ર! તમે દિવ્ય જ્ઞાન ધરાવનારા પ્રતાપી પુરૂષ તે તો મેં પ્રધાનજીનાં મુખથી હમણાજ સાંભળ્યું! તમે આવા પ્રતાપી છો તો નિઃસંદેહ મારો તિરસ્કાર કરશોજ એવી મને ભ્રાંતિ થાયછે! અરે! રૂષિપુત્ર તો આ આવ્યા. (વૈશાલને). દિવ્ય ચક્ષુધારી રૂષિપુત્ર! પધારો. તમારો મેલાપ થતાં મને પરમ હર્ષ કેમ નહી થાય! વૃક્ષ ઉપર ફળપાન આવી મળવાની રૂતુ આવી પછી વૃક્ષ શું સુકું ઠુંઠું થઈ ઉભું થઇ રહેશે! પારણે બાલુડું હસતું રમતું જાગૃત થયું પછી માતા શું પાસે સૂતેલી ઉંઘ્યાજ કરશે! હીરમાં જડાવા હીરો આવી મળ્યો પછી હીર ગાંઠોથી શું ગુંચવાયલું રહેશે! રૂષિપુત્ર! હું કાંઇ તમને ભલું મનાવવાના ખોટા બોલો નથી કહેતી પણ ઇશ્વર સાક્ષી સાથે સત્ય વચનજ કહુંછું કે મારા પ્રધાનજીનાં મુખથી હમણા હાલજ મેં તમારી દિવ્ય શક્તિઓ માટે સાંભળ્યું અને મને તેથી પરમ હર્ષ અને સંતોષ થયો. રૂષિપુત્ર! આપનું આચરણ કેવું વિશિષ્ટ હશે કે આપ ભાવીમાં થનારા બનાવો પ્રથમથી કાંઇ વર્ષો પહેલાંથી જાણી શકોછો! જો મારી વિનંતિ માન્ય કરો તો મને સમજાવો કે શી રીતે આપને ભવિષ્યના બનાવોનું પ્રથમથી જ્ઞાન થાયછે.

**વૈશાલ**—હું બહુ સાદું જીવન ગાળુંછું. વેદાભ્યાસ અને પ્રભુભક્તિ એ બે કાર્યોમાં દિવસ રાતનો મારો ઝાઝો ભાગ હું નિર્ગમન કરૂંછું. વેદાભ્યાસમાં હું પ્રભુ-પ્રેરિત અને રૂષિજન રચિત શાસ્ત્રો વાંચી તે ઉપર મનન કરી તેના ગૂઢાર્થો સમજવા પ્રયત્ન કરૂંછું. અને પ્રભુ ભક્તિમાં તો મારાં હૃદયની સ્નેહભાવની ઉર્મી થકી સ્વાભાવિક રીતે હું પ્રેરાવુંછું, જઈ પડુંછું, આનંદમાં મહાલુંછું.

**સુરસુંદરી**—જેને રાજ્યભક્તિ ઉર વસી તેને પ્રભુભક્તિ ઉર કેમ નહી વસી હોય ! તમે જેવા રાજ્યભક્ત છો તેવાજ પ્રભુજીના ભક્ત હશો. તમારી રાજ્યભક્તિ માટે તો તમારાં મુખથી જે થોડાં વચનો પણ મેં સાંભળ્યાં તે પુરતાં છે તેથી પ્રભુ ભક્તિ માટે તમારા મુખથી વિધ્વતા ભરેલાં અને મનને આનંદ આપનારાં વચનો સાંભળવાની મને તીવ્ર ઇચ્છા આ પળે થાયછે.

**વૈશાલ**—પ્રભુજીની ભક્તિનું જ્ઞાન સમજ પાડવા હું મારી આખી જીંદગી સુધી બોલ બોલ કરૂં તોપણ તે પુરતું નહી થઇ પડે. માટે આજે થોડુંક કહું, અને વળી અન્ય પ્રસંગો ઉપર આપ ઇચ્છા દર્શાવશો ત્યારે પ્રભુભક્તિ મહિમા વિષે આપને સમજ પાડતો રહીશ. રાજ્યમાતા ! ધર્મ કહેતા પ્રભુજીનું જ્ઞાન. પ્રભુ-જીનું જ્ઞાન માત્ર કાંઇ મનુષ્ય અવતારમાંજ શકય છે એમ નથી. પ્રત્યેક જીવાત્મા, તે જીવજંતથી માંડીને મનુષ્ય તથા દેવતા પર્યંત, પ્રભુજીનું જ્ઞાન તેને પ્રાપ્ત થએલા અવતારની શક્તિ પ્રમાણે ધરાવી શકેછે. શ્વાન બીચારો તેના શ્વાનના અવતારમા તેને પ્રાપ્ત થએલાં પ્રભુજીનાં જ્ઞાનુસાર વર્તન કરેછે અને તેને ટુકડો રોટલો દેનાર સ્વામીનું ધર્મબુદ્ધિથી તથા પ્રભુજીને પ્રસન્ન કરવાની તીવ્ર ઇચ્છાથી જીવેછે ત્યાં સુધી રાત દિવસ રક્ષણ કરેછે; સરિતા વળી પ્રભુજીથી તેને પ્રાપ્ત થએલી અગાધ જળ સંપત્તિ માટે પ્રભુજીનો આભાર માનવા જાણે જળનાં વહનરૂપે સતત દોડ દોડ કરી રહીછે. તેજ પ્રમાણે સર્વ જીવાત્માઓ પોતાના અમુક અવતારમા તેમને પ્રાપ્ત થએલી શક્તિ પ્રમાણે પ્રભુજીને સમજેછે, જાણેછે, આરાધેછે. પરંતુ, મનુષ્ય અવતારમા મનુષ્યને પ્રભુજીનું જે જ્ઞાન આ મનુષ્ય અવતાર થકી પ્રાપ્ત છે તે જ્ઞાનમાં વૃદ્ધિ કરવાની શક્તિ મનુષ્યમા છે. અને તે જ્ઞાનની વૃદ્ધિનો માર્ગ પ્રભુજીની ભક્તિ છે. માટે, રાજ્યમાતા, પ્રભુજીની ભક્તિ એ પ્રભુજીનું વિશેષ જ્ઞાન સંપાદન કરવાના અર્થે છે. અને પ્રત્યેક મનુષ્યનું મુખ્ય કર્તવ્ય એ છે કે પ્રભુજીની ભક્તિ દ્વારા પ્રભુજી સાથે ગાઢ સબંધમાં આવે અને અન્ય જનોને લાવે. રાજ્યમાતા ! ભક્તિનું સ્થાન તે હૃદય છે. ભક્તિમાં આપણે આપણી સકળ હૃદય ભાવનાનું શુદ્ધ પ્રેમમાં રૂપાંતર કરી પરમાત્માને અર્પણ કરીએ છીએ, અર્થાત, આપણાં હૃદયમાં માત્ર એક શુદ્ધ સ્નેહભાવનાં ઝરણાં અને પાતાળ કૂપો પ્રગટાવી આપણે તે નિરવધિ જળવડે પ્રભુજીને નાવણ કરાવીએ છીએ, જળપાન કરાવીએ છીએ, અને એમનું પૂજન આરાધન કરીએ છીએ. હૃદય એ પ્રેમભાવનું સ્થાન છે. એમાં પ્રેમની ઉર્મીઓની નિરં-તરની વિપુલતા છે. જેમ આકાશમાં નીલ રંગ સર્વત્ર છવાઇ રહ્યોછે, જેમ સૂર્યમાં અગણિત તેજસ્વી કિરણોનોજ સમુદાય છે, જેમ પૃથ્વીના તળીઆમા પારવિનાની

ઉષ્ણતા છે, તેમ હૃદયમાં પ્રેમરસ રૂપી કુવાઓ, સરોવરો, સરિતાઓ, સાગરો છે. સ્નેહભાવ હૃદયમાં આ પેરે સ્વાભાવિક રીતે સતત સ્ફુરતાં તે અનેક વસ્તુઓ પ્રતિ વહન કરેછે, તેમને જઈ મળેછે, તેમનામાં જઇ તન્મય બનેછે. અને જો સ્વપ્રયત્ને એ પ્રેમભાવને ઉચ્ચ આશયો, ઉચ્ચ વસ્તુઓ પ્રતિ વાળ્યો નહી હોય તો અયોગ્ય અને અધમ વસ્તુઓ પ્રતિ પણ તેનું વહન સ્વાભાવિક લેખાશે. જેમ દિવાનો પ્રકાશ પ્રગટતાં તે સમીપનાં સ્થળને જઇ વ્યાપ્ત કરી નાખેછે; જેમ વાયુ વાતાં સમીપની સુગંધ કે દુર્ગંધનો સંગ હેતે જઈ કર્યા વિના નહી રહે; જેમ નિજ બાળનો પ્રસવ થતાં માતાનાં સ્તનમા પયપાન જઈ ભરાતાં વિલંબ કે વિચાર નહી કરે; તેમ હૃદયમાં સ્ફુરિત સ્નેહભાવ કોઈને કોઇ પણ આશય, અભિલાષા, બાહ્ય વસ્તુને જઇ મળવાનો, તેને વિંટળાઇ વળવાનો. માટે, મનુષ્યે મહા ઉગ્ર પરિશ્રમથી પણ હૃદયના સ્નેહભાવને વિશિષ્ટ વિચારોમાં, શીલયુક્ત સદાચારમા, અને પવિત્ર પ્રવૃત્તિમાં વાળવાનો છે. હવે, રાજ્યમાતા, આપણે જોઇએ છીએ કે જગતમાં એક એકથી વધુ ઉચ્ચ અને મહત્વની વસ્તુઓ પાર વિનાની છે. તળાવ કરતાં સરિતાનાં નીર વિશેષ છે, સરિતા કરતાં સાગરનાં જળ તેથી વિશેષ છે; ત્રાંબાં કરતાં રૂપુ વધારે મૂલ્યવાન છે; રૂપાં કરતાં સુવર્ણ વધારે મૂલ્યવાન છે; સુવર્ણ કરતાં હીરા મોતી વધારે મૂલ્યવાન છે; ઝુંપડી કરતાં ઘર સુંદર હોયછે; ઘર કરતાં હવેલી વધુ સુંદર અને વિશાળ હોયછે; હવેલી કરતાં મહેલ વધુ વૈભવ ભરેલો અને વિશાળ હોયછે. આ પ્રમાણે જગતમાં ઉત્તરોત્તર મનોહર, વિશિષ્ટ, રમ્ય વસ્તુઓનો આશયોનો, ધ્યેયોનો પાર નથી. પરંતુ, મનન કરતાં આપણને સિદ્ધ થાયછે કે શ્રી પરમાત્માથી વધુ રમ્ય કે મનોહર કે વિશિષ્ટ જગતમાં કાંઈ વસ્તુ નથી, કોઈ જીવાત્મા નથી, કોઈ કાર્ય નથી, કોઇ આશય નથી, કોઇ અભિલાષા નથી. પ્રભુજીની સર્વોપરી શ્રેષ્ટતા જ્યારે આ પ્રમાણે આપણાં મન તથા ઉર વિષે સિદ્ધ થાયછે ત્યારે આપણાં હૃદયનો પ્રેમભાવ પરમાત્મારૂપી પરમ પ્રિય તત્વને સ્વાભાવિક રીતે જઇ મળવા ઉત્સુક થાયછે, અને એજ દિશામાં આપણે એ હૃદયના પ્રેમભાવને વાળવા પરિશ્રમ પણ લઇએ છીએ. અને હૃદયનો સ્નેહભાવ જો પ્રભુજીમાં જઈ મળે તો તે કરતાં વધુ ઉત્તમ સંયોગ શું? આ પ્રમાણે વિચાર કરતાં આપ જોશો કે વિચારવંત મનુષ્યમાં પ્રભુભક્તિ આપોઆપ કાળે કરીને સ્ફુરેછે, દ્રઢ થાયછે. જેમ કોઇ દૂરનાં ધામે જવાના પંથે ચાલવા માંડ્યું તો પાસેનાં ગામો કાપતાં દૂરનાં ગામો સમીપ આપણે સ્વાભાવિક રીતે જઇ પહોચીએ છીએ, અને કાંઈ કુદકો મારીને કે કાંઇ ઉડીને તે ધામે જવાની આવશ્યકતા પછી રહેતી નથી, તેમ આપણે આપણી સમીપની વસ્તુઓ, જેવી કે ધનમાલ, આશા અભિલાષા, સુખ વૈભવ, એ સર્વને આપણે આપણી ઉન્નતિના ક્રમમાં પાછળ મુકતાં જઇએ છીએ, અર્થાત જેમ જેમ બાહ્ય વસ્તુઓને અને તેમનામાંથી તથા ઇંદ્રિયો દ્વારા પ્રાપ્ત થતાં સુખોથી વિમુક્ત થઇએ છીએ, તેમ તેમ આપણે સ્વાભાવિક તથા સરળ રીતે પ્રભુજી પ્રતિ વળીએ છીએ, પ્રભુજીને ભક્તિ દ્વારા જઇ મળીએ છીએ. માટે, પ્રભુભક્તિ

આપણા વિકાસ ક્રમમાં એક ધીમી પણ અચૂક ગતિ છે. અને આપણી આ પ્રભુભક્તિમાં આપણે જેમ જેમ આગળનો પંથ કાપીએ તેમ તેમ પછી જગતની બાહ્ય વસ્તુઓ આપણે પાછળ મુકતા જઇએ છીએ અને તે વસ્તુઓનો બાધ આપણને થતો નથી. આ રીતે આપણા આત્માના વિકાસના પંથમાં, સ્વાભાવિક રીતે આપણને આપણા સંસાર વ્યવહારની અવગણના કરવાની વૃત્તિ થાયછે, માતતાત, ભ્રાત ભગિનિનું વિસ્મરણ થાયછે, ન્યાતજાત પડતી મુકાયછે, શાસ્ત્રોક્ત ધર્મ, નીતિ, કર્મકાંડ સર્વ પડતાં મુકાયછે, અને માત્ર એક પ્રભુ ભક્તિ ઉરમા વસી રહેછે, રમી રહેછે, આનંદ કરી રહેછે, અને શરીરને સાત્વિક ગુણની પ્રાપ્તિ કરાવેછે. આ પ્રમાણે સકળ ઐશ્વર્ય, ધનમાલ, સ્નેહીજન, પ્રિયજન, એ સર્વે એ ભક્તિમાર્ગમા પડતા મુકાયછે તે કાંઇ એવાં કારણને લીધે નહી કે કાઇ પ્રભુજી પોતે કે પ્રભુભક્તિ કહેછે કે એ સર્વ મનથી દૂર કરો, પણ એટલાંજ કારણ માટે કે જીવ કહેછે કે મનુષ્યે પ્રેમ બાંધવો તો પ્રભુની સાથેજ બાંધવો, કારણ વિશ્વમા એમનાથી વધુ સૌંદર્યયુક્ત તથા વધુ પ્રતાપશાળી અન્ય કાંઇ વસ્તુ કે જીવ નથી, અને માત્ર પ્રભુજી સકળ ગુણનિધાન એક છે. અને પ્રભુભક્તિમાં આરૂઢ થતાં ભક્ત પછી કહેછે કે મારા જે પ્રભુમાં મને પ્રીતિ લાગી છે તેમના માટેની કાંઇ માહિતિ માટે મને કોઇ પ્રશ્ન કરશે તો હું એટલુંજ કહીશ એ પ્રભુજી માટે હું કાંઇ જાણતો નથી, અને જે જાણુંછું તે માત્ર એટલુંજ છે કે એ મારા પ્રાણપ્યારા છે. અર્થાત, ભક્તને પ્રભુજી ઉપર એટલો અણહદ પ્રેમ હોયછે કે એ પ્રેમમાં જાણે તે ડુબી ગયેલો હોયછે અને ભક્તિ સિવાય તેને કાંઇ સમજ પડતું નથી. રાજ્યમાતા ! આપનાં મનમાં કદાચને પ્રશ્ન ઉત્પન્ન થતો હશે કે શું માતપિતા, ભાઇ બહેન, ન્યાત જાત, શાસ્ત્રો, ધર્મ, ધનમાલ, એ સર્વે પોતે રઢિયાળાં તથા ઐશ્વર્યયુક્ત નથી કે એમને તજવાં પડે અને પ્રભુજીમાંજ અવશ્ય કરીને પ્રેમનું સ્થાપન થવું જોઇએ. અને એ પ્રશ્નના ઉત્તરમાં હું કહીશ કે એ સર્વ સૌંદર્ય ભરેલાં, વિશિષ્ટતા ભરેલાં છે તે ખરૂં, પણ એ સર્વની સુંદરતા, પ્રિયતા, શ્રેષ્ટતા પરમાત્માની ભવ્ય મનહરતાથી ઉતરતી છે, એટલે પછી પરમાત્માની અધિક ભવ્યતામાં મનુષ્ય ભક્તિ દ્વારા લીન થાય એ સ્વાભાવિક છે. અને આ રીતે જોતાં જેમ ફુદું દિવામાં જઇ પોતાને હોમી દે, જેમ ચંદ્ર પૃથ્વી આસપાસ સતત ઘૂમે, જેમ સૂર્યમુખી સૂર્યનારાયણ પ્રતિ સદૈવ મુખ કરીને ઉભું રહે, તેમ ભક્તજન પ્રભુ પ્રતિ ગમન કરે એ સ્વાભાવિક છે. અને રાજ્યમાતા, આ સ્થળે મારે આપને વધુ સ્પષ્ટ કરવું જોઇએ કે જોકે ભક્તિમાં પ્રિયજન અને પ્રિય વસ્તુઓમાં ભક્તનું ઝાઝું મન રહેતું નથી, તોપણ તેનો અર્થ કાંઈ આપણે એવો કરવાનો નથી કે એ સર્વમાં ભક્તને પ્રીતિ નથી. પ્રભુજી ઉપર ભક્તની પ્રીતિ જેટલી છે તેટલી પ્રીતિ સકળ જીવાત્માઓ પ્રતિ છે, અને માત્ર બહારના દેખાવમાં ભક્તની પ્રિયજન પ્રતિની પ્રીતિ પ્રભુજી ઉપરની પ્રીતિ કરતાં ઓછી લાગેછે, કારણકે ભક્તનું તન મન તથા હૃદય જે વસ્તુથી ભરપુર છે તે પ્રેમભાવ છે, અને એ પ્રેમભાવ જેટલો પ્રભુજીમાં મગ્ન રહેછે તેટલોજ સ્વા-

ભાવિક રીતે પ્રિય જનોમાં અને ઉચ્ચ વસ્તુઓમાં પણ મગ્ન રહેછે, અને જગતમાં પ્રિય જનોનો અને ઉચ્ચ વસ્તુઓનો ખરો પ્રેમી તે પ્રભુનો ભક્તજ છે, કારણકે જેમ સરોવર તીરે જઈ સૂતાં શીતળ લહેરીજ વદનને આનંદ આપનારી જણાયછે તોપણ એ વિશ્રાંતિ લેનાર મનુષ્યનું મન તો એ સરોવરનાં જળ તરફજ છે; જેમ જળ વરાળ થઇ ગગનમાં ઉંચે જતાં તો રહેછે પણ એમનો આશય તો વૃષારૂપે ભૂમિ ઉપર વરસી ભૂમિને ફળદ્રુપ કરવાનો છે; જેમ વૃક્ષ ઉંચું અને ઉંચું ઉગ્યું જાયછે તે એટલાંજ કારણ માટે કે મનુષ્યને ફળપાનના જે ભાર દેવાનાછે તે ફળપાન ઉંચે હવામાં રહી સ્વચ્છ રહે અને જમીન ઉપર પડી રહી સડી જાય નહી. તે પ્રમાણે ભક્ત જેટલો પ્રભુજીમા રાગી છે તેટલો પ્રિય વસ્તુઓમાં અને પ્રિય જનોમા પ્રીતિવાળો છે. ટૂંકમાં, ભક્તજન સકળ વિશિષ્ટ જીવાત્મા, વસ્તુઓમાં સાચી પ્રીતિ ધરાવેછે. ભક્તની એ પ્રીતિ અંતરાત્મામાં રહેલીછે અને તેથી બાહ્ય સ્વરૂપમાં તે પ્રગટી શકતી નથી, અને તેથી આપણને તે દેખાતી નથી, અને તેથી આપણે કહીએ છીએ કે ભક્ત એક પરમાત્મા સિવાય કોઈ જીવાત્મા કે વસ્તુમાં પ્રીતિ ધરાવતો નથી. ભક્ત જો પ્રિય જન અને ઉચ્ચ વસ્તુઓમા પ્રીતિ નહી ધરાવશે તો કોણ ધરાવશે ? જળ શું માત્ર મનુષ્યનીજ તૃષા છીમાવેછે કે સકળ જીવજંતની, પશુપંખીની, સકળ દેહધારી જીવોની અને ઝાડપાનની તૃષા છીમાવે છે ? સૂર્યનારાયણ કાંઇ પ્રકાશિત દર્પણમાંજ પોતાનાં તેજસ્વી કિરણો સીંચેછે કે કાળાં ભયાનક કોતરમાં પણ પોતાની પ્રભા ભરેછે ? ધરતી માત કાંઇ સમૃદ્ધ શહેરનેજ પોતાનાં સ્તન ઉપર સ્થાન આપેછે કે પાતાળ ખાઇઓ, કુવાઓ, વનવગડાને પણ સ્થાન આપેછે ? માટે, ભક્તજન સકળ પ્રિયતા, ઐશ્વર્ય, સૌન્દર્ય, વિશિષ્ટતાનો પ્રેમી છે, અને જગતમાં વસ્તુઓ પ્રતિ કે જીવાત્માઓ પ્રતિ જો તેનામાં અનાદર દેખાય છે તો તે માત્ર બાહ્ય અનાદર છે અને નહી કે આંતર અનાદર. હવે, ભક્તિ કેટલી સુલભ છે તે માટે થોડુંક કહીશ. જ્ઞાની કે અજ્ઞાની, ધનવાન કે નિર્ધન, દુર્જન કે સજ્જન, ચોર કે શાહુકાર, બાળક કે વૃદ્ધ, સર્વ કોઇથી ભક્તિ સાધી શકાય તેમ છે. ભક્તિમાં કાંઇ બાહ્ય વસ્તુઓની, કે કાંઇ માનસિક ખીલવણીની, કે કાંઈ શરીરબળની, કે એવી કોઇ પણ પ્રકારની કાંઇ અપેક્ષા રહેતી નથી. ભક્તિમાં નથી કોઇને કાંઈ દ્રવ્ય ખરચવું પડતું, કે નથી કાંઈ શાસ્ત્રાભ્યાસનો પરિશ્રમ બુદ્ધિને આપવો પડતો, કે નથી યોગનાં આસનોનું કષ્ટ વેઠવું પડતું, કે નથી એમાં કાંઈ ખોવાનું, કે નથી કાંઇ એમાં ત્યાગ કરવાનું, કે નથી એમાં કાંઇ કઠિનતા, કે નથી એમાં કોઈ પ્રકારના પ્રતિબંધો કે વિઘ્નો. હવે, ભક્તિનાં મહાત્મય સબંધમાં એટલુંજ કહીશ કે એ મહાત્મયનું વર્ણન કરતાં તેનો પાર આવે તેમ નથી. ભક્તિનું પ્રાબલ્ય એવું છે કે એની આગળ વિશ્વમાં સ્થાપિત સઘળા નિયમો નષ્ટ થાયછે, અર્થાત, જે પ્રભુનો ભક્ત છે તેને વિશ્વના કોઈ નિયમો બાધ કરી શકતા નથી. જેમ સિંહની ગર્જના આગળ શિયાળવાં નાસી જાય, જેમ સૂર્યોદય આગળ રાત્રિનો અંધકાર નાસી જાય, જેમ વડવાનળમાં સુકું તણખલું બળી ભસ્મ થઇ જાય, તેમ

પ્રભુના ભક્તને વ્યાધિ, નિરાશા, કાર્ય કારણના અચળ નિયમો, કે કોઇ પણ જડ કે સુક્ષ્મ નિયમો, બાધ કરી શકતા નથી, પીડી શકતા નથી; અને ટુંકમાં, સ્પર્શ માત્ર પણ કરી શકતા નથી. અને આ સબંધમા પ્રભુજી પોતે કહેછે "મારૂં સત્ય વચન છે કે જે મારો ભક્ત છે તેનો વિનાશ કરવા કોઈ કાળે કોઇ સમર્થ નથી." માટે, જો મનુષ્યે અજ્ઞાનતામાં મહા પાતકી કૃત્યો કર્યાં હોય, પણ પાછળથી તે માટે પશ્ચાતાપ કરે, તો એ દુષ્ટ કૃત્યોની દારૂણ પીડામાંથી કાંઇક અંશે મુક્ત થવાનો તેને એક માર્ગ છે, અને તે માર્ગ એ છે કે પ્રભુજીની ભક્તિ નિજ ઉર ધરી લઇને, પ્રેમમય બની જઇને, પછીથી જગતમાં સર્વત્ર પ્રેમનું પાથરણું પાથરે, સ્નેહની સરિતા સંચરતી સંસારમાં કરે, દયાભાવનું દાન દરપળે કરે, શાંતિના સાથિયા સર્વત્ર પુરે, નમ્રતાના નીલમો જગજગે મઢે, પવિત્રાઇનાં પુષ્પોનો પ્રસાદ સર્વને દેતો થાય, ગૃહસ્થાઈની ગોકુળપુરી વસાવે, લાવણ્યતાની લીલાથી જગતને લિપ્ત કરે, સત્ય અને શીલનું સજોડું કરે, અને એ રીતે સર્વત્ર કલેષને કાળો કરી, સુખી જનોનાં સુખની વૃદ્ધિ કરે અને દુઃખી જનોના દુઃખ નિવૃત્ત કરે. આવું અનુપમ ભક્તિનું મહાત્મય છે. વળી, રાજ્યમાતા, ભક્ત પોતાને તેના પ્રભુ આગળ તુચ્છમાં તુચ્છ પામર પ્રાણી ગણેછે, તેનું કારણ કાંઇ એવું નથી કે ભક્ત કાંઈ એવો અધમ આત્મા છે. ભક્ત તો મહા બળવાન અને પ્રતાપી આત્મા છે. તે છતાં ભક્ત પોતાને પ્રભુજી આગળ અધમ વર્ણવેછે તેનું કારણ એટલુંજ છે કે એ રીતે ભક્ત પ્રભુજી પ્રતિ પોતાની નમ્રતા અને દાસત્વ પ્રગટ કરેછે. વળી, ભક્તનાં મન સિદ્ધ પણ હોયછે કે મારા પ્રભુજીની કૃપા મારા ઉપર નહી તો હું જે એમના પ્રતાપથી પ્રતાપી અને ઐશ્વર્યવાન છું તે એમની એ કૃપા વિના પળમાં નિષ્ટૂર અને નષ્ટ થઈ રહીશ. પ્રભુજીની કૃપા એજ ભકતનો એક પરમ આશ્રય છે. ખેતરને ધાન્યના વિપુલ પાક માટે વૃષ્ટિ જળનોજ મુખ્ય આધાર, ધરતી માતને પ્રકાશ માટે સૂર્ય નારાયણનોજ મુખ્ય આધાર, તલવારને શરવીરનાં બાહુબળનોજ આધાર, તેમ ભકત તો પ્રભુજીનોજ આશ્રય લઇ બેસેછે. વળી, ભકતને તો પ્રભુજી તરફથી જે કાઇ આવી મળેછે તેજ તેને પ્રિય છે, તેજ તે મહત્વનું ગણેછે, તે તેમાંજ મોટાઇ માનેછે, તેમાંજ તે આનંદ માનેછે, પછી ભલેને પ્રભુજી તરફથી તેનાં ઘર દ્રવ્યના ભંડાર ભરાય કે રહેવાનાં ઘરબાર સળગી જાય, કે કયાંતો એને સાત પેઢીની વિશાળ સંતતિ જોવા વખત આવે કે તેના પ્રાણથી વધુ વહાલા એકના એક પુત્રને યમરાજ લઇ જાય. ભકત પોતાની રાજી ખુશીથીજ ભગવત ચરણમા જઇ પડેછે. વગડામાં તાપથી શ્રમિત થયેલો વટેમાર્ગુ વૃક્ષના છાંયડામાં જઈ ભરાય, વાછરડું પોતાની માત ગાયને ઓળખી કહાડી ધાવવા ધાય, માંદલો પોતાની વ્યાધિની હકીકત કહેવા વૈદની સોડમાં જઇ ભરાય, તેમ ભક્ત પોતાની મેળે, પોતાની ઇચ્છાથી, પ્રભુ ચરણમા જઇ પડેછે. વળી, ભકત પ્રભુજી સાથે કાંઇ શરતો નથી કરતો કે આટલું અને આવા પ્રકારનું સુખ મને આપો તો તમારા પડખે હું રહું. પણ તેને જે કાંઇ સુખો પ્રાપ્ત થયેલાં હોયછે તે પણ પ્રભુજીને સમર્પી

દેછે, કે જાણે એ સમર્પેલાં સુખોથી પ્રભુજીનું સુખ તેટલું વધે. ભુકંપ થતાં મંદિર પોતે ગબડીને ભૂમિ ઉપર તૂટી પડ્યું તો પ્રથમ પોતાના સોનાના કળશને પણ વળી ઠેઠ ટોચેથી ગબડાવેછે; સરિતા સાગર સ્વામીને ભેટવા વેગે દોડી તો નીર ભરવા આવનાર સુંદરીનો ઘડો પણ આગળ આગળ ધકેલતી સાગરમાં લઇ ચાલી; સર્પ ભરાતો છુપાતો ચાલ્યો તો લીસોટાને પણ પોતાની સંગાથે ઠેઠ તાણતો ગયો. અને ભક્ત કાંઇ પોતાના માત્ર સુખોજ પ્રભુજીને સમર્પણ કરતો નથી, પણ પોતાનું તન, મન, ધન, આત્મા, મોક્ષ, એ સર્વ પ્રભુને સમર્પણ કરી દેછે. વૃક્ષ પોતાનો સકળ અમૃત રસ તેના ફળ પાનમા ભરી દેછે; અગ્નિ તેની સકળ ઉષ્ણતા તેની જ્વાળામાં ભરી દેછે; દ્રવ્યવાન તેની સઘળી પુંજી તીજોરીમાં મુકી દઇને તીજોરીને તાળું મારી દેછે; તેમ ભક્ત પોતાનું સર્વસ્વ પ્રભુજીમાં હોમી દેછે. હવે ભક્તિનું પ્રયોજન શું તે સબંધમા હું થોડુંક કહીશ. મેં આપને પ્રથમ કહ્યું કે ભક્તિ આપણા હૃદયના પ્રેમભાવને નિર્મળ રૂપે પ્રગટાવેછે અને યોગ્ય રીતે વશ વર્તાવેછે. ભક્તિ થકી શરીર, મન, હૃદય, આત્માની વિશુદ્ધતા પરિણમેછે. અને જેનુ તન, મન, હૃદય શુધ્ધ છે તેનાં પ્રત્યેક કાર્યો સફળ થાયછે, તેની પ્રત્યેક અભિલાષાઓ પુર્ણ થાયછે. માટે, આ સંસારમાં જેને વિજયી તથા સુખી થવું હોય તેણે ભાકત અવશ્ય અંગિકાર કરવાની છે. ભક્તિથી અનેક અદ્ભુત શક્તિઓ આવી મળેછે અને પ્રભુજીની કૃપાની વૃષ્ટિ થાયછે. માટે, રાજ્યમાતા, આપના રાજ્યમા પ્રજાજનોને ભક્તિનો મહિમા સમજાવો જેથી ભક્તિથી પ્રજા બળવાન, આયુષ્યવાન, ધનવાન, ન્યાયી, બુદ્ધિશાળી, ધાર્મીક બનીને સુખી થાય અને સુખી રહે. અને પછી તમારાં રાજ્યમાં ના લૂંટારાઓનો ત્રાસ રહે, ના વ્યાધિના વંટોળિયા વાય, ના અસત્ય અડપલાં કોઈ આદરે, ના ક્રુરતાનાં કુતુહળો કોઈ જગાવે, પરંતુ સકળ પ્રજાજન માહોમાંહે સંપમાં રહે, એક એકના સુખ અને દુઃખમા ભાગી થાય, અને સ્વર્ગનું સુખ પૃથ્વી ઉપર વસાવે. હવે ભક્તિના માર્ગની નિસરણી સબંધી કાંઇક આપને કહી સંભળાવું ભક્તિની નિસરણીના પ્રથમ પગથિયા ઉપર તો ભક્ત શાંત મન વદનથી પ્રભુજીની આરાધના દ્વારા જાણે પ્રભુજી સમીપ જઇ પહોંચવાનો પ્રયત્ન કરેછે ! જાણે અમાસ પછીનો ચંદ્રમા ધીમે ધીમે કેવો પૃથ્વીને દેખાવ દેવાની હામ ધરેછે ! જાણે ગિરિ તાતમાંથી જન્મ પામતી સરિતા પ્રથમ તો કેવી એક નાનકડા ફાટા રૂપે પોતાનાં ધામથી નીકળેછે અને પોતાના સ્વામીને જઇ મળવા પછી કેવું વિસ્તિર્ણરૂપ અને કેવો બળવાન વેગ ધારણ કરેછે ! જેમ શિક્ષક બાળને પ્રથમ કેવું માત્ર અક્ષરોનુંજ જ્ઞાન આપેછે અને પછી બાળ આગળ ક્રમે ક્રમે મોટા ગ્રંથો લાવી મુકેછે ! તેમ ભક્ત ભક્તિનાં પ્રથમ પગથિયે બીહતો બીહતો, શાંત અને ભયભિત મનથી, ભક્તિ દ્વારા પ્રભુની સમીપ પહોંચવા પ્રયત્ન કરેછે ! પછી બીજે પગથિયે ચઢતાં ભક્ત પોતાને પ્રભુજીની સમીપ જઈ પહોંચેલો જુવેછે અને ભક્તનાં ઉરમાં તે સમયે પ્રભુજી પ્રતિ દાસત્વની ઉર્મી સ્ફુરેછે. ભક્ત પોતાને પ્રભુજીનો દાસ ગણેછે, દાસ તરીકે પ્રભુજીની આજ્ઞાઓ શિર ચઢાવેછે, અને એ રીતે દાસત્વ

રૂપમા ભક્તની ભક્તિ પ્રાદુર્ભાવ પામેછે. વાયુ જેમ મનુષ્યનાં મુખના શબ્દોનો બોજ લઇને અનેક સ્થળે સ્થળે સતત દોડે અને મનુષ્યનું કાર્ય કર્યા કરે; પોઠિયો જેમ તેના ધણીની દ્રવ્યની કે ઢેકાળાની ગુણનો ભાર ઘસડી આયુષ્ય પુરૂં કરવું જાણે; થુવેર જેમ શ્રીમંતના બાગની રક્ષા માટે બીચારી વગર જળે અને માલીના સંરક્ષણ વિના ફાકટની ખીલે, ફાળે અને બાગની રક્ષા સદા કરે; તેમ ભક્ત બીચારો પ્રભુની આજ્ઞા પરિપુર્ણ કરવા ભારી દોડ દોડ કર્યા કરેછે અને એ રીતે કાળક્ષેપ કરેછે. ભક્તિની નિસરણીનાં ત્રીજે પગથિયે પહોચતાં ભક્ત જે પ્રભુને પોતાનો શેઠ ગણતો હતો તે હવે પ્રભુજીને ઘણા માયાળુ જોઇને શેઠ રૂપે નહી ગણતા મિત્રરૂપે ગણેછે. ભક્ત આ પ્રમાણે પ્રભુજીનો મિત્ર થતાં ભક્તને પ્રભુજી તરફના અપરાધનો કાઇ ભય રહેતો નથી કારણકે મિત્રને વળી મિત્ર હણે એ અશકય છે. અપરાધ માટેની પ્રભુજી તરફની શિક્ષાનો વિચાર કે ડર ભક્તને રહેતો નથી. ભક્તનાં મન સિદ્ધ છે કે પ્રભુજી મિત્ર છે તો કાંઇ પણ અપરાધ હશે તે ક્ષમા કરશે. સરોવર તીરની લીલાને મનથી નિશ્ચય છે કે સરોવર કાઇ તેને શુષ્ક કરી નાખશે નહી; પડછાયો નિઃસંશય છે કે કાયા મને મુકીયે કયાંયે ચાલી જવાની નથી; તારલાના મન સિદ્ધ છે કે ગગન કાંઇ હડસેલી દઇ તેને ભૂમિ ઉપર પાડવાનું નથી; તેમ ભક્ત જાણેછે કે મારા પ્રભુ મિત્રને મારા વિના ચાલવાનું નથી. અને આ જગત જે પ્રભુજીની લીલા છે તેમાં પ્રભુની સાથે આનંદે ભક્ત રાસલીલા રમેછે અને આનંદ કરેછે. ચોથાં પગથિયાં ઉપર ભક્તનો પ્રભુના ઉપરનો મિત્રભાવ એવો તીવ્ર થાયછે કે ભક્ત તેના પ્રભુ મિત્રને એક તેના નાનકડા બાળ સમાન નિર્દોષ, અબળ અને કોમળ ગણી, પ્રભુ બાળપ્રતિ અત્યંત વાત્સલ્ય ભાવ રાખતો થાયછે. અર્થાત, પ્રભુજીને અબળ, નિર્દોષ બાળ ગણતાં પ્રભુની તરફથી તેને કાઇ ડરનો પ્રશ્ન રહેતોજ નથી. ભક્ત પોતાને વૃદ્ધ સમજતાં અને પ્રભુજીને બાળ સમજતાં, પછી ભક્ત તે બાળ પાસે કાંઈ ઇષ્ટની માગણી કરતા લજ્જા પામેછે, અને પ્રભુજી બાળ હોવાથી સર્વ ચીજો એમને લાવી આપવી એ પોતાનું કર્તવ્ય સમજી પ્રભુજીની સેવામાં મહા જુગ્તિથી તત્પર રહેછે. કૃપણ જેમ તેનાં દ્રવ્યનાં સંરક્ષણમાં હરપળે પ્રવૃત્ત રહે: વાનર જેમ વૃક્ષના ડાળે ડાળે હરપળે કુદવામાંજ વૃક્ષ પ્રતિનું તેનું કર્તવ્ય સમજે; ગોલો જેમ ડાંગેરને પ્રચંડ સાંબેલાના પ્રહારથી પંપાલન કરવામાં કર્તવ્ય સમજે; તેમ ભક્ત પ્રભુજીની મહા કાળજીથી સેવા ચાકરી કરી પ્રભુજીને સુખમા રાખવા પ્રયત્ન કરેછે. ત્યાર પછીનાં પગથિયે ભક્ત પ્રભુજીને નાનું નિર્દોષ બાળ નહી ગણતાં તેમને પોતાની પ્રાણથી વહાલી પ્રિયા ગણેછે. ભક્તના પ્રેમે એવું ઉગ્ર સ્વરૂપ હવે પકડયુંછે કે પ્રભુજીથી ભિન્નરૂપે પોતાને તે જાણી શકતો નથી, પ્રભુજીમા પ્રભુરૂપ થઇ ગયેલો પોતાને તે સમજેછે, અને તે થકી પ્રભુને પોતાની પ્રિય કામિની ગણેછે. પતિ પત્ની વચ્ચે કાંઇ છાનું ના હોય તેમ પ્રભુ અને ભક્ત વચ્ચે હવે કાઇ છાનું રહેતું નથી. પ્રભુ પોતાનાં સકળ રહસ્યો, મર્મો, જ્ઞાન ભક્ત આગળ ખુલ્લાં મુકી દેછે અને ભક્તને સમર્પી દેછે. પતિ પત્ની વિયોગ અસહ્ય છે, તેમ ભક્તને ક્ષણભર પણ પ્રભુથી જુદા પડવું મહા તીવ્ર વેદના છે.

ભક્તજન પ્રભુમાં જઇ મળેછે, પ્રભુજી ભક્તમા જઇ વસેછે, ભક્તિની પરાકષ્ટા આવી મળેછે. રાજ્યમાતા ! આ પ્રમાણે ભક્તજનની ભક્તિનાં ક્રમવાર રૂપો મેં આપની આગળ આજે વર્ણવ્યાં. રાજ્યમાતા ! આ વર્ણન ઉપરથી આપે જોયું હશે કે પ્રભુજીની ભક્તિ તો આરંભથી અંત સુધી મહા આનંદકારી અને સુખપ્રદ છે, અને જો આપે ભક્તિ ઉરે નહી ધરી હોય તો ભક્તિમાં સત્વર હવે સ્થાપિત થજો.

**સુરસુંદરી**—ઓહો ! રૂષિપુત્ર ! જેવી તમારી રાજ્યભક્તિ તેવી તમારી પ્રભુભક્તિ પણ ! ત્યારે તો સકળ સદગુણ તમારામાં ! મારાં અહોભાગ્ય કે તમારો અને મારો મેળાપ તે દિવસે થયો ! તમારાં મુખથી તમારી રાજ્યભક્તિ સાંભળી, તમારી રાજ્યભક્તિથી મારૂં મન પ્રસન્ન થયું ! તમારી રાજ્યભક્તિનો બદલો વાળવા મારા જીવે મને તમારી પત્ની થઇ તમારી સેવા કરવા કહ્યું !

**વૈશાલ**—(સ્વગત). રાજ્યમાતા આ શું બોલતાં હશે ! મારા પત્ની થઇ રહેવાનું કહે ! કાઇ લવરીજ નિશ્ચે કરેછે !

**સુરસુંદરી**—રૂષિપુત્ર ! પ્રભુભક્તિ અને રાજ્યભક્તિમાં તમારી વાક્ચાતુરી જેવી છે તેવી પતિ ભક્તિમાં તમારી વાક્ચાતુરી સાભળવા હું બહુ ઉત્સુક છું તો તે મને તમે સંભળાવો, પ્રેમનાં તમારાં વચનો સાંભળીને મારો હર્ષ માયો સમાયો નહી રહેશે. (સ્વગત). અરે ! આ શું ! પ્રેમની વાત કરૂંછું તો જાણે બહેરા મુગા થઇ ગયા ! શું મારા પ્રેમની વાત એમને નહી ગમતી હશે અને તેથી શ્રવણ નહી કરતા હશે !

**વૈશાલ**—( સ્વગત ). અરે ભગવાન ! રાજ્યમાતાના મુખથી આવી પ્રેમની વાતો સાંભળવામાં આવે તોતો મારાં શિર મેરૂજ તૂટી પડયો ! મારાં ઉર દાવાનળજ પ્રગટયો ! મારાં વદને ગોળીજ વાગી અને મારી દેહાંત ઘડી આવી !

**પુલોમા**—( સ્વગત ). આ તો જાણે કાંઇ ગભરાઇ જતા અને મૂઢ જેવા બની જતા લાગેછે !

**ગાયન ૧૬.**

કોયલ, કહો, શાને પુરાઈ રહે કોઇ જન પાંજરે !
નિયંતાએ નિરધાર્યું, એને રહેવા વૃક્ષ સરોવરે. કોયલ.

લીલાને લગન કેમ નહી સરોવરથી, કહો કોઇરે ?
માનવ આંગણે તો એને આવે કરમાવા ઘડી આખરે. કોયલ.

બકરી બેસે ભલે સજ્જન દ્વારે જે દયા ખાયરે,
સ્વચ્છંદે સંચરતાં વઢાઇ જશે ગળું કસાઇ કરે. કોયલ.

નૃત્ય નિજ સ્વરૂપે ચાંદની ભલે કરે ગિરિ શિખર,
કલુષિત કાંઇક થાશે, ભૂમિ ઉપર જો પોતાને પાંથરે. કોયલ.

દુઃખે પણ હોંસ બાળ માત પાસ જે દુઃખ હરે,
પગ પગારકાજ ઉચકે, વળી એવા શું ચાકરે ? કોયલ.

સતી સંગાથ કરે કેમ નહી, પતિ જ્યાં સંચરે!
પતિ સંગાથે પત્નીને નહી દુઃખની આંચરે. કોયલ.
ઋષિપુત્ર! હું તો તમારી સેવામાં તમારી પત્ની થઇ રહીશ,

**વૈશાલ**—( સ્વગત ). રાજ્યમાતા આ શું બોલી રહ્યાંછે! ભગવાન તમે આ મને શું સંભળાવોછો! ( ખેદના વિચારમાં લુબ્ધ બની જાયછે ).

**સુરસુંદરી**—(રૂદનના સ્વરથી વૈશાલને). મારૂં કાંઇ સાંભળતા નહી હોવો એવા તમે કેમ થઇ ગયાછો?

**ગાયન. ૧૭.**

રહો રાખી મનથી શું આવો જબરો ટેક!
ટેકવાળાંથી તો સર્વ કોઇ થાકે બાપ છેક. રહો.
શબ્દ સો બોલું હુ, શ્રવણુ કરો કાંઇ એક,
એક પણ કહાડો બીજે કાને, એ શું હોય વિવેક! રહો.
કરાવો તમે જે રાજન જનનો અભિષેક,
ટેક હોય તમને અમે રાજાના રાજા એક! રહો.
ગિરિને ફોકટ કરો દંડવત્ પ્રણામ,
ઘૂડ ચક્ષુમા ભરો રવી રસ્મી તમામ,
બ્યાધિ વણસાડવા ખરચો સકળ દામ,
ટેકીલા પાસ નવ સરે એમજ કાંઇ કામ. રહો.

**વૈશાલ**—(સ્વગત). જગદિશ્વર! જો હું તમને પ્રિય હોવું, જો તમને મારી પરવા હોય, તો આ પળે મને મૃત્યુ આપી દો. જો મૃત્યુ આ પળે નહી દેશો તો હું આત્મઘાત કરીશ. મારાથી રાજ્યમાતાના શબ્દો નથી સાંભળી શકાતા. ( સ્તબ્ધ બની જાયછે ).

**સુરસુંદરી**—(સ્વગત). એમનાં મુખ ઉપર ટેકની ગર્વિષ્ટ રેખા નથી એટલે કાંઇ ટેકમાં રહીને ઉત્તર આપતા નથી એવું તો નહીજ હશે. પણ, ત્યારે આટલું આટલું વિનવવા છતા એક અક્ષર પણ મારી સાથે બોલે નહી તેનું કારણ તો શું હશે! લાવને, હજુ વધારે વિનવું. ગરજ મારી છે તો મારેજ વિનવવાનું રહ્યું. (વૈશાલને). તમે મારી સાથે જરા તો બોલો.

**ગાયન ૧૮.**

દાતાર આવી ચઢયા છો ભિક્ષુક દ્વાર,
જરૂર ઢાલવતા જાજો અન્નના કોઠાર. દાતાર.
રમ્ય તરૂ વિકસ્યુંછે આંગણે એક વાર,
ભવોભવના ભરજે ભદ્ર તણા ભાર. દાતાર.
ભરદરિયે ભેગી થઈ નાવ, તો ઉતારજે પાર,
ડુબતાંને તારવાં એજ તુજ મહિમા સાર. દાતાર.
પક્ષી પાજરે આવી ઉભાં સજ્જન નરનાર,
અન્ન જળ નાખવાનો તમે લેજો શ્રમ લગાર. દાતાર

ગરથ ગાંઠે આવી મળ્યા કરવા વ્યાપાર,
આટી અવળી દેજો ભિક્ષુકને પાઇ બે ચાર. દાતાર૰

( વૈશાલ બેભાન થઈ જવાની તૈયારીમાં છે. પગ ડગેછે. સુરસુંદરી તે જોઈને પાસે દોડી જાયછે અને સાવધ કરતાં ). તમારા જીવને સારૂં છે ને ? મહા શોકા-તુર કેમ દેખાવોછો ?

**વૈશાલ**—હું જરા બેભાનાવસ્થામાં આવી ગયો હતો. હવે જરા હોશીઆરી આવીછે. રાજ્યમાતા ! આપ કયારનાં બહુ બહુ બોલી રહ્યાછો પણ હું કરૂં ઉત્તર આપવા જેવું કાંઈ છે નહી.

**સુરસુંદરી**—ઉત્તર આપશો તો ઠગાઈ જશો, બંધાઇ જશો, એવો ડર મનમાં હશે તેથી ઉત્તર આપતા નથી. પણ એવો ડર રાખશો નહી અને એક અક્ષર પણ બોલો. સમુળગું બોલોજ નહી એ તો મારી મહા અવગણના થાયછે.

**વૈશાલ**—રાજ્યમાતા ! બોલાવોછો તો બોલુંછું. કયા આપ રાજા ભોજ અને કયાં હું ગાંગો તેલી ! આપ કયાં રાજન ધનવાન, અને કયાં હું રંક નિર્ધન ! હું આપનું દાસત્વ કરનાર પ્રજાજન તે શું આપની બરોબરિમાં આવી શકું ! કુવાનાં જળ હાલવનારી ડોલ તે શું કૃપા દેનારૂં વિશાળ ગગન પોતાને પ્રમાણશે ? શું ગધેડાં ઉપર માટી ભરવાની ગૂણ તે રાજાને બેસવાના હાથી ઉપરની અંબાડી પોતાને કહેશે ? ડાંગરનાં ફોતરા ઉશાડનારો ગોલો તે શું પોતાને શૂરવીર અને દિગ્વિજયી યોધ્ધો સમજશે ?

**સુરસુંદરી**—તમારી રાજ્યભક્તિનો અણુહદ ઉપકાર મારા શિર છે, અને હું તો એટલુંજ જાણું કે જેનો ઉપકાર આપણા શિર ચઢયો તેનીજ ખરી મોટાઇ સમજવાની અને ગાવાની, અને તેનીજ દાસી બનીને મારે રહેવાનું. વનસ્પતિએ વ્યાધિ મટાડી તોતો તે કાળી કવડી વનસ્પતિ સાથેજ દરદીને કામ, અને કમળ મહા કળા ધારણ કરી જળાશયમાં વિકસ્યું તેની સાથે દરદીને કાંઇ સંબંધ હોઇ શકેજ નહી; ભિક્ષુકને શેરીના સજ્જને ટુકડા રોટલાનું ભોજન કરાવ્યું તો સજ્જન સાથેજ ભિક્ષુકને કામ અને રાજ્યના પ્રતાપી રાજા પોતાના બરોબરિયા સાથે પકવાન જમવા બેઠા તેની સાથે કાંઇ કામ નહીં; કાળી પણ પોતાની માતા બાળકને પયપાન કરાવે તો તે માતા સાથેજ બાળકને સબંધ, અને આકાશમાંથી અનુપમ કાંતિવાળી અને મનહર નૃત્ય કરનારી અપ્સરા ઉતરી આવી તેની સાથે બાળને કાંઈ સબંધજ ના હોય. અને રૂષિપુત્ર ! તમે કહોછો કે હું મોટી રાજનપુત્રી છું ! પ્રજાપુત્રી પાશેર અન્નથી પેટ ભરતી હશે તો શું મને કાંઈ હાથીના જેટલા સવા મણના રોટલા જોઇતા હશે ? શું પ્રજા-જનની પુત્રીને તમારી સ્ત્રી થઈ રહેવા બે પગ બે આંખ એવા સંપુર્ણ અવ-યવો છે તો શું હું અપંગ કાણી કુબડી છું કે તમારી સ્ત્રી થઈ તમારી સેવા નહી કરી શકીશ ? અરે, રૂષિપુત્ર, પ્રજાજનની પુત્રી સ્ત્રી તરીકે તમારી સેવા કરશે તેના કરતાં ; તમારી સેવામાં હું પાછળ નહી પડું એ તો તમે જરૂર જાણજો, માટે મને તમે કોઇ રીતે તરછોડશો નહી.

**વૈશાલ**—રાજ્યમાતા! અરે, મારી મહા માઠી દશાજ બેઠેલી હું સમજુછું કે આવા વિપરિત વિચારોનું તમે આટલા દુરાગ્રહથી કથન કરોછો? વાયુ ઉષ્ણ સપાટા ફુંકી આનંદમાં મ્હાલ્યો જશે, પણ તેમાં મરશે તો લૂ લાગવાથી બાપડો વગડાનો વટેમાર્ગુ; નિજ વિષને અન્ય કાયામાં ઠલવીને અજાણ્યો થઇને છુપાતો ભરાતો સર્પ તો હીંડી જશે, પણ તેથી અવશ્ય મરશે તો બીચારો વિષડંસ થએલો નિર્દોષ જીવાત્માજ; રજકણ રાગી બની ચક્ષુમાં પ્રીતથી ભરાશે પણ અંધ થશે તે તો બીચારી ચક્ષુ કીકીજ. માટે, રાજ્યમાતા, આવી વાતમાં આપને કદાચ હાનિ નહી હશે પણ મારૂં તો સત્યાનાશ વળેછે. મેં મારી રાજ્યભક્તિ તે દિવસે અસાવધપણે મારા કાકા આગળ પ્રદર્શિત કરી તેના માટે આપ મને આ રીતે શિક્ષા કરોછો! દીપિકાએ પ્રકાશ રેલાવવા ઉમંગ દીલે ધર્યો પણ જુગારીએ તો પોતાનાં જુગાર છળ ચલાવવા તેને બુઝાવી નાખવાનીજ વાત કરી! ગુરૂએ જ્ઞાન કાજે વિદ્યાર્થીને પાટી ઉપર અક્ષરો ઘુંટવા માટે કહાડી આપ્યા, અને મતિહિન વિદ્યાર્થીએ તો જઇને પાટીજ ભાંગી નાખી! જળ લોટો તૃષા છીપાવવા કંઠે જઇ ચડયો તો તેમાં દુધ નહી જોઇને ખાધરાએ તો તે ઉંધોજ વાળ્યો?

**સુરસુંદરી**—રૂષિપુત્ર! વસ્તુસ્થિતિ તમે કહોછો તેવી નથી. હું તો તમારા સદગુણો ઉપર મોહિત થઇ તમારાં યશોગાન ગાવુંછું.

### ગાયન ૧૯.

ગુણી કેરી પરી પરીક્ષા કરી તમે, પોતે જે ગુણી,
મેં પણ કરી તમ પરીક્ષા, એક બોલ સુણી. ગુણી.
આથડતાં હાથ આવ્યું દિવ્ય રત્નમણિ,
હૈયે ચાંપું નહી કેમ, કરી જતન તે તણી? ગુણી.
દુર્ગુણો મુજ દૂર કર્યાં, નાખી ઉક્તિ ઉંજણી,
સ્નેહ સપાટે લેવું હું પણ તમ કષ્ટ હણી. ગુણી.
પિશાચણીને કરી તમે દિવ્ય સોહામણી,
કેમ માનું નહી તમને, મારા પરમ પારસમણી? ગુણી.
પોલાણ પુરી, કરી મુજમાં સદગુણ પુરણી,
વિકસાવીશ હું તો પુષ્પ જેની પરિમળ ઘણી. ગુણી.
સદગુણસંપન્ન શાણી કરી તમે આ રમણી;
થઇ રહો તમે તેના પ્રેમાળ સ્વામી ધણી. ગુણી.

**વૈશાલ**—અરે રાજ્યમાતા! જરા તો વિચાર કરો. આ વાત તમારા તાત, કે કોઈ વડીલ, કે કોઇ પ્રજાજન સાંભળશે તો શું મારો વાંક નહી કહાડશે અને મને શિક્ષા નહી કરશે?

**સુરસુંદરી**—કોઇને પણ તમને દોષ દેવા નહી દઈશ. તમારાં ઇષ્ટ કાજ મારા તાતને મુજ આરાધનથી તમારામાં અનુરાગી હર પળે કરીશ; વડીલોને વિનયયુક્ત વિનંતિઓથી તમારા પ્રતિ વહાલભાવ વરસાવતા કરીશ; સ્નેહીઓને સકળ સાર સમ-

જનોને તમારા પ્રતિ સન્માનથી સંચરતા કરીશ; વિઘ્નોને વેચાતાં લઇ ટોપલે ટોપલે હું ઉકરડે ઠલવી આવીશ. માટે, રૂષિપુત્ર તમે કાંઈ શંકા દીલે ધરો નહી! વળી, જુવો, રાય રંક સર્વ એકજ છે, એ સિદ્ધાંત તમે મનમાં સ્થાપો. જુવો, વૃક્ષ ગગન ભણી ઉંચું ઉગ્યું પણ એનું મૂળ અને એનું પોષણ તો ભૂમિમાથી નીચેથીજ છે ને? સરિતાના જળ મીઠાં અને સાગરનાં જળ ખારાં, પણ તેથી કાઇ સરિતાને તેના મીઠા જળ સાગરનાં ખારા જળમાં ભેળી નાખ્યા વિના છુટકો છે? રવી ચંદ્રના સ્થાન ગગનમા, પણ તેમને પોતાની પ્રભા પૃથ્વી ઉપર કાંઈ નીચે રેલાવવા વિના છુટકો છે? તેમ હું રાજનપુત્રી તેને રૂષિપુત્ર પતિ વિના ચાલેજ નહી એ સ્વતઃ સિદ્ધ છે. અને છેવટ કહુંછું કે તમારા ભલા માટે નહી, પણ મારા સુખ કાજ તમે મને તમારી દાસી પત્ની થઇ રહેવા દો. અને રૂષિપુત્ર, યાદ રાખજો કે હું મારો આ આગ્રહ કોઇ કાળે નહી મુકીશ.

**વૈશાલ**—ત્યારે તમારી આ વાત બનવાની નથી તે માટે હું શ્રી પરમાત્મા સમક્ષ સોગન્દ ખાઇને કહુંછું કે.........

**સુરસુંદરી**—(વૈશાલનાં મુખે હાથ દઇને તેને સોગન્દ ખાતો અટકાવીને). રૂષિપુત્ર! તમે જો ખરા રૂષિપુત્ર છો, તમે જો પુજનીય વેદોનો અભ્યાસ કર્યોછે, તમે જો શાસ્ત્રોક્ત ધર્મપરાયણ છો, જો તમારામાં લેશ સદગુણનો અંશ છે, જો મનુષ્ય જાતિને ઘટિત દયા તમારા હૃદયમાં છે. તો તમે આ વાતમાં મને દલીલથી ભલે હરાવો પણ પરમાત્મા સાક્ષી સહિત મારો કર ગ્રહણ નહી કરવાનો આડોઅવળો બોલ ઉચરી જશો નહી. અને મને પ્રતિકુળ કાંઇ પ્રતિજ્ઞા તમે લઇ લેશો તો હું મારી જીભ તેજ ઘડી કચડીને મારો પ્રાણ ત્યાગ કરીશ. વારૂ, રૂષિપુત્ર, હું તમારી પત્ની થવાની વાત આ પળે વધુ નહી કરૂં પણ બીજી જે વાત કરૂં તેમાં તો તમે વાતે વળશોને? હું એમ પુછુંછું કે મારા તાતજી યોગાભ્યાસ ૧૯૭૯ ના ફાલ્ગુણ શુદ ૨ને દીવસે રાજ્ય છોડી જશે એ દિવ્ય જ્ઞાન ચાર વરસ ઉપર આપને થયું તે દિવ્ય જ્ઞાન આપ કેવી રીતે ધરાવોછો તે જરા મને કહી મારા જીવને આનંદથી ભરશો?

**વૈશાલ**—રાજ્યમાતા' મહારાજાધિરાજનું અમુક દિવસે રાજ્ય છોડી યોગાભ્યાસ માટે જવું થશે એ દિવ્ય જ્ઞાન જે મને થયુ તે શી રીતે થયું તે હું કાઇ જાણતો નથી કે સમજતો નથી; માત્ર એક દિવસ રાત્રિએ મને દિવ્ય જ્ઞાન થયું કે મહારાજાધિરાજ યોગાભ્યાસ માટે એકાએક નિશ્ચય કરી ૧૯૭૯ના ફાલ્ગુન શુદ ૨ ના દિવસે રાજ્યસત્તા આપને સોપીને ચાલી નીકળશે, અને એ હકીકત મેં પ્રધાનજીને કહી હતી. અને ગઈ રાત્રે પાછું મને દિવ્ય જ્ઞાન થયુંછે કે આ વરસના જેઠ વદ ૧૩ ના દિવસે તમામ મકાનો ભુકંપથી આ નગરમાં પડી જશે. મારે આ માટે પ્રધાનજીને વાત કરવાનું કદાચ બની નહી શકે તે માટે જો આપ એમને કહેશો તો હું આભારી થઇશ.

**સુરસુંદરી**—અરે! આ નગરનાં તમામ મકાનો ભુકંપથી પડી જશે! આ શો પ્રભુજીનો કોપ! હું હમણા હાલ પ્રધાનજીને આ વિશે જાણ કરૂંછું. પણ રૂષિપુત્ર! હું

તમને પુછુંછું કે આ દિવ્ય જ્ઞાન તમને કેવી રીતે થાયછે તે જરા મને સમજાવશો અને શીખવશો ?

**વૈશાલ**—આ દિવ્ય જ્ઞાન મને કોણ દેછે, શા કારણ માટે દેછે, કેવી રીતે દેછે, એ સબંધમાં હું સત્ય કહુંછું કે હું કાંઈ જાણતો નથી, અને જો કાંઈ પણ જાણતો હોત તો જરૂર આપને કહેતે. મારા પોતાના માટે તો હું એટલુંજ જાણુંછું કે પ્રભુજીની પુર્ણ કૃપા મારા ઉપર છે. પ્રભુજી પળપળે મારી રક્ષા કરેછે, મારાં અનેક કષ્ટ ટાળેછે, મારા અનેક સુખ યોજેછે. એમના એ અગાધ ઉપકારનો બદલો કોઇ રીતે મારાથી વળાય તેમ નથી, તોપણ એમનું સ્મરણ હરપળે હૃદયમા રાખીને, મારાં આ જીવનની સર્વ વ્યવસ્થા એમને સોપી દઇને, મને જે કાઇ સુખ આવે તેથી હર્ષઘેલો કે પ્રમાદી નહી થતાં, અને જે કાંઇ દુઃખ આવે તેથી ક્ષોભ નહી પામતાં, મારૂં જીવન શાંત મનથી અને સદાચારથી ગાળુંછું. અને સદાચારી જીવનનું મહાત્મય સમજાવવા હું આપને એક કથા કહું. વનવાસના વર્ષોમા જયારે યુધિષ્ટિર ધર્મરાજ કામ્યવનમા આશ્રમ કરી રહ્યા હતા, ત્યારે એ પ્રસંગે દુર્વાસા મુનિ પોતાના દસ હજાર શિષ્યોને લઇને ધર્મરાજ પાસે ગયા. આ પ્રતાપી મહેમાનનો યથાયોગ્ય સત્કાર કરવા ધર્મરાજ પોતાના ભાઇઓ સહિત તેમને લેવા ગયા અને મુકામ ઉપર લાવીને યોગ્ય આસન ઉપર બેસાડીને સઘળી રીતે સેવા ચાકરી કરી, અને આહનિક કર્મ કરી રહેવા પછી ભોજન કરવા માટે વિનંતિ કરી. તે આમંત્રણ માન્ય કરીને પછી દુર્વાસા મુનિ શિષ્યો સહિત સ્નાન કરવા ગયા, પણ મનમાં વિચાર કરવા લાગ્યા કે મારા આટલા બધા શિષ્યોને આ ધર્મરાજ આ વનમાં શું લાવીને અને કયાથી લાવીને ભોજન કરાવશે. હવે દ્રૌપદિએ જયારે જાણ્યું કે ધર્મરાજે દુર્વાસા મુનિને તેમના દસ હજાર શિષ્યો સહિત જમવાનું કહ્યુંછે ત્યારે એ સઘળા માટે રસોઈ તૈયાર કરવાના વિચારથી મુઝાવા લાગ્યાં. આટલા બધા શિષ્યોને તે સમયે અને તે સ્થળે જમાડવાનું અશકય ધારીને મનમાં મહા પરિતાપ પામવા લાગ્યા અને શ્રી કૃષ્ણનું ધ્યાન ધરવા લાગ્યા ! "અહો ! વિશ્વાત્મા ! પરાત્પર ! પ્રભો ! શરણાગત વત્સલ ! આપના પ્રેમીજનોને આપની સહાયતાથી કોઈ વિપત્તિમાં ડરવાનું નથી તો મારી આ પ્રસંગની મુશ્કેલી ટાળો." આ શુદ્ધ ભાવ પૂર્વક આરાધનાથી શ્રીકૃષ્ણ પરમાત્મા તેજ ઘડી દ્રૌપદિ સન્મુખ આવી ઉભા અને કહ્યું: "તમારી પાસે અક્ષય પાત્ર છે તે લાવો કારણ તમે ભોજન કરી રહ્યા પછી તેમાં હજુ એક પાંદડું ચોંટેલું છે." દ્રૌપદિએ તે પાત્ર લાવી આપ્યું ત્યારે શ્રીકૃષ્ણે મુખ ઉચ્ચારણ કર્યું: "આ પાદડાથી વિશ્વાત્મા અને યજ્ઞના ભોક્તા ઇશ્વર પ્રસન્ન થાવો." શ્રીકૃષ્ણનાં મુખથી થયેલાં આ ઉચ્ચારણથી એવું બન્યું કે દુર્વાસાના શિષ્યો જે જળમાં સ્નાન કરતા હતા તેમનાં પેટ જાણે તેમણે બધાએ દાબી દાબીને બહુ ખાધું હોય તેમ ધરાઈ ગએલાં તેમને લાગ્યાં, અને જળની બહાર આવીને દુર્વાસામુનિને કહેવા લાગ્યા કે ગળાં સુધી અમે આજે ધરાઇ ગયેલા છીએ માટે અમારા માટે ધર્મરાજના ત્યાં કરાવેલી રસોઇ નકામી જશે. આ સાંભળી

દુર્વાસા મુનિ પોતાના યોગબળથી સમજી ગયા અને શિષ્યોને કહેવા લાગ્યાઃ "પાંડવો ઉદાર મનવાળા, ધર્મમાં તત્પર, અને વ્રતધારી છે અને વળી નિત્ય સદાચારયુકત વર્તન કરનારા છે. તેઓએ કરાવેલી રસોઇનો શ્રમ ફોકટ જશે તો આપણાથી એમને મોંહડું નહી દેખાડી શકાશે માટે આપણે અહીથી બારોબાર આપણાં ધામે ચાલી જઇએ.'' પછી દુર્વાસામુનિ પોતાના શિષ્યો સહિત પોતાનાં મુકામે પલાયન કરી ગયા. આ દ્રષ્ટાંત ઉપરથી આપણે જોવાનું એ છે કે જે કોઇ સુનીતિથી વર્તન કરેછે તેને શ્રીકૃષ્ણ પરમાત્મા સદા સહાય કરનારા છે. માટે, સુનીતિમાં પ્રભુજી મને સ્થાપિત રાખજો અને સકળ જીવાત્માઓને સ્થાપિત રાખજો, એજ હું તો પ્રભુજી પાસે માગુંછું. રાજ્યમાતા! આ પ્રમાણે ધર્માનુસાર નૈતિક જીવન ગાળુંછું એટલુંજ હું જાણુંછું.

**સુરસુંદરી**—પણ ત્યારે તમારો ધર્મ, તમારી નીતિ અને તમારું દિવ્ય જ્ઞાન શુ તમને નથી કહેતું કે તમે આ સુરસુંદરીનો કર ગ્રહણ કરો ?

**વૈશાલ**—રાજ્યમાતા! આપ બુદ્ધિશાળી છો. આપને હું શું શિખામણ દઇશ! પણ એટલું કહીશ કે આ સંસારમાં કાઇ પણ સહાસ કોઇ દિવસ કરશો નહી. રાજ્યમાતા! હવે મને જવા દેશો. નહી જવા દેશો તો આજ્ઞા વિના જઇશ.

**સુરસુંદરી**—પણ, ત્યારે, હવે મહેલે નહીજ આવો !

**વૈશાલ**—આપની આજ્ઞા હશે તે પ્રસંગે આપની સેવામા હાજર રહીશ.

**સુરસુંદરી**—રૂષિપુત્ર! ત્યારે હું કાલે મારા તાતજી પાસે જવા નીકળવાનીછું ત્યાંથી આવીને તુરત આપને બોલાવીશ તો જરૂર આવશો.

**વૈશાલ**—આપની આજ્ઞા જરૂર શિર ઉઠાવીશ. (જાયછે).

**સુરસુંદરી**—(સ્વગત) જે ભગવાન મને વહાલા છે, જે સદાચાર અને નીતિનું હુ પાલન કરૂંછું, તે આ પળે મને મારાં અંતઃકરણમા મને કહી રહ્યાંછે કે સુરસુંદરી તુ લગીરે મુઝાઇશ નહી અને આજ રૂષિપુત્ર તારા સ્વામી થશે અને એમની સંગાથે તું સુખમા રહીશ. હૃદયમાં થતા આ સુખપ્રદ ધ્વનિને અને તેથી સ્ફુરતી આશાને આધીન થઈ હું પ્રસન્નચિત્ત બની રહીશ, અને કાલને કાલ પિતાની આજ્ઞા રૂષિપુત્ર સાથનાં લગ્ન માટે લેવા જવાનીછું તે પ્રમાણે જરૂર જાવું. ચાલ, અરે! વૈરાજભાઇને બે લાખ રૂપીયા મોકલવાનું ભૂલી ગઇ છું તો આજે મોકલી આપું. (જાયછે).

---

## અંક ૧. પ્રવેશ ૯.

**પિપ્પલાદ**—પૂજ્ય મહારાજાધિરાજ! આપ બ્રહ્મવિદ્યાના જીજ્ઞાસુ છો તો બ્રહ્મજ્ઞાનના વિશાળ રણમાં માત્ર એક રેતીના દાણા જેટલું જે હું જાણુંછું તે ખુશીથી આપને કહીશ. બ્રહ્મવિદ્યાનું મારૂં જ્ઞાન મેં આપને કહ્યું તેમ ઘણું અલ્પ છે, કારણકે એ જ્ઞાનનો પાર આ સૃષ્ટિના સરજનહાર બ્રહ્મા સરખા પણ માત્ર થોડા અંશે ધરાવી શકેછે. બ્રહ્મજ્ઞાનના જ્ઞાનીઓની મુંડક ઉપનિષદમાં ત્રણ પ્રકારની પંક્તિઓ પાડવામાં આવીછે. પ્રથમ પંક્તિ તે ઉત્તમ

જ્ઞાનીની કહીછે અને તેમા માત્ર દેવતાઓનોજ સમાવેશ થાયછે; બીજી પંકિત મધ્યમ કહેવામાં આવીછે, અને તેમાં માત્ર મહાન રૂષિઓ એવા જ્ઞાનીઓને મુકવામા આવ્યાછે; ત્રીજી પંકિતને અધમ પંકિત કહેવામા આવીછે અને તેમા જે મનુષ્યોએ બ્રહ્મજ્ઞાનમાં પોતાનું કાઇક જીવન વ્યય કર્યું હોયછે એવા જ્ઞાનીઓને મુકવામાં આવ્યાછે. માટે, બ્રહ્મજ્ઞાન સબંધમા અતિશયોકિત વિના કહી શકાય કે હિમાલય પર્વત જો કોઇ મનુષ્ય પોતાની એક નાની છેલ્લી આગળી ઉપર અધર ઉંચો રાખી શકે તો તે શકય છે; સાત સમુદ્રના એકત્રિત જળ જો કોઇ મનુષ્ય પોતાના એક હાથના ખોબલામા સમાવી શકે તો તે શકય છે; સૂર્યની તમામ ઉષ્ણતા કોઇ નાનકડો પથ્થરો પોતા માંહે સઘળી શોષી લઈ શકે તો તે શકય છે; પરંતુ, મનુષ્ય બ્રહ્મજ્ઞાનની પૂર્ણતા મનુષ્ય એકજ અવતારમા પામી શકે એ અશકય છે. માટે, આપ કાંઇ ધારશો નહી કે બ્રહ્મજ્ઞાન હું પરિપુર્ણતાએ ધરાવુંછું અથવા આપ પોતે તે પુર્ણ રીતે સંપાદન કરી શકશો. પરંતુ, બ્રહ્મજ્ઞાનનું રહસ્ય એ છે કે જેમ પથ્થરાના એક મોટા ડુંગર જેટલા ઢગલા કરતા રતી ભાર સુવર્ણ વધારે મૂલ્યવાન; જેમ સાગરના નિરવધિ જળ કરતાં સરિતા જળનો એક ઘૂંટડો વધુ શ્રેયસ્કર; તેમ બ્રહ્મજ્ઞાનનો એક લેશ અંશ પણ અત્યંત ઉત્તમ છે, લાભકારી છે, મહા ફળદાયી છે, મહા બળવાન છે; વળી, બ્રહ્મજ્ઞાન એની ગહનતાને લીધે પ્રાપ્ત કરવું પણ મહા કઠિન છે. અને આ સંસારમાં અનાદિ કાળથી અનંત કાળ સુધી જીવાત્મા અવતારો લેછે તે બ્રહ્મજ્ઞાનના યથાશકિત વધુ અને વધુ અધિકારી થવાજ, નહીતો આ સંસાર ચક્રનું અને કોટાનકોટિ ભવો અને અવતારોનું આ વિશ્વ રચનામા પ્રયોજન રહેતુંજ નથી. વૈદકશાસ્ત્રનો એક સાધારણ પ્રયોગ તો આપ સારી રીતે જાણોછો કે કેટલીક ઔષધિઓ એક પળના પણ ભંગાણ વિના અમુક દીર્ઘકાળ પર્યંત લસોટાવાથી તેઓ મહા અદ્ભુત શકિત, ગુણ અને પ્રભાવ ધારણ કરેછે જે સર્વ પ્રથમ એ ઔષધિમા મંદ સ્થિતિમાં પડી રહ્યા હતા, અને ઉપર્યુકત પ્રયોગ પછીથી મહા બળથી, વેગથી અને પરિપુર્ણતાથી પ્રગટેછે. તેજ પ્રમાણે આ જીવાત્મા અનેક ભવોમાં સુખ દુઃખમાં લસોટાવાથી, સ્થૂળ શરીર રજ અને તમ ગુણથી મુકત થવાથી, સાત્વિક અંશ વિશેષ પ્રમાણમાં ધરાવતો થવાથી, સત્યાસત્યનો વિવેક કરતાં શીખીને, નિર્મળ બુદ્ધિ ધરાવતો થવાથી, હૃદયની સકળ ઉર્મીઓનું નિર્મળ, નિઃસ્વાર્થી ઉચ્ચ ઉર્મીઓમા રૂપાતર થવાથી, છેવટે પરિબળયુકત બની, બ્રહ્મજ્ઞાન દ્વારા પરમાત્મા સ્વરૂપ જાણવાંના અધિકારી થાયછે. માટે, બ્રહ્મવિદ્યા કાઇ થોડાક વખતનાં જ્ઞાનનું કે થોડાક અભ્યાસનું કામ નથી. એ મહા કષ્ટસાધ્ય કાર્ય છે. તેમજ બ્રહ્મજ્ઞાન સબંધમાં વધુ સમજવાનું છે કે એના માટે અતિ ઘણા જીજ્ઞાસુ અમુક ભવમાં થવું અનુચિત છે, કેમકે તેના અધિકારી આ ભવમાં આપણાં તન મન અને હૃદયની શકિતથી જેટલા અંશે થઇ શકીએ તેથી વિશેષ અધિકારી કાંઇ આપણી મનોવાંચ્છા પરત્વે આપણે થઇ શકવાના નથી. લૂલો માણસ તો બહુ બહુ

તો લંગડાતો લંગડાતો ચાલી શકે, પણ કાંઇ દોડવાની શરતમા ઉતરી હષ્ટ પુષ્ટ પગ વાળા કસરતી જવાનની આગળ નીકળી નહી જઇ શકે; ભરવાડ ઘેટાં બકરાંનાં ટોળાં રાત દિવસ ચરાવી જાણે અને તેમને પોતાના એક પ્રિય કે કઠોર અવાજથી કે દંડ પ્રહારથી પોતાને વશ વર્તાવી શકે, પણ તેથી કાંઇ તેને સિંહ કે વાઘને વશ વર્તાવવાની શકિત પ્રાપ્ત થવાની નથી; માળી બાગમાં ફુલ ઝાડનું જતન કરી તેમને ઉછેરી શકે, પણ તેથી વસંત રૂતુ સિવાય પાનખર રૂતુમા વસંતનો બહાર આપી શકશે નહી, તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાન તો અમુક ભવમા માત્ર અમુક અંશેજ યથાશકિત પ્રાપ્ત થઇ શકે તેમ છે, માટે તેની અતિશય ઉત્કંઠા હિતકારી નથી, પણ દરેક રીતે હાનિકારક છે. અને તેથી આ પળે હું આપને સ્પષ્ટ કહુંછું, અને આપને મારી વિચાર પૂર્વક સલાહ છે, તેમજ નમ્રતાપૂર્વક વિનંતિ છે કે જે કાંઇ અલ્પ બ્રહ્મજ્ઞાન હું આપને થોડો વખત આપી શકું તે પ્રાપ્ત કર્યા પછી આપ પોતાના મહેલે પાછા જઇને, પોતાના રાજ્યપાટ ઉપર વિરાજીત થઇને, પ્રજાજનના કલ્યાણના કાર્યમાં પ્રવૃત્ત અને ઉત્સુક રહેશો, અને જેટલું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરો તેટલું વ્યવહારમા અનુભવસિદ્ધ કરી લેશો, જેથી હવે પછીના ભવોમા વધુ બ્રહ્મજ્ઞાન માટે વિશેષ યોગ્યતા પ્રાપ્ત કરી શકશો. આપને કદાચ આ પ્રસંગે વિચાર આવતો હશે કે રાજ્યપદ છોડીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આપ મારી પાસે આવ્યાછો, તો હું આપને આ શું સલાહ આપતો હઇશ કે અમુક અંશે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પાછા મહેલે વળજો. માટે આપને વધુ સમજ પાડવાના હેતુથી મારે કહેવું જોઇએ કે કોઇક પ્રસંગે અમુક વસ્તુમાં મનુષ્યને અત્યંત મોહ ઉત્પન્ન થાયછે અને તે એટલી હદે કે તે વસ્તુમાંજ જાણે તે મનુષ્યનું રૂપાંતર થઈ જાયછે, જેથી તે સમયે તો તે મનુષ્યને ત્રિલોકયનું રાજ્ય આપો તોપણ તે પોતાના મોહથી કદી વિમુખ નહી થાય. પણ એજ મનુષ્યનો એ અમુક મોહ અમુક સમય પછી ન્યૂનતાગ્રસ્ત વધુ અને વધુ થતો જાયછે, અને એટલી હદ સુધી કે કાળે કરીને તેના મોહની પ્રિય વસ્તુ પ્રતિ તેને અણગમો, અનાદર અને તિરસ્કાર ઉદ્દભવતો થાયછે. મનુષ્યના મનમાં આ પ્રમાણે વિકૃતિ થવી સ્વાભાવિક છે. મનુષ્યને જ્યારે અમુક વસ્તુમા મોહ થાયછે ત્યારે તેમાંથી તેને ઇંદ્રિયજ્ઞાન દ્વારા અત્યંત સુખ પ્રાપ્ત થાયછે. પરંતુ ઈંદ્રિયો સ્થૂળ હોવાથી સુખભોગથી દુર્બળ થાયછે, અને છેવટે ઇંદ્રિય દ્વારા તેને મળતું સુખ, ઈંદ્રિયની છેવટે થઇ ગએલી અત્યંત દુર્બળતાને લીધે, તેને પ્રાપ્ત થતું નથી; અને જ્યારે ઇંદ્રિય દ્વારા સુખભોગ મનુષ્યને પ્રાપ્ત થતો નથી ત્યારે મનુષ્યને તે મોહની વસ્તુ પ્રતિ અણગમો ઉત્પન્ન થાયછે. તેમજ વળી અમુક મોહની વસ્તુ હદ ઉપરાંત ભોગવ્યા પછી મનુષ્ય તૃપ્તિ અનુભવતો થાયછે, અને તૃપ્તિ થતાં પછી તે ભોગની વસ્તુ તેને મોહ પમાડતી નથી, તેને પ્રિય લાગતી નથી, અને એ રીતે પણ મનુષ્યનો મોહ અતિતૃપ્તિ થઇ કાળે કરીને નષ્ટ થાય છે. માટે પ્રથમ અમુક વસ્તુ પ્રતિ જેટલો ભાવ તેટલો જ પ્રત્યાઘાત રૂપે તે

વસ્તુ પ્રતિ તેનો અભાવ ઇંદ્રિય સુખના અતિશય ભોગ પરત્વે તેમજ તે સુખની અપરિમિત તૃપ્તિને લીધે થાયછે. ભરતી પછી ઓટ, સૂર્યના પ્રકાશ પછી રાત્રિનો અંધકાર, વસંત રૂતુ પછી પાનખર રૂતુ, તે પ્રમાણે કાળે કરીને અમુક વૃત્તિમાં તેથી પ્રતિકુળ વૃત્તિનું સ્વરૂપ સ્થાપિત થાયછે. આ એક વિશ્વ-રચનાનો નિયમ છે. અને કદાચને આપને મારૂં કથન ગ્રાહ્ય નહી લાગતું હોય, તો હું વિશેષ કહીશ કે મોટા મોટા યોગારૂઢ રૂષિઓ જેઓ પરમાત્માનાં સ્વરૂપના ચિંતવનમાં મગ્ન થઇ રહેછે તેમને પણ કાળ વ્યતીત થતાં એવો એક સમય આવેછે કે પ્રભુ ભકિતમાથી વિમુખ થવા તેમનું મન ઉત્સુક અને ઉદ્યુકત બની જાયછે; તો પછી આપણે બ્રહ્મજ્ઞાનના અભ્યાસનો મૂળ આરંભ કરનારાઓને આવો અનિવાર્ય મનોવિકાર ઘેરે, પીડે, અને વશ કરે તેમા લેશ શંકા નથી તે આપ સારી રીતે જાણશો અને સત્ય તરીકે માન્ય કરશો. મનુષ્યના વદનની તથા મનની વ્યગ્રતા તેને તેની અમુક પ્રિય શુભ વસ્તુમાંથી પણ કઇ પળે અને શુ કારણથી અને કેવા પ્રસંગોમા વિમુખ કરશે તે કોઇ કહી શકનાર નથી. પોતાના સ્તન ઉપર શહેરને ધારણ કરી રાખતી ભૂમિ માતમા ભૂકંપ રૂપી વિકાર કયારે ઉત્પન્ન થશે અને સમૃદ્ધ શહેરને પાતાળમાં કયારે ઉતારી દેશે, તેની કોઇને ખબર હોઈ શકતી નથી; તેજોમય તારલાથી વિકસતું ગગન જેમાં ઉંચે વિહાર કરવા મનુષ્યનું મન હરખાય તે કઈ પળે ગર્જના ધારણ કરી વિદ્યુતની તલવાર ફેરવી પૃથ્વી ઉપરના લોકનો સંહાર કરશે તે કોઇ કહી શકતું નથી; વાડી ઝાડીએ અને વગડે કાકા કરતો કાગ કઈ પળે આવીને સુંદર મહેલના છાપરે બેસીને કુટિલ ઘોષ કરી મહેલને અશુભ સંસ્કારથી ભરશે, તે કોઇ ચેતી શકતુ નથી; તેમ કઇ પળે મનુષ્યનું અસ્થિર વદન અને ચિત્ત તેને અમુક ઉચ્ચ આશયના ગિરિ શિખર ઉપરથી ભ્રષ્ટતાની પાતાળ ખીણમા પાડશે, તે સર્વ કોઇના જ્ઞાનની બહાર છે. વળી જ્યારે કોઇ વિરલા નરનારી ઉગ્ર યોગ દ્વારા પોતાની ઈંદ્રિયોને, મનને, પ્રાણને, અને હૃદયને પોતાના વશ વર્તાવી શકેછે, અને એવી સ્થિતિએ પોતાને પહો-ચાડેછે કે પોતે અંગિકાર કરેલી પ્રિય, સ્તુત્ય, ઉચ્ચ વસ્તુમાથી કદી ચલાય-માન નહી થાય, ત્યારે તેમને પણ તેમના મહા કષ્ટસાધ્ય માર્ગમા એક દારૂણ વિઘ્ન આવી નડેછે, અને તે એ છે કે તે વિરલા નરનારીની કસોટી કરવા ઇશ્વર તરફથી તેમના ઉપર અસહ્ય અને અગણિત આપત્તિઓ વરસા-વવામા આવેછે, અને તે આપત્તિઓમાથી સહીસલામત પાર ઉતરનાર તો લાખો કરોડા અબજો મનુષ્યોમા કોઇ એકાદજ તો શું પણ લાખો કરોડો વર્ષોમાં કોઇ એકાદજ નર કે નારી નીકળેછે. જ્યારે ઉચ્ચ માર્ગમાં આ પ્રમાણે નિષ્ફળતા પ્રત્યેક પળે અથવા કોઈ અણધારી પળે અવશ્ય આપણી સમક્ષ ઉભી રહેનારી છે, આપણને કનડનારી છે, અને આપણો બહુધા પરાભવ કરનારી છે, એવો શ્રષ્ટિનો અવિચળ નિયમ છે, તો એ નિયમથી આપણે કોઈ પણ રીતે હામ હારી જવાની નથી કે ઉચ્ચ કાર્યની પ્રવૃત્તિમાંથી અળગા રહેવાનું નથી. પરંતુ, યાદ રાખવાનું છે કે આપણને ત્રાસ પમાડનાર, ખેદ

પમાડનાર આજ નિયમ આપણને કોઇ રીતે બાધ નહી કરે, તે માટે આપણે હરપળે લક્ષમા રાખવું કે એ નિયમનો અર્થ અને હેતુ એટલોજ છે કે મનુષ્યે મોહિત તથા બ્રમિત બની કોઇ કાર્ય જે માટે તેનામા પૂર્ણ યોગ્યતા તથા સત્તા તથા સામર્થ્ય નહી હોય તે કાર્યમા યાહોમ કરીને ઝીંપલાવાનું નથી, પરંતુ પોતાની યથાશક્તિ જે કાર્ય થઇ શકે તેટલુંજ કાર્ય હાથ ધરીને દ્રઢતા પૂર્વક રીતે તે કાર્ય પાર ઉતારવાનું છે. આ રીતે સૃષ્ટિનો જે નિયમ આપણને આપણી મુર્ખતાને લીધે બંધનકર્ત્તા હોયછે, તે આપણને વિચાર પુરસ્સર કાર્યમા સહાયકર્ત્તા થઇ પડેછે, કારણકે આપણે એટલું ધ્યાનમા રાખવાનું છે કે આ પ્રબળ નિયમની સત્તામાં રહી જે કાંઇ કાર્ય આપણી યથાશક્તિ માથે લઇશું અને તેમા આપણો પરિશ્રમ અને પ્રયત્ન ચાલુ રાખીશું તો તેમા આપણે સફળ થઇશુજ. માટે, કાંઈ પણ ભગીરથ પ્રયત્ન, પુખ્ત વિચાર વગર શિરે લઇ તેમાં છેવટે દુઃખી થવા કરતાં પ્રથમથીજ પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન આરંભી તેમાં સફળ થવું એ વધુ ડહાપણ ભરેલું અને ફળદાયી છે. બ્રહ્મજ્ઞાનની પ્રસ્તાવના રૂપે મેં આટલું આપને આજે કહી સંભળાવ્યુંછે. અને હવે બ્રહ્મવિદ્યાના પાયા રૂપે જે અગત્યની બાબદો આપને બ્રહ્મવિદ્યાના અભ્યાસના આરંભમા જાણવાની છે તે કહી સંભળાવુંછું. બ્રહ્મવિદ્યા એવો વિષય છે કે તેની જ્ઞાનપ્રાપ્તિ માટે શરીર, મન અને અંતઃકરણ એ ત્રણેની વિશુદ્ધતા, અને એ વિશુદ્ધતા પરત્વે ઉદ્દભવતું નિસ્સીમ સામર્થ્ય આવશ્યક છે. દીપિકાની દિવેટ પોતાનાં થોડાક કાંઈ દિવેલનાં બળથી સૂર્ય સમાન સતત પ્રકાશ રેલાવવાની આશા ફોકટ કરશે; કાગ પોતાના કિલષ્ટ કાકાથી પ્રભુ કિર્તન કરવાનો ગર્વ મિથ્યાજ કરશે; પાચ રૂપરડીના પગારની અને પગરખા ઉપાડનારી દાસી રાજ્યમાતાની નોકરીમાં રહી તેમનાં સામીપ્યમાં રહી તેથી રાજ્યકુળોત્પન્ન પોતાને પ્રમાણશે, તો તેનો પ્રમાદ નિર્માલ્ય છે; તેમ શરીર મન તથા અંતઃકરણ એ ત્રણની પારદર્શક નિર્મળ અને તે થકી અપ્રતિબંધક સ્થિતિ સ્થાપિત કર્યા વિના, જો કોઇ મનુષ્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની આશા દીલે ધરે તો તે એક માત્ર ભ્રમ છે. હવે શરીર, મન તથા હૃદય એની નિર્મળતા, અને એ નિર્મળતામાથી પ્રગટ થતું સામર્થ્ય શું તે હું આપને સમજાવુંછું. આ શરીર જેને ઇંદ્રિય દ્વારા જ્ઞાન થાયછે તેને સ્થૂળ દેહ કહેવામાં આવેછે. અને માટીમાંથી એ દેહ ઉત્પન્ન થઇછે અને માટીમાં મળી જશે, એવી રીતે એ સ્થૂળ દેહની અવગણના કરવામાં આવેછે! જેમ બળીદાન કાજ બકરાનો જીવ દેવામા આવે; જેમ કોઇ છોડ ઉપર ફુલ લાવવા તે છોડનાં વધારાનાં ડાળાં કાપી નાખવામાં આવે; જેમ માંહેલા ચોખાને કહાડવા ગોલાનાં સાંબેલાના પ્રહારથી ડાંગેરનાં ફોતરાં ઉરાડી નાખવામા આવે; તેમ સ્વર્ગનાં સુખ માટે આ ભવમાં સ્થૂળ દેહને વખોડી કહાડી, તેને નિરૂપયોગી નિરધારી, તેને કલુષિત કહી, તેનું પીડન અને હનન કરવામાં આવેછે! પરંતુ આ એક ભૂલ એવી છે કે દારૂણ પાતક કરતાં પણ તેના માટે વધુ પશ્ચાતાપ ઘટેછે. આ સ્થૂળ દેહને નાશવંત ગણવામાં આવેછે

અને તેની અનેક રીતે અવગણના કરવામા આવેછે; પણ મનુષ્યને કોણ જ્ઞાન પ્રાપ્ત કરાવે કે આ સ્થૂળ દેહનું રહસ્ય તો એ છે કે જો એ સ્થૂળ દેહને ઉચ્ચ નિયમાનુસાર સાત્વિક, નિર્મળ અને બળવાન બનાવવામાં આવે, તો સાત સાગરનાં જળ તે પોતાના એક હાથના ખોબલામાં સમાવવા સમર્થ છે. એટલુંજ નહી પણ આ રુધિરની કાયા નથી પણ કંચનની કાયા છે અને એ અમરત્વ ધરાવેછે. પરંતુ મનુષ્યની અજ્ઞાનતાને લીધે તેનું અમરત્વ નષ્ટ થાયછે. આ સ્થૂળ દેહને મૃત્યુ કોઈ રીતે ઘેરી શકે કે પીડી શકે તેમ છેજ નહી. જુવો, મહાન યોગીઓ આ દેહનો ત્યાગ કરેછે તો તેમની દેહ કાંઇ રોગગ્રસ્ત હોતી નથી અને તેમની દેહ પડી ભાંગતી નથી. તેઓની દેહ સમર્થ હોયછે. અને માત્ર પોતાનો આત્મા બ્રહ્મરંધ્ર દ્વારા તેમાંથી તેઓ બહાર કહાડી લેછે, અને એ રીતે આ દેહનો ત્યાગ કરેછે. યોગીઓની, સિદ્ધ પુરૂષોની, જીવનમુક્તોની દેહ અમર છે. તેઓ ધારે તો એજ સ્થૂળ દેહમાં તેઓ કરોડો વર્ષનું આયુષ્ય ભોગવી શકે, પરંતુ, જ્યારે એવા પુરૂષોને પ્રભુજી તરફથી જ્ઞાન અને આજ્ઞા થાયછે કે બીજા અવતારમાં જન્મ ધારણ કરવા તેઓએ પોતાની સ્થૂળ દેહ અમુક સમયે ત્યાગવી, ત્યારે તેઓ સમાધિમાં પોતાની દેહનો ત્યાગ બ્રહ્મરંધ્રમાંથી આત્માને બહાર લઇ જઇને કરેછે. માટે, આપે સ્પષ્ટ યાદ રાખવાનું છે કે આ સ્થૂળ દેહ અમર છે, અને એનો અનાદર કરવાનો નથી કે મૂર્ખાઇથી એનો વિનાશ કરવાનો નથી. મનુષ્ય સ્થૂળ દેહને ધિક્કારેછે તેનું કારણ એટલુંજ છે કે મનુષ્યનું ધારવું એવું છે કે પ્રકૃતિની સ્થૂળ અને સુક્ષ્મ એ બે અવસ્થામાં સુક્ષ્મ સ્થિતિ વધારે ઉચ્ચ અને સુખપ્રદ છે. પરંતુ, મનુષ્યે યાદ રાખવાનું છે કે સ્થૂળ અને સુક્ષ્મ એ બેઉ એકજ પરમાત્માના જુદા જુદા પ્રાદુર્ભાવો છે, અને એકજ મૂળ વસ્તુનાં એ બે જુદાં જુદાં સ્વરૂપો હોવાથી, એક સ્વરૂપ વધારે પ્રિયતાને અને બીજું સ્વરૂપ ઓછી પ્રિયતાને પાત્ર છે, એવું ધારવું અનુચિત છે. વળી આપણે યાદ રાખવાનું છે કે આ પ્રમાણે સ્થૂળ અવસ્થા પણ પરમાત્માનોજ એક પ્રાદુર્ભાવ છે તો તેનું યોગ્ય સન્માન ઘટેછે, અને આપણને સ્થૂળ દેહ પ્રાપ્ત થતાં આપણે તેનો સત્કાર કરી, તેનું ઇષ્ટિ, તેની વૃદ્ધ, અહર્નિશ આદરવાની છે. આખા રોટલા માટે પા રોટલો જતો કરવો, આકાશમા અગણિત તારલા રૂપી દીપિકાઓ જોઇ આપણી ઝુંપડીની એક દિવેટ બુઝાવી નાખવી, સંધ્યાકાળે વિહાર અતિ પ્રિય છે તો ઉનાળામા મધ્યાન્હે સૂર્યનો તાપ અણહદ પડેછે તે સમયે વિહાર માટે તપના વગડામાં નીકળવું, એ સર્વ શોચનીય ભૂલો છે. સુક્ષ્મ, સ્થૂળ, એ બેઉ પ્રભુનાં ધામે પહોંચવાની નિસરણીનાં જુદા જુદાં એક પછી એક પગથિયા છે. અને ભલેને સ્થૂળ પગથિયું સર્વથી નીચું હોય પણ એના ઉપર જો આપણે આપણો પગ બરાબર ટેકવી નહી જાણીશું તો આપણે કદી પણ તે ઉપરનાં પગથિયે કે તેનાથી ઉપરનાં કોઈ પણ પગથિયે સહીસલામત રીતે જઇ શકવાના કે થોભી શકવાના નથી. માટે આ સ્થૂળ દેહનો કોઇ પણ રીતે અનાદર નહી કરતાં એનું જતન કરવું.

પણ એનો અર્થ એ નથી કે એને અનેક પકવાનોથી પ્રષ્ટ અને બળવાન કરવી. સ્થૂળ દેહનાં જતનના સાધારણ રીતે મનુષ્યો જે નિયમો ધારેછે અને સમજેછે તે કરતા જુદાજ છે. આ સ્થૂળ દેહનું જતન તેને આપવામાં આવતા સાત્વિક ભોજ્ય પદાર્થ ઉપર, તે ભોજ્ય પદાર્થમાં મિતાહાર ઉપર, અને શુદ્ધ વિચારો દ્વારા દેહમા વિશુદ્ધ વિચારોનું સિંચન કરવા ઉપર, અને તેને અનેક જાતના દુર્ગુણોમાથી મુકત રાખવા ઉપર, અને પ્રાણવાયુના દ્રઢ પ્રાણાયમથી તેની અંદરના ચક્રોમા રહેલી કુન્ડલિનિ શકિતને પ્રદિપ્ત કરી તેને તેજોમય અને નિરોગી અને બળવાન કરવામા, રહેલુંછે. મનુષ્ય જેવો જેવો આહાર લેછે તે આહારના પદાર્થ અનુસાર તેના સ્થૂળ શરીરના પરમાણુઓ બંધાયછે. સડી ગયેલા, માદક, તથા ખાટા તીખા રસવાળા પદાર્થોનાં સેવનથી શરીરના પરમાણુઓ તેવા ગુણ ધારણ કરેછે અને તેનું પરિણામ એ આવેછે કે શરીર ઉચ્છંખલ વૃત્તિઓથી ઉભરાયછે, અને પછી તેવાં શરીરને વશ વર્તાવવું કઠિન કાર્ય થઈ પડેછે. તેમાં વળી માંસાહાર તો પશુ અવતારનો આહાર છે. તે પોતાના ખપમાં લેતાં તો મનુષ્ય પોતાને મનુષ્ય દેહની પ્રાપ્તિ છતાં પશુનીજ દેહ પ્રાપ્ત કરાવેછે. માંસાહારથી મનુષ્ય અવતારમાં પણ પશુ અવતારજ છે. પરંતુ સાત્વિક પદાર્થોનું રહસ્ય એ છે કે તે શાન્તિ, વિશુદ્ધતા, અને મૃદુતા ધરાવતા હોયછે, તેથી તેવા પદાર્થોમાથી બનતા આ દેહનાં પરમાણુઓ તે તે ગુણો ધારણ કરેછે, જેથી વિશિષ્ટ વિચારોનું તે દેહમાં સ્ફુરણ થઇ શકેછે અને બાહ્ય વિશિષ્ટ પ્રવાહનું તેઓ પ્રતિબિંબ પાડી શકેછે અને તેમને ધારણ કરી શકેછે. મિતાહારના સબંધમા તો એટલુંજ કહેવું બસ છે કે દરેક મનુષ્યે પોતે વિચાર પૂર્વક રીતે નિર્ણય કરવાનોછે કે કઇ જાતનો આહાર અને તેનો કેટલો જથ્થો પોતાના માટે પુરતો છે. દરેક માણસે પોતાના માટેના આહારનું મિતાહાર પ્રમાણ નક્કી કરવાનુંછે. પરંતુ મનુષ્યને આહાર માટેનું યોગ્ય પ્રમાણ નક્કી કરવા માટે આ એક નિયમ મનુષ્યે લક્ષમાં રાખવો, કે આહારના પદાર્થથી મનુષ્યે પોતાની અડધી ભૂખ ભરવાનીછે, બાકીની પા ભૂખ જળપાનથી ભરવાનીછે, અને બાકી રહેલા પા ભાગની ભૂખ પ્રાણવાયુથી ભરવાનીછે. અને યોગકુન્ડલિનિ ઉપનિષદના પહેલા અધ્યાયમા લખવા પ્રમાણે : "મનુષ્યે મીઠા રસનો અને પુષ્ટિકારક આહાર લેવો, અને શિવને પ્રસન્ન રાખવા પા ભાગનું પેટ ખાલી રાખવું." વળી સાત્વિક આહાર સબંધિ પણ વિશેષ યાદ રાખવાનું એ છે કે દિવસમાં તે ઝાઝી વાર લેવાનો નથી, અને વૃદ્ધ વયે દિવસમાં એકજ વખત આહાર લેવાની આવશ્યકતા છે. અને આ સાત્વિક આહાર પણ યોગીને યોગાભ્યાસમાં વધુ આગળ ગયા પછી જરૂરનો રહેતો નથી, કારણ દ્રઢ યોગીઓ માત્ર વાયુભક્ષણ કરીનેજ પોતાની આ દેહની ઘણી સારી રીતે ટકાવી રાખેછે. વળી મેં કહ્યું કે વિશુદ્ધ વિચારો દ્વારા આ સ્થૂળ દેહનાં પરમાણુઓને વિશુદ્ધ કરવાં. આપ જાણોછો કે મન એવી શક્તિ છે કે જેનાં પ્રાબલ્યનો પાર નથી. એ મન પોતાનાં બળથી આ સ્થૂળ દેહ ઉપર પણ પોતાની ઇચ્છિત છાપ પાડી શકેછે, અર્થાત, મનુષ્ય જો પોતાનાં મનથી સારાજ વિચારો કર્યા કરે તો તેની

તેવીજ અસર શરીર ઉપર થાયછે. અને સારા વિચાર આ સ્થૂળ દેહને નિર્મળ બનાવવામાં અગ્ર સ્થાન ધરાવેછે. કારણકે આપણે જોઇએ છીએ કે કેટલાક સાત્વિક આહાર લેનારા મનુષ્યો પણ મનને દુષ્ટ વિચારોમાં રમણ કરવા દેછે, તો તેઓ સાત્વિક આહાર કરવા છતાં તેઓની દેહ માંસાહારીની દેહ જેવી નિષ્ઠુર કરી નાખેછે. અને આપ જગતમા સુક્ષ્મ અવલોકન કરતાં જોશો કે જેનું મન સ્વચ્છ અને નિર્મળ છે, અર્થાત, વિકારોરહિત છે, તેની દેહ નિર્મળ અને સ્વચ્છ હોયછે અને વ્યાધિગ્રસ્ત અત્યંત ઓછાં પ્રમાણમાં જોવામા આવેછે, અને કાંઇ અકસ્માત પણ તે દેહને ક્વચિતજ આવી નડેછે, જ્યારે રાજસિક અને તામસિક મનોવૃત્તિ અને દેહવાળા મનુષ્યોને અકસ્માત, વ્યાધિ વિગેરે સર્વ વિપત્તિઓ ડગલે અને પગલે આવી મળેછે. માટે, જ્યાંસુધી શુદ્ધ વિચારોથી મન ભરેલું નથી હોતું ત્યાંસુધી શરીર નિર્મળ અને સ્વચ્છ નથી થયું એ સત્ય જાણવું. માટે સદ્વિચારમાંજ ઉદ્યક્ત રહેવું એ શરીરની વિશુદ્ધતા અને સુખાકારી માટે અનિવાર્ય ઉપચાર અને સાધન છે. મનથી થતી શરીર ઉપરની અસર, આ એક મહા ગહન અને ગુહ્ય વિષય છે અને એના ઉપર વધુ વિવેચન હું યોગ્ય સ્થળે કરીશ. વળી, પ્રાણાયમ દ્વારા શરીરના મેલો કાપવા માટે જે મેં આપને કહ્યું તે તો પ્રાણાયમનો વિષય છે અને એ વિષય ઉપર પણ હું અન્ય પ્રસંગે આપને વધુ કહીશ. આ પ્રમાણે મેં આપને કહ્યું કે આ સ્થૂળ દેહને નિર્મળ, આરોગ્ય, અને બળવાન કરવાનીછે, અને તેની અવગણના કરવાની નથી કે તેનો નાશ કરવાનો નથી. માટે, મહારાજાધિરાજ, આપ નિશ્ચય પૂર્વક માનશો કે આ સ્થૂળ દેહ કથિર નથી પણ કુંદન છે. એ કંચનની દેહને આપણે આપણી અજ્ઞાનતાથી કથિરતા પ્રાપ્ત કરાવીએ છીએ, તો હવે આ સ્થૂળ દેહનું કંચનત્વ જાળવી રાખવા પ્રયત્ન કરશો, અને તેનું કંચનત્વ જાળવવા તથા વૃદ્ધિંગત કરવાનો માત્ર એકજ માર્ગ છે કે આ દેહને સાત્વિક આહારથી અને સદ્વિચારથી સાત્વિક બનાવવી અને તેને રજો અને તમોગુણની સત્તામાંથી મુક્ત કરવી. હવે મનને વિશુદ્ધ અને નિર્મળ કરવા, અર્થાત, તેને વિકારોરહિત કરવાના સબંધમાં થોડુંક કહીશ. બાહ્ય વસ્તુનું જ્ઞાન મનુષ્યને ઇંદ્રિયો દ્વારા થાયછે અને ઇંદ્રિયો તે જ્ઞાનને આપાણું મગજ જે આપણાં ચિત્તનું સ્થાન છે તેને પહોંચાડેછે, અને ચિત્ત પોતે પણ એક ઇંદ્રિય માફક પોતાને ઇંદ્રિયો દ્વારા પહોંચેલું જ્ઞાન આત્માને પહોચાડેછે. આ પ્રમાણે ચિત્ત એ આત્માની એક આંતર ઇંદ્રિયરૂપે છે. એ ચિત્ત એક અનંત સાગર છે. જેમ સાગરમા તરંગો ઉછળેછે તેમ ચિત્તમાં વિકારોરૂપી વૃત્તિઓ ઉછળેછે. સાગરના તરંગોનો પાર નથી તેમ ચિત્તના વિકારોનો પાર નથી એ આપ જરૂર લક્ષમાં લેશો. એ ચિત્તનું ચાંચલ્ય કળી શકાય તેવું નથી. એક ક્ષણમાં તો આકાશ, અંતરિક્ષ, પૃથ્વી, પાતાળ, એ સર્વ સ્થળે તે ફરી આવેછે, અને પોતાની ચંચળતાના પ્રભાવથી મનુષ્યની વૃત્તિઓને ચળિત, ભ્રમિત, વ્યગ્ર, ક્ષિપ્ત, મૂઢ એવી પળ પળની અનેક સ્થિતિઓ પ્રાપ્ત કરાવેછે. અને આ ચાંચલ્યના વેગમાં મનુષ્ય એક વસ્તુ ઉપરથી બીજી, બીજી ઉપરથી ત્રીજી, એમ કોટાનકોટિ

વસ્તુઓ પ્રતિ દોરાયો જાયછે અને પોતે કયા છે અને શું કરેછે તેનું પોતાને જાણે જ્ઞાનજ નથી હોતું. મનુષ્યનું ચિત્ત તેને દ્રવ્ય માટેની પ્રીતિના ખાડામાં ઘડીકમાં લઇ જાયછે, ઘડીકમાં ક્રોધના કુવામાં તેને ઉતારેછે, ઘડીકમાં તેને મોહની જાળમાં જઈ ઝીંપલાવેછે. આ પ્રમાણે મનુષ્યને તેનું ચંચળ ચિત્ત ભટકાવી ભટકાવીને તેનું આયુષ્ય પુરૂં કરાવેછે. માટે, મનુષ્યે તેનાં ચંચળ ચિત્ત થકી ઉત્પન થએલી વ્યગ્રતા, ખિન્નતા, ભ્રષ્ટતા, મલિનતામાંથી મુક્ત થવું હોય તો માત્ર એકજ માર્ગ છે, અને તે એ છે કે ચિત્તની ચાંચલ્ય વૃત્તિઓનો નિરોધ કરવો, અર્થાત, ચિત્તને અનેક આડીઅવળી વૃત્તિઓમાં રમણ કરતું આથડતું અટકાવી, તેને અમુક ઉચ્ચ વૃત્તિમા, આશયમાં, કાર્યમાં એકાગ્ર રાખવું. ચિત્તને આ પ્રમાણે સ્વચ્છંદે ભટકતું રોકવું, અને તેને અમુક સ્થળે એકાગ્ર કરવું, એ મહા કષ્ટસાધ્ય અને ભગિરથ પ્રયત્ન છે. અર્જુન જેવા વીરલા નર પણ પોતાનાં ચિત્તની ઉચ્છંખલ સ્થિતિ આગળ લાચાર થઈ ગયા હતા અને શ્રીકૃષ્ણ પરમાત્માને લાચારીમા કહેવા લાગ્યાઃ "ઓ શ્રીકૃષ્ણ ' મારૂં ચિત્ત અત્યંત અસ્થિર છે, વજ્ર જેવું સખ્ત, અને વશ વર્તાવવું મહા કઠિન, છે. " ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્મા તેનાં સાંત્વન અર્થે તેને કહેવા લાગ્યાઃ "ઓહો ! મહાબાહુ ! મનનો સહેજમાં નિગ્રહ થાય તેમ નથી, તેમજ એ મહા ચંચળ છે; પરંતુ તેનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા કરી શકવો શક્ય છે. " અભ્યાસનો અર્થ એ છે કે ખંતપૂર્વક સતત ચાલુ રાખેલો પ્રયત્ન. એ અભ્યાસ શારીરિક પ્રયત્ન માફક એક પણ દિવસના અટકયા વિના અને ક્રમે ક્રમે વધારે અને વધારે ચાલુ રાખવાનો છે. અને એ પ્રયત્નમાં મૂળથી નાના પાયા ઉપર શરૂઆત નહી કરતાં એકદમ સહાસ કરવામા આવે, અથવા એક વાર શરૂ કરી પછી તેમાંથી વિમુખ થવામા આવે, તો એ અભ્યાસ ફળદાયી થઈ નહી પડે. માટે, મનને પ્રથમ નાની નાની બાબદમાં અંકુશમાં લાવતાં શીખવું, અને પછી મોટી બાબદોમા; એ પ્રમાણેના અભ્યાસથી કાળે કરીને મન સંપુર્ણ સત્તામા આવેછે. વૈરાગ્યનું પ્રયોજન એ છે કે મનુષ્યમાં ઉરની આશા અભિલાષાઓ બળવાન છે અને તેમના થકી મળતા ઉત્તેજનથી ચિત્ત પણ ગતિ પામેછે. આ પ્રમાણે ભોગેચ્છાઓ ચિત્તને વ્યગ્ર, ચંચળ, અસ્થિર, ભ્રષ્ટ બનાવવામાં મોટો ભાગ ભજવેછે, તો એ ભોગેચ્છાઓનું ઉન્મૂલન કરવું આવશ્યક છે. અને તે માટે એકજ ઉપાય એ છે કે અભિલાષાઓ તૃપ્ત થતાં તે થકી ઉપજતાં સુખમાં વૈરાગ્ય ધારણ કરવો. અને ભોગેચ્છાઓનું મૂળ જુવો તો રાગ દ્વેશ છે. માટે જો મનુષ્ય પોતાને રાગદ્વેષરહિત કરે તો અનિષ્ટ અભિલાષાઓ સંભવે નહી, અને અનિષ્ટ અભિલાષાઓ સંભવે નહી તો ચિત્તનું પ્રચંડ ચાચલ્ય સંભવે નહી. આ પ્રમાણે મનુષ્યે રાગદ્વેષરહિત થવું, અર્થાત, સ્થિતપ્રજ્ઞ થવું, એ ચિત્તવૃત્તિઓના નિરોધ માટે આવશ્યક કાર્ય છે. અને સકળ ઐશ્વર્યસંપન્ન શ્રીકૃષ્ણ ભગવાન ભગવદ્ગીતામાં કહેછેઃ "સર્વ વિષયો પ્રત્યેનું જેનું મમત્વ નષ્ટ થયુંછે, અને જેને સારા કે ખોટા વિષયો પ્રાપ્ત છતાં પણ તેથી હર્ષ કિંવા શોક થતો નથી, તેની બુદ્ધિ સ્થિર થઇછે એમ

સમજવું.'' આ પ્રમાણે મનનો નિગ્રહ એ મહા અસાધ્ય કાર્ય છે. પણ મનના નિગ્રહ વિના મન ઉચ્છંખલ રહેવાથી મનના નિગ્રહની પુરી આવશ્યકતા છે. અને મનોનિગ્રહનું મહાત્મય એવું ગહન છે કે પાતંજલ તેમનાં યોગસૂત્રના આરંભમા યોગની વ્યાખ્યા આપતાં કહેછેઃ "યોગ એ ચિત્તવૃત્તિનો નિરોધ છે." અર્થાત, યોગનો સમાવેશ જાણે ચિત્તવૃત્તિના નિરોધમા આવી જાયછે. અર્થાત, જેણે મનની વૃત્તિઓને વશ કરી તે મહાન યોગીપદે પહોચ્યો. અને આ પ્રમાણે ચિત્તવૃત્તિઓના નિરોધનો મહિમા વર્ણવવામાં આવેછે તેનું કારણ એટલુંજ છે કે જયારે મનુષ્ય ચિત્તને ચાંચલ્ય વૃત્તિમાંથી મુક્ત કરીને એકાગ્ર કરેછે ત્યારે જેમ વાયુથી ચલાયમાન નહી થયેલાં એવાં સરોવરના નીર કોઇ પણ વસ્તુનો નાદશ્ય પડછાયો પાડી શકેછે, તેમ એકાગ્ર ચિત્તમાં પ્રત્યેક વસ્તુ તેના સત્ય રૂપમા લેશ પણ વિઘ્ન વિના પ્રગટી શકેછે; અને ટુંકમા, એકાગ્ર ચિત્તની સ્થિતિ એવી છે કે એમાં પરમાત્માના રહસ્યોનો પણ સાક્ષાત્કાર થઇ શકેછે. માટે, હવે આપ જોઇ શકશો કે ચિત્તવૃત્તિઓનો નિરોધ બ્રહ્મજ્ઞાન માટે આવશ્યક છે, કારણ વ્યગ્ર ચિત્તથી કદી પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાયજ નહી માટે ચિત્તવૃત્તિનો નિરોધ આવશ્યક છે. અને ચિત્તવૃત્તિઓનું ઉચ્છંખલ વર્તન તે એક જાતની મલિનતા અને કુતુહળ છે, માટે ચિત્તની એકાગ્રતા કરવી એ એને નિર્મળ કરવા સમાન છે. માટે ચિત્તને નિર્મળ કરવાની આવશ્યકતા આપ સમજ્યા હશો. હવે હૃદયની નિર્મળતા માટે કહેવાનું રહ્યું. મનુષ્ય હૃદય એ પરમાત્માનું મંદિર છે. પ્રભુજીનો વાસ આપણાં શાસ્ત્રોએ આપણાં હૃદય મંદિરમાં કહ્યોછે. એ હૃદયની ઉર્મીઓ શાસ્વત અનંતકાળ પર્યંત વહેતાં ઝરણાં છે. એમાં સતત ઉચ્ચ ઝરણા જન્મેછે. દયા, પ્રેમ, ક્ષમા, અહિંસા, એવી અનેક ઉર્મીઓનું એ સ્થાન છે. એમાં દુષ્ટ વિકારો રૂપી ઉર્મીઓ, જેવી કે, ક્રુરતા, હિંસા બહુધા સંભવતીજ નથી. અને ક્રુરતા વિગેરે જે કાંઈ દુષ્ટ ઉર્મીઓ ત્યાંથી વહન કરતી જણાયછે તે જેમ એક સુંદર બાગમાં મહા શ્રમ લઈ ઉછેરેલા છોડ પાસે નિર્માલ્ય ઘાસ ઉગેછે, તેમ નિર્માલ્ય અનુપયોગી ઉર્મીઓ છે, અને હૃદયજન્ય નિર્મળ શુદ્ધ ઉર્મીઓના પ્રવાહને અનેક પ્રસંગે દાબી દઇ તેમનું સ્ફુરણ અને વહન રોકેછે. માટે મનુષ્ય કર્તવ્ય એ છે કે અનેક દુષ્ટ ઉર્મીઓને ઉચ્છેદી નાખી, હૃદય ભૂમિને સ્વચ્છ કરી, ત્યાં ઉચ્ચ ઉર્મીઓનું સ્ફુરણ કરાવી, હૃદયને નિર્મળ રાખવું. અને આપણે વિચાર કરી જોઇશું તો આપણને માલમ પડશે કે દુષ્ટ ઉર્મીઓ જે આનાયાસે હૃદય લતામંડપમાં ઉગી નીકળેછે તે કેવી અનિષ્ટ છે, અને જો આપણે તેને દૂર નહી કરીએ તો કુદરત તેનો સંહાર કરવા ઉપાયો યોજેછે. જો આપણામાં નિંદા કરવાની દુષ્ટ ઉર્મી ઉદ્ભવેછે અને આપણે અન્ય જનની નિંદા કરીએ છીએ, તો વિશ્વમાં સ્થાપિત થયેલા અચળ નિયમો પ્રમાણે આપણી નિંદા વગર કારણની અને વિના પ્રયોજને બીજાના હાથે થવા વખત આવેછે, અને ત્યારે પછી આપણે નિંદારૂપી ઉર્મીની કિલષ્ટતા સમજીએ છીએ, તેનાથી ત્રાસ પામીએ છીએ અને તેને ઉખેડી નાખવા પ્રયત્ન કરીએ છીએ. માટે, આપણે યાદ રાખવાનુ છે કે જો કોઇ પણ દુષ્ટ ઉર્મીને આપણે આપ-

ણામા રહેવા દીધી અને તેને તેનું ઉચ્છંખલ વર્તન કરવા દીધું તો પરિણામે એવીજ દુષ્ટ ઉર્મીથી બીજા કોઇના હાથે આપણને હાનિ આવી પહોંચવાની, અને ત્યારેજ આપણને સમજ પડવાની કે દુષ્ટ ઉર્મી મહા નઠારી વસ્તુ છે અને એને દૂર કરેલી સારી. વળી શાસ્ત્ર વચન એ પ્રમાણે છે કે અન્યની નિંદા કરવાથી આપણે તેનાં પાપ ધોઇએ છીએ, અર્થાત, તેના દુર્ગુણો આપણામાં લાવી વસાવીએ છીએ, અને કોઇની સ્તુતિ કરવાથી તેનાં પુણ્યમા આપણે ભાગીદાર થઇએ છીએ, અર્થાત, આપણું હિત તેનાં હિત સાથે થતું થાયછે. માટે અંત.કરણ તો મહા નિર્મળ, મહા સ્વચ્છ, સદા રાખવું. અને તે સબંધમાં આપણે એક સિદ્ધાત આપણા આત્મામાં સ્થાપિત રાખવું કે આપણે સકળ મનુષ્ય આત્માઓ અને જીવાત્માઓ પરસ્પરના ગાઢ સબંધમાં, એક શરીરના બે હાથ અને બે પગના પરસ્પર સબંધ પેઠે, જોડાયલા છીએ, જેથી પગ હાલતા હાથ ગતિ પામેછે અને હાથ હાલતા પગ ગતિ પામેછે, તે પ્રમાણે પ્રત્યેક મનુષ્યનું પ્રત્યેક કર્મ સકળ જીવાત્માઓને જઇ મળેછે. તો કોઈ પણ મનુષ્યના કાંઇ પણ સુકૃત્યથી સકળ જીવાત્માઓને કાંઇને કાંઇ શુભજ થવાનું અને દુષ્ટ કૃત્યથી હાનિજ થવાની. "પ્રભુજીની સૃષ્ટિને મારા કૃત્ય થકી કાંઇ અનિષ્ટ પ્રાપ્ત થાય એવું કૃત્ય હું કદી કરીશ નહી," એ મુદ્રાલેખ પોતા માટે મનુષ્યે અવશ્ય ધારણ કરવો. કારણકે ગમે તો ગુફામાં જઇને પણ કોઇ મનુષ્ય રહે તોપણ તેના સારા કે ખોટા વિચારોની અને લાગણીઓની અસર બહારના જીવાત્માઓને અવશ્ય આવી મળેછે, માટે કોઇ જીવાત્મા આ જગતમા એકલું જીવન પોતાની સાથેજ ગાળતો નથી પણ સકળ જીવાત્માઓ સાથના નિકટ સબંધમા ગાળેછે. તો તેણે માન્ય કરવું જોઇએ કે સકળ જીવાત્માઓ માટે, સકળ જીવાત્માઓ વડેજ હું જીવુંછું અને સકળ જીવાત્માઓ એક પરમાત્મા પિતાની સંતતિ છે અને સઘળા જીવાત્માઓ ભાઈઓ છે. આવા વિચારો રાખવાથી હૃદયની ઉચ્ચ ઉર્મિઓ ઘણા વેગે વહન કરેછે અને હૃદયમંદિર નિર્મળ થાયછે. હવે આ પ્રમાણે મેં આપને બ્રહ્મવિદ્યા માટે આવશ્યક લક્ષણો જે શરીર મન તથા હૃદયની નિર્મળતા છે તે વિશે આપને કહ્યું. હવે આ વિષય આપણે બીજા પ્રસંગે લઇશું. અને બ્રહ્મવિદ્યાના મૂળ પાયા માટેનાં લક્ષણો અને સામગ્રીઓ ટુંકમાં વર્ણવ્યા પછી હું બ્રહ્મવિદ્યાનો હેતુ, પ્રયોજન, અને સફળતા માટે ટુંકમાં આપને કહીશ. મહારાજાધિરાજ! બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનું પ્રયોજન, આશય અને સફળતા એ માત્ર જનસેવાજ છે. જેને દુઃખી જીવાત્માઓની સેવામા પોતાનું તન મન ધન સર્વસ્વ અર્પણ કરવુંછે તેનાજ માટે બ્રહ્મવિદ્યા છે. સ્વાર્પણ એજ મનુષ્ય અવતારમાં જીવાત્માના વિકાસનો સર્વોતમ માર્ગ છે. પણ એ માર્ગ ભ્રષ્ટ બુદ્ધિનાં સંસારી જન માટે મહા દુર્લભ છે. અલ્પમતિની અધોગતિમાં આથડતાં સંસારી જનોને એક પાઇ પણ કોઈ લાચારને આપવી હોય તો તે ખુશીથી હા પાડે નહી, કોઇનાં કામ માટે તેમને ડગલું હીંડવું હોય તો તે કદી હા પાડે નહી, તો પછી દુઃખી જનની સેવા જેમાં પોતાનું સર્વસ્વ અન્ય જનનાં શુભ અર્થે

અર્પણ કરી દેવાનું છે તે તેમને સહેલાઇથી કેમ કરીને શકય હોઇ શકે? આ સંસારમા મનુષ્યની ચિત્તવૃત્તિ હાલમાં તો એવી છે કે જગતમાં હું જેટલું સારૂં દેખું અને જાણું તેટલું બધુ મારી માલકીનું કરી લેવું, અને બીજો કોઇ તેનો માલીક થવા પામે નહી. મનુષ્યનું ચાલે તો કહે કે સમગ્ર પૃથ્વી તો શું પણ સૂર્ય, ચંદ્ર, તારલા, વિશાળ ગગન, એ સર્વ મારા અને એમાંથી કાંઈ પણ બીજાના હાથમાં જવા દેવું નહી. મનુષ્યની ટુક સ્વાર્થબુદ્ધિ તેને પ્રેરેછે કે મારાં પોતાનાં સુખ માટે હું કહું તેમ સર્વ કોઇ મારી આજ્ઞા ઉઠાવે, મારી ઇચ્છા પ્રમાણે વર્તે, અને હુ તો કોઈના માટે લગીરે હાલું ચાલું નહી. મનુષ્યની મૂર્ખતા તો તેને મનાવેછે કે પરમાત્મા પણ મારા કહેવા પ્રમાણે વર્તે અને હું માગું તે સર્વ આપે તો તે પરમાત્મા મારે કામના, નહીતો મારે પરમાત્માને પણ શું કરવાછે! આ પ્રમાણે મનુષ્યનાં મનમાં સ્વાર્થબુદ્ધિ જડ ઘાલી બેઠીછે તો સ્વાર્થત્યાગ તેની કલ્પનામાં પણ કયાંથી આવી શકશે? સ્વાર્થબુદ્ધિવાળું મનુષ્ય પ્રભુજીનાં આ વિશ્વ રૂપી લીલામા એક લુંટારો અને ખુની છે, કારણકે પોતાના સ્વાર્થ કાજે તે સર્વ કોઇનું અનિષ્ટ કરવા તત્પર અને ખરો છે. પરંતુ જો મનુષ્ય સ્વાર્પણનું રહસ્ય સમજે તો જગતમાં અન્ય જનનાં ધનમાલ લુંટવાને બદલે વગડામા ઉગતા એક ફુલને પણ પોતાના માટે નહી તોડતાં, તે ફુલને તેના છોડ ઉપર રહેવા દેશે. આ પ્રમાણે સર્વ વસ્તુને તેના નિયુકત ધામે અને યોગ્ય સત્તાધારીની માલકીમાં રહેવા દેવાનું, અને પોતાના ઉપભોગ માટે બળાત્કારથી તેનો કબજો નહી કરવાનું રહસ્ય એ છે કે જગતમા ઘાસનાં તણખલાથી માંડીને તે રત્નમણિ કે ગ્રહ તારલા જે કાંઈ છે તે પ્રભુનાં ઉત્પન્ન કરેલાંછે, પ્રભુની રચેલી કૃતિઓ છે અને પ્રભુજીની માલકીની છે, અને આપણી માલકી તેના ઉપર લેશ પણ છેજ નહી. અને વળી આપણે સમજણ તો એ રાખવાનીછે કે અમુક વસ્તુઓ પ્રભુજીએ આપણી માલકીમા સોંપી હોય, તોપણ આપણે તો તે વસ્તુઓને પ્રભુની માલકીની ગણી આપણે તે વસ્તુઓની પ્રીતથી અને પરિશ્રમથી સંભાળ રાખવાની છે, જેથી જે ઘડી પ્રભુજી એ વસ્તુઓ આપણી પાસેથી લેવા ઇચ્છે તે ઘડી તેમની વસ્તુઓ આપણે તેમને જેવી આપણને સોંપવામાં આવી હતી તેવી સોંપી દઇએ. માટે, જગતમા પ્રભુજીનું સર્વ કાંઇ છે, અને સ્વાર્થબુદ્ધિથી આપણે આપણું કંઇ કરી લેવાનું નથી, પણ સ્વાર્પણ બુદ્ધિથી આપણું સર્વસ્વ આપણે દુઃખી જનની સેવામાં અર્પણ કરવાનું છે. મનુષ્યો અન્ય જન પાસેથી કાંઈ પડાવી લઇ પોતે કદી સુખી થવાનાં નથી, અને એજ નિયમ મહાન યોગેશ્વરોને પણ લાગુ પડેછે. કારણ શાસ્ત્રમાં કહ્યુંછે કે મોક્ષપદ પામેલા અમુક મહાન યોગીઓ અને ભકતોનો વિકાસ પણ ત્યાર પછીનો બહુધા આપોઆપ અટકી જાયછે, કારણકે તેઓ અમુક યુગના પોતાની સાથના જીવાત્માઓ સાથે નિકટ સબંધ ધરાવતા હોવાથી, તે જીવાત્માઓ પણ તેમની સંગાથે આવી પહોંચે નહી ત્યાંસુધી તે યોગેશ્વરોથી અને પ્રભુ ભકતોથી વિકાસ ક્રમમાં આગળ જઈ શકાતું નથી. વળાવો જો બહુ

આગળ નીકળી જાય અને તેની સંગાથના માણસો પાછળ પડી જાય તો પછી તેને માર્ગમા થોભવું પડેછે; ગાયનમા જે ગાનાર તાળ આપનારથી આગળ નીકળી જાયછે તો અટકી જઇને તાળની બરોબરી તેને કરવી પડેછે; માતાને ઉંઘ આવી હોય પણ બાળક પાસે રમતું બેઠું હોય તો બાળક નિદ્રાગ્રસ્ત થાય ત્યા સુધી માતાને જાગરણ કરવું પડેછે. આ પ્રમાણે મનુષ્યે યાદ રાખવાનુ છે કે અન્ય જનોનુ સુખ કરવામાંજ પોતાનાં સુખની વૃદ્ધિ થઈ શકેછે. માટેજ, શાસ્ત્રમાં કહ્યુંછે કે ભૂખ્યાંને ભોજન કરાવશો, નિરાધારને ઓસરીનો આશ્રય આપશો, તો તમે પોતે જગતમા કોઈ દિવસ ભૂખ્યા કે તરસ્યા કે ઘરબાર વિના નહી આથડશો. માટે સ્વાર્પણ એજ બ્રહ્મજ્ઞાનનો હેતુ અને ઉદ્દેશ છે. રાજ્યદંડ આગળ જેમ ખેતરનું ઘાસનું ઠુંઠું નિર્માલ્ય છે; ગુલાબ પરિમળ આગળ જેમ કરેણાની કારમી ગંધ તુચ્છ છે; સુંદરીની સુંદર ગ્રીવા આગળ કરોડો રૂપીયાનો હાર જેમ નકામો છે; તેમ સ્વાર્પણ આગળ જપ તપ એ સર્વ નકામાં છે. માટે, મહારાજાધિરાજ, બ્રહ્મવિદ્યા એ સ્વાર્પણ કાજે, અર્થાત્, દુ:ખીના દુ:ખ દૂર કરવા કાજે છે. હવે આપણે સ્નાન કરવા જઇએ. ત્રસદસ્યુ અને પુલોમા ફળાહાર વિણવા ગયાંછે તે ફળાહાર લઇને આવતા હશે અને આપણે સ્નાન કરીને પાછા નહી ફર્યા હઇશું તો તેમને આપણી વાટ જોતા બેસી રહેવું પડશે.

**શાકાયન્ય**—ચાલો યોગેશ્વર. સ્નાન કરી આવીએ. પણ બ્રહ્મવિદ્યા માટે હું તો કાઇ મૂર્ખાઈ ભરેલા વિચારો ધરાવતો હતો તે આજના આપનાં વિવેચનથી દૂર થયાછે. બ્રહ્મવિદ્યા એટલે હું કાઇ ત્રિકાળ જ્ઞાન પ્રાપ્તિની વિદ્યા સમજતો હતો!

**પિપ્પલાદ**—મહારાજાધિરાજ, આ પૃથ્વી ઉપર મહાત્મા પદે પહોંચી મહાત્માઓ જનસેવામાં કેટલા ઉત્સુક રહેછે તે સબંધમા હું આપને ગાર્ગવ મહાત્માનો દાખલો આપીશ. એ મહાત્મા ગુરૂ છે. પોતે એક પળના વિશ્રામ લીધા વિના સ્થૂળ રૂપમા, સુક્ષ્મ રૂપમા અને અગોચર રહીને સતત સહાયતા સર્વ કોઇ યોગ્ય અને ગુણીજન પાત્રોને દે છે. દુ:ખીના દુ:ખ દૂર કરવાં, ધર્મીના ધર્મની વૃદ્ધિ કરવી, જ્ઞાનીને જ્ઞાન દેવું, આવાજ કાર્યોમા, તે પ્રવૃત્ત રહેતા વિરમતા નથી. એ મહાત્માનો મહિમા હું હવે પછીથી આપને કહીશ. માટે, ટુંકમાં હું ફરીથી કહીશ કે જનસેવા કાજ બ્રહ્મવિદ્યાના જ્ઞાનની આવશ્યકતા છે, પણ જેને જનસેવા ઉર નથી વસી તેને બ્રહ્મવિદ્યા નિરર્થક છે. હું તો ધારૂંછું કે આપ મહેલે જઈ પ્રજાજનની સેવામાં તત્પર રહેશો તો બ્રહ્મવિદ્યા આપને એ ગાર્ગવ મહાત્મા પોતે આવીને દઇ જશે, કારણ જે જનસેવામાં તત્પર છે તેને એ ગાર્ગવ મહાત્મા સ્થૂળ દેહમાં પણ દર્શન દેછે, જ્ઞાન દેછે અને સંગાથ કરેછે.

**શાકાયન્ય**—હા. આપ કહોછો તેમ હું માત્ર થોડાક દિવસ વધુ અત્રે થોભી મારા મહેલે પાછો વળું અને પ્રજાજન સેવામા વધુ તત્પર રહેવું, એજ મારા માટે ઘટિત અને યોગ્ય ધારૂંછું. ચાલો, સ્નાન માટે જઇએ. (જાયછે.)

**ત્રસદસ્યુ**—(ફળાહાર લઇને આવતા થાકી ગએલો બેસેછે. સ્વગત). શું રૂષિપુત્રીને અધિકાર છે કે મને પ્રભુજ્ઞાનમા પ્રીતિ હોય, સંસારનાં સુખ પ્રતિ મને અભાવ હોય તોપણ તેણી મને તેણીના દુરાગ્રહથી તેણી સાથની લગ્ન ગાંઠમા જોડાવાની મને ફરજ પાડે ! શું ગગનમાં ઝુલી રહેલી જળ વાદળીને સત્તાછે કે સ્વચ્છ વસ્ત્ર પહેરી રાજ્યદરબારમા જતા પ્રધાન ઉપર વરસી તેને ભીના લુગડામાં રાજ્યદરબારમાં મોકલી તેની હાસી કરાવે ! શું સરોવર તીરની લીલાને ઘટિત છે કે કોઇ તાપથી તરફડતો વટેમાર્ગુ જરા વિશ્રામ લેવા ત્યાં આવી પહોંચ્યો તો તેને શીતળ શાંતિથી એવો નિદ્રાવશ કરી નાખે કે બારના બાર ચોવીસ કલાક તે ઉંઘેલોજ પડયો રહે અને જે કામ માટે તે નીકળ્યો હોય તે પડયું રહે અને ઉંધું વળે ! શું ચંદ્રમાની ચાદનીનું ચલણ એવું હશે કે આખા દિવસના ઉગ્ર પરિશ્રમથી દુઃખી થએલો કોઇ બીચારો ગરીબ કારીગર જરા વિશ્રાંતિ માટે સૂતો, તો તે ચાદની પોતાના પ્રકાશની પ્રભાથી તેને પ્રભાત થવાનો આભાસ નિદ્રામા કરાવી તેને ભર નિદ્રામાથી એક ઘડીકવારમા જગાડે ! મારૂં લક્ષ્યબિંદુ રૂષિપુત્રીએ ફેરવ્યુંછે એ કાંઇ એમણે ઠીક કર્યું નથી. અરે ! પણ, જગતમા છે પણ એવુંજ ને કે જેના હાથમાં સત્તા તે તેને ગમે તે કરે. વાંદરાને કુદવાની સત્તા મળી તો છાપરં છાપરે કુદી નળિયાં ભાંગશેજ અને તેને કોણ રોકશે ! કઠિયારાના હાથમાં કુહાડી આવી તો જ્યાં બાવળ દેખ્યો ત્યાં તેના ઉપર ઘા કરી તેને કાપી વાઢી બજારમાં વેચી સારી આવી કમાઇ કરશે તો તેને કોણ રોકનાર છે ! ખેડુતને વૃષારૂતુનાં જળનો અધિકાર મળ્યો તો પછી ખેતરને ખેડી ખેડી પોલા કરી નાખતો અને ખાતર વિષ્ટા ભરતો કોણ તેને મના કરશે ! આ જગતમાં તો બળિયાના બે ભાગ છેજ. તેમજ આ રૂષિપુત્રીએ બળિયાનો ભાગ ભજવી બતાવ્યોછે. પણ આ રૂષિપુત્રી સંસારનાં સુખમાં આવા રાગી કેમ થયાં હશે ! શું એમના રૂષિ તાતજીએ એમને કોઇ દિવસ કહી નહી સંભળાવ્યું હશે કે સંસારના સુખામા કાંઇ સાર નથી ! ના, ના, એમ તો ના હોય. ત્યારે શું રૂષિતાતજી પાસેથી સંસારના અસારપણાનો બોધ એક કાને સાંભળીને બીજે કાને એ રૂષિપુત્રીએ કહાડી નાખ્યો હશે ! અને એમ હોય તોતો મારે એ રૂષિપુત્રીની સમજશક્તિ માટે બહુ હલકો મત બાંધવાનો રહ્યો. પણ હું ધારૂંછું કે એ રૂષિપુત્રી સમુળગા સમજ વિનાનાં તો નહીજ હોય. ભરતીના જળ કાંઇ ગજભરના ખાડામા સમાઇ જાય તેટલાં જુજ નહી હોય; વિણા નાદમાં રણશિંગડાનો પ્રચંડ ધ્વનિ વિકસે એ સંભવતુંજ નથી; મિનારો કહ્યો એટલે ઉંચે ચઢવાનાં પગથિયાં તેમાં ખરાંજ નહીતો એ થાંભલોજ કહેવાય. પણ જો રૂષિપુત્રી સમજ વગરનાં નહીજ હોય તો મારે કબુલ કરવું જોઇએ કે રૂષિપુત્રી જ્ઞાની અને ગુણી છેજ, અને તેથીજ તેમણે આગ્રહ પૂર્વક રીતે પણ મારી સાથે વિવાહ કર્યોછે; અને એમનું એ કાર્ય યોગ્ય છે ! છટ. છટ. આ શું કાંઇ એ રૂષિપુત્રીની અનુપમ કાંતિથી હું વિસ્મય પામ્યોછું કે એમણે મને ઇશ્વરના માર્ગથી આડે રસ્તે દોર્યો તોપણ હું તેમને ગુણી અને જ્ઞાની કહુંછું ! રૂષિપુત્રીની કાંતિ તો એવી

છે કે તેની મનોહરતા કોઇથી ના પાડી શકાય નહી. જો કોઇ એમનાં ચક્ષુ તરફ જુવે તો તે પોતાના જીવને એમજ કહે કે સૌંદર્ય અને પરિમળથી ભરપુર એવો એ શીતળ બાગ છે અને વિશ્રાંતિ લેવી તો તેની શાંત લહેરીમાં જઇનેજ; જો કોઇ એમનું કપાળ જુવે તો તેનો જીવ તેને એમજ કહે કે એ એક મોટો શાસ્ત્ર ગ્રંથ છે, અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વનાં ગહન રહસ્યો ત્યાંજ લખાયલાંછે, અને એમનાં કપાળનું મનન કરતાં સર્વ શાસ્ત્રના પારને પામી જવાય; જો કોઇ એમના કેશ તરફ જુવે તો તે તેનાં મનથી એમજ વિચારે કે ટાઢના દિવસની ઠંડીમાંથી બચવું હોય તો એ કેશની ધાબળીમા ભરાઇ રહેવું બસ છે; અને એમના ગાલ તરફ જો કોઇ ,નજર કરે તો તેનું મન તરત તેને મનાવશે કે ગાલ ઉપર જઇ બેસવા માખ, મચ્છર, કીડીનો અવતાર ભલો અને બીજો કોઇ ઉચ્ચ અવતાર ઇચ્છેજ નહી; જે એમની નાસિકા નિહાળે, તે નિઃસંદેહ નિશ્ચય કરશે કે એમની નાસિકામાંથી ચાલતો શ્વાસોશ્વાસ એજ આ વિશ્વને જે વાયુ ભરેછે તે વાયુને ગતિમાન કરેછે; જે કોઇ એમની ગ્રીવા જુવે તે તો ગાન કરે કે જેમ વેલ વૃક્ષને વિંટળાઇ રહે, જેમ છાયા કાયાની પાછળ સંચરે, જેમ લીસોટો સર્પ પાછળ તણાયો જાય, તેમ તમારી ગ્રીવા આસપાસજ પ્રેમીજન તો વિંટળાઇ રહે; જે કોઇ તમારા દંત દેખે તે તો દ્રઢતાથી દિલમાં ધારે કે બોરનો અવતાર પ્રાપ્ત થઇ એ દંતથી ચવાઇ ચૂરો થવાનો વખત આવે તો તે અહોભાગ્ય કહેવાય; જો કોઇ તમારા ઓષ્ટનું અવલોકન કરે, તો તે ઉચર્યા વિના રહેજ નહી કે જગતના તમામ મંદવાડોનું જો એકજ ઓસડ હોય તો તે આ ઓષ્ટોનું ચુંબન છે. અરે, પણ રૂષિપુત્રીની કાંતિ આવી અપ્સરાને પણ લજ્જાવનારી છે તો શું મારે પ્રભુજીનો માર્ગ વિસારી દેવો અને આ સુંદરીના પ્રેમ પંથમાં પર્યટણ કરવું ! શું વાયુએ નિજ વિહારકાજ વિશાળ વનવગડા વિસારી શહેરની સાંકડી શેરીમાં જઇ સંતાવું ! પંડીતને દ્રવ્ય પ્રાપ્ત થતું હોય તોપણ શું એણે પોતાની મુઠી હવાના બાચકાથીજ ભરેલી વાળી રાખવી ! કડિયાને ઇંટ ચુનો આવી મળ્યો તો શું તેણે સૂખે સુવા રહેવા સુંદર ભુમિની ઉપર ઘર નહી બાંધવું અને પાતાળમાં જઇ ત્યાં અંધકારમાં ઇંટ માટીનાં ઘર વિના પડી રહેવું ! માટે, રૂષિપુત્રી સાથે લગ્નગાંઠમાં જોડાઇને પડી રહેવું એ મારા માટે લાભકારક તો નહીજ. પણ લગ્નગાંઠમા જોડાયા પછી એ રૂષિપુત્રીને મારાથી હવે કેમ કહેવાય કે તમે અને હું હવેથી છુટાં ! સરોવર તેની સમીપની લીલાને કેમ કહેશે કે તું ત્યાં હું નહી અને હું ત્યાં તું નહી ! વૃક્ષ પંખેરાંને કેમ કહેશે કે મારાં અંગે તમારા આશ્રમોનો ઉપદ્રવ મને નહી જોઇએ ! ગિરિ તે ગુહાને કેમ કહેશે કે મુજ વદને તારાં પોલાણની પીડા નહી જોઇએ ! આવાં નિર્દય વચનોથી તો રૂષિપુત્રીનું દિલ દુભાય. પણ ત્યારે નથી મારાથી એ રૂપીપુત્રીના પ્રેમપંથે પડાવ નખાતો કે નથી પ્રભુપંથે પ્રવૃત્ત થવાતું ! મેં શું ભૂલ કરી કે તાતજી સંગાથે પિપ્પલાદ રૂષિ પાસે જ્ઞાન પ્રાપ્તિ માટે અહીં આવવા વિચાર કર્યો, હઠ ધરી, અને આવ્યો ! નીકળ્યો સુખાકારી કાજે વિહાર

માટે, અને લાગી ગયો લૂનો ઝપાટો જેથી હું રહેવા પામ્યો નહી સુખમાં મેહેલે કે આનંદથી બહાર ! પૃથ્વી ઉપર રાસ રમવા ચંદ્રમા નીચે ઉતર્યો, પણ લોકો દિવસનાં કામથી શ્રમિત થયેલાં બારણાંબારી બંધ કરીને ઘરમાં ઉંઘી ગયાં, તો રાસ રમવાનું બાજુએ રહી ગયું અને સૂર્યનારાયણની પ્રાતઃકાળમાં નજર પડતાં એમણે ચંદ્રમાની પુંઠ પકડી તો માણમાણ પૃથ્વી ઉપરથી નાસી ભાગતાં ચંદ્રમાનો છુટકો થયો ! છોડ ઉપરની નીકળી પ્રાતઃકાળમાં વિકસી પ્રફુલ્લ થવા નીકળી તો માળીએ દિવસ ઉગતાં તોડી લીધી અને શેઠનાં ઘરમાં જઈ મુકી તો પાંદડી પાંદડી કરમાઈ કચડાઈ ગઈ અને અંત આવ્યો. ( વિચાર કરતો બેસેછે ).

**પુલોમા**—( આવતાં. સ્વગત ). વહાલા તો અહીં બેઠાછે અને હું તો ઢુંડતાં ઢુંડતાં થાકી ! ( ત્રસદસ્યુને ). તમે ફળાહાર લેવા ગયાજ પછી હું તમારી પાછળ તરત નીકળી હતી પણ તમે તો અહીં આવી ગયાછો એટલે હું તમને વગડામાં ઢુંડતી ઢુંડતી થાકી ગઇ ! પણ, વહાલા, આ તમારાં મુખ ઉપરથી ઉદાસી કેમ નથી જતી ? મારાં લગ્ન પછી તમારાં મુખ ઉપર ઉદાસી પ્રગટી રહે તો અનુમાન સહેજ છે કે આ દીન દાસી તમારી ઉદાસીનું કારણ છે. અને જો હું પ્રથમથીજ જાણતે કે આ રીતે હું તમને ઉદાસીનતાનું મૂળ થઇ પડીશ, તો તમારી સાથે લગ્નગાંઠમાં જોડાવાનો દુરાગ્રહ હું નહી લઇ બેસતે. ગુણી ગોરા ! હું જાણુંછું, કે તમને પ્રભુભક્તિ વહાલી છે, અને પ્રભુભક્તિ તો ભલી છે, પણ મારે એટલું તો તમને કહેવું જોઇએ કે ભક્તિની ભલાઇની પુરેપુરી માહિતિ તમને નથી. શ્રીમંત પાસ દ્રવ્ય પુષ્કળ છે પણ ભૂખ્યાં તરસ્યાંની ભૂખ તરસનાં કષ્ટ તેણે દ્રવ્યથી નહી ટાળ્યાં, તો તેણે દ્રવ્યનો સદ્દુપયોગ નહીજ કરી જાણ્યો એમ કહેવામાં અધર્મ નથી; મુખને દંતની સુંદરતા પ્રાપ્ત થઇ પણ એ દંત માત્ર આહાર ચાવી ચૂરો કરવામાંજ વાપર્યા, અને કોઇને પ્રિયં વચનો કહેવા એ દંતને મુખે મૃદુ સ્મિતથી નહી વિકસાવ્યા, તો મુખે દંતનું ખરૂં રહસ્ય નહીજ જાણ્યું; ગિરિરાજ ઘણા આડંબરથી શોભતા પડી રહ્યા, પણ સૃષ્ટિસૌંદર્ય, નિહાળવા કોઇને પોતાનાં શિખર ઉપર ચઢવા સુગમ માર્ગ નહી કરી આપ્યો તો પછી એમનું ગૌરવ શું ગણાશે ? સ્વામી ! હું કાંઈ તમને દુભવવા આવાં વચનો કહેતી નથી. વિચાર કરો કે પત્ની તે વળી પતિને કોઇ રીતે દુભવવામાં રાજી હોય ? સ્વાદિષ્ટ દુધને ખારૂં કરવા શું સાકરથી કદી પ્રયત્ન થશે ! સાકર તો દુધને વિશેષ ગળપણ ધારણ કરાવશે; શહેરની શેરી શું કાંઇ અજાણ્યાને વનવગડામાં લઇ જઇ આથડતો કરશે ! એ તો બીચારી અજાણ્યાને તેનાં ધામે પહોંચાડશે. બાળક શું દ્વેષ બુદ્ધિથી તેનાં પ્રિય રમકડાં ભાંગી તોડી નાખશે ! બાળક તો તેનાં રમકડાંને જીવ સમાન સાચવીને રાખશે, માટે જે કાંઇ હું કહુંછું તે સાચી પત્નીના પતિ ઉપરના સાચા પ્રેમના પ્રાદુર્ભાવ રૂપેજ.

**ત્રસદસ્યુ**—પતિ અને પત્ની, વાડ અને વેલ, કાયા અને છાયા, સાગર અને તેનાં મોજાં, ગુલાબ પુષ્પ અને તેની પરિમળ, કટારી અને શૂરવીરની કેડ, એ સર્વનો પર-

સ્પરનો સબંધ કદી તૂટી શકે તેવો નથી, તોપણ હું તો એટલું જાણું કે જગતમાં કોઈ પણ જાતનો પરસ્પર સબંધજ ના હોય તો સારૂં. કારણકે પરસ્પરનો અનુકળ સબંધ પ્રેમ ઉત્પન કરેછે, અને પ્રેમનો સાર તો એટલોજ છે કે પ્રેમમાં શંકા ઉદ્ભવી અને શંકા સ્થાપિત થઇ તો પછી અપરિમિત ખેદ છે. માટે જ્યાં સબંધ ત્યાં પરિણામે ખેદ.

**પુલોમા**—આ પ્રમાણે મનુષ્ય જીવાત્મા સાથના સબંધથી તમે આટલા અકળાવોછો તો પરમાત્મા સાથના સબંધથી શું નહી અકળાશો ! સબંધ મૂળેજ ખોટો છે તો પરમાત્મા સાથનો સબંધ પણ ખોટો છે એમ તમારે સ્વીકારવુંજ પડશે, અને એ રીતે પ્રભુજી સાથે તમને સબંધ ઘટતોજ નથી. તમે ધારતા હશો કે મારા સ્વાર્થનું હું આ બધું બોલુંછું, તો હું કબુલ કરીશ કે મારાં આ વચનોમાં મારો સ્વાર્થ સમાયલોછે; કારણકે તમારી ઉપરના મારા પ્રેમને લીધે મારાથી તમારાથી વિખૂટી રહેવાય તેમ નથી. પણ મારાં વચનો નિઃસ્વાર્થીછે તે પણ મારે તમને કહેવું જોઇએ, કારણકે મેં કોઈ રૂષિમુનિનાં મુખથી નથી સાંભળ્યું કે પતિએ પોતાની ધર્મપત્ની સાથે પ્રેમમા રહેવું તે તેને પ્રભુજીના માર્ગથી ભ્રષ્ટ કરેછે. માટે, મારાં વચનો સત્ય માનો અને ઉરે ધરો, અને તેમ નહી કરો તો મારા ઉપર દયા ખાતર મને તમારી પત્ની તરીકે તમારી પાસે સાચાં પ્રેમમય સુખમાં રહેવા દો.

**ત્રસદસ્યુ**—યશસ્વિની! તમે પ્રેમ પ્રેમ કરોછો, તમે પ્રેમને મહા ઉચ્ચ સ્થાને સ્થાપોછો, પણ જ્યારે તમે પ્રેમનું ખરૂં સ્વરૂપ જાણશો અને અનુભવશો, ત્યારે તમે પ્રેમથી સંતાપશો, ત્રાસ પામશો, અને પ્રેમનું નામ પણ મુખ ઉપર નહી લેશો. પ્રેમ એ માત્ર મનની વૃત્તિ છે. સાગરમા તેનાં જળ મોજાં થઇ ઉછળે તે પાછા સાગરમાં હેઠે બેસવાજ; અગ્નિ ઉષ્ણ જ્વાળા પુરી થઇ પ્રગટે તે ટુંક સમયમાં રખ્યા થઈ જવા; ગગન ઘોર ગર્જના વૃષા રૂતુમા કરે તે બાકીના આઠ મહિના ઘોષ રહિત શુન્યતા પ્રાપ્ત કરવા માટેજ; માટે ચિત્તની અમુક વૃત્તિ જે પ્રેમ છે તે ઉદ્ભવે છે, ઉછળેછે અને પાછી સમી જાયછે. પ્રેમની એ વૃત્તિને ઉદ્ભવવાનું ખાસ સબળ પ્રયોજન હોતું નથી. પાણી પરપોટાને થતા અને ફુટતાં કાંઇક સમય લાગે, ભૂકંપને સમૃદ્ધ શહેરનો સંહાર કરતા કાંઇકિ સમય લાગે, ગિરિશિખરને ભૂમિ ઉપર ગબડી જતાં કાંઇક સમય લાગે, પણ ઉત્સાહથી ઉછળતા પ્રેમને નિર્મૂળ થઇ જતાં કાંઇ વાર લાગતી નથી. માટે ચળિત, ભ્રમિત, અને ક્ષણિક પ્રેમને અયોગ્ય મહિમાયુક્ત નહી કરો તો સારૂં.

**પુલોમા**—રાજ્યકુમાર! હું તો સ્વપ્ને પણ નહી ધારતી હતી કે પ્રેમ જે પરમાત્માનું વિશિષ્ટ તત્વ......પરમાત્મા જેવા આનંદમય છે તેવા પ્રેમમય છે...તેને તમે આ પ્રમાણે તુચ્છ ગણશો ! મારા પિતાએ પોતે એક પ્રસંગે મને સમજ પાડી હતી તેજ હું તમને આ પ્રસંગે કહી સંભળાવુંછું. પરમાત્મા પ્રેમરૂપ છે તેની મને પુરેપુરી સમજ પાડવા મારા તાતજી મને એક દ્રષ્ટાંત આપી કહેવા

લાગ્યા કે પરમાત્માનું તત્વ પ્રેમ છે, કારણકે પ્રેમ એ આનંદ છે, અને આનંદ એ પ્રેમ છે, અને પરમાત્મા આનંદસ્વરૂપ હોવાથી એમનું તત્વ પ્રેમ રૂપ છે. એમનો એ પ્રેમ એટલો બધો છે કે એ નિરવધિપ્રેમના પારવિનાના સાગરમાંજ આ સકળ વિશ્વ એક મછવા માફક તરેછે. માતાનો તેણીના બાળ પ્રતિનો પ્રેમ એ પરમાત્માના અણુહદ પ્રેમનો પડછાયોજ છે, અને માતાનો પ્રેમ જ્યારે એવો બળવાન છે કે પોતાનાં બાળકના સુખ કાજે પોતાનો પ્રાણ હોમી દેછે, તો પછી પરમાત્માનો પ્રેમ કેવો અણુહદ હશે તેની આપણે કલ્પના પણ શી રીતે કરી શકીએ? માટે જો તમે પ્રભુને પ્રેમવાળા પ્રમાણતા હોવો, જો માતાનો તેણીના બાળ પ્રતિનો પ્રેમ તમે સાચો માનતા હોવો, તો તે સંગાથે સંગાથે પત્નિનો પતિ પ્રતિનો પ્રેમ પણ સાચો જાણો અને તેણીના સાચા સ્નેહની કદર કરી તેણીને સુખી રાખો. સ્વામી! હું તો મારૂં સર્વસ્વ તમને અર્પણ કરીને તમારાં સુખે સુખી થનારી છું, અને તમારાં કષ્ટ મારા તનમનથી હરનારી છું. (પ્રીત કરતાં તેના ખભે હાથ નાખી). હું જાણુંછું કે તમે તમારી આ પત્ની ઉપર પ્રેમ ધરાવોછો, અને મારા પ્રતિ અનાદરનું જે કાંઇ તમે બોલોછો તે તમારા મનની કાંઇ શંકા કે ભ્રાંતિ છે, અને તેનાથી તમે સંતાપ પામોછો. (ત્રસદસ્યુનો હાથ તેણીનાં પોતાનાં મુખ ઉપર પ્રેમથી દાબતાં). તમે મને કેવા સુંદર સોહામણા લાગોછો! તમારો કર ઝાલતાં મને જાણે થાયછે કે હું તો ગુલાબની શૈયામાં જઇ પડી; તમારાં ચક્ષુ નિહાળતા મને એવું થાયછે કે હવે દિવસના સૂર્ય નહી ઉગશે તોપણ મને ચાલશે, અને રાત્રીએ ચંદ્રમા નહી ઉગશે તોપણ મને તેની જરૂર નહી રહી; તમારા મધુર શબ્દો મારા કાને પડતાં મને એવું લાગેછે કે જાણે ઇશ્વિર શું, જીવાત્મા શું, જગત શું, સંસાર શું, એ સર્વ મને સ્પષ્ટ સમજાઇ ગયાં, કારણ તમારાં કંઠ નાદથી મને પ્રેરણા થઇ જાયછે કે પ્રભુ અને આત્મા બેઉ પ્રેમરૂપ છે, અને જગત સંસાર પ્રેમ લીલાનું સ્થળ છે; તમારૂં સાલસપણું જોઇને મારો જીવ મને કહેછે કે જગતમાં જે કાંઇ કઠોરતા કે ક્રુરતા ક્યાયે હશે તે હવે તમારી સાલસાઇનો પ્રતાપથી નષ્ટ થઇ જતાં વાર નહી લાગશે; સ્વામી! તમે મારા કરને ચુંબન નહી લ્યો? રવી રસ્મી શું મણિનેજ સ્પર્શ નહી કરશે! રૂપા શું .ખેતરમાંજ જળ સિંચન નહી કરશે! ગુરૂ શું બુદ્ધિવાન શિષ્યનેજ વિદ્યાદાન નહી દેશે! સ્વામી! મને એક ચુંબન તો લ્યો, લ્યો.

### ગાયન ૨૦

ચુંબન, ચતુરા, લ્યોને એક ચુંબન,
વસ્યું મુજ મન એ પંપાલન. ચુંબન.
ચુંબન થકી તો પત્ની કેરૂં જતન,
પામે એથી તેણી પરાધોનું ધન;
ચુંબનમાંજ સમાયાં ભજન કિર્તન,

ચુંબન પુંકથી હોલાય લાગી જે લગન,
કથિર કાયા ચુંબનથી બને કુન્દન.
વિકસે એથી પત્નીનાં વદન,
કેટલાં કરૂં હું ચુંબન કેરાં વંદન! ચુંબન.

ત્રસદસ્યુ— ગાયન ૨૧

ચુંબન, આલિંગન, એવાં એવાં કથન,
લાગે મને તો એથી મહા લાંચ્છન. ચુંબન.
કાગળ નાવ શું સાગર તરવાનું વાહન!
ભિક્ષુક દ્રવ્યથી શું થવાશે રાજન!
મદિરાથી થશે શું મહેશ્વર મનન!
ઉકરડે જઇ બેસતાં થવાશે શું પાવન!
શ્વાન ધુરકણુથી થશે શું ગાયન વાદન!
ઘી હોમતા થાય શું અગ્નિ સાંત્વન!
નવ કરો સુંદરી મને પ્રેમ પ્રહાર પીડન. ચુંબન.

સુંદરી! તમે અને હું બેઉ બહુ વાતે વળ્યાં પણ એમ કાંઇ વાતોમા સાર વળે? માટે, તમે તમારા પિતાનાં કામકાજમાં વળગો અને હું પણ કાઇ શાસ્ત્રાભ્યાસ કરૂં. (જવા કરેછે).

**પુલોમા**—(જતો રોકીને) નહી જવા દેવું. તમે મારી સાથે પ્રીતથી બોલશો ત્યારે જવા દઇશ.

ગાયન ૨૨

કરગરી કહું, કરો નવ મારી હાસી,
ચહાય, ચઢાવી દો મને શૂળી કે ફાસી. કરગરી.
વહેરી વળી વહેલાસર મને નાખો ત્રાંસી, કરગરી.
જળ વિનાની રાખજો મને પ્યાસી, કરગરી.
આહાર કાજ દેજો મને ફળપાન વાસી, કરગરી.
નિત્ય નવિન કરજો મારી નાસીપાસી, કરગરી.
ભલે ભટકજો બની સાધુ સન્યાસી, કરગરી.
વેઠાય નહી મુજથી અનાદર ઉદાસી. કરગરી.

ટુંકમાં, હવે છેવટનું એટલુંજ કહીશ કે જો તમને શાસ્ત્ર વચનોમાં શ્રદ્ધા હોય કે વૃક્ષને સહાય કરનાર વૃષ્ટિ છે, રાજાને સહાય કરનારો તેનો મંત્રિ છે, બ્રાહ્મણને સહાય કરનારો વેદ છે, અને સ્ત્રીને સહાય કરનારો તેણીનો પતિ છે, તો મારો અનાદર કરશો નહી.

**ત્રસદસ્યુ**—હું તમારો અનાદર લેશ માત્ર કરતો નથી. માત્ર મારાં મનને પ્રેમ જે પ્રિય નથી તેથી હું વિમુખ રહુંછું. માટે હમણાં તો મને જવાદો. (તેણીનો હાથ તરછોડી ચાલીછે).

**પુલોમા**—(સ્વગત). કયા ભવનું કયું દુઃખ આ પ્રેમ વેદના રૂપે આવી મળ્યું !

**ગાયન ૨૩.**

ગુરૂ, જ્ઞાની, કે સંત સાંઇ,
કહો મને, ગમે તે કોઈ;
આ ભવમા કેમ આ મુજ ભવાઈ ! ગુરૂ.
વેલ પણ વૃક્ષને રહે વિંટળાઈ,
સરિતા પણ મળે સાગરને ધાઈ,
પતિ મુજ કેમ ગણે ના પત્ની સગાઇ ! ગુરૂ.

(નિશ્વાસ નાખતી બેસેછે).

**રૈવત**—(આવતાં. સ્વગત). આહા ! આ વનમાં આ સુંદરી ! તે પણ વળી એકલી ! જો જીવતરમાં સુખની તક મળી હોય તો આજ છે. એને હાલનેહાલ ઉપાડી જવી એજ વાત રાખવી.

**પુલોમા**—( ગદ્દગદિત સ્વરથી ).

બની રહેશે પતિ પત્ની બ્હેન ભાઇ '
પ્રેમીજને નથી શું પ્રીત પીધી પાઇ !
મારેજ મરવું શું આમ રોઈ રોઇ ! ગુરૂ.

( રૈવત પાછળથી આવીને તેણીને ઝાલીને ઘોડા ઉપર નાખીને લઇ જતાં).
અરે સ્વામી ! કોઈ દુષ્ટ મને ઝાલી ઉપાડી જાયછે જો !

**શાકાયન્ય**—(શાકાયન્ય તથા પિપ્પલાદ તેણીનો અવાજ સાંભળી ત્યાં આવતાં. પિપ્પલાદને). અરે રૂષિરાય ! કોઈ દુષ્ટ પુલોમા પુત્રીને ઉપાડી ચાલ્યો ! પુલોમાજ દેખાયછે અને અવાજ પણ એનોજ હતો ! હવે ક્યાં દોડીશું ! (મોટા સ્વરથી). ત્રસદસ્યુ ! ત્રસદસ્યુ ! ક્યાં ગયો ' એ હોત તો પુલોમાના બચાવમાં દોડતે પણ ખરો !

**પિપ્પલાદ**—મહારાજા ! પુત્રીના વિયોગનું દુઃખ મારા માટે મહા અસહ્ય થઈ પડશે. પણ જ્યાં પ્રભુજીના અચળ નિયમો પોતાનું કાર્ય કરી રહેછે ત્યાં મનુષ્ય પ્રયત્ન અને બળ શું કામ આવેછે ! વિશ્વ રચનાનો એક નિયમ છે કે જ્યારે બે જીવાત્માઓ જે પરસ્પર ગાઢ સબંધથી જોડાયલા હોયછે, તેમાંના એકને બીજા પ્રતિ કાંઇ અણગમો કાંઈ ભૂલથી થાયછે, ત્યારે પરમાત્મા તે અપ્રિય થઇ પડેલા જીવાત્માનું અપમાન વધુ થતું અટકાવવા, તે અપમાન વૃત્તિ ધારણ કરનાર જીવાત્મા પાસેથી તે નિર્દોષ ભલા આત્માને અદૃષ્ય રીતે દૂર કરી દેછે. મારૂં દૃઢ માનવું છે કે ક્યાંતો મારી પુત્રીએ તેણીના સ્વામીની અવગણના કરીછે કે તમારા પુત્રે તેની પત્નીનો અનાદર કર્યોછે, અને તેથીજ પ્રભુએ તેમને વિખુટાં પાડયાંછે.

**શાકાયન્ય**—પણ, ત્યારે હવે પુલોમાને ક્યાં ઢુંડવી ?

**પિપ્પલાલ**—હૃદય મંદિરમાં, મનોદ્વારમાં, આત્મા ઓસરીએ.

**ત્રસદસ્યુ**—(દોડતો દોડતો આવીને). તાતજી! કોઇ દુષ્ટને મેં રૂષિપુત્રીને ઘોડા ઉપર નાખીને લઇ જતા, અને તેણીને મેં બુમો પાડતી, આઘેથી જોઇ અને સાંભળી, માટે હું તેણીના બચાવ માટે જાઉંછું. બચાવીને સહીસલામત અહીં એ રૂષી-પુત્રીને લાવીશ ત્યારેજ પાછો વળીશ, માટે કાંઇ ચિંતા કરશો નહી.

**શાકાયન્ય**—દોડ, ભાઇ, દોડ. (ત્રસદસ્યુ જાયછે).

**પિપ્પલાદ**—(પ્રભુનું ધ્યાન ધરતાં). જગનિયંતા! હું આપની પાસે મારાં હૃદયની શાંતિ માટે યાચના નથી કરતો પણ એટલી યાચના આપને મારી પુત્રી ખાતર કરૂંછું કે મારી પુત્રીની રક્ષા કરજો, અને પશુપંખી, સરિતા, સાગર ઝાડપાન, ગિરિ સર્વને પ્રેરણા કરજો કે તેણીને સહાય કરે. (શાકાયન્યને). ચાલો, મહા રાજાધિરાજ, આપણે આશ્રમે જઇએ. ખેદ નિરર્થક છે. ખેદનું સ્થાન આ જગતમાં, આ સંસારમાં, આ વિશ્વમાં નથી. પ્રભુજી રક્ષા કરનારા છે પછી ખેદનું પ્રયોજન કયા છે?

**શાકાયન્ય**—આપ સત્ય કહોછો. પણ વહાલાઓનો વિયોગ સહન કરવો મહા કઠિન છેજ. (બેઉ જાયછે).

---

## અંક ૧. પ્રવેશ ૧૦.

**વૈરાજ**—(સ્વગત). કેશિનિને પચાસ હજાર રૂપીયા તે દીવસે આપ્યા ત્યાર પછી નથી રાતો રૂપીયો મેં ક્યાંયેથી દેખ્યો અને નથી કેશિનિને પણ દેખી! પણ કેશિનિ નથી આવી તે એક રીતે બહુ સારૂં થયુંછે કેમકે એ આવે તોતો એને પઇસા આપ્યા સિવાય મારો જીવ મહા બળે, અને એને આપવા રાતી બદામ પણ મારી પાસે છે નહી! અરે, પણ આ મારાં ભાગ્ય કેવાં ભૂડાં! હું આ ભવમા કેવો દરેક રીતે કુટાઈ અથડાઇ મરૂંછું! હું નાનપણમાં કેવો વિદ્યા-વિલાસી હતો અને મેં અભ્યાસ ચાલુ રાખ્યો હોત તો હમણા તો એવો જ્ઞાની થયો હોત કે જ્ઞાનથી સંસાર તરી ગયો હોત! પણ સાત ભવના વૈરીઓ પ્રેમી મિત્રોના ડોળમાં આ ભવમાં આવી મળ્યા, પોતાનો સ્વાર્થ સાધવા મને ઘેરી વળ્યા, મારા અભ્યાસમાંથી મારૂં ચિત્ત ઉઠાડી દીધુ, મને અનીતિના માર્ગે દોરી ગયા, અને હું અભ્યાસ, જ્ઞાન, કેળવણી અને નીતિ વિનાનો રહેતાં, મનને વશ નહી કરી જાણતાં, દરેક દુષ્ટ માર્ગમાં જઇ પડયો તે છેવટે પણ વધારે અને વધારે લાચાર, દુઃખી હાલ થવા! ભૂંડાં ભાગ્ય! ભૂંડાં ભાગ્ય!

**કેશિનિ**—(આવતાં. બાજુ. સ્વગત). વૈરાજને મેં મનથી સ્વામી કલ્પાછે તો હવે મુખથી એમને સ્વામી કહેવા ભગવાન શુભ વખત ઝટ લાવજો.

**વૈરાજ**—ભાગ્ય ભૂંડાં! તેં આટલાં વર્ષો મારી મહા ખોટી દશા કરીછે, પણ તું હવે મને હેરાન નહી કરી શકીશ એ તું જરૂર જાણજે, કારણ જ્યારથી પ્રેમ-મુગ્ધા દેવાંગના કેશિનિ મારા આંગણે આવીછે ત્યારથી જાણે મારાં મનને

સિદ્ધ થઇ ગયુંછે, કે એ ભાગ્યદેવી મારે આંગણે આવી ચઢીછે તો હવે હીણભાગ્યની સત્તા નથી કે મારા ઉંબરે પણ પગ મુકે.

**કેશિનિ**—(સ્વગત. બાજુ). ધન્ય છે, ભલા સાચા પ્રેમી ! સાચા પ્રેમી છો તો તમારો જય જયકાર થશે. હવે વધારે વાર છુપાતી ઉભી રહેવાની મારી હામ નથી. (વૈરાજ આગળ જઇ તેને). તમે ઘરજ છો? હું ચિંતા કરતી હતી કે તમે બહાર ગયેલા હશો તો હું અહીં તમારાં ઘર એકલી શું કરીશ.

**વૈરાજ**—( તેણીને જોતાં હર્ષિત બની જઇ ). કોણ તમે કેશિનિ આવ્યાં છો ! બહુ સારૂં કર્યું. મને મહા આનંદ થયો.

**કેશિનિ**—(સ્વગત). મારા ભાવી સ્વામી મારાં પ્રેમ વચનોથી ઘણા રાજી છે, અને રાજી છે તો જે બોધ દેવા હું આવીછું તેની એમના મન ઉપર ઝટ અસર થશે. (વૈરાજને). અહા! શું તમને કહેવા આવી હતી જો! ( યાદ કરવાનો ડોળ કરેછે ). હા, હા, યાદ આવ્યું. તે દિવસે તમે મને પચીસ હજાર રૂપીયા આપ્યા હતા, નહી વારૂ ? મેં ઘર જઇને ફરીથી ગણી જોયા તો પુરા પચીસ હજાર થયા હતા, તેથી મેં જાણ્યું જઇને પુછું કે પચીસ હજાર રૂપીયાજ હતા કે કાંઈ વધારે અને રસ્તામાં પડી તો નથી ગયા.

**વૈરાજ**—ના. ના. પચીસ હજારજ હતા.

**કેશિનિ**—ત્યારે આજે તો તમે મને લાખેક રૂપીયા આપશો ને ? મને કહેતાં શરમ આવેછે પણ રૂપીયા મને બહુ પ્રિય લાગેછે અને તમે મને રૂપીયા આપોછો તેથી તમે પણ મને બહુ વહાલા લાગોછો; પણ હું સ્ત્રી અવતાર તે મારાં મુખથી મારાં મનનો હર્ષ કેમ બોલી બતાવું! પણ, આ રૂપીયાની હું વાત કરૂંછું ત્યારે તમારાં મુખ ઉપર ઉદાસીનતા કેમ દેખાયછે ?

**વૈરાજ**—એ તો હું અમસ્થો ઉદાસી દેખાતો હઇશ.

**કેશિનિ**—અમસ્થા ઉદાસી ના હોઇ શકો. અને તમારી સુંદર મુખાકૃતિ ઉદાસી દેખીને તો મને પણ ઉદાસી ઘેરેછે, કારણકે હું જાણુંછું કે તમે મારા ઉપર તમારો જીવ કહાડી આપોછો. માટે તમે ઉદાસી દૂર કરીને મારી સાથે હસીને બોલો તો હું અહીં થોભું નહીતો પછી અહીં હું શું કરૂં ? (સ્વગત). લાવ, જવાનો ડોળ કરૂં. (જવાનો ડોળ કરેછે).

**વૈરાજ**—(તેણીને જતી રોકીને). હું પૂર્ણ પ્રસન્નચિત્ત છું એ સત્ય માનો અને થોભો.

**કેશિનિ**—(જવાનો ડોળ કરીને). અરે, ભગવાન ! હું તમારાં લગીરે ખોટામાં નથી તોપણ કોણ જાણે કેમ તમે મારા તરફ ઉદાસી વધારે અને વધારે ધરતા જાવોછો ! હું તો કહુંછું આજનો દિવસ તો તમે મને ખાલી હાથે જવા દો. વળી, બીજી વખતે હું આવું અને તે વખતે તમારૂં ચિત્ત પ્રસન્ન હોય તો તમને ગમે તેટલા રૂપીયા તમે મને આપજો.

**વૈરાજ**—(તેણીને જતી રોકીને). અરે, પણ, તમે આટલી બધી ચાલી જવાની ઉતાવળ અહીં કરોછો તેટલી રસ્તામાં કરશો તો કાંઈ પડી આખડીને હેરાન થશો,

**કેશિનિ**—હું તો કહુંછું કે રસ્તામા ખાડો ના પડયા હોય તો અવશ્ય પડજો કે હું અહીંથી હાંફળી ફાંફળી નીકળેલી તેમાં જઇ પડું; અને મસ્ત ગોધાઓ રસ્તામાં ના છુટેલા દોડતા હોય તો છુટેલા દોડજો કે હું તેમના પગ તળે કચડાઇ જાવું અને મારો અંત આવે. મેં તો તમારા ઉપર કેવી સાચી પ્રીત રાખીછે પણ તમને મારી પ્રીતની ખબરજ નથી તેથી આજે તમે મારા તરફની આટલી બધી ઉદાસી દીલે ધરેલી મને લાગેછે.

**વૈરાજ**—શબ્દોમાં દર્શાવી નહી શકાય એવી સાચી પ્રીતી મને તમારા ઉપર છે, અને તમારી પ્રીતમાં મને સૃષ્ટિનું સામ્રાજ્ય મળ્યું એવો આનંદ થાયછે, માટે તમારા લીધે મને ઉદાસીનતા સંભવતીજ નથી એ મારૂં કહેવું તમે સત્ય માનશો.

**કેશિનિ**—સત્યને મારે શું રોવુંછે? જેને પરમાત્મા વહાલા હોય તેને સત્ય સાથે કામ, અને મને તો તમે વહાલા છો એટલે મને સત્ય સાથે કાંઇ કામ નથી. અને તમારી ઉદાસી વિષે હું મનમાં બહુ બહુ વિચાર કરૂંછું તો મને લાગેછે કે તમે મને પચીસ હજાર રૂપીયા આપ્યાછે અને એટલા તમારા રૂપીયા ગયાછે તે માટે એ તમારી ઉદાસી હશે. અને હું કબુલ કરૂંછું કે મેં તમારા એ પચીસ હજાર રૂપીયા લીધાછે એ એક રીતે તમારો અપરાધ કર્યોછે.

**વૈરાજ**—તમે એ રૂપીયા યાદ કરોછો એ મોટી ભૂલ કરોછો અને હું તો કહુંછું કે આ પળે મારી પાસે જો કાંઇ પણ રૂપીયા હોત તો તમને તે આપી દીધા વિના હું રહેતે નહી. માટે તમારે તો જે કાંઇ દ્રવ્ય હું કોઇ પ્રસંગે આપું તે લેવુંજ જોઇએ.

**કેશિનિ**—ઠીક, ત્યારે, જેટલું દ્રવ્ય જ્યારે જ્યારે આપશો ત્યારે હું લઇશ. અને તમારા રૂપીયા લેવામાં હું હરકત પણ નથી જોતી કારણ હું જાણુંછું કે તમે ઘણા લાયક યુવાન છો.

**વૈરાજ**—( આનંદથી ભ્રમિત થઇને ). ઓહો! હું લાયક યુવાન છું! તમે હજી આટલી નાની સરખી ઉપમા આપોછો તો કાંઇ નહી, પણ ભૂલમાં કાંઈ વધુ સન્માન કે સદ્‌ગુણ ભરેલી ઉપમા મને આપશો નહી. હું તો દુર્ગુણોથી ભરેલો છું.

**કેશિનિ**—ખોટી વાત. ખોટી વાત. એમાંનો એકે અક્ષર ખરો નહી.

**વૈરાજ**—પણ, મારા માટે તો હું વધારે જાણું કે તમે?

**કેશિનિ**—તમારા માટે હું વિશેશ જાણુંછું, કારણકે જગતમાં કોઈ પોતાના માટે ખરૂં જાણી શકતુંજ નથી. અને તમારા માટે હું જે કાઇ જાણી શકુંછું તે ઉપરથી કહી શકુંછું કે તમે શાણા, સુલક્ષણા, સમજણા, ગુણીની પરીક્ષા કરનારા, ધર્મી, પરોપકારી, સાચાં હૃદયના, સ્નેહીઓ ઉપર સ્નેહ ધરાવનારા, અને ટુંકમાં સુમતિ, સુનીતિ, અને સદધર્મથી ભરેલા છો.

**વૈરાજ**—અરે, ભૂલમાં રખે કોઇ આગળ મારા માટે આવાં વખાણ કરતાં નહીતો તમને હસશે અને મને પણ હસશે.

**કેશિની**—ઇશ્વરને જે કોઇ વહાલા છે તેને સર્વ કોઈ દ્વેષથી અને મૂર્ખાઇથી હસેછે.

**વૈરાજ**—ત્યારે શું હું ઇશ્વરને વહાલો ?

**કેશિનિ**—વાહલા તો કેવા કે માગો તે ઇશ્વર તમને આપે.

**વૈરાજ**—ત્યારે, હું ઇશ્વરને વહાલો છું તો એમની પાસે હું રૂપીયા માગીશ તો શું ઇશ્વર મને રૂપીયા આપશે ?

**કેશિની**—પણ, તમે ઇશ્વર પાસે રૂપીયા માગ્યા કયારે અને ઇશ્વરે તમને રૂપીયા કયારે આપ્યા નહી કે તમે આવો સવાલ કરોછો ! તમારે તો ઇશ્વર પાસે રૂપીયા માગવા નથી તો પછી પ્રભુજી તમને માગ્યા વિના રૂપીયા આપે પણ શામાટે ? માટે પ્રભુજી પાસે માગો તોજ પ્રભુજી આપે.

**વૈરાજ**—ઇશ્વર પાસે રૂપીયા માગીએ અને ઇશ્વર રૂપીયા આપે એ વાત તો મેં આજેજ સાંભળી ! લ્યોને ત્યારે હું આજ ઘડી પ્રભુજી પાસે માગુંછું. (હાથ જોડીને ઇશ્વર પાસ માગતા). પ્રભુજી ! હું આપને હાથ જોડીને વિનવુંછું કે એક લાખ રૂપીયા મને આપવા કૃપા કરો !

**નોકર**—( આવતાં. વૈરાજને ). બાપુ ! રાજ્યમાતા સુરસુંદરી તરફથી મુનિમ આવ્યાછે તે તાકીદથી રૂબરૂમાં મળવા માગેછે.

**વૈરાજ**—( નોકરને ). બહાર બેસવા દે. જોજે વળી વગર વિચાર્યો જેને તેને અહીં મોકલી આપતો.

**કેશિનિ**—( નોકરને ). રાજ્યમાતાના મુનિમને બહાર બેસાડશો નહી અને ખોટી થવા દેશો નહી. એમને અહીં ઝટ મોકલો. ( નોકર જાયછે ). ( વૈરાજને ). આ પ્રમાણે તમે કોઈ મળવા આવેલા માણસને બહાર બેસાડો અને ખોટી કરો એ તો મને ગમતું નથી. આ પ્રમાણે કોઇની સાથે વર્તન કરવામાં આવે તો તેને બહુ ખોટું લાગે. સભ્યતા તો તમારામાં અવશ્ય જોઇએ. તમે કોણ ! સુરસુંદરી રાજ્યમાતા જેને આખાં રાજ્યની પ્રજા નમન કરે, જેના માટે સમગ્ર પ્રજાજન પોતાનું તન મન ધન અર્પણ કરે, તેના તમે પિત્રાઈ ભાઈ ! એ તમારૂં કેવું અહોભાગ્ય ! આવું અહોભાગ્ય તમારાં પૂર્વનાં શું પુણ્યથી અને શું ભગવાન ભક્તિના પ્રભાવથી તમને આ ભવમાં પ્રાપ્ત થયું હશે ! અને, વળી, એ બહેનના તમે શાણા, સમજણા, ધર્મપરાયણ, નીતિવાન ભાઈ ! તો એ બહેનના પણ કેવાં અહોભાગ્ય કે તમારા જેવા પિત્રાઇ ભાઈ એમને મળ્યાછે ! અને જે લોકો સર્વથી મોટાં તેમનો વિનય પણ સર્વથી વધુ અને વિશિષ્ટ હોવો જોઇએ. ( મુનિમ નોકર સાથે આવેછે તેને ). મુનિમજી ! પધારો, વિશ્રામ લ્યો, માર્ગમાં થાક લાગ્યો હશે. આ ઘર આપનુંજ છે અને આપ નિરાંતે બેસો, સુવો. ( નોકરને ). જા, મુનિમજી માટે જળ લઇ આવ. ( નોકર જાયછે ). આપની પાઘડી ખેશ ઉતારો, મને આપો, હું સંભાળથી અહીં બાજુએ મુકીશ. ( મુનિમ ખેશ પાઘડી ઉતારીને તેણીને આપેછે તે તેણી સંભાળથી બાજુએ મુકેછે ). ( નોકર પાણી લાવેછે તે મુનિમને આપતાં ). મુનિમ સાહેબ ! પાણી પીવો. ( મુનિમ પાણી પીયેછે ).

**મુનિમ**—પાણી ઠંડું છે એટલે મારી થાક ઉતરી ગઇ. તમારી મોટી મેહેરબાની થઇ. (વૈરાજને). રાજ્યમાતાએ બે લાખ રૂપીયા આપને આપવા માટે મારી સાથે મોકલ્યાછે તે આપ લ્યો અને આ ચીઠીનો કાંઈ જવાબ નથી માગ્યો તે માટે જાવુંછું, મારાથી વધારે થોભાય તેમ નથી. (રૂપીયા આપીને જવા ઉભો થાયછે. ખેશ પાઘડી પહેરેછે).

**વૈરાજ**—(રૂપીયા લેતાં). સુરસુંદરી બહેને મારા ઉપર બહુ મહેરબાની કરીછે! આપ જરા થોભો તો હું રૂપીયા પહોંચ્યાની પહોંચ લખી આપું.

**મુનિમ**—પહોંચ લેવાનો મને રાજ્યમાતાનો હુકમ નથી માટે હું જઇશ. (જાયછે).

**કેશિનિ**—પધારજો મુનિમજી. જરા થોભ્યા હોત અને ભોજન કરીને ગયા હોત તો સારૂં. (મુનિમ જાયછે). (વૈરાજને). કેમ કાંઇ સમજ પડી? પ્રભુજી પાસે તમે લાખ રૂપીયા માગ્યા તેજ પઠી બે લાખ રૂપીયા પ્રભુજીએ મોકલી આપ્યા કે નહી?

**વૈરાજ**—ખરે, મેં પ્રભુજી પાસે રૂપીયા માગ્યા અને તેજ ઘડી તેમણે આપ્યા! એ વાત ખરી, અને એ વાત જગતમાં હું સર્વ કોઇને જગજગે કહી સંભળાવીશ, ગાઇ બતાવીશ. પ્રભુજી મનુષ્યની અભિલાષા આ પ્રમાણે પૂર્ણ કરેછે એ આ પળેજ મેં જાણ્યું અને અનુભવ્યું! પણ, લાવો, સુરસુંદરીની ચીઠી તો વાંચીએ. (ચીઠી ખોલેછે અને વાંચેછે).

પ્રિય ભાઈ વૈરાજ,

તમે તમારાં જરૂરી કામ માટે બે લાખ રૂપીયા તાતજી પાસે લેવા આવ્યા ત્યારે તાતજી બહાર જવાની ઉતાવળમાં હોવાને લીધે કે કોણ જાણે કેમ તમારી જરૂરની વાત ઉપર પુરતું ધ્યાન આપી શકયા નહી. પણ, ભાઈ, તમો ભાઈ પઇસાની ભીડ ભોગવો એ એક તમારી બહેન તરીકે હું દેખી શકું નહી, માટે મારા પોતાના રૂપીયામાંથી બે લાખ રૂપીયા મેં મારા તરફથી તમારા ઉપર મોકલી આપ્યાછે તે તમારા ખપમાં લેશો. એ પઇસા મોકલતા મને જરા વાર થઇછે તે માટે માફ કરશો. અને તમો ભાઇને નવરાસ હોય ત્યારે જરૂર મળવા આવશો કારણ ભાઇને દેખીને બહેન રાજી થાય એ બહેનનો ધર્મ છે.

લી. વહાલી બહેન.

સુરસુંદરીના યથાયોગ્ય વાંચશો.

**કેશિનિ**—તમારી પ્રતિ આ બહેનનું વાત્સલ્ય કેટલું છે! વિવેકની વિશિષ્ટતા કેવી છે! મેં હમણાજ તમને કહ્યું કે જે સજ્જનો મહા ઉચ્ચ સ્થાને છે તેનામાં વિવેકની પૂર્ણતા અવશ્ય હોવીજ જોઇએ. અને, જુવો, એક બીજી વાત હું તમને કહું, પણ એ શરતે કે તમે મારા ઉપરથી હેત નહી ઉતારી નાખો તો. હું મારાં મનની એ વાત કહું તો તમે મારા ઉપરની પ્રીત તો ઉતારી નહી નાખોને?

**વૈરાજ**—ગાંડાં થશો ગાંડાં.

**કેશિનિ**—લ્યો, ત્યારે મારે જે કહેવાનુંછે તે કહુંછું. હું એમ કહુંછું કે તમે કહેતા હતા કે પ્રભુજી તમને રૂપીયા આપે તો એ રૂપીયા હું તને આપી દઈશ. માટે આ એ લાખ રૂપીયા તમને મળ્યાછે તે મને આપી દો તો સારૂં. માગતાં મને શરમ લાગેછે પણ રૂપીયા મને બહુ વહાલા છે એટલે માગુંછું.

**વૈરાજ**—(તેણીને એ લાખ રૂપીયા આપી દેતાં). તમારા માટેજ મેં આ રૂપીયા પ્રભુજી પાસે માગ્યાછે, અને તમારા માટેજ એમણે એ રૂપીયા મને આપ્યાછે. અને તમારાજ એ રૂપીયા છે, માટે સુખેથી લ્યો.

**કેશિનિ**—(રૂપીયા લેતા). લાવો, ત્યારે લેવુંછું. તમને તો રૂપીયા આપવા સહેલ છે કારણકે તમે તો જે ઘડી પ્રભુજી પાસે રૂપીયા માગોછો તે ઘડી પ્રભુજી તમને રૂપીયા આપેછે. અને પ્રભુજી તમને રૂપીયા આપનારા છે તો તમારે ઘડીએ અને પલકે શામાટે એમની પાસે ના માગવા? માટે, હવે તો તમે દરરોજ પ્રભુજી પાસે વધારે અને વધારે રૂપીયા માગતા રહેજો. અને રૂપીયા સાથે એક બીજું પણ માગતા રહો તો સારૂં.

**વૈરાજ**—તમે સલાહ આપશો અને સૂચવશો તે સર્વ પ્રભુની પાસે હું માગીશ.

**કેશિનિ**—તો મારી સલાહ એ છે કે સુમતિ, સુનીતિ અને સદ્ધર્મ, જોકે તમારામાં એ બધા છે તોપણ માગજો, કારણ એ વિનાનો પઇસો ધૂળ છે.

**વૈરાજ**—સુમતિ, સુનીતિ, સદ્ધર્મ, એ તો મારે અવશ્ય પ્રભુ પાસે માગવાંજ પડશે કારણ એમાંનું કાઇએ મારામા લગીરે નથી એ હું સારી પેઠે જાણુંછું.

**કેશિનિ**—મારી તો ખાસ વિનંતિ છે કે તમે ગમે તો દ્રવ્ય પ્રભુજી પાસે ના માગતા પણ સુમતિ, સુનીતિ અને સદ્ધર્મનું દાન તો જરૂર પ્રભુજી પાસે માગશો. સત્ય, દયા, એ સર્વ સદગુણો જરૂર માગશો, કારણ એ સર્વ પરમાત્માએ વિશ્વમા સ્થાપિત કરેલા ન્યાય બંધારણ, એટલે કરણી તેવી પાર ઉતરણી, એ ન્યાયના મૂળતત્વો છે. જે કોઈ સુકૃત્ય કરેછે તેની તે સુકૃત્ય થકી વિશિષ્ટ ઉન્નતિ સંપૂર્ણ રીતે આપોઆપ થાયછે, અને જે દુષ્કૃત્ય કરેછે તેની તે દુષ્કૃત્ય થકી આપોઆપ અધોગતિ થાયછે. જે કોઇ પોતાનાં હૃદયના દુર્ગુણોના મળનો ત્યાગ કરેછે તેને આપોઆપ હૃદયમાં સદગુણ અને વિશુદ્ધતા પ્રાપ્ત થાયછે. જે મનુષ્ય જગતમાં ન્યાયી છે તે સાક્ષાત ઈશ્વરની મૂર્તિ છે કેમકે ઇશ્વર ન્યાયમય છે, અને ન્યાયી મનુષ્યમાં પ્રભુજીનું નિડરપણું, પ્રભુજીનું અમરત્વ, અને પ્રભુજીનો પ્રભાવ પ્રગટેછે. જે મનુષ્ય છળકપટ અન્ય જન તરફ આદરેછે તે પોતાની પ્રતિજ છળકપટ રચેછે, અને પોતાનાં ઉચ્ચ સ્વરૂપનુંજ ભાન ભુલેછે. કોઇ ચોરી કરનારો દ્રવ્યવાન થયો નથી; ચોરનાં પોટલે ધૂળની ધૂળ એ તો જગ કહેણી છે. દાનથી કોઇ દાતાર કદી નિર્ધન થયો નથી. નિજ કૃત્યમાં લેશ પણ જુઠાણું, જુઠાણાનો લેશ પાશ પણ, પ્રત્યેક સુકૃત્યને મલિન કરેછે અને સુકૃત્યનું શુભ ફળ હણી લેછે. સદા સત્યનું આચરણ કરશો તો જગતમાં ભૂમિમાં ઉગતું ઘાસ શું, કે નદી, સરોવર, વૃક્ષ, સૂર્ય, ચંદ્ર, તારલા, સર્વ

તમારાં સત્યમાં તમને ટેકો આપીને તમારા સત્ય બોલનું સમર્થન કરશે. અને જે કોઈ મનુષ્ય આવા સદ્દગુણોનો ત્યાગ કરેછે તે પોતાનું સર્વ બળ તથા ઐશ્વર્ય વ્યર્થ ગુમાવી બેસેછે. આવો મનુષ્ય તેની દરેક શક્તિમાં, તેનાં દરેક સામર્થ્યમાં, પ્રતિદિન સુકાતો જાયછે, ગળતો જાયછે, અને છેવટે એક તણખલાં સમાન નિર્બળ અને શૂન્ય થતો જાયછે, જેથી જ્યારે દુર્ગુણોની તેનામા પરાકાષ્ટા સ્થાપિત થાયછે ત્યારે તેના દુર્ગુણોને લીધે તે એવો નિર્બળ, નિસ્તેજ, નિર્જીવ થઇ ગયેલો હોયછે કે જીવતાં પણ મુવેલા સમાનજ છે, પછી તમને તે બહારથી ભલેને જીવતો દેખાતો હોય. માટે આ સઘળા સદ્દગુણો, સુનીતિ, સુમતિ એ સર્વે જે ધર્મના આશ્રયે રહેલાછે તે ધર્માનુસાર જગતમાં વર્તન રાખો, કર્તવ્ય કરો, આયુષ્ય કાળ નિર્ગમન કરો. ધર્મ એ મનુષ્યજાતિના ઉરમાં સ્થાપિત થયેલું અને બુદ્ધિમાં ગ્રાહ્ય થએલું પ્રભુજીનું અને આત્માનું જ્ઞાન છે. જ્યાં સુધી મનુષ્યનું કાળજું ધબકેછે અને તે જીવતો છે, જ્યાંસુધી મનુષ્યની બુદ્ધિ વિચાર કરેછે અને દીવાની નથી બની ગઇ, ત્યાં સુધી મનુષ્ય અવતારમાં મનુષ્ય પ્રભુજી સબંધનાં જ્ઞાનથી અથવા એ જ્ઞાનના આભાસથી મુક્ત હોઇ શકતું નથી. મનુષ્ય અવતાર એટલેજ એવો અવતાર જેમાં પ્રભુજી અને આત્માનાં જ્ઞાનની પ્રાપ્તિ સહિતનો અવતાર. અને ધર્મના રૂપી કાંટો એવો છે કે જગતમાં કોઇ બળિયો તેને ડગાવી નીચે નમાવી શકયો નથી અને શકશે પણ નહી.

**નોકર**—(આવતાં. વૈરાજને). આપના મિત્રો મળવા આવ્યાછે.

**કેશિનિ**—(વૈરાજને). તમે જાતે જઇને તમારા મિત્રોને બોલાવી લાવો. પરંતુ તમે એમનાથી આડા નહી દોરવાતાં તેમને સન્માર્ગે લાવવા તમે પ્રયત્ન કરશો. હું હવે જઇશ. અને તમારા આ રૂપીયા હું લઇ જાવુંછું તે માટે લેશ પણ ચિંતા કરશો નહી. એ રૂપીયા તમારાજ છે અને તમારાજ રહેશે. તમે ધર્મના માર્ગમાં, પ્રભુજીન દાસત્વમાં પ્રવૃત્ત રહેજો. હું બનશે તેટલી વહેલી પાછી આવીશ અને વળી યોગ્ય સમય આવતાં તમારાં ઘર તમારી સાથે રહીશ. તમે જાવો, મિત્રોને બોલાવો. બહાર એ લોકો ખોટી થતા હશે. (બાજુના ઓરડામાં છુપાયછે).

**વૈરાજ**—હા, હું મિત્રોને બોલાવવા જાવુંછું. તમે જવા કહોછો તો ભલે જજો. (જતાં, સ્વગત). કેશિનિનો શું દૈવી પ્રભાવ! પ્રભુનો સાક્ષાત્કાર જે યોગીઓને હજારો વર્ષનાં તપનાં બળથી શકય નહી તે મને એક પળ માત્રમાં તેણીએ કરાવ્યો! વૈરાજ! માત્ર એક ઘડીભરના આ સુંદરીના પ્રભાવથી તું દાનવ મટી દેવ થયોછું તો જો લાંબો વખત તું તેણી સાથ રહેવા ભાગ્યશાળી થાય તો તું દેવતાઓમાં પણ તેમનો સર્વોપરી દેવતા થઇ રહે એમાં નવાઇ નહી! બસ, આ સુંદરીનાં શિક્ષણ પ્રમાણે પ્રભુજીનાં સ્તવનાં, ધર્મનાં આચરણમાં હવે હું તન્મય થઇ રહીશ. (જાયછે).

**કેશિનિ**—(છુપાયલી બહાર આવતાં. સ્વગત). મેં એમને સ્પષ્ટ કહ્યું કે તમારા રૂપીયા લેવુંછું તે જાળવી રાખી તમને પાછા આપવા, પણ રખેને એ કોઈ

પળે એવો વિચાર લઈ જાય કે હું રૂપીયા લઇને જતી રહીશ ! ના. ના. એવો વિચાર લઈ જાય એવા એ નથી. એ તો મારા કરતાં અધિક વિશિષ્ટ આત્મા છે. જે આત્મા માત્ર એક બે સારા બોલથી સઘળો સાર સમજી જાય તે કેવો વિશિષ્ટ આત્મા હોવો જોઇએ ! સ્વામી ! તમે તો મહા ઉન્નતિએ પહોંચેલા આત્મા છો. હુંજ અધમ છું કે વારાંગના બની તમને લૂંટવા આવી હતી ! તમે મારા પૂજ્ય ગુરૂ છો કે તમારી પ્રેમની વિશુદ્ધતા દેખીને હું મારા વિવેકમાં અને ધર્મમાં સ્થિર રહેવા વધુ શક્તિવાન થાવુંછું. મેં તમને ધર્મના માર્ગે ચઢાવ્યાછે અને તેમાં તમે સ્થાપિત થયાછો તો હું તમને ઝટ વરીને તમારી સાથે રહીશ અને તમારાં નાણાં તમને પાછાં આપીશ. અરે ! પણ કદાચને પ્રભુ ભક્તિમાંથી અને ધર્મના પંથથી એકાએક એ પાછા ભ્રષ્ટ થઇ જાય તો પછી મારા એમની સાથનાં લગ્ન દુઃખપ્રદ મને અને એમને થઈ પડે તે માટે એમને સન્માર્ગે ચઢાવીને તેમાં દ્રઢારૂઢ કર્યા પછી હું એમને વરવાની વાત કરીશ. અને પ્રભુજી ! તમારો પણ હું કેટલો પાડ માનું ? મેંતો ભાવી સ્વામીને માત્ર ધર્મમાં પ્રીતિ કરાવવા કહ્યું કે પ્રભુની પાસે રૂપીયા માગો તો તે તુરત તમને દેશે, અને તમે તો જે ઘડી એમણે લાખ રૂપીયા માગ્યા તેજ ઘડી એ લાખ રૂપીયા એમને આપી દીધા ! આવું આપનું પ્રાબલ્ય તો પ્રભુજી મને પોતાને પણ આજેજ સિદ્ધ થયું ! હું તો મારા ભાવી સ્વામીને આપની કૃપા સમજાવવા અપાવવા નીકળી હતી, પણ આપની કૃપા તો મનેજ સિદ્ધ થઈ ગઈ ! બાળે પતંગને વાયુમા ઉરાડી બીચારાની ચેષ્ટા જોવા ધારી હતી, પણ વાયુએ તો એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું, કે બાળકનાં માથાં ઉપરની ટોપી ઉરાડી કયાંની કયાં નાખી અને બાળક ટોપી પાછળ દોડયુંજ ગયું તો બાળકની ચેષ્ટા સર્વ કોઇથી થઈ ! રેલના જળ સમૃદ્ધ શહેરને તાણી જવા નીકળ્યાં હતા, પણ નહેરો એવી પાતાળ કે રેલનાં જળને કયાંયે પાતાળમા ઉતારી દીધા તે તેમને ખબર પણ ના પડી ! વૃક્ષે વાયુમાં પાંદડાં એવાં હલાવ્યાં કે વિદ્યાર્થીનાં લખવાના કાગળો કયાના કયાં ઉડી ગયાં, પણ પછી પાનખર રૂતુ એવી બેઠી કે વૃક્ષ ઉપર એકે પાંદડુંજ રહેવા નહી. પામ્યું એવા વૃક્ષના હાલ થયા ! પ્રભુજી, પ્રભુજી ! તમારો મહિમા તો મારાં પૂજ્ય મરહુમ કાકી મને બહુ બહુ સમજાવી ગયાછે અને હું સમજાુંછું પણ સારી પેઠે, માટે હવે તો વારાંગનાના અધમ ધંધાનો આશ્રય નહી લેતાં તમારાં શરણ આવીને રહીશું. રાજકુમાર એમના મિત્રોને લઇને આવ્યા ! લાવ છુપાઇ જાવું. (છુપાયછે).

**૧ મિત્ર**—(વૈરાજ મિત્રોને લઇ આવતાં. તેને). હવે અમારી સંગાથે ના આવવું હોય તો ના કહી દો તો અમે બોલાવવા ના આવીએ.

**૨ મિત્ર**—હવે, આ કોઈની શિખામણથી શાણા સમજણા થવા નીકળ્યા હશો તો પસ્તાશો.

**વૈરાજ**—ભાઈ, હું તમારી સાથે બહુ દિવસ આવ્યો; જુગાર, અનિતિ, અધર્મ એ સર્વમાં પુષ્કળ રમ્યો. પણ હવે થાકીને હારીને બેઠોછું. હવે એમાં ડગલું આગળ ભરવા નથી હામ, નથી શકિત. અને તમે ભાઇઓ પણ છેવટે થાકશો

અને હારશો, માટે હમણાજ થોભી જાવો તો સારૂં.

**૧ મિત્ર**—હવે તમે આ ડાહ્યા ડમરા કેટલા દિવસ રહેવાના તે અમે જોઇએ છીએ.

**૨ મિત્ર**—(૧ મિત્રને). ચાલ, ભાઇ, ચાલ. એમને ના આવવું હોય તો આપણે ક્યાં પરાણે લઇ જવાછે ! (બેઉ જવાનું કરેછે).

**વૈરાજ**—(તેમને જતા રોકીને). તમે મને બોલાવવા આવ્યાછો તો જરીક વાર પણ બેસો. અને આપણે કાંઇ વિચારની, કાંઈ લાભની વાત કરીએ. જુગાર, છળ-કપટ, મદિરા, કુચ્છંદ એ સર્વમાં આપણે કોઇએ કાંઇ બાકી નથી રાખ્યું. હવે આપણે બીજું કાંઇ હાથ ધરીએ. આજે આપણે ધર્મ ઉપર વાતચીત કરીએ, એક બીજાના મત દર્શાવીએ, એવો મારો વિચાર છે માટે થાભો તો સારૂં.

**૧ મિત્ર**—અમને નવરાસ નથી કે બેસીએ.

**વૈરાજ**—ત્યારે તમે કહો તો તમારા નવરાસના વખતે આ ધર્મના વિષય ઉપર વાત કરવા હું તમારાં ઘર આવું.

**૧ મિત્ર**—( ૨ મિત્રને ). ચાલ, ભાઈ, છાનો માનો ચાલ. ( જાયછે ).

**વૈરાજ**—ભાઇ ! હું તમને વળાવવા આવુછું, તમે જરા ધીમે તો હીંડો. ( મિત્રોને વળાવવા જાયછે ).

**કેશિનિ**—(છુપાયલી બહાર આવતાં. સ્વગત). ઠીક થયું કે હું છુપાઇને ઉભી રહી અને ઘર ના ગઈ. ભાવી સ્વામી પ્રભુજીના માર્ગે બરાબર વળ્યાછે એ એમના મિત્રો સાથની વાત ઉપરથી મને સિદ્ધ થાયછે અને તેથી મને અપરિમિત હર્ષ થાયછે. ( મિત્રોને વળાવીને વૈરાજ પાછો આવેછે. તેને ). હું તો ઘર નથી ગઈ. મેં જાણ્યું તમારા મિત્રો તમને મળીને જાય પછીજ હું જાવું તેથી હું પાસેના ઓરડામાં થોભી ગઇ.

**વૈરાજ**—ભલે થોભ્યાં, મારાં ધન્યભાગ્ય, ધન્ય ઘડી કે તમે મારાં ઘર થોભો.

**કેશિનિ**—રાજકુમાર ! તમે પ્રભુજીના માર્ગે વળ્યાછો, અને તમારા મિત્રોને પણ એ માર્ગે વાળવા પ્રયત્ન કરોછો, તેથી મને હદપાર આનંદ થાયછે. અને મારો જીવ કહેછે કે પ્રભુજીના માર્ગ સબંધી ગઇ કાલે રાત્રે શાસ્રમાં મેં જે વાંચ્યું તે તમને કહી સંભળાવું. માટે, જો તમને નવરાસ હોય અને તમારી આજ્ઞા હોય તો પ્રભુજીના માર્ગની સમજણ રૂપે શાસ્રમાં મેં જે વાંચ્યુંછે તે તમને યથા-શક્તિ કહું.

**વૈરાજ**—હું તો નવરો છું. મને કાંઇ કામ નથી. તમે જાણોછો કે હું કાંઈ બ્યાપાર ધંધો કે નોકરી ચાકરી કરતો નથી, પછી વળી મને કામ શું હોય કે મને કામમાં નવરાસ નહી હોય ! માટે, પ્રભુ માર્ગ સબંધી તમે જે કાંઇ કહેશો તે હું ધ્યાનથી અને હર્ષથી સાંભળીશ.

**કેશિનિ**—રાજકુમાર ! સાંભળો. જુવો, હું તો વારાંગનાનો અધમ ધંધો અંગિકાર કરવા નીકળી હતી, અને તમારી પાસે પ્રથમ આવી તે પણ એક વારાંગના તરીકે

તમને ફોસલાવીને અને રીઝવીને તમારૂં ધન લૂંટવા. પણ, એક વૃદ્ધ બાઇએ મારી ભૂલ ભાંગી, અને વારાંગનાનો અધમ ધંધો મુકાવ્યો. અને આ બીજી વખતની તમારી પાસે આવીછું તે એક વારાંગના તરીકે તમને લૂંટવા નહી, પણ તમારી એક દાસી તરીકે તમારાં ધનમાલ જાળવવા, અને દરેક રીતે તમને ઉપયોગી અને સહાયભૂત થઈ પડવા. હું જે વારાંગના થવા નીકળી હતી તેનામાં વળી ડહાપણ કયાંથી આવી ગયું એવી શંકા તમને આ પળે થતી હશે, અને તે શંકાનાં સમાધાન અર્થે મારે તમને સમજ પાડવાનીછે કે મારા પૂજ્ય કાકા તથા કાકીનાં શિક્ષણથી ધર્મશાસ્ત્રોનો અભ્યાસ મેં પુરેપુરો કર્યો હતો, પરંતુ એ પુજ્ય કાકા કાકીના સ્વર્ગવાસ પછી દૈવયોગે એવી વિપરિત મતિ મને ઘેરવા લાગી કે વારાંગનાના ધંધામાં સદા સુખ છે માટે એ ધંધો મારે લેવો, અને એ ધંધો લેવા હું નીકળી, અને વારાંગનાના ધંધા નિમિત્તે હું તમારા પરિચયમાં આવી. અને તમારા પરિચયમાં આવતાં મને એક વૃદ્ધ માતા તુલ્ય બાઇએ મને વારાગનાના ધંધાની નિષ્ઠુરતા સમજ પાડતાં, હું વારાંગના ટળી સતી સીતા થઇછું એમ કહેવાની હામ દીલે ધરૂંછું. જે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન વારાંગનાના ધંધામાં વિસારી દેવાવાનું હતું, તે ધર્મજ્ઞાન વારાંગનાનો ધંધો પડતો મુકતાં મારામાં સજીવન થયુંછે, અને હું જે કાંઈ ધર્મજ્ઞાન ધરાવુંછું તે મારાં સ્વર્ગસ્થ કાકા કાકીએ મને ઉપદેશેલું જ્ઞાનજ છે. એ જ્ઞાન કાંઇ મારા મગજના તરંગો નથી કે કપોલસૃષ્ટિ પ્રમાણુશો નહી, અને ધર્મશાસ્ત્રના મારા પ્રત્યેક બોલ ઉપર પૂર્ણ આસ્થા રાખશો. હવે, ત્યારે પ્રભુ માર્ગ સબંધમાં મેં જે કાલે વાંચ્યુંછે તે તમને કહું. પ્રભુજીનો પંથ મનુષ્ય માટે રૂડો છે અને એ પંથે વળેલાં મનુષ્યો સુખી થાયછે. પણ ઠાલી હાથે પ્રભુ માર્ગે ચઢવું એ મનુષ્ય માટે હિતકારક નથી. ભોજન કરવુંછે અને ચૂલે માંહે દાળભાત વિનાની તપેલી ચઢાવીછે તો ભોજન પમાવાનું નથી; વૃષા રૂતુ આવતાં ખેડયા વગરનું ખેતર કાંઈ ધાન્યના વિપુલ પાક ખેડૂતને દઇ શકવાનું નથી; કુવામાંથી જળ કહાડવા સુંદરી સંચરી તો દોરી લોટો જળ કહાડવા સંગાથે લીધા વિના જતાં તેણી કાંઈ કુવાનાં જળ ઘર લાવી શકવાની નથી; માટે, પ્રભુ માર્ગે વળતાં એ માર્ગની સામગ્રીઓ મનુષ્યે અવશ્ય પ્રથમ તૈયાર કરવી જોઈએ. તમે કદાચ મનમાં વિચાર કરતા હશો કે પ્રભુજીના માર્ગે જવું છે તો પછી કાંઇ પણ સામગ્રીઓનું પ્રયોજન કોઇ રીતે રહેતુંજ નથી, કારણકે પ્રભુ માર્ગમા તો પ્રભુજી સર્વ આવશ્યક વસ્તુઓ મનુષ્યને પુરી પાડતા હશે. તમે વિચાર કરતા હશો કે રાત્રિએ ગગનનું નિરિક્ષણ કરવા કોઇ મનુષ્ય ઘરની બહાર નીકળ્યો તો ગગનના તારલાઓ ઢુંડવા તેને કાંઇ આઘે જવું પડે કે કાંઇ ઉગ્ર પરિશ્રમ લેવો પડે તેમ નથી, કારણકે ગગનનું નિરિક્ષણ રાત્રિએ કરનાર મનુષ્યને તારલાઓ, અહો, સર્વ તેની ચક્ષુ સમીપ આવી આપોઆપ ઉભા રહેછે; તમે વિચાર કરતા હશો કે સુંદરી ઘડો માથે મુકી સરિતા તીરે જળ ભરવા નીકળી તો સરિતાનાં અમુક જળ તેણી પાસેથી કાંઇ વહી ગયાં તો પછી તેણી ઘડો

જગાથી ભર્યાં વિના રહેવાની એવુ કાંઈ છેજ નહી, કારણકે સરિતાના અમુક જળ તેણી પાસેથી વહી ગયાં તો બીજાં જળ તુરતજ તેણી પાસે વહન કરતાં આવેલાજ જાણવાં; તમે વિચાર કરતા હશો કે નાનાં બાળે બોલવાનું શરૂ કરતાં, નિર્દોષતાથી અશુદ્ધ પણ પ્રિય ઉચ્ચારો કરવા માંડયા, તો બાળે ચિંતા નથી કરવાની કે બધું બરાબર બોલતાં મને કોણ કયારે શીખવશે, કારણકે તે બાળને બોલતાં શીખવવા માટે તો સગાંસબંધિ, ત્રાહિત જન, સર્વ કોઈ હેતે પરિશ્રમ લેશે; તેમજ જે મનુષ્યો પ્રભુજી પ્રતિ વળ્યા તેમણે પ્રભુજીના માર્ગ માટેની કાઇ સામગ્રીઓ તૈયાર કરવાની આવશ્યકતા રહેતી નથી. પણ, રાજકુમાર, તમે પોતે કબુલ કરશો કે પગ બળવાન હોય નહીં અને પગ લૂલા લંગડા કે ભાંગેલા હોય તો વનવગડાની વાટો કાપવા નીકળવું એ તો વનવગડામાં બેસી પડી અટકી પડી મહા દુ:ખી થવાની વાતજ થઇ; વ્યાપારી મોટા પાયા ઉપર વ્યાપાર કરવા નીકળ્યો પણ પાસે પાઇની પણ મુડી નથી, તો પછી તે લાખો રૂપીયા કમાવાનો નથી અને લક્ષાધિપતિ થવાનો નથી એ તો સ્પષ્ટ વાતજ છે; સરોવર જળથી ભરેલું હોય તો તેનાં તીરે પશુ પંખી અને સકળ જીવજંત તૃષા છીપાવવા આવે અને રાગ રંગે ત્યાં નાચે કુદે અને ઉડે, પણ સરોવર તો જળ વિનાનું શુષ્ક થઇ પડયું હોય તો પછી ત્યાં પશુપંખી અને સકળ જીવજંતોનો સમુદાય એકઠો થવાનો નથી અને સરોવરના જય જયકાર બોલાવાના નથી એ તો સમજવું સહેલું છે; તેમજ પ્રભુજીના માર્ગે મનુષ્ય વળે તો તેણે તે માર્ગની આવશ્યક સામગ્રીઓ તો અવશ્ય યોજવીજ જોઇએ. એ સામગ્રીઓમાં મૂખ્ય બે છે. પ્રથમ સામગ્રી તે એ કે પૂર્વનાં પાપિષ્ટ કૃત્યો માટે તીવ્ર પશ્ચાતાપ, અને દ્વિતીય સામગ્રી એ કે એ પશ્ચાતાપ દ્વારા ઉદ્ભવતી શરીર, મન અને હૃદયની નિર્મળતા અને વિશુદ્ધતા. પશ્ચાતાપનું પ્રયોજન એ છે કે પશ્ચાતાપ એક પ્રચંડ દાવાગ્નિ છે અને એમાં પુજ રૂપી પાપો બળી ભસ્મ થઇ જાયછે. જેમ એક નાનકડી કુંચી, તાળું ખોલીને પટારા માંહેનું સર્વ દ્રવ્ય પળમાં બારેવાટ તેમજ હતું નહી હતું કરવા સમર્થ છે; જેમ શરીરની નસોમાં વહન કરતાં રૂધિરમાં સર્પડંસનું એક વિષબિંદુ તે રૂધિરની ગતિને પળમાં શિથલ કરી નાખી મનુષ્યને મૃત્યુ સ્થિતિ પ્રાપ્ત કરાવવા સમર્થ છે; જેમ કુંભારની ઇંટની ભઠ્ઠીમાં સયુક્તિક મુકાયલો એક અંગારો તે ભઠ્ઠીમાંની તમામ ઈંટોને શેકી નાખવા સમર્થ છે; તેમ પશ્ચાતાપ પૂર્વના પાપોનો મોટા પ્રમાણમાં નાશ કરવા સમર્થ છે. મનુષ્ય જે પ્રથમ મદમાં મરતો, અભિમાનના એઠવાડમાં આલોટતો, મમતાના મુઝારાથી મૂઢ બની રહેતો, પ્રમાદ પુંશ્ચલી સાથે પ્રીત કરતો, તે પશ્ચાતાપ થકી પોતાની સકળ દુષ્ટતા તેનાં મલિન સ્વરૂપમાં નિહાળી, તેથી લજ્જા પામી, ભયભીત બની, પછીથી નમ્રતાને નમન કરે છે, અભિમાનને હડસેલી મુકેછે, પ્રમાદ પુંજને પરહરેછે, મમતાનાં મગફળને સળગાવી મુકેછે. આ પ્રમાણે અભિમાન, પ્રમાદ, મમતા, એ સર્વનો નાશ થતાં, મનુષ્યમાં નિર્દોષ નમ્રતા સ્ફુરી નીકળેછે; અને એ નમ્રતા પ્રગટતાં મનુષ્યને

તેનાં પૂર્વનાં પાપિષ્ટ આચરણ થકી તેના પોતાના માટે એવો તિરસ્કાર ઉપજેછે કે એનું ચાલે તો એ પોતાની એ પ્રમાદી અભિમાની દેહને સ્મશાનમાં લઈ જઇને પોતાના હાથે તેને બાળી ભસ્મ કરી આવે. જેમ જેમ મનુષ્ય તેનાં પૂર્વનાં દુરાચરણ માટેના પશ્ચાતાપમાં આગળ વધેછે તેમ તેમ એને સિદ્ધ થાયછે કે હવે તો મારે એવું નિર્દોષ વર્તન ધારણ કરવું કે હું જીવતો છતાં જાણે મુવેલોજ હોવું, અર્થાત, મારૂં આચરણ હું હવે એવું કરૂં કે મારામાંથી કાંઈ અનિષ્ટ કાર્ય પરિણમે નહી, અને મારાથી કોઇ જીવાત્મા આ સૃષ્ટિમાં લેશ ઉપદ્રવ અનુભવે નહી. અને તેવા મનુષ્યની રગેરગમાં વ્યાપી રહેલી નમ્રતા તેનાં મુખથી અહર્નિશ ઉચ્ચારણ કરાવેછે કે હવે હું સર્વ કાંઇ કરીશ પણ અભિમાન અને પાપબુદ્ધિથી પ્રેરાઇ અન્ય જનને લેશ પીડા પહોચાડનારૂં કૃત્ય હું કદી નહી કરીશ. પશ્ચાતાપ પ્રયોગમાં મનુષ્ય તેના પૂર્વના સઘળા દોષોને એક પછી એક હાથમાં લઈ, તેમની અધમતાનું પ્રથક્કરણ કરી, તેમના કકડા કરી, તેમને પોતાની બહાર ઠલવી નાખેછે. આ રીતે પોતાના પ્રથમના દોષોનું ઉચ્છેદન કરતાં, મનુષ્યનાં શરીરને, મનને, હૃદયને મહા કષ્ટ વેઠવું પડેછે, કારણકે પશ્ચાતાપ પરત્વે આ સ્થૂલ દેહને બળતી ચિતા ઉપર લઈ જઈ બાળી ભસ્મ કરવા, મનને તેની સકળ આકાંક્ષા તથા અભિલાષાઓમાં નિષ્ફળ કરી તેને છેવટે ખિન્નખિન્ન કરવા, અને હૃદયની સકળ વાંચ્છાઓને જાણે વિષડંસ દઇ દઇને મૃત્યુવશ કરવા, મનુષ્ય ઉદ્યુકત બનેછે, અને નથી જોતો રાત કે દિવસ, નથી જોતો પળ કે ચોઘડિયું, નથી જોતો માસ કે વર્ષ, નથી જોતો કાંઈ અમુક કાળ કે આખો ભવ, પણ માત્ર એક પશ્ચાતાપના પ્રહારથી પોતામા તે જ્યા જ્યાં દોષ દેખેછે ત્યાં પ્રચંડ પ્રહાર કરેછે. અને શરીરને તથા મનને તથા હૃદયને એ રીતે દોષરહિત કરીને, નિર્મળ કરીને, વિશુદ્ધ કરીને, પોતાના વશ વર્તાવેછે, અને પ્રભુ ઇચ્છાને આધીન કરી મુકેછે. જ્યારે વંટોળિયો વાવા માડેછે, ત્યારે તે નથી જોતો ભૂમિ ઉપરનું તણખલું કે નથી જોતો સુંદરીનાં અંગ ઉપરનાં વસ્ત્ર, કે નથી જોતો સમૃદ્ધ શહેર, કે નથી જોતો વનવગડો, પણ સર્વત્ર ફુંકા, વેગે વિચરી, સર્વ કોઇને અનેક રીતની પીડા કરેછે; જ્યારે બાળ અમુક વસ્તુ લેવા જક લઇ બેસેછે તો પછી નથી જોતું તેનાં પ્રિય રમકડાં, કે નથી જોતું તેને જન્મ દેનાર માતપિતા, કે નથી જોતું કાંઈ ખાવાપીવાનું, પણ સર્વનો અનાદર કરી બસ પોતાની એક વસ્તુને અવલંબીનેજ બેસેછે; જ્યારે અનાવૃષ્ટિ ભૂમિમાતને ભેટવા નીકળેછે ત્યારે નથી કરતી તે ગરીબડા ખેડુતની નિરાશાનો વિચાર, કે નથી કરતી દુ:ખી માબાપનાં ભૂખે મરતાં બાળ બચ્ચાંઓનો વિચાર, કે નથી કરતી તે જળ રહિત અને ખાલી પડેલાં નદી સરોવરનો વિચાર. તેમ, પ્રભુના માર્ગે ચઢતાં, મનુષ્ય પશ્ચાતાપમાં પ્રીતીવાન થતાં, નથી સંભાળતો પછી તે તેની દેહને કે મનને, કે હૃદયને, કે આત્માને, પણ એ સર્વે જો પ્રભુજીના માર્ગમાં વિઘ્ન કરતાં જણાયાં તો તેમનું જડમૂળથી ઉન્મૂલન કરી નાખવુંજ સમજેછે. અને પશ્ચાતાપથી પોતાના દોષોમાંથી મુક્ત થતાં, મનુષ્ય જે પ્રથમ કાંઇક વર્ષો જતાં એક પગલું પ્રભુ માર્ગમાં ભરતો તે

હવે વિદ્યુતના વેગે પ્રભુ માર્ગમાં ગતિ કરેછે. લખોટો જે સપાટ ભૂમિ ઉપર માત્ર લેશ ગબડી જાણતો તે નીચા ઢોળાવવાળી ભૂમિ પ્રાપ્ત થતાં એકદમ પડતું મુકી ગબડેછે; આંબો જે આઠ દિવસે એક કેરી નહી દેતો તે તેની ૠતુ આવતાં હજારો કેરીઓ આપવા માંડેછે; સૂર્યનારાયણ જે રાત્રિએ પૃથ્વીને કહે હું તારો સંગાથી નહી તે પ્રાતઃકાળ થતાં પૃથ્વીની સેવામાં કાંઈ દસ બાર કલાક ઉભા રહેછે; અને આ પ્રમાણે મનુષ્ય પ્રભુ માર્ગમાં વેગે દોડવા માંડેછે તેનું કારણ એ છે કે આ માર્ગમાં તેને મહા છેટેથી પ્રભુજીનું કાંઇક દર્શન થાયછે, અને તેથી એ પ્રભુજીની સમીપમા પહોંચી એ પ્રભુજીના સૌંદર્ય અને ઐશ્વર્ય-યુક્ત દર્શન માટે તે પછી પોતાથી દોડાય તેટલું દોડેછે. અને પ્રભુજી પ્રતિ મનુષ્ય દોડેછે તેનું કારણ એટલું છે કે દુષ્ટ કૃત્યો માટેના પશ્ચાતાપથી તે સાત્વિક વૃત્તિનો થતાં, પ્રથમ જોકે તે ઇંદ્રિયજન્ય સુખમાં સુખ પામતો હતો તોપણ હવે એ ઇંદ્રિય દ્વારા થતાં સકળ સુખમાં મલિનતા, અધમતા, કુટિલતા નિહાળેછે, અને તેથી એવા સુખોમાંથી વિમુખ થાયછે, અને ઉચ્ચ સુખો જે પ્રભુજીનાં દર્શનમાં, આરાધનમાં તેને દષ્યમાન થાયછે તે સુખો પ્રતિ તે ત્વરીત સ્વાભાવિક રીતે દોડેછે. અને માત્ર પ્રભુને આરાધવા, પ્રભુની ઇચ્છાને શરણ રહેવું, દુઃખી જનોની સેવામાં તત્પર રહેવું, એવાં કૃત્યોમાંજ તેનાં સકળ સુખની સીમા આવી જાયછે. અને પ્રભુજીના માર્ગમાં આ પ્રકારનાં પોતે માની લીધેલાં જે કાંઇ ઉચ્ચ સુખો, તેમજ સદ્ગુણ તથા પ્રભુજીના પ્રભાવ થકી તેને આવી મળતાં અન્ય સુખો, મનુષ્ય પછી મહાલેછે તેમાં તેનો આનંદ તે સુખોનાં સુખમાં નથી રહેતો, પણ સુખ રૂપે જે કાર્યો તેને આવી મળ્યાં તે કર્તવ્યો કરવામાં પ્રભુજીની આજ્ઞાનુસાર વર્તન સમજીને તે સુખોમાં આનંદ ભોગવેછે. વૃષાજળ વરસેછે તે કાઇ લોકોનાં વસ્ત્રો ભીંજવી તેમનું હાસ્ય કરવા નહી, પણ નદી નાળાં જળથી ભરવાનું અને રસાળ ભૂમિમાં ધાન્યના પાક ઉગાડવાનું પરોપકારી અને ઉચ્ચ પ્રકારનું કાર્ય કરી સફળ થવા; સૂર્ય-નારાયણ વ્યોમમાં પ્રકાશેછે તે કાંઇ પોતાની પ્રભા જગતનાં લોકો સમક્ષ આડંબરથી રજુ કરવા નહી, પરંતુ જગતનું પ્રકાશ તથા ઉષ્ણતાથી જતન કરવા માટે; શ્રીમંતનાં આંગણે વૃક્ષો ઉગેછે તે કાંઈ શ્રીમંતની એટલી જમીનનો કબજો પોતા માટે લઇ લેવા નહી, પણ શ્રીમંતનું ઘર છાંયડાથી, સ્વચ્છ વાયુથી અને ફળપાનથી ભરવા. માટે, પશ્ચાતાપયુક્ત મનુષ્ય જે કાંઇ સુખો મહાલેછે તે સુખોમાં તેનો આશય તો અન્ય જનોને સુખી કરવાનોછે. જ્યારે પશ્ચાતાપથી આ પ્રમાણે મનુષ્યનું એક પિશાચમાંથી ઉચ્ચ જાતિમાં રૂપાંતર થાયછે, ત્યારે પશ્ચાતાપને માનવ વિકાસના ક્રમમાં મહા બળવાન અને ઉત્તમ સાધન કહી શકાય. માટે, પશ્ચાતાપનું પ્રાબલ્ય એવું ઉત્તમ છે કે દૈવજ્ઞાન જે ઉત્તમ માર્ગ અને ગતિ પ્રાપ્ત કરાવેછે એવું એ અદ્દ્ભુત છે, અને તે આપણે ગ્રહણ કરવો જોઈએ. હવે મનુષ્યે યાદ રાખવાનુંછે કે પશ્ચાતાપ અગ્નિમાં જ્યારે દોષોની દહનક્રિયા કરવામાં આવેછે, ત્યારે એ દોષોનું સ્થાન જે આ દેહ છે તેનું દમન કરવું પડેછે. પણ તેનો અર્થ કાંઇ એવો નથી કરવાનો કે આ દેહ પોતે પાતકી

કે અધમ છે. આ સ્થૂળ દેહ તો પ્રભુજીએ સકળ ઐશ્વર્યસંપન્ન ઘડીછે. આ દેહમાં જે અધમતા મનુષ્ય આરોપેછે તે વસ્તુતઃ તેની પોતાની અધમતા નથી. અધમતા તો એ દેહને આવી મળતાં ઇંદ્રિયજન્ય ક્ષણિક અને પીડાકારી સુખોની છે. દોષ તો ઇંદ્રિયજન્ય સુખના ઉપભોગમાં રહેલોછે અને નહી કે આ કંચનની દેહમાં. અને ઇંદ્રિયજન્ય સુખોમાં જે દોષ છે તે એ છે કે તે તેનાં આવરણોથી આ દેહને સંકુચિત કરી નાખેછે. ઇંદ્રિયજન્ય સુખો આ સ્થૂળ દેહને એવી ભ્રાતિ કરાવેછે કે હું આ દેહ સકળ સુખની ભોક્તા છું અને એ સુખો ભોગવવાં એ મારો અધિકાર છે, અને એ સુખ વૈભવમાંજ મારૂં સકળ શ્રેય છે. અને ઇંદ્રિયજન્ય સુખોમાં વિશેષ દોષ એ છે કે એ સુખો અધમ પ્રકારનાં છે, ક્ષણિક છે અને નિર્માલ્ય છે, અને પરિણામે દેહને તથા મનને તથા હૃદયને અધમતા અને નિર્માલ્યતા પ્રાપ્ત કરાવેછે. સોનાની થાળીમાં જેમ લોઢાંની મેખ, ગુલાબની શૈયામાં જેમ વિષડંસ સર્પ, ગોળમાં જેમ ખોળ, તેમ આ કંચનની કાયામાં કથિરતા ભરેલાં ઇંદ્રિયજન્ય સુખો છે. એ સુખોથી આ દેહ સંકુચિત, દુર્બળ, અનારોગ્ય, કલુષિત અને ભ્રષ્ટ થાયછે, અને એ મિથ્યા સુખોરહિત આ દેહ થતા તે મહા બળવાન, ઐશ્વર્યવાન અને સકળ રિદ્ધિસિદ્ધિ ધારણ કરનારી થાયછે. મનુષ્યનાં મનમાં આ એક સ્વાભાવિક શંકા ઉત્પન્ન થશે કે જો ઇંદ્રિયજન્ય સુખ નિરર્થક છે તો પ્રભુજીએ મનુષ્યને ઇંદ્રિયજ્ઞાન દીધુજ શામાટે હશે, પંચેંદ્રિયોને દેહમા સ્થાપીજ શામાટે હશે. તો તે શંકાનાં સમાધાનમાં એટલો ઉત્તર પુરતો છે કે સ્થૂળ દેહને ઇંદ્રિયોની આવશ્યકતા છે, કારણકે સ્થૂળ દેહને પંચેંદ્રિયો દ્વારાજ જ્ઞાન શક્ય છે, અને પંચેંદ્રિયો એ રીતે આ સ્થૂળ દેહ માટે જ્ઞાનનાં સાધનો છે. પરંતુ, એ પંચેંદ્રિયોનો ઉપયોગ આ સ્થૂળ દેહને એ ઇંદ્રિયો થકી ઉપજતાં જ્ઞાન પુરતોજ છે અને એ ઇંદ્રિયોનું અન્ય પ્રયોજન કાઇ નથી, અર્થાત, એ ઇંદ્રિયો જે સુખ આપી શકેછે તે સુખ ભોગવવા કાજે એ ઇંદ્રિયો છે એવું કાંઈ નથી. સ્વાદિષ્ટ બોરનો ગરજ ખાવા માટે યોગ્ય છે અને નહી કે એ બોર માંહેનો ઠળિયો; રાત્રિએ અંધકાર વ્યાપ્ત હોય ત્યારે દિવાના માત્ર પ્રકાશનીજ આવશ્યકતા છે, અને એ દિવામાં કાઇ તન્મય બની જઈ આપણાં વદનને દહનપીડા પમાડવાની નથી; ગુહ્ય ગ્રંથ માંહેનું ગહન જ્ઞાનજ પ્રાપ્ત કરવાનુંછે, અને કાંઇ એ ગ્રંથનાં પૃષ્ટો ચાવી જઇ તેનો આહાર કરવાનો નથી. માટે, ઇંદ્રિયો આ સ્થૂળ દેહને બાહ્ય જ્ઞાન માટે આવશ્યક છે, અને એજ એ ઇંદ્રિયોનું પ્રયોજન છે. કદાચને મનુષ્ય કહેશે કે ઇંદ્રિયનું જ્ઞાન તે ક્યાંતો સુખપ્રદ હોયછે કે ક્યાંતો દુઃખપ્રદ, માટે ઇંદ્રિયજ્ઞાનની સાથે ક્યાંતો સુખ ક્યાંતો દુઃખ આ દેહ અનુભવેછે, માટે ઇંદ્રિય જ્ઞાન અને ઇંદ્રિય સુખ દુઃખ જુદાં પાડી શકાતાં નથી; માટે જો ઇંદ્રિય સુખ ઉચિત નથી તો ઇંદ્રિયજ્ઞાન પણ ઉચિત નથી, અને એ રીતે ઇંદ્રિયજ્ઞાન ઉચિત નથી તો ઇંદ્રિયો પોતેજ ઉચિત નથી અને માત્ર આ દેહમાં દોષરૂપેજ છે અને ઇંદ્રિયો ના હોય તેજ ભલી, અને જો આ પ્રમાણે ઇંદ્રિયો વિઘ્ન રૂપે છે તો પછી આ દેહ જે ઇંદ્રિયોનો સમુદાય છે તે દેહ પણ માત્ર એક દોષગ્રસ્ત માંસ

માટીનો બોજો છે, અને જો આ સ્થૂળ દેહ આવી અનુચિત છે તો પછી એનો વિકાસ, એની ઉન્નતિ, એવી સઘળી વાતો સાર શૂન્ય છે. આ શંકાનાં સમાધાનમાં ઉત્તર એ છે કે ઇંદ્રિયજન્ય જ્ઞાન અને ઇંદ્રિયજન્ય સુખ દુઃખ એ બેઉ જોકે એક સરખાં લાગેછે તોપણ એક સરખાં નથી. વ્યભિચારી મનુષ્ય લલનાને નયનથી નિરખતાં કામાતુર બનેછે, અને વ્યભિચારીને સ્ત્રીની સુંદરતાનું ચક્ષુદ્વારા થયેલું જ્ઞાન કામનું સુખ ઉત્પન્ન કરેછે; પરંતુ ગૃહસ્થને સુંદરીની સુંદરતાનું જ્ઞાન ચક્ષુદ્વારા તેના ઉરમાં પૂજ્યભાવ, સન્માનભાવ ઉત્પન્ન કરેછે, અને આ રીતે સુંદરીની સુંદરતાનું ચક્ષુદ્વારા થયેલું જ્ઞાન તેનામાં ઉત્તમ પ્રકારની સન્માનની ઉર્મીઓનું સ્ફુરણ કરાવેછે. ત્યારે જોકે ચક્ષુથી સુંદરીની મનહર કાંતિનું જ્ઞાન તો તે વ્યભિચારીને તથા ગૃહસ્થને બેઉને થાયછે, પરંતુ વ્યભિચારી એ જ્ઞાનથી કામાવેશના સુખમાં મહાલેછે, અને ગૃહસ્થ એ જ્ઞાનથી ઉચ્ચ વિચારની ઉચ્ચ ભૂમિકા ઉપર રમણ કરેછે. માટે, ઈંદ્રિયજન્ય જ્ઞાન અને ઈંદ્રિયજન્ય સુખ એ જુદાં છે. અને ઇંદ્રિયો જ્ઞાન માટે જરૂરની છે તો કાંઈ એ ઇંદ્રિયો જે અધમ સુખ પ્રાપ્ત કરાવે તે પણ જરૂરી અને ઉત્તમ છે એવું કાંઇ છેજ નહી. માટે આ દેહ તો પોતે ઉત્તમ છે અને એને જ્ઞાન પ્રાપ્ત કરાવનારી ઇંદ્રિયોમા પણ દોષ નથી. દોષ માત્ર ઈંદ્રિયો દ્વારા ઉત્પન્ન થતા સુખોમાં લુબ્ધ બનવામા અને એ રીતે આ દેહને સંકુચિત, નિર્બળ અને અધમ કરવામા છે. આ દેહનું તો ત્યારે જતનજ કરવાનું છે. આમ્ર વૃક્ષનું છેદન તો હોયજ નહી, કેરીના મીઠા મેવા માટે આમ્ર વૃક્ષનું તો સર્વ કોઇ હેતે જતન કરશેજ; પાણિયારાં ઉપરના જળના ઘડા તો ગ્રહિણી મીઠાં જળથી ભરેલાજ રાખશે નહીતો ઘરમાં સર્વને તૃષા પીડન જબરૂં સહન કરવું પડે; રત્નમણિને સર્વ કોઇ તીજોરીમાં સંભાળથી રાખશેજ, નહી તો એને તો ખોવાઇ જતાં ચોરાઈ જતાં પળ વાર પણ નહી લાગે. માટે દેહને તો અનેક જુક્તિથી જાળવી રાખવાની છે અને તેનાં ઇષ્ટ માટેના સકળ ઉપાયો મનુષ્યે યોજવાના છે. અને આપણી દેહનું ઇષ્ટ તેને બળવાન, સ્વચ્છ અને નિર્મળ કરવામા રહેલુંછે. અને એ રીતે દેહને બળવાન કરવા માટે પશ્ચાત્તાપ જે દુર્ગુણોને બાળી ભસ્મ કરનાર તપ છે તે સહાયભૂત છે. વળી આપણે યાદ રાખવાનું છે કે પ્રભુજી પોતે સ્વયંઃ નિર્મળ, અને સકળ પરિબળ છે, તો જ્યાંસુધી મનુષ્યની દેહને નિર્મળતા અને પરિબળ પ્રાપ્ત થયાં નથી ત્યાં સુધી પ્રભુજી મનુષ્યમાં આવી વાસ કરી શકશે નહી. કોયલ જઇ આંબા ડાળેજ ટહુકા કરશે; બરફ હિમાલય ઉપરજ પોતાનો વાસ કરશે; મનહર વાદિંત્રોનો નાદ જે ઘર લગ્ન પ્રસંગ હશે ત્યાંજ થઇ રહેશે; તેમજ જે દેહ નિર્મળ હશે તેમાંજ પ્રભુજી પોતાનું નિવાસ સ્થાન કરી શકશે. અને પ્રભુજીના માર્ગે પ્રભુજી સાથના સંગાથ માટે મનુષ્ય તૈયર થાય, તો જેમ એ પ્રભુજીનાં ઘર સુખ વૈભવો ભોગવવા તે ઉત્સુક છે તેમ તેણે પ્રભુજીને તેની નિર્મળ દેહમાં લાવી વસાવી આનંદમાં મહાલતા કરવા એ તેની ફરજ છે. આ પ્રમાણે પશ્ચાતાપ દ્વારા મનુષ્યે પ્રભુ માર્ગમાં તેનાં પ્રથમનાં પાપો ધોઇ

નાખવાનાં છે, અને એ પાપો પશ્ચાતાપ અગ્નિમાં બાળી નાખતાં મનુષ્યે વિચાર કરવાનો નથી કે એ રીતે તો હું રખે મારો પોતાનો વિનાશ કરી નાખતો, કારણકે વિનાશ થતાં તો પછી પાપ અને પુણ્ય, નિર્મળતા અને અસ્વચ્છતા, એ સઘળી વાતો અને વિચારો મને કામ નહી આવે. આવા વિચાર આવતાં પાપ માટેના ઉગ્ર પશ્ચાતાપમાંથી મનુષ્યે પાછું હઠવાનું નથી, પણ એટલું યાદ રાખવાનું છે કે પશ્ચાતાપના માર્ગે વિનાશ નથી પણ વિકાસ છે. ધાન્યનું બી ખેડુતના હાથે ભૂમિદાહ પામેછે તો રખે એ બી ખેદ કરતું કે ખેડુતે મારો વિનાશ કર્યો, કારણકે એ ખેડુત તો એ બીને મોટા છોડ અને વૃક્ષ રૂપે ઉગાડવા પ્રયત્ન કરેછે; ઘરનાં આંગણામાં ઘરધણીએ કુવો ખોદયો તો ઘર ખેદ રખે કરતું કે કુવાથી તો મારામાં પોલાણ પડી, કારણકે કુવાનાં જળથી તો એ ઘરનાં માણસો કાજે મીઠાં જળ પીવા માટે ભરેલાં રહેશે અને ઘરમાં સર્વ કોઇ આનંદમાં રહેશે; સરોવરનું જળ પશુપંખી અને સકળ જીવજંત પીયે તેથી સરોવર રખે સંતાપ પામતું કે મારાં જળ ઘટી જશે અને હું શુષ્ક પડી રહીશ, કારણકે જેજે જીવાત્માઓની તૃષાની તૃપ્તિ થાયછે તેમના અંતઃકરણના તે સરોવરને આશિષથી તે સરોવરમાં જળ આવીજ મળશે. અને, વળી, રાજકુમાર, મનુષ્ય વિચાર કરશે તો તેને માલમ થશે કે ખરૂં સુખ તો માત્ર બે સ્થિતિમા છે. એક સ્થિતિ તે નાનકડાં બાળની છે જે સંસાર પ્રપંચની અજ્ઞાનતામાં અને નિર્દોષપણામાં માત્ર માતાને વળગી રહી પયપાનમાંજ નિમગ્ન રહેછે. અને બીજી સ્થિતિ તે મહાન યોગીની છે જે પોતાના આત્માને વિકાસના ક્રમમાં ઉંચે ટોચે પ્રભુજી સમીપ લઇ જઇ પ્રભુજીનાં ઐશ્વર્યયુકત બની રહેછે, અને એ સ્થિતિમાં તેને કાંઈ આપત્તિ, ઉદ્વેગ કે લેશ અનિષ્ટ સંભવતુંજ નથી. અને મનુષ્ય જો વળી વધુ વિચાર કરશે તો તેને સિદ્ધ થશે કે જેમ વૃક્ષ અને તેનું મૂળ, દિવસ અને રાત્રિ, જેમ સાગર અને તેનાં મોજાં, પરસ્પરના નિકટ સબંધમાં જોડાયલાંછે, તેમ જીવાત્મા અને પરમાત્મા એક બીજા સાથે નિકટ સબંધમાં જોડાયલાછે, તો મનુષ્યે પશ્ચાતાપ દ્વારા પોતાની દેહને, મનને, હૃદયને નિર્મળ અને. બળવાન કરીને, અને એ રીતે તેનો વિકાસ કરાવીને પ્રભુજી સાથે સબંધ જોડવો અને પ્રભુજીની ઇચ્છાને આધીન થઇ રહેવું એ અત્યંત આવશ્યક છે. રાજકુમાર ! આ બધું શાસ્ત્રજ્ઞાન મેં વાચ્યું અને જાણ્યું, અને મેં તમને કહી સંભળાવ્યું અને તમે જાણ્યું, પણ એ શાસ્ત્રજ્ઞાનનો આપણે ઉપયોગ નહી કર્યો તો એક મૂર્ખોપાખ્યાન આપણને લાગુ પડેછે, અને તે હું આપને કહું. કોઇ એક શ્રીમાન બુદ્ધિશાળી અને વ્યવહારનિપુણ હતો, પરંતુ પરમાત્મા પદનું તેને જ્ઞાન નહી હતું. એનાં ઉર વિષે ચિંતામણિ પ્રાપ્ત કરવાની અભિલાષા ઉત્પન્ન થઈ અને તેની પ્રાપ્તિ માટે તે ઉગ્ર પરિશ્રમ લેવા લાગ્યો. તેનાં દ્રઢ સંકલ્પ બળથી અને ભગીરથ પ્રયત્નથી ચિંતામણિ તેને પ્રાપ્ત થયો. પણ તેણે મનમાં વિચાર કર્યો કે ચિંતામણિ તો અલભ્ય છે માટે મને તેની પ્રાપ્તિ થવી દુર્લભ છે. આવી ભ્રાંતિગ્રસ્ત થતાં તેણે તે ચિંતામણી લઈ લીધો નહી. અને તે ચિંતામણિ પછી

અદશ્ય થઇ ગયો ત્યારે તેને પરિતાપ થયો કે મેં ભૂલ કરી કે એ ચિંતામણિ ગ્રહણ નહી કરી લીધો. અને એ ચિંતામણિની પ્રાપ્તિ માટે ફરીથી ઉગ્ર પરિશ્રમનો આરંભ કર્યો, અને એની મૂર્ખતાની હાંસી કરવા સિદ્ધજનોએ હવે તેની આગળ કાચનો કકડો લાવી મુકયો, અને એ મૂર્ખે તેને ચિંતામણિ ગણી ગ્રહણ કર્યો. આ દષ્ટાંતનો સાર એ છે કે મૂર્ખ માણસોને મૂલ્યવાન વસ્તુ હાથ આવેછે તે જતી કરેછે અને નિર્જીવ વસ્તુમાં પ્રીતિ રાખેછે. અને આપણે એવી મૂર્ખતામાંથી ઉગરવું હોય તો પ્રભુજીનાં જ્ઞાનરૂપી જે ચિંતામણિ શાસ્ત્રો દ્વારા હાથ આવેછે તેને વિસારી દેવો નહી, અર્થાત, પ્રભુજીના માર્ગે વળ્યા પછી પાછા આપણે સ્થૂળ સૂખ વૈભવો પ્રતિ વળવું નહી, કારણ સ્થૂળ સુખ વૈભવો એ કાચના કકડા સમાન છે અને પ્રભુજીનું જ્ઞાન એ ચિંતામણિ સમાન છે. હવે હું જાવુંછું ત્યારે. જેમ બનશે એમ વહેલી પાછી આવીશ. તમે તો પ્રભુ માર્ગે પ્રયાણ કરજો, હું પણ એ માર્ગે મારો પંથ કાપીશ.

**વૈરાજ**—ભલે. સીધારો, પ્રભુ માર્ગમાં હું દ્રઢ રહીશ એ તમે જરૂર જાણશો. પણ તમે તો જરૂર જેમ બને તેમ જલદીથી પાછા આવજો.

**કેશિનિ**—પ્રભુજીના માર્ગે ચઢયા પછી પ્રભુ ઇચ્છા હશે તેમ વર્તન કરી પ્રભુજી મને અહીં મોકલશે તેવી હું આવીશ. (જાયછે).

**વૈરાજ**—(સ્વગત). જીવન, જીવનનું રહસ્ય, જીવનનું સુખ, તે તો શાસ્ત્રની સમજણ, તે સમજણ પ્રમાણે વર્તન, તે વર્તન પ્રમાણે શરીર, મન, હૃદયનો વિકાસ, એ વિકાસ દ્વારા પ્રભુજીનું જ્ઞાન, અને એ જ્ઞાન થકી ઉદ્દ્ભવતું ઉચ્ચ કોટિનું સુખ, એજ જીવન, અને નહીકે જુગાર, મદિરાપાન, અનીતિનું આચરણ કરનારા મિત્રો, છળકપટ, અસત્ય, વ્યભિચાર અને એવા અનિષ્ટ આશયો અને તદનુસાર આચરણ. હવે બસ પ્રભુજીની આરાધનામાં તત્પર રહેવું, જેથી પ્રભુજી મને દ્રવ્ય આપે, અને હું એ દ્રવ્ય કેશિનિને આપુ, અને કેશિનિ તેથી પ્રસન્ન રહે. ચાલ, ઇશ્વર સ્તવનમાં ત્યારે હવે પ્રવૃત્ત થાવું. (જાયછે).

---

## અંક ૧. પ્રવેશ ૧૧.

**રેવત**—(પુલોમાને). મળત્યાગ માટે મારે અહીં ઉતર્યા વિના ચાલે તેમ નથી, માટે તમે પણ નીચે ઉતરો, અને હું તમને નીચે ઉતારૂંછું તો તમે કાંઇ નાસી જવાનો ફોકટ પ્રયત્ન નહી કરશો એવી આશા રાખુંછું.

**પુલોમા**—હું આ વગડામાં રસ્તો જાણ્યા વિના કયાં અને કેમ નાસી જઇશ!

**રેવત**—તે બધું ખરૂં, પણ મારે તો સાવચેતીના ઉપાયો લેવા પડે. (ઘોડાંના ગળાંમાંથી લાંબી રસી છોડીને). મારે આ ઝાડ સાથ તમને બાંધવાં પડશે.

**પુલોમા**—(ગદગદિત સ્વરથી). અરેરે! જે પુરૂષને પ્રભુજીએ બાહુબળ આપ્યું તે સ્ત્રીજાતિનાં બંધ છોડવા તે શું સ્ત્રીને બંધ દેશે! હલેસું જે નાવ માટે જળને

કાપીને માર્ગ કરે તે શું નાવને ઝપાટો મારી ઉંધી વાળી જળમાં ડુબાડશે! સરોવર તીરની શાંત શીતળ લીલા તે શું રેતીનાં રણની શુષ્કતા ધારણ કરી ત્યાં વિહાર કાજે આવતાં સજ્જનોનાં વદનને પરિતાપ પમાડશે! જે રાજ-માર્ગ રાય રંક સર્વ રાહદારીઓને પોતપોતાના અનેક લતાઓનાં જુદાં જુદાં ધામે પહોંચાડે તે શું ભૂલભૂલામણીનું ભટકણ રાહદારીઓને કરાવશે!

**રૈવત**—મારા મહેલે પહોંચ્યા પછી તમે કહેશો તે પ્રમાણે કાળજીથી અને પ્રીતથી હું તમારૂં જતન કરીશ, પણ અહીં વગડામાં તો મારે સઘળી તમારા માટેની લાગણી દૂર કરવીજ પડશે.

**પુલોમા**—ભલે ત્યારે તેમ કરો. ( રૈવત તેણીને બાંધેછે તેમ તેણી બંધાયછે ). તમારે જેટલું તાણીને બાંધવું હોય તેટલું બાંધજો. મારી ના નથી.

**રૈવત**—( પુલોમાને ઝાડ સાથે બાંધ્યા પછી આઘે મળત્યાગ માટે જતાં. સ્વગત ). હવે એનાથી છુટી કે નાસી જઇ શકાય તેમ નથી, પણ તોયે હું ધારૂંછું કે હું ઉંચે પેલા ટેકરા ઉપર મળત્યાગ માટે ચઢું તો સારૂં જેથી આ પુલોમા ઉપર એ ઉંચાં સ્થળથી નજર રાખી શકાય અને કાંઇ છુટી જાય કે નાસી જાય તો તુરત પાછળ દોડી પકડી શકું. ( એક ઉંચા ટેકરા ઉપર ચઢતાં ). આ ટેકરો ઠીક છે; અહીંથી પુલોમા બરાબર દેખાયછે.

**પુલોમા**—શ્રી પરમાત્મા! આ કોઇ રાજા મને મહા દુઃખ દેછે, દુઃખને સુખ સમાન ગણી એમના તરફથી પામતી પીડા હું શાંતિથી સહન કરીશ, કારણકે હું જાણુંછું કે આ દુષ્ટ મને દુઃખ દેવાનાં તેનાં કૃત્યોમાં ફાવશે, પણ મારૂં શીયળ ભંગ કરવાના તેના દુષ્ટ હેતુમાં તે મારાં શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ફાવી શકવાનો નથી. પણ મારા તાતજીનો મારા ઉપર હદપાર પ્રેમ છે અને મારી આ દુર્દશાને લીધે એમના જીવને કોઈ પ્રકારે સાંત્વન નહી થતું હશે તો પ્રભુજી એમને ગેબી દીલાસો આપી એમનું દુઃખ ઓછું કરજો. મારા સ્વામી પણ જે અજ્ઞાનતામાં મારો અનાદર કરતા હતા તે પોતાની ભૂલથી હવે મહા પરિ-તાપ પામતા હશે, માટે એમનાં વ્યાકુળ મનને પણ આશ્વાસન દેશો.

**મહાત્મા**—( સ્થૂળ રૂપ ધારણ કરીને બાજુએ. સ્વગત ). બળિયાં જનો બીચારાં નિર્દોષ લોકોને દુઃખ દેછે તેનો જગતમાં પાર નથી! પિપ્પલાદ રૂષિ મારા શિષ્ય તેમની પુત્રીને સહાય થવા હું સકળ વિશ્વને સૂચના કરૂં. (વિશ્વને). આ પિપ્પલાદ રૂષિની પુત્રી તેના પિતાની પ્રભુપરાયણતા પરત્વે વિશ્વમાં માનનીય છે. રાજ-પુત્રીની મહેલમાં જે પ્રકારે સંભાળ લેવાય, સકળ સગવડો સચવાય, તે પ્રમાણે તમો સર્વ વૃક્ષ, સરિતા, ગિરિ, પશુ પંખી, સર્વ કોઇ આ મહાન યોગિની પુત્રીની સેવામાં પ્રવૃત્ત થશો, એ પ્રભુજીને પ્રીતિનું કાર્ય થઇ પડશે, તમારા સર્વનું ગૌરવ મહત્વ પ્રતિપાદન થશે, મારી ઇચ્છા પરિપૂર્ણ થશે. ( અદૃષ્ય થઈ જાયછે ).

(ચરાચર જગતને મહાત્માની આ પ્રમાણે આજ્ઞા થતાં, જે વૃક્ષ સાથે પુલોમાને

બાંધવામા આવી હતી તે વૃક્ષ તેણીને જરા પણ અળવળ નહી આવે એવી રીતે ભૂમિ ઉપર તૂટી પડેછે અને તે રસી અનેક ગાળા અને ગાંઠોમાંથી છુટી જાયછે. )

**રેવત**—( સ્વગત ). અરે, પેલું વૃક્ષ તૂટી પડયું અને પુલોમા તો જાણે છૂટી ગઇ હોય તેમ છૂટી દેખાયછે ! લાવ દોડું. ( મળત્યાગ કરતાં ઉભો થઈ દોડવા જાયછે. પરંતુ જે ટેકરા ઉપર તે ચઢયો હતો તેમાં એકાએક ખોહ પડેછે અને તે તેમાં નીચે ઉતરી પડેછે )

**પુલોમા**—(સ્વગત). અરે! પ્રભુજી ! આપે મને તો છુટી કરી દીધી પણ પેલા ટેકરામાં ભૂકંપ થતાં એ દુષ્ટ રાજા દેખાતા નથી તો કાંઇ ડુંગરામાં પડેલા ખોહમાં ઉડા ઉતરી પડયા હશે કે શું ! એ અહી દેખાતા નથી તો હું અહીંથી નાસી તો નહી જાવું કારણ મેં મારાં મુખથી એમને કહ્યુંછે કે હું છુટી હઇશ તોપણ અહીંથી નાસી નહી જઇશ. અરે ! નાસી જવાને બદલે મનુષ્ય અવતારમાં પરોપકારનાં કર્તવ્ય તરીકે મારે એમને ખોહમાં ઉતરી પડેલા બહાર કહાડવા જોઇએ. મારા તાતજીએ મને અનેક પ્રસંગે શાસ્ત્રવચન કહી સમજાવ્યું છે કે " જે જ્ઞાની સર્વ ભૂતોને આત્મામાં સમાયલા જુવેછે, અને આત્માને સર્વ ભૂતોમાં સમાયલો જુવેછે, તે કોઈ પણ પ્રાણીની નિંદા નથી કરતો. " તો આ રાજાને હું મારો વૈરી નહી ગણીશ અને એમની સહાયતાએ જતાં નહી અચકીશ. લાવ, એમ કરૂં કે જે રસીથી એમણે મને બાંધી હતી તે રસીથી હું એમને પેલા ખોહમાંથી બહાર કહાડું. (ડુંગરા ઉપર ચઢી નજર કરતા રેવતને ખોહમાં પડેલો જોઇને. તેને). તમે કાંઇ ચિંતા કરશો નહી. આ રસી હું નીચે ઉતારૂંછું તો તમે એક છેડો ઝાલો. (રસી નીચે ઉતારેછે). અને બીજો છેડો હું આ ખડક સાથે બાંધુંછું, તો તમે રસી ઉપર ચઢીને બહાર નીકળી આવો. સંભાળીને ચઢજો. ભગવાન રક્ષા કરશે.

**રેવત**—(ખોહમાંથી). બહુ કૃપા કરી. તમારો ઉપકાર હું જીવીશ ત્યાં સુધી નહી ભુલીશ. (રસી ઉપર ચઢવા પ્રયત્ન કરેછે પણ પ્રથમના પ્રયત્નોમાં નિષ્ફળ જાયછે. સ્વગત). આ રસી ઉપર ચઢાતું નથી તો બહાર કેમ નીકળાશે ! (ચઢવાના પ્રયત્ન કરેછે. તેણીને). એ તો હું રસી ઉપર ચઢીને ગમે તે પ્રકારે બહાર આવીશ. પણ તમે જતાં ના રહેશો એટલું કરજો.

**પુલોમા**—હું, નાસી નહી જાવું, નાસી નહી જાવું. તે માટે લગીરે ચિંતા ના કરો. (સ્વગત). એમને રસી ઉપર ચઢીને બહાર આવવાનું ફાવતું નથી અને એમને બહાર આવવાનું બીજું કાંઇ સાધન છે નહી, ત્યારે હવે કેમ કરવું ! (તેણી તેને ઉગારવાના વિચાર યોજતી બેસેછે). (વૃક્ષો હીંડતાં આવી તેણીની આસપાસ ઘટા કરેછે અને પોતાનાં ફળપાન તેણી આગળ આહાર માટે ભૂમિ ઉપર નાખેછે. આ સત્કારથી હર્ષ પામતાં).

## ગાયન. ૨૪

વૃક્ષલતાઓ વિપુલ ! મુજ દયા ઉર શું આદરી !
વદન વિશ્રાંતિ કાજ વિકસાવો વિપુલ લહેરી !
તમને તો વસી ગઇ હું મન પાધરી,
કરી રહ્યાંછો તમે કેટલી મુજ ચાકરી ! વૃક્ષ.

સીંચીશ ક્યારે જળ તમને, ક્યારા કરી !
પાનખર રહિત, વસંતથી રહેજો સદા ભરી,
તમે જાજો પ્રભુજીથી કલ્પતરૂમાં ફરી. વૃક્ષ.

(પંખેરા કબુતર કાબેર ચકલાં પોપટ ભૂમિ ઉપર ઉતરી જે ફળપાન વૃક્ષ ઉપરથી ભૂમિ ઉપર પડયાંછે તે ચાંચથી વિણીને તેણીનાં મુખમાં મુકવા માંડેછે).

## ગાયન. ૨૫

પંખેરાં પ્રિય ! થઇ તમ અતિ મહેરબાની,
માનતી હતી નહી હું તમને આવાં જ્ઞાની ! પંખેરાં.

પરોણા ચાકરી કરો આટલી મુજ શાની !
મેં નથી કરી ભલાઇ, તમ સામુ જોવાની. પંખેરાં.

પાડ માનું તમારો, લેજો તે તમે માની,
બાપજી ! બહુ કરો ના જીત ખવડાવવાની. પંખેરાં.

મુજ પેટ જઇ ફાટી, થાશે મને કાંઇ હાનિ,
રહેશે પછી તમારેજ ચાકરી કરવાની. પંખેરાં.

હું ખાવું, તમે નહી, એ રીત ક્યાની '
તમે ખાવો તો હું પણ તમ હાથ ખાવાની. પંખેરાં.

સાચાં પ્રેમી છો તો હશો પ્રભુ ઘાની,
બદલો દેવાની તો પ્રભુ રીત છે છાની. પંખેરાં.

(સરિતાનું વહેળિયું ત્યાં ફંટાતું આવેછે અને તે ઉપર એક કમંડળ તરતું છે તે જોઇને. સ્વગત). અરે, આ શું ! આ તો મેં ફળ ખાધાં એટલે હવે મને પાણી પાવા માટે સરિતાનો ફાંટો અહીં વેગે ફંટાતો આવેછે ! (સરિતા જળ તેણી આગળ આવીને સ્થિર થાયછે).

## ગાયન. ૨૬

સરિતા બહેની ! તમે પણ શાને લીધો શ્રમ આટલો !
હું તો કોણ, મુજ કાજ અવર માર્ગે નીકળો ! સરિતા.

સકળ જીવ જંતને દેવાં જળ, એ તમ ન્યાય ભલો,
મૂર્ખ માનવને ઘટે કરવો અનુકરણ તમ દાખલો. સરિતા.

કરૂં સરિતા બ્હેનીને મુજ આશિષ કેરો ચાદલો,
કરી શું શકીશ બીજો તો આ ઉપકારનો બદલો ! સરિતા.

જળ મીઠાં તમારાં થાવો અમૃત રસ લાગલો,
સાગર સ્વામી ખારો તે થાજો મીઠો વહેલો. સરિતા.

(બકરી આવી કમંડળ પાણીથી ભરી પુલોમાના મુખ આગળ ધરેછે).

બકરી બ્હેની ! માનું તુજ આભાર પણ કેટલો !
નિર્દોષ તું, થયો નિર્દોષ કાજ તને દયા ઉથલો. સરિતા.

સિંહ સરખો વર્તાવવો વશ થજો તને સહેલો,
તુજ સ્તને દૂધ સંચય હોજો ભેંસને જે દોહેલો. સરિતા.

**રેવત**—(રસી ઉપર ચઢીને છેવટે બહાર આવી શકેછે. બાજુએ. સ્વગત). આ સુંદરીના પ્રેમમાં તણાતાં મારો આ ઘડી મરવા વખત આવ્યો હતો, અને એણે રસી નીચે ખોહમાં નાખી તો હું તે ઉપર ચઢી બહાર આવી શકયો ! એણે મને ઉગારવા રસી નહી નાખી મને ઉગારવાનો પ્રયત્ન નહી કર્યો હોત તો હું કદી બહાર નીકળવા પામતે નહી, કારણ હું અહી આ ખોહમાં પડયોછું, એવી કોઇને ખબર પડતે નહી અને કોઇ મને બહાર કહાડતે નહી, અને ભુખ તૃષાથી પીડાઈ હું જરૂર મૃત્યુ પામતે ! અરે ! પણ, પુલોમા તો પેલી બેઠીછે અને નાસી નથી ગઇ ! અને એની આગળ આ બધાં વૃક્ષો વિંટળાઇ પડયાંછે અને વાયુ વિમળ લહેરી નાખી રહ્યોછે, પંખીઓ ગાનતાન અને કલરવ આનંદે કરી રહ્યાંછે, આ સરિતા અહીં ફંટાઇ આવીછે ! આ બધો ચમત્કાર શું ! શું કાંઇ ઇંદ્રાણી, કે લક્ષ્મી કે સરસ્વતી તેણી હશે ! મને એના પ્રતિ આ પળે મહા સન્માન પૂર્વક ડર ઉત્પન્ન થાયછે, કે રખેને મારા ઉપર કોપતાં મને અહીંજ બાળી ભસ્મ કરી નાખે. અરે ! પણ, આ એની સુંદર કાંતિ નિરખી પ્રેમાંધ હું બની જાવુંછું, અને એ પ્રેમ કહેછે કે એ પ્રેમ કાજ એકવાર પહાડનાં પોલાણમાં તું ઉતરી પડયો તો હવે બીજી વખતે એના કોપથી બળી ભસ્મ ભલે થઈ જા, પણ એને તારાં ઘર ઉપાડી તો જરૂર જવી. એણે મને મરતો ઉગાર્યોછે એ બધો એનો મારા ઉપર ઉપકાર તો ખરો પણ એ ઉપકાર પ્રેમે વિચારી જોવાનો નથી. રેતીનાં રણને સરોવર તીરની શીતળ લીલા પ્રગટાવવાનું હોયજ નહી; ગગનના વિસ્તારને વળી પંખેરાં કાજે કાંઇ રાજમાર્ગો કે શેરીઓ કે ચકલાં બાંધી આપવાની ફરજ હોયજ નહી; સર્પને છાનામાના હીંડવાનો અધિકાર તેને વળી શૈયામાં ભરાઈ સૂતેલાને ડંસ દેવાનો અધિકાર નહી એવું હોયજ નહી. માટે, પ્રેમ ! તારૂં પ્રાબલ્ય આ સમયે તું પ્રગટાવે તેમાં મારાથી તને આડે અવાયજ નહી. પ્રેમ ! તારી અદ્ભુત શક્તિનું તું દર્શન કરાવ; તારી રિદ્ધિસિદ્ધિનાં ફળ તું આપ: તારી પૂર્ણ કળામાં ભલે તું આ પળે ખીલી નીકળ. લાવ, ત્યારે, હમણા એકે અક્ષર બોલ્યા સાંભળ્યા વિના હું એને પાછો ઘોડા ઉપર નાખી લઈ નાસું.

## ગાયન ૨૭

રોકશો ના ક્યાંયે, પ્રેમદેવ, પ્રતાપી પુરા,
મહા શૂરા, ચોસઠ કળામાં નહી જે અધુરા. રોકશો.

વનરાજને વનમાં વિચરતાં કોણ વારનારા!
ગર્જનાને ગગનમાં કહો કોણ ઘેરનારા!
હરીને હીંડતા ત્રૈલોકયમાં કોણ હરનારા!
પ્રેમ પારધિ! એવા તમે સર્વત્ર સંચરનારા. રોકશો.

સરિતા જળને રોકશે શું માટીના કયારા!
ઉકરડા ઉંચા શું ગિરિથી વધનારા!
દિવેલ દિવેટ દુબાડશે શું રાત્રિના તારા!
પ્રેમને રોકશે શું અવર જન દારા! રોકશો.

(તેણી પાસે જતા ધીમેથી પગલા ભરતાં. સ્વગત). આ સુંદરીની કાંતિ તો આ પળે પ્રથમ કરતાં પણ અતિ ઘણી આકર્ષક અને અલૌકિક મને લાગેછે! આવી સુંદરીને જો હું પ્રેમદા નહી કરૂં તો પ્રેમદેવને લાજી મરવા જેવું મેં કર્યું! પ્રેમના પંથમાં જો પોલાણ આવી પડ્યું તો પછી પ્રેમ પરાક્રમમાં પુળોજ પડયો! રવી પ્રકાશમા જો રત્નમણિ નહી પ્રકાશ્યું તો ધિક્કાર છે એ જાજ્વલ્યમાન જ્યોતિને; વાયુ લહેરીમાં કાગળની પતંગડી નહી ઉઠી જાણી તો ધિક્કાર છે એ વાયુના વેગને! પ્રેમ જો આવી સુંદરીને નહી વરશે તો શું કાળી કદરૂપી ડાકણી સાથે પ્રીત કરવા જશે! જો રાત્રિ ગગનમાં તારલા નહી પ્રગટાવશે તો શું ડુંગરાની ગુહાઓ પ્રગટાવશે! નિશાળમાં વિદ્યાવિલાસી વિદ્યાર્થીને વિદ્યાદેવી પ્રસન નહી થશે તો શું હીસાબ શીખવવા ઉભાં કરેલાં કાળાં પાટિયાંને પસંદ કરશે? માતા જો પારણે સૂતેલાં બાળને હેતથી હીંચોળશે નહી તો શું ઘરનાં બારી બારણાનાં કમાડને પારણાં પેઠે ઉઘાડવાસ કરશે! પ્રેમ, પ્રેમ! તું આ પળે જાગૃત થયોછે તો જાગૃત બરાબર થા અને બરાબર રહેજે; આ અપ્સરાને ઉપાડી જવાનું ચૂકીશ નહી. કંઈ સાધારણ ભૂલ થઈ તો તે તો કરી નહી કરી સરખી કહેવાય, પણ તું આ પળે આ સુંદરીને ઉપાડી નહી જાય એવી ભૂલ કરે તે તો નહીજ ચાલે. ઘરને વાળ્યા વિના અને સાફ કર્યા વિના રહેવા દેવાય, પણ તેથી કાંઈ તેને અગ્નિ લગાડી તે સમુળગું હતું નહી હતું તો નહીજ કરી દેવાય! તાપ લાગતાં વદન ઉપરથી પહેરણ અંગરખું કે પાઘડી કહાડી બાજુએ મુકાય, પણ તેથી કાંઇ કંઠેથી લાખોનાં મૂલ્યનો રત્નજડિત હાર કહાડીને કોરાણે નાખી નહી દેવાય! માતા ઘરનાં રાચરચીલાં કાંઈ ક્રોધમાં ભલે ફોડી નાખે પણ તેથી કાંઇ તેણીથી કાંઈ નિજ બાળ ખોળામાંથી ભૂમિ ઉપર નહી પછાડી દેવાય! (તેણી પાસે જઇને તેણીને નિદ્રામાંથી ઉઠાડતાં). તમે ડુંગરાના ખોહમાંથી મને બહાર નીકળવા રસી ઉતારી તે બહુ સારૂં કર્યું; હું મહા મહેનતે એ દોરી ઉપર ચઢીને બહાર આવી શકયો.

**પુલોમા**—તમે સલામત અને ખુશી આનંદમાં બહાર નીકળ્યા તે પ્રભુજીનો પાડ માનવાનોછે.

**રેવત**—હવે એ પાડ તો વહેલો કે મોડો જ્યારે મનાશે ત્યારે માન શું. એવું કાંઇ નહી.

**પુલોમા**—ભલે ત્યારે જેમ તમારી ઇચ્છા.

**રેવત**—અમારી ઇચ્છાની વાતજ કયાં છે? ભૂલા પડેલા ઘર ભેગા થયા તો પછી કલાક વહેલું ખાધુ કે કલાક મોડું ખાધું તેમાં ઇચ્છાની કયાં વાત છે? એ તો માત્ર સમય અને અનુકુળતાની વાત છે; પાંજરે પુરાયલું પક્ષી પાંજરાંમાંથી બહાર નીકળી ગયું, પછી વૃક્ષ ઉપર જઇને પ્રથમ બેસે કે ગગનમાં પ્રથમ ઉડ ઉડ કરે, એ તો સંજોગો અનુસાર અને તેનાં ચિત્તની વિહ્વળ કે શાંત સ્થિતિ અનુસાર છે, તેમાં કાંઇ તેની ઇચ્છાનો સવાલજ નથી; બંદુકમાંથી છુટેલી ગોળી તેના માર્ગમાં જે કાંઈ ઝાડપાન જન જનાવર મનુષ્ય આવી ચઢશે તેને જઇ ભેટશે તો એ તો તેને અમુક દિશામાં પ્રાપ્ત થએલી ગતિનો સવાલ છે અને તેની ઇચ્છાનો સવાલ રહેછેજ કયાં? માટે, હું આ પળે પ્રભુનો પાડ માની શકતો નથી તે આ સ્થળના અને આ પળના અમુક સંજોગો પરત્વે છે અને કાંઇ મારી ઇચ્છાનુસાર નથી. પણ, સુંદરી! મેં તમને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યાં હતાં તે પળે તમે મને કહ્યું હતું કે હું અહીંથી નાસી નહીં જઈશ. તમારા એ બોલો તમે અહીં બેસી રહીને સિદ્ધ કરી આપ્યાછે, પણ, સુંદરી! હું ધારૂંછું કે ત્યારે હવે તમે મારી સાથે મારા ઘર આવી મારી ઇચ્છા સિદ્ધ કરી આપશો.

**પુલોમા**—પણ મને તમારી સાથે તમારા ત્યાં લઇ જઇને શું કરશો?

**રેવત**—પ્રેમ રંગમાં તમારી સાથે રમીશું.

**પુલોમા**—પણ હું એ રીતે તમારી સાથે નહી રમી શકીશ, માટે તમારે એકલાએજ પોતાની સાથે પ્રેમ રંગમાં રમવા જેવું એ તો પછી થશે. મોરલીધરની મોરલી નહી વાગશે તો પછી મોરલીધરે મોઢાંની સીસોટીથીજ રાગ ઉપજાવવાનો શ્રમ લેવો પડશે અને પોતાની સીસોટીના સ્વરથીજ તેણે રાજી રહેવું પડશે; ખેડુતને વૃષા જળ સહાય નહી કરશે તો અનાજના ગાડાં ભરી ઘર લઇ જવાને બદલે ખેતરમાં ખાતરના ઢગલાને જાળવીનેજ બેસી રહેવું પડશે; વાયુ વિમળ લહેરી નહી વિકસાવશે તો સરોવર સપાટીને શિથિલ પડી રહેવુંજ પડશે. માટે મારાથી તો તમે કહોછો તે રીતે નહી રહેવાશે, પછી તમારે મને લઈ જવી હોય ત્યાં ભલે લઈ જાવો.

**રેવત**—સુંદરી! ત્યારે તમે મને કહો કે તમે પરણેલાછો શું કે આ પ્રમાણે મારી સાથે પ્રીતમાં જોડાવા ના પાડોછો.

**પુલોમા**—હા. હું મારા સ્વામીને વરેલીછું અને તેમની સાથે સાચી પ્રિતમાં હું મહાલુંછું.

**રેવત**—પણ ત્યારે તમે મારી સાથે પ્રીતમાં મહાલો તો શું?

**પુલોમા**—શું તો એ કે મારી દેહમાં રગે રગમાં કીડા પડે, મને દસે દિશાઓ ઘેરી મને દાબી ભચડી મારો સંહાર કરી નાખે, હું ભવોભવની નર્ક યાતના પામતી થઇ જાવું, મારો આત્મા ભ્રષ્ટ થઇ જઇ તે નષ્ટ થઇ જાય. અને

વળી બીજું થાય તે એ કે એ પાપ થકી ગગનના સૂર્યનારાયણના પ્રકાશ નિસ્તેજ થાય, સાગરનાં નિરવાધ જળ શુષ્ક થઇ જાય, આ વિશ્વને થંભાવી રાખનારા સત્યના પાયા તૂટી પડે અને વિશ્વનો નાશ થઇ જાય.

**રેવત**—અરે ! એમાનું કાંઇ પણ નહી થાય. તમે તો ભ્રમણામાંજ ભટકોછો. અને જો તમે આ પ્રમાણે કરશો તો મારે દલગીરી સાથે કહેવું પડેછે કે મારે પાછા બળથી તમને લઇ જવા પડશે.

**પુલોમા**—તમારી દુષ્ટ ઇચ્છા કાજે મારાથી રાજીખુશીથી તો તમારી સાથે નહી અવાય અને ભલે તમે મને બળાત્કારથી ઉપાડી જાવો. સમૃધ્ધ શહેરની સમૃધ્ધિને સરિતાના પૂરના જળ ભલે તાણી જાય, પણ સમૃધ્ધ શહેર એ સમૃધ્ધિને ઉપાડીને કયાયે ચાલી જાય એ અશકય છે; ઘાસનાં તરણાંની પેઠે ગિરિ કાંઇ વાયુનાં ફુંકવાથી પોતાનું સ્થાન છોડીને આમતેમ જવાનો નથી, પછી ભલે ભૂમિ માત ભૂકંપથી પાતાળમા તેને ઉતારી દે; વિપુલ વૃક્ષલતા જે શીતળ છાંયડો દેનારી તે કોઇને લૂ લગાડવા જવાની નથી, પછી ભલેને દાવાનળ પ્રગટીને કોઇને ભસ્મ કરી નાખે.

**રેવત**—તમે હાથે કરીને સખ્ત પગલાં તમારા વિરૂધ્ધ મારી પાસે ભરાવોછો અને પછી વળી તમે દોષ મને દેશો.

**પુલોમા**—એક રૂષિની પુત્રીને, એક સ્વામીની પત્નીને, એક શિયળ સાચવનારી તરૂણીને, તમે આ પ્રમાણે પીડવા તૈયાર છો એ શું તમને તમારા મન દોષી નથી લાગતા, અને શું એ દારૂણ દોષ નથી કે હું તમને દોષ દઇશ ત્યારે તમે દોષિત થશો ? તમે આવું દુષ્ટ અને ક્રુર આચરણ કરતાં અટકો એટલી મારી વિનંતિ છે. ( પગે પડેછે ). શેરીમા રમતુ બાળક વાયુને વિનવેછે કે વેગે વાઇ ધૂળના ગોટા ઉરાડી મુજ આંખો ધૂળથી તુ ના ભર; વગડામા માર્ગ ભૂલેલો વટેમાર્ગુ મધ્યાન્હે હાથ જોડીને સૂર્યનારાયણને પ્રાર્થના કરેછે કે ઉષ્ણ લૂ વરસાવી મને બાળી ભસ્મ ના કરો; બાવનાચંદન પોતાની દેહનું બળીદાન અગ્નિ ઉપર દેતા સુવાસ સર્વત્ર પ્રસરાવવા ઉકરડાને વિનવેછે કે તું તારી દુર્ગંધ ઝાઝી ના પ્રગટાવ.

**રેવત**—એ તો મેં ભલાઇથી તમારી સાથે આટલો વખત વાત કરી એટલે તમે આ પ્રમાણે તમારી વાક્ચાતુરી લડાવી મને ભૂલાવામા નાખશો એ હું પ્રથમથી ધારતો હતો. ( ક્રુર સ્વરથી ). લ્યો, હવે ઉભા થઇ ચાલવા માંડવું છે કે કેમ ?

**પુલોમા**—(ઉભી થતાં). લ્યો. ત્યારે ઉભી થાવુંછું અને ચાલવા પણ માંડુંછું. ( ચાલવા માંડતાં. સ્વગત ). ભગવાન ! મારૂં શિયળ સાચવવામા તમારી સહાય યાચુંછુ ( સિંહ સામેથી આવેછે ).

**રેવત**—( સિંહથી ડરી જઇને ). અરે ! આ તો સિંહ સામેથી આવેછે ! ડુંગરાના ખોહમાંથી હું જીવતો નીકળ્યો પણ આ સિંહનાં મુખમાંથી જીવતો નહી નીકળીશ.

**પુલોમા**—(સિંહ પાસે આવીને તેણીના હાથ પગ ચાટેછે. તેને]. ભાઇ વનના રાજા ! તું ક્યાંથી આવો હાંફળો હાંફળો દોડી આવ્યો ! કાંઇ તારી આ બહેન માર્ગમાં ભૂલી પડી હોય અને તેને તું ઢુંડવા નીકળ્યો હોય એવો બાવરો બની ગયેલો તું તો લાગેછે ! (તેણી તેની કેશવાળી સરખી કરેછે). (સિંહ રેવત ઉપર તડાપ મારવા જાયછે). ના. ભાઇ, ના. રખે એવું કાંઇ કરતો. એવું અડપલું કરે તે તો મને ના ગમે. તારે એમની સાથે શું કામ છે? તું તારે મારી સાથે રહેને. (સિંહ ગરદનમાંથી રેવતને પકડવા જતો હતો પણ પાછો હઠેછે).

**રેવત**—ૠષિપુત્રી ! પતિની પતિવ્રતા પત્ની ! આ બીજી વખતનું તમે મને જીવતદાન દીધુંછે. હવે મેં મારો અપરાધ જોયો અને જાણ્યો અને પશ્ચાત્તાપ કરૂંછું. તમે મારાં માતા છો અને હું તમારો પુત્ર છું. હુ આ પળે તમારી સંગાથે આવીને તમારા પિતાના આશ્રમે અને તમારા પતિના પડખે મુકવા આવુંછું, કેમકે વગડામા તમને એકલાંને માર્ગ એકદમ જડશે નહી અને તમે ભૂલા પડશો. માતા ! મારી ભુલનો, મારા અપરાધનો મને બહુ પસ્તાવો થાયછે.

**પુલોમા**—ભાઇ ! પસ્તાવો જરૂર કરો અને કરેલી ભૂલ સુધારી દો જેથી ફરીથી એવી ભૂલ નહી થાય. તમે મને માર્ગ દેખાડવા આવોછો એ મારા ઉપર બહુ મહેરબાની કરોછો. (ચાલવા માંડેછે). (સિંહને). ભાઇ ! તું પણ ગમે તો મારા તાત અને મારા પતિ પાસે ચાલ. (સિંહ તેણી સાથે ચાલવા માંડેછે).

**ગાયન ૨૮.**

ધન્ય, પ્રતાપી વનના રાજન,  
દયા ધરી, કર્યું ક્રુરતા ઉન્મૂલન,  
અબળા અબળ ઉપર ભલે કર્યું મન. ધન્ય

અચળ રહો સામ્રાજ્ય, તું ભોગવે વન,  
સો સિંહ બળ વસો તુજ વદન,  
રૂડો તુ, જે અબળાને નવ કરે પીડન. ધન્ય

તું રાજનનું ધટે મને કરવું વંદન,  
આયુષ્ય દીર્ઘ અર્પો તને ભલા ભગવન,  
સદા રહેજે સુખી મન વદન પ્રસન્ન ધન્ય

**પુલોમા**—(માર્ગમા રેવતને). તમારે આ પ્રમાણે શ્યામ મુખના બનીને તથા લજ્જા અને ખેદ પામીને ચાલવા વખત આવ્યોછે તે માટે હું અત્યંત દલગીર છું. મનુષ્યે કદી શ્યામ મુખના થઇ રહેવા વખત લાવવો ધટિત નથી. મનુષ્યે તો સદા ઉજ્વળ મુખના બની રહેવાનું છે. સરોવરના તીરે તો સદા શીતળ મનહર લીલાજ શોભે; વ્યોમને સદા તેજોમય તારલા અને ગ્રહોજ શોભે; જનનીને તેના ખોળામાં આનંદે હસતું તેનું પ્રિય બાળજ શોભે; તેમ મનુષ્યને ઉજ્વળ મુખજ સદા શોભે. ઉજ્વળ મુખના થવા મુખ્ય નિયમ એ છે કે મનુષ્યે પોતા

માટે પોતાનો કાંઇ પણ સ્વાર્થ કે વિષયતૃપ્તિ યોજવી નહી. અમુક દૃષ્ય પદાર્થ અમુક રંગનો દેખાયછે તેનું કારણ એ છે કે સૂર્યનાં ધવળ કિરણો જે અતિ મનહર સાત રંગોનું મિશ્રણ છે તે કિરણ તે અમુક વસ્તુ ઉપર પડતાં અમુક રંગો તે કિરણમાંથી તે વસ્તુ પોતા માંહે શોષી લેછે અને બીજા રંગો પાછા વાળેછે, અને જે રંગો પાછા વાળેલા હોયછે તે રંગો તે વસ્તુમાં દેખાયછે. અને એ રીતે કાળો પથ્થર કાળા રંગનો દેખાયછે તેનું કારણ એ છે કે સૂર્યનાં કિરણના સઘળા સાતે રંગો તે પથ્થર પોતા માંહે શોષી લેછે અને કિરણનો એકે રંગ પાછો વળીને આપણાં ચક્ષુમાં આવી મળતો નથી તેથી તે પથ્થરો કાળો દેખાયછે. અને અમુક વસ્તુ ધવળ દેખાયછે તેનું કારણ એ છે કે તે વસ્તુ ઉપર સૂર્યનું પ્રકાશિત કિરણ પડતા તે વસ્તુ તે કિરણના સાતમાંથી એક પણ રંગ પોતા માટે નહી શોષી લેતાં તે સાતે રંગો પોતાના તરફથી વિશ્વમાં પાછા મોકલેછે, અને તે રંગો આપણાં ચક્ષુને આવી મળતાં તે સાતે રંગોના મિશ્રણથી ઉત્પન્ન થતા સફેદ રંગમાં તે વસ્તુ આપણને દેખાયછે. આ રીતે જોતાં આપણે જોઇએ છીએ કે જડ વસ્તુમાં જે પદાર્થ કાળો છે તે પોતા માટે સૂર્યનાં કિરણના સઘળા રંગો શોષી લેછે, અને જે પદાર્થ ધવળ છે તે સૂર્યનાં કિરણમાંથી એક પણ રંગ પોતાના માટે શોષી નહી લેતાં સઘળા રંગો પાછા પ્રગટાવી દેછે. અને તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે કે જે જડ વસ્તુ રવી કિરણના દિવ્ય મંગળ રંગો પોતે ધારણ કરતી નથી, અને એ રીતે સ્વાર્થત્યાગ કરેછે તે ધવળ રૂપે પ્રગટી શકેછે. અને એ રીતે જડ વસ્તુ પણ માત્ર સ્વાર્થત્યાગ થકીજ ઉજ્વળ છે. તેજ પ્રમાણે જે મનુષ્ય પોતાનો સ્વાર્થ ઇચ્છતો નથી, જે મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધતો નથી, તે મનુષ્યનુંજ મુખ ઉજ્વળ હોઇ શકે, અને જે મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધવાની અધમતાગ્રસ્ત છે તેનું મુખ શ્યામજ હોઇ શકે. માટે ઉજ્વળ મુખના થવા સ્વાર્થત્યાગ અને આત્મત્યાગ એ બે મહા ઉત્તમ સદ્દગુણોની પુરેપુરી આવશ્યકતા છે. સ્વાર્થત્યાગનો અને આત્મત્યાગનો અર્થ એજ છે કે મનુષ્યે પોતાનું ઇષ્ટ નહી યોજતાં અન્ય જનનું ઇષ્ટ પોતાનાં ઇષ્ટથી યોજવું. અને મુખ્યત્વ કરીને વિષયતૃપ્તિ એવો દારૂણ દોષ છે કે એથી અસંખ્ય જનોને હાનિ પહોંચેછે, માટે જો મનુષ્યે ઉજ્વળ મુખથી રહેવું હોય તો તેમણે વિષયતૃપ્તિ અવશ્ય તજવી. આ વિષયવાસનામાથી મુક્ત થવાનો સર્વોત્તમ માર્ગ એ છે કે મનુષ્યે પોતાને આત્મા તરીકે ઓળખવો, અને આ સ્થૂળ દેહને તો આ સંસારમા ત્યાગીનું કલ્યાણકારી જીવન ગાળવા અને ભોગવવા માટે આત્માનું એક સાધન રૂપી યંત્ર તરીકે ઓળખવી અને જાણવી. એ રીતે જો મનુષ્ય પોતાના આત્માને તથા પોતાનાં શરીરને જુદાં પાડશે, તેમજ આત્માનું વિશિષ્ટત્વ તથા સ્થૂળ શરીરનું ગૌણપદ સમજશે, તો તેને સ્વતઃસિદ્ધ થશે કે મનુષ્ય તો એક આત્મા છે અને તેણે આત્માનું સુખ અનુભવવાનું અને યોજવાનું છે, અને તેણે આ સ્થૂળ દેહનું ઇંદ્રિયજન્ય સુખ યોજવાનું કે ભોગવવાનું નથી. અને જો આ જ્ઞાનમાં તે મનુષ્ય સ્થિત થશે તો વિષયતૃપ્તિ જે શરીરનું સુખ છે તે સુખમાં

ને કદી પ્રીતિ ધરશે નહી એટલુંજ નહી પણ વિષયતૃપ્તિ અને એવા અનેક દોષો જે શરીરના ઇંદ્રિયજન્ય સુખમાં રહેલાછે તેમાંથી પોતાને મુક્ત કરવા ઉગ્ર પરિશ્રમ લેશેજ. આત્મા તથા શરીરને એકજ જાણવાં એથી વધુ હાનિકારક કાંઇ ભૂલ નથી, અને એ ભૂલ થકીજ મનુષ્યને સઘળા અનર્થો આવી મળેછે, ઘેરેછે, પીડેછે, અને સંહાર કરેછે. આત્મા તથા શરીર ભિન્ન છે તે નહી સમજવાથી ઉપજતા અનર્થ સબંધમાં હું તમને એક ટુંક દ્રષ્ટાંત કહું. એક મનુષ્યને આંખ તથા પેટ એઉમા કાંઈ વ્યાધિઓ થઈ, અને તે મનુષ્ય વૈદ પાસે ઉપચાર માટે જતાં વૈદે તેની આંખની તથા પેટની વ્યાધિઓ માટે જુદી જુદી ઔષધિઓ આપી. પણ તે મનુષ્યે ભૂલ એવી કરી કે આંખની ઔષધિ પેટનાં ઓસડ તરીકે વાપરી, પેટનું ઓસડ આંખની ઔષધિ તરીકે વાપર્યું, અને પરિણામે પેટની તથા આંખની વ્યાધિઓને આરામ થવાને બદલે તે વ્યાધિઓ વધી અને વધુ પીડાકારી થઇ. તેજ પ્રમાણે, જો મનુષ્ય આત્માને તથા શરીરને જુદાં નહી પાડે, અને આત્માને મહા ઉત્તમ ગણીને તેની પ્રવૃત્તિઓમા તન્મય નહી થઇ રહે, અને જો મનુષ્ય શરીરને અગ્રસ્થાને સ્થાપે અને સ્થૂળ ઇંદ્રિયજન્ય ભોગોમાં લુબ્ધ રહે તો તેની સ્થિતિ મહા દુઃખી અને ખેદજનક અવશ્ય થવાની. માટે, સ્થૂળ ભોગો આ દેહના છે, આ દેહથી આત્મા જુદો છે, અને આત્મા તેજ આપણે છીએ, તો આપણે આત્માનાં ઉચ્ચ કાર્યો જે પ્રભુભક્તિ, જનસેવા વિગેરે છે તેમાજ પ્રવૃત્ત રહેવાનુંછે, અને એ રીતે આપણે આપણા આત્માનાં ઉજ્વળ સ્વરૂપમા પ્રગટી રહેવાનુંછે. શરીરને ઇંદ્રિયજન્ય સુખની પ્રાપ્તિ કરાવતાં તો આત્મા તેનાં ઉજ્વળ સ્વરૂપમા પ્રગટી નહી શકશે, અને તેથી મનુષ્ય ઉજ્વળ મુખથી રહી નહી શકશે. માટે તમે દૃષ્ટ વિષયવાસના અને અન્ય ઇંદ્રિયજન્ય સુખભોગની આશા અભિલાષાઓ ત્યાગ કરો એટલે તમે મંગળ ઉજ્વળ મુખથી સોભિત, પ્રમુદિત, હર્ષિત રહેશો. મનુષ્યે યાદ રાખવાનું છે કે તે જાજ્વલ્યમાન જ્યોતિરૂપ આત્મા છે, અને શરીરનાં સુખો ભોગવવા તેને માનુષી અવતાર પ્રાપ્ત થયો નથી. મનુષ્યનો અવતાર તે સ્વાર્થત્યાગ કાજે છે, અને સ્વાર્થત્યાગ થકીજ મનુષ્યને ઉજ્વળ મુખની પ્રાપ્તિ થશે, નહીતો મનુષ્ય શ્યામ મુખનું થઈ રહેશે. કુવાએ જો પોતા માંહે સ્વાર્થત્યાગ રૂપી જળના ઝરણાં સતત સ્ફુરાવ્યાં તોજ તે કુવાના મહિમાથી ભરપુર રહેશે; અને જો કુવાએ સ્વાર્થ વહાલો ગણી જીવજંત માટે જળનાં ઝરણાં સતત નહી પ્રગટાવ્યાં તો તે ધૂળ માટી પથ્થરાથી કાળે કરીને પુરાઇ જશે; ખેતરે જો પોતાનાં અમૂલ્ય તત્વોનો ત્યાગ કરીને ધાન્યના પાક મનુષ્યને નહી દીધા તો બીજેજ દિવસે વિષ્ટાના ઉકરડા તરીકે વપરાતું થશે; વાયુએ સરિતા તીરે જો પોતાની લહેરીઓનો સંચાર વિહાર કાજે આવેલાં મનુષ્યો ઉપર નહી કર્યો અને પોતાની લહેરીઓને સાચવીને સ્વાર્થી બની પડી રહ્યો, તો કોઈ વાયુને ઢુંઢતું સરિતા તીરે કે વિહાર સ્થળે જવાનું નથી અને પછી નિર્જન વગડામાં ફોકટમાં વાશે એવીજ એની દશા થવાની. માટે મનુષ્યે પોતાનો સ્વાર્થ કોઇ પણ પ્રકારે નહી યોજતાં સ્વાર્થત્યાગ કરી અન્ય જનોનું શુભ આદરવું, અને એ રીતનાં વર્તનથી મનુ-

ષ્યનું મુખ ઉજ્વળ થશે, મનુષ્યનો મહિમા જગજગે પ્રસરશે અને પ્રસંશા પામશે. હવે, મનુષ્ય પોતાને આત્મારૂપે સમજી શકતો નથી અને સ્થૂળ દેહ રૂપે પોતાને સમજેછે, તેનું કારણ જેને માયા અથવા અજ્ઞાનતા કહીએ છીએ તે છે. અને આ કોટાનકોટિ અવતારો જે મનુષ્યને ભોગવવા પડેછે તે આ માયા અથવા અજ્ઞાનની નિવૃત્તિ કાજે છે. અને આ માયા અથવા અજ્ઞાન ટળતાં આપણે પછી આપણાં મૂળ આત્મસ્વરૂપમાં પ્રગટી શકીએ છીએ. પરંતુ, આ માયા અથવા અજ્ઞાનતા એકજ ભવમા કે અમુક દીર્ઘ કે અલ્પ સમયમાં સમુળગી ટળી શકે તેમ નથી અને તેને ટળવા અનેક કલ્પો જોઇએછે એવી એ દ્રઢ બળવાન અને દુસ્તર છે. અને એ માયા અથવા અજ્ઞાનતામાંથી મુક્ત થવા મનુષ્યે યાદ રાખવાનું છે કે તેનો સ્વાર્થ સિદ્ધ કરવા તે જે કૃત્યો કરેછે તે આત્માના નથી પણ પ્રકૃતિનાં અથવા આ દેહનાં છે, અને તેથીજ શાસ્ત્રોમાં કહ્યુંછેઃ “ મનુષ્ય આ દેહ માટેના અહંભાવથી છેતરાઇ મનથી ધારેછે કે સકળ પ્રવૃત્તિઓનું કારણ હું જે આ દેહ છું તે છું, પણ તે સમજતો નથી કે તેની સકળ પ્રવૃત્તિઓ તો પ્રકૃતિની અથવા તેની સ્થૂળ દેહની છે.” પ્રકૃતિ અથવા આ સ્થૂળ દેહ મનુષ્યને સ્વાર્થ સાધનારા કાર્યોમાં પ્રેરેછે, અને તેને અનેક પ્રવૃત્તિઓમા અનુરાગી કરેછે. માટે મનુષ્યે આ માયામાંથી અથવા અજ્ઞાનતામાંથી મુક્ત થવા સ્વાર્થ યોજનારી સકળ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવાનોછે. વળી મનુષ્યે યાદ રાખવાનુંછે કે મનુષ્ય આત્મા તે પરમાત્માનો એક અંશ છે, જેથી મનુષ્યે તેના આત્માનાં સ્વરૂપમાં તથા એ આત્માની ઉચ્ચ પ્રવૃત્તિઓમા લીન રહેવાનુંછે, એટલુંજ નહી પણ પરમાત્માનાં પરમ ઐશ્વર્યયુક્ત સ્વરૂપથી પ્રકાશવાનું છે. અર્થાત, મનુષ્યે મહા પ્રૌઢ નિર્મળ બની પરમાત્માને પહોંચવાનું છે. પરમાત્માને પહોચવા માટે મનુષ્યે યોગાભ્યાસથી પોતાની દેહની તથા આત્માની શક્તિઓનો વિકાસ કરીને તે રીતે પ્રાપ્ત થતાં દિવ્ય જ્ઞાન વડે પ્રભુજીને ઓળખવાનાછે, આરાધવાનાછે, અને એમનાં શરણ જઇ રહેવાનું છે. અને એ દિવ્યજ્ઞાનથી જ્ઞાનસ્વરૂપ બની જઈને મનુષ્યે પરમાત્માને પહોંચવાનુંછે. વળી પરમાત્માને પહોચવા મનુષ્યે પરમાત્મામા દ્રઢ પ્રીતિવાળા થવાનુ છે, અને એ રીતે ભક્તિરૂપ બનીને મનુષ્યે પરમાત્માને જઇ મળવાનુંછે. આ રીતે આપણે જોઇશું કે મનુષ્યે પોતાને આત્માના સ્વરૂપમાં પ્રગટાવવા તથા પરમાત્મા સમીપ પહોચાડવા, ઉચ્ચ પ્રવૃત્તિઓને, ઉચ્ચ ધ્યેયોને, ઉચ્ચ આશયોને અવલંબીને વર્તન કરવાનુંછે, અને મનુષ્ય અવતારમાં વિષયતૃપ્તિ અને એવી સકળ અહંભાવજન્ય સ્વાર્થી પ્રવૃત્તિઓનું, આશયોનું, ધ્યેયોનું પ્રયોજન નથી. માટે તમે વિષયવાસનાઓ તજી દો, આત્મદર્શી થાવો અને છેવટે પ્રભુભક્ત થાવો. એજ કોટાનકોટિ ભવોનો, આ વિશ્વ રચનાનો, આ જગતના બંધારણનો, જીવાત્માના વિકાસ ક્રમનો, નિયમ અને હેતુ છે. અને આ સબંધમા ગીતા પ્રતિપાદન કરેછે કે મનુષ્યે દેહની અથવા પ્રકૃતિની અધોગતિ વાળી પંક્તિ ઉપર વાસ કરવાનું કાંઇ કારણ નથી, પરંતુ એ અધમ પંક્તિથી ઉચ્ચતર ભૂમિકાઓ ઉપર

પોતાનુ નિવાસ સ્થાન યોજવાનુંછે. અને આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવાને લીધે મનુષ્યને ઉચિત જે પ્રવૃત્તિઓ છે તે આત્મજ્ઞાન અને પ્રભુ ભક્તિ છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં શરીરના મળો દૂર થાયછે, અને પરમાત્માની ભક્તિ પ્રાપ્ત થતા આત્મામાં તેનાં સકળ ઐશ્વર્ય અને સામર્થ્યનું પુનઃસ્થાપન થાયછે. માટે કામાગ્નિનું કુતુહળ અને મનોવિકારના માચડા એ સર્વને આત્મજ્ઞાન તથા પ્રભુ ભક્તિથી તોડી પાડો, અને પછી ચિત્તમાં સ્થિર થઈ, દેહમાં નિર્મળ અને સાત્વિક બની, અને હૃદયમા અચળ પ્રેમભાવયુક્ત થઈ, જીવન ગાળો. અને આ સબંધમાં ગીતામા કહ્યું છેઃ "વાયુ ફૂંકતો નહી હોય તેવા સ્થળે જેમ અગ્નિની શિખા ચલાયમાન થતી નથી, તે પ્રકારે જેનું મન સ્થિર છે, એવી સ્થિતિને યોગ કહેછે." માટે કામાગ્નિથી ચળિત મનના નહી થતા તમારે મનમા નિશ્ચળ રહી, સ્ત્રીજાતિને દુરાચરણમાં દોરવાને બદલે તેણીને સદાચારનો સન્માર્ગ તમારે દેખાડવાનોછે. અને મનુષ્ય જેમ જેમ સમજશે કે હું પ્રકૃતિ રૂપી દેહ નથી પરંતુ વિશિષ્ટ આત્મા છું અને પરમાત્માનો અંશ છું, તેમ તેમ તે ભલાં અને નિઃસ્વાર્થી કર્તવ્યોમાં ઉદ્યુક્ત રહેશે અને તે કર્તવ્યોમાંથી ચલાયમાન નહી થશે. માટે, તમે આત્મામાં તથા પરમાત્મામા સ્થિત થાવો અને દેહમાં તથા દેહની વાસનાઓમાં પડાવ નાખો નહી. વળી મનુષ્યે કર્તવ્યનું રહસ્ય સમજવું જોઇએ. કર્તવ્ય એ છે કે એમાં પ્રવૃત્ત થતા આપણે આપણો ભોગ એમાં આપીએ છીએ, અને એ કર્તવ્યમાં આપણે લેશ ભોગી થતાં નથી, અને એ રીતે આપણા પોતાના ભોગ દ્વારા આપણાં કર્તવ્યને પાર ઉતારીએ છીએ. માટે, પ્રત્યેક કર્તવ્યમાં આપણું લક્ષ્યબિંદુ તો આપણો સ્વાર્થત્યાગ અને આપણો આત્મત્યાગ હોવું જોઇએ, અને નહીંકે આપણા સ્વાર્થની સાધના. માટે જે કર્તવ્યમાં મનુષ્યે પોતાનો સ્વાર્થ સાધ્યો અને તેમા પોતાનો ભોગ નહી આપ્યો તે પોતાનાં કર્તવ્ય તરીકે મનુષ્યે સમજવાનું નથી. અને એવું કર્તવ્ય મનુષ્ય માટે ઉચિત પણ નથી. મનુષ્યને ઘટિત કર્તવ્ય એ છે કે જેમ મધમાખી ડંખ દેવામાં તેના જીવનો ભોગ આપે, જેમ પતંગ દિવા માહે પડતાં પોતાનો ભોગ આપે, તેમ મનુષ્ય તેનાં કર્તવ્યમા પોતાનું સકળ સ્વાર્પણ કરે. સારાંશ એ છે કે મનુષ્યનાં કાંઇ પણ કર્તવ્યમા તેના સ્વાર્થે અથવા તેનાં સુખ માટેની બુદ્ધિએ પ્રવેશ નહી કરવો જોઇએ. સ્વાર્થત્યાગનું ખરૂં રહસ્ય એ છે કે એ પ્રવૃત્તિઓમાં મનુષ્ય પોતાને આ દેહરૂપી કર્તા કે ભોક્તા સમજતો નથી. જ્યારે અહંભાવ આ પ્રમાણે ટળેછે ત્યારે મનુષ્યને દિવ્યજ્ઞાનની પ્રાપ્તિ થાયછે, અને દિવ્યજ્ઞાનની પ્રાપ્તિ થાયછે ત્યારેજ મનુષ્યને આત્મા તથા પરમાત્માનાં રહસ્યો સમજાયછે. મનુષ્ય સ્થૂળ પદાર્થોમાં મોહ રાખેછે તેનું કારણ એટલુંજ છે કે એ પદાર્થોમાંથી પ્રાપ્ત થતા ભોગોમાં તેને પ્રીતિ હોયછે, પરંતુ વેદાંતનું શિક્ષણ છે કે મનુષ્ય અવતારમાં મનુષ્યને ભોગોમાં પ્રીતિ રાખવાનો અધિકારજ નથી. કારણકે બાહ્ય વસ્તુના તથા વિષયના ભોગો તે માત્ર આ સ્થૂળ દેહ ભોગવેછે અને નહીંકે આત્મા અથવા પરમાત્મા. મનુષ્યને શાશ્વત ભોગી થવું હોય તો તે સ્વાર્પણ દ્વારા છે, અર્થાત, આ સ્થૂળ દેહનું બળીદાન દેવાથી છે, અર્થાત,

સકળ ભોગોને ત્યાગ કરવાથી છે. મનુષ્ય ભોગી ભલે થાય, પણ આત્મારૂપે તે ભોગી થાય, અને નહીંકે સ્થૂળદેહધારી રૂપે. દીપિકા રાત્રિએ ભલે પ્રગટે, પણ તે પ્રકાશ રેલાવનારી દિવ્ય પ્રભા થઇને અને નહીંકે ઘરને લાય લગાડીને વિનાશ પ્રસરાવનારી થઇને; વિદ્યાર્થી વિદ્વતા ભરેલા ગ્રંથો વાંચીને ઘણેરો જ્ઞાની ભલે થાય, પણ નહી કે સર્વ કોઇની ચેષ્ટાઓનું જ્ઞાન મેળવી ચેષ્ટાઓમાં પ્રીતિવાળો થઇને; સાગરનાં જળ તેમના અગાધ મહિમામાં ભલે ઉંચે ઉછળે અને સુખમાં મહાલે, પણ નહીં કે તેની સપાટી ઉપરનાં વહાણોને તે માંહેનાં મનુષ્યો સંગાથે તેના પાતાળ જળમાં ડુબાવવાનું ઘોર કૃત્ય કરીને. વળી, આ દેહનો ભોગ આત્માને આપી દઇને, આ દેહને તથા આત્માને મનુષ્યે પછીથી પ્રભુજીને સમર્પી દેવાનાછે. અને પરમાત્માને આ દેહ તથા આત્મા સમર્પી દેતાં તો પછીથી પ્રભુજી આ દેહ તથા આત્માને પોતાના સ્વાધીનમાં લઇને બહુ રૂડી પેરે તેમનું જતન કરેછે, અને પોતાનાં દર્શનના પ્રભાવથી, પોતાનાં જ્ઞાનથી, પોતાનાં ઐશ્વર્યથી એ દેહને તથા આત્માને પરમાત્મા પોતાનાં ઐશ્વર્યયુક્ત કરેછે. માટે, તમારી આ સ્થૂળ દેહ તથા તમારો આત્મા એ બેઉને તમે પ્રભુજીને અર્પણ કરી દો, અને પછી તમે જુવો કે તમારૂં આચરણ કેવું વિશિષ્ટ થાયછે, તમારા વિચારો કેવા ઉત્તમ થાયછે, તમારૂં શ્રેય કેવી અદ્દભુત રીતે સધાયછે. આ સ્થૂળ દેહના ભોગી થવું એ તો ઉચ્ચ આત્માને અધમ પ્રકૃતિને આધીન થવા દેવો, તેવું ભૂલ ભરેલું આચરણ કહેવાય. આત્મા ઉપર પ્રકૃતિની, અર્થાત, દેહની સત્તા લેશ માત્ર સંભવતીજ નથી. ગગનના વિસ્તિર્ણ વૃષા જળ સમુદાય આગળ ખાબોચિયાનાં જળની સત્તા સંભવતીજ નથી; કાગના કુટિલ કાકાની સત્તા કોયલના મધુર ટહુકા ઉપર લેશ માત્ર સંભવતીજ નથી; સિંહની ગર્જના ઉપર શિયાળવાની બૂમો સંભવતીજ નથી; માટે પ્રકૃતિનો અધિકાર આત્મા ઉપર છેજ નહીં, તો પછી મનુષ્યે પ્રકૃતિજન્ય દેહનાં સુખોમાં રાગી થવાનુંજ નથી. વળી, મનુષ્યે તેની પ્રકૃતિ જે જે પછાડા ખવડાવે તે પછાડા ખાવાની કાંઈ જરૂર નથી, કારણકે મનુષ્યની સકળ પ્રવૃત્તિઓનું ફળ તો પ્રભુજીના હાથમાં છે, અર્થાત આપણી સ્થૂળ પ્રવૃત્તિઓ સફળ થાય કે અફળ જાય તે પ્રભુજીની ઇચ્છા તથા આજ્ઞાનુસાર છે. અને વિષયવાસના જેવાં અધમ કૃત્યોમા મનુષ્યને કદી પ્રભુજીની સહાયતા કે સફળતા મળવાની નથી તો મનુષ્યે એવી પ્રવૃત્તિઓનો ત્યાગ કરેલોજ ભલો. વળી, તમે વિચાર કરો કે રાવણ સરખા બળિયા સતી સીતાજીનું હરણ કરી શકયા નથી, તો તમે એવા શું મોટા બળિયા છો કે પરદારાનું હરણ કરી શકશો, તેનો પણ તમે લગીર વિચાર કરો. ગિરિરાજ તેની ઉપર થઇને ઉડતાં વૈમાનોને અટકાવી નહી શકયો તો ઉકરડો તેમને શું અટકાવી શકશે ! રત્નમણિ રાજનના મુગટમાં સદા રહી નહી શકયાં તો ઝાકળબિંદુ સદા રત્નમણિ રૂપે શું પ્રકાશી શકશે ! જે તોફાની સાગર ઉપર મોટું વહાણ તરી નહી શકયું તે ઉપર માટીનો નાનકડો ઘડો કેમ તરી શકશે !

કૈલાસ—માતા ! બસ કરો. બસ કરો, મને પુરતી સાન વળીછે, ઝાઝો બોધ હવે મને

નહી જોઇશે. આપના પ્રત્યેક બોધના બોલથી મને મારી મૂઢ મતિ માટે ઉગ્ર પશ્ચાતાપ થાયછે. હવે, હું આપની સેવામાં સદા શિર નમાવી રહીશ. આપ થાકી ગયાં હશો માટે આપને યોગ્ય લાગે તો જરા અહી વિશ્રામ લ્યો.

**પુલોમા**—હા. મને થાક લાગ્યોછે, આપણે લગીર વાર અહી થોભીને વિશ્રામ લઇએ. (બેઉ ત્યાં બેસેછે. પુલોમા જરા નિદ્રાવશ થાયછે).

**રેવત**—(સ્વગત). ઓહો ! સકળ ગુણસંપન્ન સન્નારી ! તમને ઉપાડી જવા મેં હામ ધરી ! અને તમે અહીં જરા નિદ્રાવશ થયાંછો તો કોઇ મારા જેવો દુષ્ટ તમને ઉપાડી જવા ધારે તો સહેલું છે, પણ તમારી રક્ષા કરનારો હું તમારો દાસ તમારી આગળ એવો ઉભોછું કે જગતમાં કોઇ માજાયો એવો પુત્ર, ચોર, લૂંટારો, બળિયો, શૂરવીર નથી કે તમારા ઉપર દુષ્ટ નજર પણ નાખે. માતા ! તમે આરામથી નિદ્રા લેજો, હવે હું તમારાં ચરણ તળાસી તમારી પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કરીશ, મારી દેહનું કલ્યાણ કરીશ, મારો ભવ સફળ કરીશ. આહા ! શું સુંદર બોધ આ માતાએ દીધો ! (વિચારગ્રસ્ત થઇ બેસેછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૨.

**ત્રસદસ્યુ**—( પુલોમાની શોધમાં નીકળતાં માર્કેંડય હઠયોગીના આશ્રમે આવી પહોંચેછે. સ્વગત ). પુલોમા ! પુલોમા ! હું તારો અનાદર કરતો હતો ત્યારે મને સ્વપ્ને પણ ખબર નહી હતી કે તું પળવારમાં આ પ્રમાણે મારાં પડખેથી વિખુટી પડી જઇશ ! તું ક્યારે હવે મને ભેગી થઇશ અને તારા અનાદરનો જે અપરાધ મેં કર્યોછે તેની માફી હું કયારે તારી પાસે માગીશ ! એ અપરાધની ભૂલ હું શું શું ઉગ્ર પ્રાયશ્ચિતથી સુધારીશ !

### ગાયન ૨૯.

ઉકલતો નથી આ ભૂલ કેરો એકે ઉપાય.
શું કરૂં, હોમું આ કાયા જઈ ચિતા માંય ! ઉકળતો.

ચર્મ ચીરી કહાડતા, ક્ષમા જો કાંઇ થાય,
શૂળીએ પ્રાણાંત થતા, આ વેદના જો હોમાય,
જીવ એ પેરે બળીદાન કાજ તત્પર થાય. ઉકળતો.

ભૂલ ભૂતડું ચોમેરથી મને ખાવા ધાય,
ભૂલ ભુકંપ મને ગળે અહીંને ત્યાંય,
ભૂલ ભાર કરે મુજ ચૂરો એ નવ ખમાય,
ભૂલ થઇ તો જીવડા થઇ જા વિદાય. ઉકળતો.

પુલોમા ! પુલોમા ! તને હું ઢુંડતો ઢુંડતો પણ થાક્યો. આ કોઇ યોગી પુરૂષનો આશ્રમ છે તો અહીં જરા વિશ્રામ લઇ પાછો તારી શોધમાં નીકળું.

પુલોમા ! તું મહા શાણી સુલક્ષણી ! તેની આ દશા થઇ કે ચકલીનાં બચ્ચાંને જેમ ગરૂડ ઝડપી જાય, સમૃદ્ધ શહેરને જેમ પળમાં ભૂકંપ ગળી જાય, તણખલાંને વંટોળિયો જેમ કયાંનું કયાં લઇ જઇ નાખે, તેમ પેલા કોઇ દુષ્ટે પળમાં તને કોણ જાણે કયાં ઉપાડી લઇ જઇ મુકાછે ! તારા પિતાની પાસે પ્રેમાળ હેત સિવાય તેં કાંઇ અનુભવ્યું નથી તો ક્રુર દુષ્ટના હાથમાં જઇ પડવાનું દુઃખ તારાથી કેમ સહન થઈ શકતું હશે ! નિર્દોષ બકરીનું બચ્ચું સર્વ કોઈના હાથથી પ્રીતથી પંપાળાતું તેના ઉપર વિક્રાળ સિંહે તડાપ મારતાં તે ત્રાસ તેનાથી કેમ સહન થતો હશે ! જે સાથિયો સુંદરીના કરથી નિત્ય વિવિધ રંગ પુરવામાં રમતો તેનામાં કડિયાએ ચુનો ચાળતાં તેની કેવી વિપરિત દશા થતી હશે ! અરે આ નિર્દોષ પુલોમાને ઉપાડી જનાર દુષ્ટ ! એને લઇ જઇને તું કયા નાસી જવાનો છું ! તને પાતાળમાથી પકડી પાડીશ; તારા ઉપર સબળ રીતે વૈર લઇશ. એક રજકણને ચક્ષુ સાથે વૈર હોયછે તો ચક્ષુમાં છુપી રીતે એકાએક પ્રવેશ કરી તેને અશ્રુધારાથી રોવડાવેછે; વિષને મનુષ્ય દેહ સાથે વૈર હોયછે તો માત્ર એક બિંદુ સરખું મનુષ્ય દેહમા પ્રવેશ કરી તે દેહને ચૈતન્યરહિત કરેછે, રવી ચંદ્રને વૈર હોયછે તો વરસમાં એક વાર પણ એકએકને ઘેરીને નિસ્તેજ કરેછે. તો હું જે એક પ્રતાપી રાજનપુત્ર તે આ દુષ્ટને શિક્ષા નહી કરૂં તો હું માત્ર પથ્થરનું પુતળું, કે કાગળ ઉપરનું જીવરહિત ચિત્ર, કે વૃક્ષ ઉપરનું પળમા નાશ પામતું વરાળનું ઝાકળબિંદુ. (મન્થાન રૂષિ જળ ભરીને પોતાના આશ્રમે આવેછે અને છુપાઇને સાંભળેછે). આ દુષ્ટનું દમન કરવા હું મારૂં બાહુબળ ચલાવીશ, મારો હામ હળ હંકારીશ, મારી કળ કળાને કામે લગાડીશ, પ્રપંચ પાથરણાં પાથરીશ, છળનાં છાલકાં ઠલવીશ, ધ્વેશના દુંદુભિ વગાડીશ, વૈરના વૈતાળની વ્યુત્પત્તિ કરીશ, શઠતાનો શણગાર પૂરેપૂરો સજીશ ! શું કરૂં ત્યારે ! દુષ્ટથી અધિક દુષ્ટ થવા ભગવાન મારો વખત લાવેછે તો હું મહા દુષ્ટ થઇશ. શું ભગવાનનો આવો ન્યાય કે પ્રચંડ દુષ્ટોના હાથમા એક નિર્દોષ અબળાને ફસાવા દે ! (વિચાર કરતો બેસેછે).

મન્થાન—(સ્વગત). આના ઉપર પ્રેમદુઃખ આવી પડતા એ ભગવાનથી વિમુખ થાયછે, ભગવાનને દોષ દેછે ! ચક્ષુમા રજકણ જઇ પડતાં તેનાથી સૂર્યનું તેજ સહન નહી થતાં સૂર્યને તે નિંદેછે ! ખાબોચિયું પોતે ગંદકીથી ભરાયું તો આજુબાજુની સ્વચ્છ હવાને પણ પોતાની મલિન દુર્ગંધથી ભરેછે ! વ્યાપારીને ચોપડામાં પાઇની ખોટ માલમ પડી તો દસ દિવસ સુધી ગુમાસ્તાઓ પાસે ચોપડાઓ ઉથલપાથલ કરાવેછે ! આ એની કેવી ભૂલ ! (ત્રસદસ્યુને). ભાઇ ! તમને તો વગર વિચારના વગડાના વાનર વિચારવા, કે દુષ્ટતાના ભરેલા દૈત્ય દિલમા ધારવા, કે અનીતિના ઉકરડા આલેખવા, કે ચિત્તને ચકડોળે ચઢાવવા ચડસ ચડાવનારા ચંડાળ તમને ચીતારવા, કે મહા મતિથી ભરેલાં મસ્તક છતાં લાકડાંના દાંડા ઉપર બાંગેલાં હાંલ્લાના જેવા અન્ય જીવોને ત્રાસ આપનારા ચાડીયા તમને જાણવા !

**ત્રસદસ્યુ**—(મન્થાન યોગીના આવાં ક્રોધયુક્ત વચનોથી ડરી જઇને). શું આ આપનો આશ્રમ છે અને આપની આજ્ઞા વિના આપના આશ્રમે બેઠોછું, તેટલાં માટે આવાં કડવાં વચનો આપ મને કહોછો ! શું આપના આશ્રમ વિના મને સમગ્ર પૃથ્વિ ઉપર અન્ય સ્થાન બેસવા માટે નહીજ મળશે કે મારે આપનાં આવા પ્રચંડ વચનો સાંભળવા અને સહન કરવા આપના આશ્રમે મારે બેસવું પડે ? (ઉઠીને જવા માંડેછે).

**મન્થાન**—(ત્રસદસ્યુને જતો રોકીને). તારે મારા આશ્રમથી જવું હોય તો ભલે જજે, અને મેં તને કડવાં વચનો કહ્યાછે તે તો મેં તને ભગવાનનો દોષ કહાડતાં સાંભળ્યો તે માટે. તું તારી પ્રીયા માટે આ પ્રમાણે ભગવાનને નિંદેછે તો મને કહે કે તારી પત્ની સાથે તને લેવાદેવાજ શું છે? તારી પત્ની તરીકે તારી સાથનો સબંધ તે તો માત્ર થોડાક સમયથી થયો હશે તો તેટલા માટે તેણીને ફક્ત તારીજ ગણવાનો તને શું અધિકાર છે ? શું તું તેણીનાં શરીર અને મનને ચૈતન્ય આપનારો પ્રાણવાયુ છે ? શું તેણીને અસ્તિત્વમાં લાવનાર સાક્ષાત પરમાત્મા તું પોતે છે ? શું તેણીને સ્થૂળ દેહ પ્રાપ્ત કરાવનાર તેણીના માતપિતા રૂપી નિમિત્ત કારણ તું છે ? શુ તેણીનું ભાગ્ય ઘડનાર ભાગ્યદેવી તું છે ? શું તેણી તારી ખરીદેલી તારી માલકીની વસ્તુ છે ? તું મને કહે કે તું કઇ પેરે તેણીને તું તારી કહી શકે તેમ છે ?

**ત્રસદસ્યુ**—માત્ર મારા સાચા પ્રેમ પરત્વે મારી પત્ની મારી છે. રેતીનાં રણમાં જેટલા દાણા, રવીના પ્રકાશમાં જેટલાં કિરણો, પ્રાતઃકાળમાં જેટલાં ઝાકળ બિંદુઓ, તેટલાં અસંખ્ય રૂપે અને માર્ગોએ હું મારી પત્ની ઉપર પ્રેમ રાખી શકુંછું.

**મન્થાન**—તું તારી પત્નીમાં સાચા પ્રેમથી તન્મય થયોજ હોય તો તને આ વિરહ વેદના સંભવતીજ નથી. વસંતરૂતુ અને વૃક્ષ એકજ થયાંછે તો વૃક્ષમાં શુષ્કતા કેમ સંભવશે ? રાત્રી અને ચોર લોકો એક થઇ ગયાંછે તો વળી ધોળે દિવસે પકડાઈ જવાનો ભય ચોરોને ક્યાંથી રહેશે ? કાષ્ટને સરિતા જળ સાથે સંગાથ થયોછે તો વળી અગ્નિમાં બળતણ તરીકે બળી ભસ્મ થવાનો ભય તેને ક્યાં રહ્યો ? માટે, હું તો ધારૂંછું કે તારી આ વ્યાકુળતા તરફ જોતાં તું તારી પત્નીમાં તન્મય થયો નથી અને તેણીને તારૂં સર્વસ્વ તેં અર્પણ કર્યું નથી. પુષ્પ વેચનારો માળી પૈસા માટે પુષ્પને માત્ર વેચીજ જાણેછે અને ભ્રમર પેઠે તે ઉપર મોહિત થઈ તેની કળીમાં બીડાઇ રૂધાઈ નથી થઇ જતો; માટીનો ઘડો માંહેનાં મીઠાં જળને માત્ર ધારણ કરી રહ્યાછે પણ પોતે પીગળી જઇ તે જળ સાથે કાઇ તદાકાર થઇ નથી ગયો; ગાન ઉપજાવતી વખતે શ્વાસોશ્વાસ વીણા સાથે રાગરંગ મચાવવાનો, પણ પછી તે વીણાને ખુણામાં ક્યાંયે પડી રહેવા દઇ ભાંગી તૂટી જવા દેવાનો. માટે તમારી પત્ની ઉપર તમને લેશ પ્રેમ નથી એ તમે મારૂં કહેવું સત્ય માનશો. પ્રેમનું રહસ્ય તો એ છે કે પ્રેમનું ઉત્પત્તિ સ્થાન અને પ્રેમના પિતા તે પરમાત્મા છે, એટલે પ્રેમ એ પરમાત્મામાંથી ઉદ્દભવતી એક દૈવિ શક્તિ છે, અને પ્રેમ દૈવિ હોવાથી પરમાત્મા પ્રતિ

તેને મનુષ્યે સતત વાળવો જોઇએ. માટે તું તારા પ્રેમને પ્રથમ ભગવાનમાં સ્થાપિત કર, અને જ્યારે ભગવાનમાં તારો પ્રેમ સ્થાપિત થાય, અર્થાત તારામાં પ્રેમરૂપે પ્રગટતો કામ નાશ પામી શુદ્ધ દૈવિ પ્રેમ વ્યાપ્ત થાય, ત્યારે એ શુદ્ધ પ્રેમ તું પછીથી તારી પ્રેમદામાં પ્રભુ અનુગ્રહથી સ્થાપ. અને પ્રેમનો એક છેડો આ પ્રમાણે પરમાત્મામાં સ્થાપી બીજો છેડો પ્રેમદામાં પરોવ. ટુંકમાં, જે મનુષ્યને પ્રભુમાં પ્રેમ નથી તે મનુષ્યને પ્રીયામાં પણ પ્રેમ નથી અને નથીજ, એ સિદ્ધાંત તું સત્ય સ્વીકારજે.

**પુલોમા**—(બાજુ આવી ચઢેછે. રેવત સંગાથે છે. તેને ). હવે હું અહીંથી મારા તાતજીના આશ્રમે અને મારા સ્વામી પાસે જઇ શકીશ. આ રસ્તો મને ખબર છે માટે તમે તમારા મુકામે સીધારો.

**રેવત**—ના, માતા, હું તો તમારા તાતજીના આશ્રમ સુધી તમારી સાથે તમને મુકવા આવીશ જેથી માર્ગમાં તમને કાંઇ અડચણ પડે નહી. માતા ! તમે લેશ પણ શંકા ઉરમાં નહી લાવશો કે મારૂં પ્રથમનું દુષ્ટ આચરણ હું ફરીથી તમારી સાથે માર્ગમાં વાપરીશ.

**પુલોમા**—ભાઈ ! તમે દુષ્ટાચરણ વાપરશો તો તમે દુઃખી થશો અને તેમાં મારૂં કાંઈ જવાનું નથી. પણ તેજ પ્રમાણે તમે જેટલું શિષ્ટાચરણ કરશો તેટલા તમે સુખી થશો, એટલુંજ હું તો કહીશ. ભાઈ ! મારી તો વિનંતિ છે કે તમે બહુ થાકી ગયા હશો માટે હવે અહીંથી પાછા વળો.

**રેવત**—તમારી આજ્ઞા અને ઇચ્છા એ પ્રમાણે છે તો હું પાછો વળું છું. પરંતુ આપનો જે અપરાધ કર્યોછે તે માટે માફી માગું છું. (તેણીના પાયે પડી માફી માગેછે.)

**પુલોમા**—ભાઇ ! સુખી રહેજો એ મારા આશિષ છે. અપરાધ જોવો, અપરાધ માટે વૈર લેવું, એ સઘળું મૂર્ખ મતિહીન મનુષ્યનું કાર્ય છે. (રેવત જાયછે). (સિંહને). ભાઇ ! તું પણ હવે જા. તેં મારા માટે બહુ પરિશ્રમ લીધોછે. (સિંહ જાયછે). મારે આ દિશામાં જવાનું. (ચાલવા માંડેછે એટલે મન્થાન૦ યોગીનો આશ્રમ જોતાં. સ્વગત). અરે આ તો મન્થાન હઠયોગી મહાત્માનો આશ્રમ અને એ પોતેજ ઉભાછે અને એમની સાથે બીજું કોઇ છે તે કોણ હશે ! અરે ! એ તો મારા સ્વામી પોતેજ છે ! કાઇ વાતો એ બેઉ કરેછે ! લાવ, બાજુએ ઉભી રહી સાંભળું. (ધીમી ધીમી સમીપમાં જઇ ઉભી રહેછે).

**મન્થાન**—ભાઇ ! હવે તું સમજ્યો હશે કે પત્ની ઉપરના પ્રેમનો પાયો પરમાત્મા સાથનો વિશુદ્ધ દૈવિ પ્રેમ છે. અને પ્રભુનો પ્રેમ પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ સાધન રૂપે હઠયોગ છે જેમાં ઇંદ્રિયો તથા મનના શમ તથા દમ થકી પ્રભુજીનો સાક્ષાત્કાર હૃદયદર્પણમાં થાયછે. અને પ્રભુમાં પછી એવી પ્રીતિ ઉપજેછે કે કોઈ કાળે તે ટળતીજ નથી. હઠયોગનાં રહસ્યો હું તને સમજાવીશ. સાંભળ, શિવજી પોતે મહાયોગી હતા એ તો જગપ્રસિદ્ધ વાર્તા છે. વળી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં લખ્યુંછે: "સર્વથી પુરાણા યોગના વકતા હિરણ્યગર્ભ છે અને અન્ય નહી." વળી

યોગારૂઢ ભગવાને પોતે આ યોગ વિદ્યા ઉદ્ધવજી આદિને ઉપદેશેલીછે એ પણ શાસ્ત્ર વચન છે. અને બ્રહ્મા, વિષ્ણુ શિવ એ સર્વનો પ્રભાવ બ્રહ્માંડમાં તેમનાં યોગબળ થકીજ પ્રસરેછે અને વ્યાપેછે. આ હઠયોગ વિદ્યાના પ્રભાવથીજ મહાન સિદ્ધો કાળદંડની અવજ્ઞા કરી બ્રહ્માડમાં સ્વેચ્છાનુસાર વિચરેછે. મૃત્યુ જે મનુષ્યને ઘેરેછે, પીડેછે, સંહારેછે, તે હઠયોગયુક્ત સિધ્ધોને સ્પર્શ કરી શકતું નથી, તો પછી એટલાં ઉપરથી તું હઠયોગ મહાત્મ્ય સમજી શકીશ. જ્યારે આદિનાથ શિવજી આ હઠયોગનો ઉપદેશ પાર્વતીજીને કરતા હતા ત્યારે પાસેનાં જળમાં કોઈ એક મત્સ્ય હશે તેના કાને એ યોગોપદેશનાં વચનો પડયાં અને તેમાં તે દૃઢ ચિત્તવાળો અને પ્રીતિવાળો થયો અને તે યોગોપદેશ, પૂરેપૂરો સાંભળ્યો. જ્યારે શિવજીને આ વિશે જ્ઞાન થયું ત્યારે તેમણે તે મત્સ્ય ઉપર જળસિંચન કર્યું, અને તેજ ક્ષણે તે મત્સ્ય સિદ્ધ દશાને પામ્યો, અને આ મત્સ્ય શ્રી આદિનાથ ભગવાન શિવજીના પ્રથમ શિષ્યનું પદ પામ્યો, અને એ મત્સ્ય મહાન યોગીઓના શિરોમણી તરીકે મત્સ્યેન્દ્ર નામથી વિશ્વવિખ્યાત છે. એક સમયે આ મત્સ્યેન્દ્રનાથના સમાગમમાં એક વનમાં એક ચૌરંગી એટલે જેના હાથ પગ કપાઇ ગયાછે એવો મનુષ્ય આવ્યો અને એ યોગ શિરોમણી મત્સ્યેન્દ્રનાથનાં દર્શન માત્રથીજ તે ચૌરંગી હાથ પગ વાળો થઇ ગયો. મત્સ્યેન્દ્રનાથનો આવો પ્રભાવ જોઇને ચૌરંગીએ તેમને કૃપા માટે આરાધ્યા જેથી તેમનો એ ચૌરંગી ઉપર કૃપા ભાવ થયો, અને તે કૃપા થકીજ તે ચૌરંગી જગતમાં ચૌરંગી નામનો મહાન સિદ્ધ થયો. હઠયોગનું આ પ્રમાણેનું પરિબળ સાંભળી તું મનમાં કદાચ હરખાતો હઇશ કે એ વિદ્યા તો શીખી હોય તો સારી, તો મારે તને પ્રથમ સમજાવવું આવશ્યક છે કે એ વિદ્યાનો અધિકારી કોણ છે. આ લોકના કે પરલોકના સુખમાં જે પુરૂષ રાગી નથી, અને સંસારથી વિમુખ થવા જે પુરૂષ ઉદ્યુક્ત હોય, તેજ પુરૂષ હઠયોગ વિદ્યાનો અધિકારી છે. આ સબંધમાં હું તમને યાજ્ઞવલક્ય રૂષિના બોલો કહીશ: "શાસ્ત્રોક્ત કર્મપરાયણ, વિષયાભિલાષા અને મનોવિકારો રહિત, યમારૂઢ, નિયમારૂઢ, વિદ્યાજ્ઞાનયુક્ત, સત્યમાં પ્રીતિવાળા, ગુરૂ સેવામાં પ્રેમી, માતપિતાની સેવામાં સદા તત્પર, વર્ણાશ્રમ ધર્મનાં કર્તવ્યોમાં સ્થિર તથા દૃઢ બુદ્ધિવાન, શિષ્ટાચારનું સેવન કરનાર, એવા ગુણી જનનેજ હઠયોગ વિદ્યાનું પ્રદાન કરી શકાય અને અન્ય જનને નહી."
"આ લોકના અને પરલોકના વિષયમાં જે વિરક્ત મનુષ્ય સંસારના ત્યાગનો અભિલાષી હોય એવા જીજ્ઞાસુ પુરૂષનોજ યોગમાં અધિકાર છે." આ વિદ્યા મહા ગુહ્ય છે અને સહેજમા કોઇને તેનું જ્ઞાન આપવું ઉચિત નથી. અને આ સબંધમાં શાસ્ત્રોમાં કહ્યુંછે: "સિદ્ધિની ઇચ્છાવાળા યોગીએ હઠયોગ વિદ્યાને રૂડી રીતે ગુપ્ત રાખવી, કારણકે ગુપ્ત રાખેલી વિદ્યા વીર્યવતી બની રહેછે અને ગુપ્ત નહી રાખેલી વિદ્યા વીર્ય વિનાની થઇ રહેછે." તું હઠયોગનાં જ્ઞાન માટે સદ્ગુણો ધરાવેછે કે નહી તે હું યથાર્થ રીતે જાણી શકતો નથી પરંતુ હું ધારૂંછું કે તું હઠયોગ માટે કોઈ પણ રીતે અયોગ્ય પાત્ર નહીજ હશે, અને હઠયોગનો તું આશ્રય લે એવો મારો તને ખાસ આગ્રહ છે. આ હઠયોગનાં ચાર મૂખ્ય અંગો છે:

(૧) આસન. આસનનો ચમત્કારિક મહિમા હું તને આ પળે થોડો ઘણો કહુંછું તે ઉપરથી તું અનુમાન કરી શકીશ કે સંપૂર્ણ હઠયોગ જ્ઞાનની પ્રાપ્તિ કેવી શ્રેયસ્કર હોવી જોઇએ. શિવજીએ આસનોની સંખ્યા ચોરાશી લક્ષ કહેલીછે પરંતુ એમણે પોતે ચોર્યાસી આસનો સેવેલાંછે. આસનો કરી બતાવવાનું આ પળે પ્રયોજન નથી તેથી માત્ર થોડાંક આસનોનાં નામો અને તેમના પ્રભાવ કહી સંભળાવુંછું. સ્વાસ્તિકાસન, ગોમુખાસન, વીરાસન, ધનુરાસન, મત્સ્યેન્દ્રાસન, પશ્ચિમતાનાસન મયુરાસન, શવાસન, સિદ્ધાસન, પદ્માસન, સિંહાસન, ભદ્રાસન વિગેરે નામો હાલ તુરત માટે બસ થશે. શાસ્ત્રોમાં સિદ્ધાસન માટે કહેવામાં આવ્યુંછે કે મનુષ્યનાં શરીરોમાં જે બોંતેર હજાર નાડીઓ છે તે સઘળી નાડીઓને મળરહિત આ આસન કરેછે, જેથી યોગીનું શરીર એ રીતે રોગગ્રસ્ત થવા પામતું નથી. વળી આ આસનનાં મહત્વનું વર્ણન કરતાં કહેવામાં આવ્યુંછે કે મિતાહારનું પાલન કરનાર અને આત્માનું ચિંતવન કરનાર પુરૂષ દસ વર્ષ પર્યંત સિદ્ધાસન સેવે તો માત્ર તે આસન થકીજ તે યોગી યોગસિદ્ધિઓને પ્રાપ્ત કરેછે. વળી આ આસનનું પરમ દૈવત સમજાવવા કહેવામાં આવ્યુંછે: "સિદ્ધાસન સમાન આસન નથી, કુંભ સમાન પ્રાણાયમ નથી, અને ખેચરી સમાન મુદ્રા નથી, અને નાદ સમાન લય નથી." હવે પદ્માસન સબંધમાં કહેવાનું કે આ આસન એટલું કઠિન છે કે વિરલા પુરૂષોનેજ તે લભ્ય છે. આ આસનનું રહસ્ય એ છે કે આ આસનમાં પ્રાણ બ્રહ્મરંધ્રમા પ્રવેશી શકેછે અને એ સ્થાને પ્રાણ પહોંચતાં ચિત્તની સ્થિરતા પરિણમેછે, અને આત્માનો સાક્ષાત્કાર ચિત્તની સ્થિરતા પરત્વેજ હોવાથી, આ આસનનું રહસ્ય ગુહ્યત્તમ છે. આ પદ્માસનારૂઢ યોગી આત્માનો સાક્ષાત્કાર પામતાં અને તે થકી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરતાં, મુક્તજન થઇ જાયછે. ટુંકમાં, દેહની અને મનની ચંચળતા રૂપ જે રજોગુણના ધર્મો છે તેનો નાશ આસનોથી થાયછે. આ રીતે આસનો આરોગ્ય આપનારાં છે, અને ચિત્તમાં વિક્ષેપ રૂપ રોગ પ્રગટતો નથી. હઠયોગનું બીજું મુખ્ય અંગ તે પ્રાણાયમ છે. પ્રાણનો નિગ્રહ તે પ્રાણાયમ છે. એનું જ્ઞાન તો કોણ પામી શકયુંછે અને પામશે! ટુંકમાં બે બોલ કહું. પ્રાણ દસ પ્રકારના છે. (૧) પ્રાણ, (૨) અપાન, (૩) સમાન, (૪) ઉદાન, (૫) વ્યાન, (૬) નાગ, (૭) કર્મ, (૮) કૃકર, (૯) દેવદત્ત, (૧૦) ધનંજય. શરીરમાં જેટલો કાળ પ્રાણ હોયછે તેટલો કાળ જીવન છે, અને પ્રાણવાયુનો દેહથી વિયોગ થતાં મરણ કહેવાયછે, માટે લાંબા આયુષ્ય માટે પ્રાણ વાયુનો નિરોધ આવશ્યક છે, અને એજ પ્રાણાયમનું મુખ્ય પ્રયોજન છે. બહારના વાયુને શરીરમાં લેવો તે ક્રિયા પુરક કહેવાયછે, શરીરમાં લીધેલા એ વાયુનો નિરોધ કરવો તે કુંભક કહેવાયછે, અને કુંભિત વાયુને શરીરમાંથી પાછો બહાર કહાડવો તે રેચક ક્રિયા કહેવાયછે. અને પ્રાણાયમના ગુહ્ય પ્રયોગો ગુરૂ વિના કદી કરવાના નથી. પ્રાણનો જો ક્રમે ક્રમે નિરોધ નહી કર્યો હોય તો અનેક પ્રકારની વ્યાધિઓ તેથી શરીરને પીડેછે, અને મહા

અનિષ્ટ પરિણામો આવેછે. એક પ્રયોગ હું માત્ર ટુંકમાં તને કહું. પદ્માસન વાળીને ચંદ્ર નાડી એટલે ઈડા નાડીથી પ્રાણને શરીરમાં પુરવો, પછી તે વાયુને શરીરમાં ધારણ કરી રાખવો, અને ત્યાર પછી તે પ્રાણને ધીમે ધીમે સૂર્ય-નાડી જે પિંગળા કહેવાયછે તેમાંથી બહાર કહાડવો; પછી પાછો પ્રાણ-વાયુનું પિંગળા નાડી દ્વારા પુરક કરવું, તે પ્રાણને થોડો કાળ કુંભિત કરવો, અને તે પ્રાણનો પછી ધીમે ધીમે ઈડા નાડીથી રેચક કરવો. આ પ્રયોગનું રહસ્ય એ છે કે તેના અભ્યાસથી ત્રણ માસમાં સઘળી નાડીઓના મળની શુદ્ધિ થઇ જાયછે. સ્કંદ પુરાણમાં લખ્યુંછે કે સૂતેલા માણુસનો શ્વાસ જેટલા કાળમાં આવે કે જાય તેટલો કાળ પ્રાણાયમની એક માત્રા કહેવાયછે. હઠયોગનું ત્રિજું મુખ્ય અંગ તે મુદ્રા છે, તેમાંની કેટલીક મુખ્ય મુદ્રાઓનાં નામ કહું. (૧) મહામુદ્રા; (૨) મહાબંધ મુદ્રા, (૩) મહાવેધમુદ્રા, (૪) ખેચરી, (૫) વડિયાનબંધ મુદ્રા, (૬) જાલંધરમુદ્રા (૭) વિપરિતકરણી મુદ્રા (૮) વજ્રોલીમુદ્રા વિગેરે. મહાબંધ મુદ્રા સઘળા કલેશો હરવા સમર્થ છે. મહાવેધ મુદ્રાનું પ્રાબલ્ય એવું છે કે વૃદ્ધાવસ્થાના શરીરનો કંપ, વાળની શ્વેતતા, ચર્મનો સંકોચ એ સર્વને હરેછે. આ મુદ્રાઓનું મહત્વ વર્ણવતાં કહેવામાં આવ્યુંછે કે તેઓ મૃત્યુનો નાશ કરવા સમર્થ છે માટે તેમનું જ્ઞાન ગુપ્ત રાખવું. ખેચરી મુદ્રા રોગ, મરણ, તંદ્રા, નિદ્રા, ક્ષુધા, તૃષા, મૂર્છા સર્વને હરેછે. " જેમ સૃષ્ટિમાં સર્વ બીજમંત્રોમાં શ્રેષ્ટ બીજ મંત્ર રૂપ ઓંકાર મુખ્ય છે, દેવતાઓમાં ઈશ્વિર મુખ્ય છે, જાગ્રદાદિ અવસ્થાઓમાં મનોન્મની અવસ્થા મુખ્ય છે, તેમ મુદ્રાઓમાં ખેચરી મુદ્રા સર્વથી શ્રેષ્ટ છે." વડિયાનબંધ મુદ્રાથી વૃદ્ધાવસ્થા પામેલો પુરૂષ યુવાવસ્થા પ્રાપ્ત કરેછે. જાળંધરમુદ્રા પણ જરા અને મૃત્યુનો નાશ કરનારી છે. આ મુદ્રાની સિદ્ધિ ગુરૂ વાકયથીજ સિદ્ધ છે. વળી આ મુદ્રાથી જઠારાગ્નિનું પ્રદીપન થાયછે માટે યોગીને પુષ્કળ આહાર લેવો પડેછે અને જો થોડો આહાર તે લે તો જઠરાગ્નિ તેની દેહને બાળીને ભસ્મ કરી નાખેછે. આ મુદ્રામાં વીર્યનું આકર્ષણથી મસ્તકમાં સ્થાપન થાયછે અને તેથી મૃત્યુને પાછું હઠાવી શકેછે. હઠ યોગનું ચોથું અંગ તે લય છે તો હવે તેના સબંધમા થોડું કહું. નાદ પણ દસ પ્રકારનો છેઃ તમરાંનાદ, ચકલાંનાદ, ઘંટનાદ, શંખનાદ, વીણા નાદ, તાલનાદ, વાંસળીનાદ, તબલાનાદ, ભેરીનાદ અને મેઘનાદ. તમરાંનાદનું શ્રવણ થતાં શરીરમાં તમરાંના ફાટવાના જેવો ધ્વનિ સંભળાયછે; ચકલાં નાદ સંભળાતાં જાણે શરીરનાં અંગો તૂટતાં હોય તેવું લાગેછે. ઘંટનાદ સંભળાતાં ચિત્તમાં ખિન્નતા ઉદ્‌ભવેછે. શંખનાદ સંભળાતાં મસ્તકમાં કંપ થાયછે; વીણાનાદ સંભળાતાં તાળું સ્રવેછે; તાળનાદ સંભળાતાં અમૃત રસનું ઝરણું અને તેનું પાન થાયછે. વાંસળી નાદ સંભળાતાં ગુપ્ત પદાર્થોનું જ્ઞાન થાય છે; તબલાનાદ સંભળાતાં પરાવાણી પ્રાપ્ત થાય છે; ભેરી-નાદ સંભળાતાં દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાયછે; મેઘનાદ સંભળાતાં બ્રહ્મરૂપ પ્રાપ્તિ થાયછે. હઠયોગનાં સેવનમાં આ મુદ્રાઓ વિગેરેથી પ્રાપ્ત થતી અનેક સિદ્ધિઓ

જે યોગીને આવી મળેછે તે હું તને કહું. યોગી પોતાનાં શરીરને પરમાણુ સમાન કરેછે તે અણિમા સિદ્ધિ કહેવાયછે; યોગી આકાશ સમાન પ્રચંડ રૂપ ધારણ કરે તે મહિમા સિદ્ધિ કહેવાયછે; પર્વત સમાન ગુરૂતા યોગી પ્રાપ્ત કરેછે તે મહિમા સિદ્ધિ કહેવાયછે; યોગી ગુરૂતા તજી દઇ તણખલાં જેટલો હલકો થઇ જાય તે લઘિમા સિદ્ધિ કહેવાયછે; સઘળા પદાર્થોનું સામીપ્ય યોજવું, અર્થાત યોગી ભૂમિ ઉપર ઉભો રહીને પછી તેની આંગળીની ટોચથી ચંદ્રમાનો સ્પર્શ કરે તેનું નામ પ્રાપ્તિ સિદ્ધિ છે; જેમ જળમાં મનુષ્ય ડુબકી મારે અને બહાર નીકળે તેમ ભૂમિમાં યોગી એક ઠેકાણે ડુબકી મારી બીજે ઠેકાણેથી ભૂમિમાંથી નીકળે તે પ્રાકામ્ય સિદ્ધિ કહેવાયછે; ભૌતિક પદાર્થો ઉપર તેમને ઉત્પન્ન કરવા વિગેરેની શકિત તે ઇશતા સિદ્ધિ કહેવાયછે; ભૂત ભૌતિક પદાર્થોને પોતાના સ્વાધીન કરવા તે વશિતા સિદ્ધિ કહેવાયછે. ત્યારે, હવે, તું બોલ કે યોગી પદે તને પહોંચવા ઇચ્છા થાયછે કે નહી ? અરે ! હઠયોગ સિવાય જીવન સફળ નથી એ તું સત્ય માની લે. યોગીનો મહિમા શાસ્ત્રોમા વર્ણવવામા આવ્યોછે તે તું સાંભળઃ "પુરૂષ અને પ્રકૃતિના વિવેક વાળો યોગીજન દર્શનથી, ભાષણથી, સ્પર્શથી મનુષ્યોને અનેક જન્મના કોટાનકોટિ પાપમાંથી છોડવેછે." "યોગીનાં માતાપિતા કૃતાર્થ છે, અને યોગીના દેશને અને કુળને ધન્યવાદ છે, કારણકે જ્યાં યોગી જન્મેછે ત્યાં ત્યાં આપવામાં આવેલું દાન કદી ક્ષય થતું નથી." વળી શિવજી વામદેવને કહેછેઃ "જે યોગી અંતર્યોગ અને બહિર્યોગને જાણેછે તે મારે અને તારે પણ નમવા યોગ્ય છે, તો પછી બીજા મનુષ્યો તેનું વંદન કરે તેમાં શું આશ્ચર્ય." ભાઈ ! તું મારૂ કહ્યું માન, અને હઠયોગ દિક્ષા લઇ લે. હું તને શી પેરે હાલ તુરત તો વધારે સમજાવી શકું ? હઠયોગથી પ્રાપ્ત શક્તિઓનો પાર નથી એટલુંજ તને હાલમાં સમજ પડી જાય તો પુરતું છે. સાંભળઃ "જે રીતે મનુષ્ય કુંચીવડે કમાડ ઉઘાડેછે તેવી રીતે યોગી હઠયોગાભ્યાસથી કુંદલિનિ દ્વારા મોક્ષદ્વાર જે શુષુમ્ણા નાડી છે તે ખોલેછે." એ કુંદલિનિ શક્તિ જે મનુષ્ય શરીરમાં સૂતેલી હોયછે તે હઠયોગથી જાગ્રત અને પ્રદિપ્ત થાયછે, અને એનું પરાક્રમ અને ઐશ્વર્ય અપરિમિત છે. પ્રથમ તો કુંદલિનિ યોગીનાં શરીરને કમનીય, અતિ મનોહર, દર્શનીય રૂપવાળું, અત્યંત જોરાવર અને વજ્ર તુલ્ય કરેછે. અરે ! માત્ર ઇંદ્રિય દમનથી આ હઠયોગમાં મધુપ્રતિકા નામની ત્રણ સિદ્ધિઓનું મહાત્મય તો તું સાભળ. મનોજવિત્વ નામની શકિત પ્રાપ્ત થતાં આ દેહને વેગવાન ગતિ પ્રાપ્ત થાયછે, અર્થાત, મહા દૂરના સ્થળે મનની પેઠે યોગી પોતાનાં શરીરને મહા શીઘ્નતાથી લઈ જઈ શકેછે; વિકરણભાવ જે બીજી શક્તિ છે તે વડે યોગી એક જગ્યાએથી અન્ય સ્થળનું જે કાંઈ જોવું હોય તે જોઇ શકેછે, અને તે અન્ય સ્થળે જવાની તેને આવશ્યક્તા રહેતી નથી; ત્રીજી શકિત પ્રધાનજય નામની છે, અને કાર્ય કારણના નિયમોને વશ કરવાનું સામર્થ્ય હઠયોગીને આપેછે. વળી હઠયોગનું જ્ઞાન ગુરૂ વિના શકયજ નથી. "વેદાંતનાં વચનોથી, વેદ વચનોથી, નાના પ્રકારના શાસ્ત્ર સમુહોંથી, ધ્યાનાદિ વડે, વશીભૂત ઇંદ્રિયો

વડે નહી પણ ચિંતામણિ રૂપ યોગની પ્રાપ્તિ સદ્દગુરૂ થકીજ શક્ય છે." અને હું તને શીખવનારો મલ્યોછું તો પછી શીખી લેતો કેમ નથી ! સાંભળ: "હઠયોગમાં જ્યારે પ્રાણ બરાબર ક્ષીણ થઈ જવા પામેછે અને મન બરાબર લયતાને પામેછે, ત્યારે તે કાળમાં પ્રાપ્ત થતી જે સમરસતા તે પણ સમાધિજ છે." "પ્રાણવાયુ જ્યારે શુષુમ્ણામાં ચાલવા માંડેછે અને મન જ્યારે દેશકાળ વસ્તુ પરિચ્છેદથી રહિત બ્રહ્મમાં પ્રવિષ્ટ થાયછે, ત્યારે તે કાળે ચિત્ત વૃત્તિના નિરોધનો જ્ઞાતા યોગી પુરૂષ પ્રારબ્ધસહિત કર્મોને નિર્મૂળ કરી નાખેછે." અર્થાત,હઠયોગમા પૂર્વનાં કર્મો પણ યોગીને કોઇ પણ રીતે બાધ કરી શકતાં નથી. વળી, આદિત્ય પુરાણમાં કહ્યું છે: "યોગથી જ્ઞાન થાયછે, અને મારામા ઓતપ્રોત મનની જે સ્થિતિ તેનેજ યોગ કહેછે." પ્રભુમાં સ્થિરતા કરાવનાર માત્ર હઠયોગજ છે તો હઠયોગનો તું સત્કાર કરી લે. વળી શ્રી ગરૂડ પુરાણમાં લખ્યુંછે: "બુદ્ધિમાન પુરૂષે એ પ્રકારે પ્રયત્ન કરવો કે જેથી પરમ સુખ પ્રાપ્ત થાય, અને એ પરમ સુખ પ્રાપ્તિ તો યોગથી મળેછે. પરંતુ અન્ય કોઇ ઉપાયથી નહી." તું હવે ત્યારે મને કહે કે હઠયોગમા તને વાધો શું હોઇ શકે ? સાંભળ. સાંભળ: શાસ્ત્રમાં કહ્યું છે: "જેમ કુમારી પરણેલી સ્ત્રીના સુખને જાણી શકતી નથી, અને જેમ જન્માંધ ઘટને જાણી શકતો નથી, તેમ જે બ્રહ્મ છે તેને હઠયોગી સિવાય કોઇ જાણી શકતું નથી." માટે જો તારે તારા મોક્ષના માર્ગ યોજવો હોય તો આ હઠયોગ છે.

**ત્રસદસ્યુ**—ઓહો, હઠયોગ પ્રાબલ્ય આવું છે તો હું એ માર્ગના પંથે આજથીજ ચઢીશ !

**મન્થાન**—એ તારૂં કહેવું સાંભળીને તો હું ઘણો પ્રસન્ન થયોછું પણ તે છતાં મારે તને કહેવું જોઇએ કે હું હમણા સ્નાન કરી આવું તેટલો વખત તું પૂર્ણ મનન કર અને પછી તારો છેવટનો નિશ્ચય મને જણાવ. (સ્નાન કરવા જતા). હું હઠયોગી હઠયોગમાં રાગી તે સર્વ કોઇને હઠયોગમાં રાગી કેમ નહી કરીશ ! હઠયોગમાં હું પાર પામી હઠયોગમાં મારા શિષ્યો કરી તેમના થકી હું હઠ-યોગમાં જગ પ્રશંસા મેલવીશ. (જાયછે).

**ત્રસદસ્યુ**—(સ્વગત). હઠયોગમાં પ્રાપ્ત થતી આવી આવી સિદ્ધિઓ ત્યારે રાજ્યપાટની સિદ્ધિઓને તથા ગૃહસંસારનાં સુખને મારે શું રોવાં છે ! હું તો રાજ્યપાટ તજી, માતતાત કુટંબીઓ અને વહાલી પત્નીને પણ તજી યોગારૂઢ થઇશ અને થઇશ.

**પુલોમા**—(છુપાયલી તેની સમક્ષ આવીને તેને). પત્નીને કેમે કરીને તમારાથી કદી નહી તજાશે. તેણીને તજતાં તેણીને ઝુરી ઝુરી મરવા વખત આવશે તેનો જરા વિચાર કરો.

**ગાયન ૩૦**

યોગ યશસ્વી મહા, તે તો પ્રેમદા કેરો પ્યાર,
એ યોગથી અળગા પ્રભુજી નહી લગાર. યોગ.
પ્રેમદાને પતિ આલિંગનનો આધાર,
ઘટે નહી પતિને તેણીને કરવી નિરાધાર. યોગ.

પ્રેમદા પ્રેમમાં આવી ગયો મોક્ષ સાર,
પ્રેમદા પીડનમા પતિને પ્રાપ્ત નર્કદ્વાર. યોગ.
પતિ પત્ની ભલે દીસે ચક્ષુથી સાકાર,
તન્મય થાતાં પરસ્પર, થાય ઉભય નિરાકાર. યોગ.
પ્રેમદા પ્રીત, પ્રીયજન કહે અમૃત રસ ધાર,
પીતાં તમને કેમ આવે આ ક્ષોભ ઓટકાર! યોગ.
પ્રેમદા પ્રીતમાં સમાઇ સકળ નીતિ અપાર,
પ્રેમ પોકાર પ્રમાણો મંગળ ૐ ઉદ્ગાર. યોગ.

**ત્રસદસ્યુ**—સુંદરી, હું મહેલેથી નીકળ્યો ત્યારે મને પરમાત્મામા પૂર્ણ શ્રદ્ધા હતી, અને તમે દુષ્ટના હાથમાં સપડાયાં ત્યારે પરમાત્મા ઉપરથી સઘળી આસ્થા થોડીક વાર ઉડી ગઇ, પણ પછીથી આ યોગેન્દ્રે પરમાત્મા પ્રાપ્તિનો હઠયોગ સમજાવ્યો ત્યારથી પાછો પરમાત્મા પ્રતિ હું વળ્યોછું. માટે તમે તમારા તાતજીના આશ્રમે જશો તો હું બહુ રાજી થઇશ.

**પુલોમા**—(સ્વગત). અરે પરમાત્મા! હૈયાના હાર પતિનાં મુખથી આ તેની પત્ની પ્રતિ આવા નિર્દય બોલો ના બોલાવો.

**ગાયન ૩૧.**

ઉકળ, પુલોમા, તું બળી બળી ઉર,
હાય અગ્નિથી થા તું ભસ્મ બની જરૂર. ઉકળ.

નદીમાં ઉછળ્યાં જ્યા તૃષા તણું પૂર,
તણખલાંને નાખશે ક્યાયે લઇ જઇ દૂર. ઉકળ.

અબળા આગણ આવતાં કોઇ અસૂર,
ભક્ષ તેણીનો કરવા, થશે તે અતિ આતુર. ઉકળ.

ડાળે આવી બેઠો ડાકિયો વાનર ક્રુર,
તોડી પાડતાં કોણ રોકે એને કોમળ અંકુર! ઉકળ.

આભ ફાટતા ગાબડું દેવાય શીપેર,
ભૂમિ ગળવા નીકળી તો ઉભું કેમ રહે શહેર! ઉકળ.

શિરમા હાલ્યો જ્યાં મુઝારો નિષ્ઠુર,
ચાતુરી શું વાપરશે જ્ઞાની કે ચતુર, ઉકળ.

(ત્રસદસ્યુને). સ્વામી! પતિ પોતાની પત્નીનેજ તજે એ કેવું અનિષ્ટ વર્તન! કુવો જો પોતા માંહેનું જળ ધારણ નહી કરી શકશે અને શુષ્ક બની જશે તો પછી એ નિરર્થક શૂન્ય ખાડો થઇ છેવટે માટી કચરાથી પુરાઇ જવાનો એજ તેના હાલ થવાના; કાદવે જો પોતા માંહે કમળ ધારણ કરી નહી જાણ્યું તો પછી એમાં કીડા ઉભરાશે એવીજ એની દશા થવાની; દ્રવ્યની થેલી જો દ્રવ્યનો ભાર નહી ઝીલી જાણી તો પછી ફાટાતુટા ગાભાની પેઠે કચરો સાફ કરવામાં વપરાશે એવી એની અધોગતિ થશે. હૈયાના હાર! જરા

વિચાર કરો કે પતિથી પોતાની પત્નીને કહેવાયજ કેમ કે તું મને વારે ઘડીએ વિઘ્ન કરેછે? સરિતાથી સૂર્યનારાયણને કહેવાયજ કેમ કે તમે મારાં જળ શોષી લોછો? ખેતરથી ખેડુતને કહેવાયજ કેમ કે તું મારૂં સર્વસ્વ લુંટી લેછે? ગુરૂ બારખડી શીખવતાં, બાળક શિષ્યથી ગુરૂને કહેવાશે કેમ કે તમે મને વાંકાચુંકા લીટા દોરવાનો ફોકટ પરિશ્રમ આપોછો? વળી, સ્વામી, તમે વિચાર કરો કે યોગેન્દ્ર મન્થાને હઠયોગ માર્ગની તમને સલાહ આપી, તોપણ તમારાથી તો તમારી પત્નીનો ત્યાગ કેમ થાય? ગગનમાં ગર્જનાનો ઘોર ધ્વનિ થયો તેથી શું માથે બોર લઇ વેચવા નીકળેલી નિર્ધન બાઇએ બોર વેચવાની બૂમો પાડવાનું મુકી દઇ તે ગગનની ઘોર ગર્જનાનું અનુકરણ કરવાનું છે? રાજન મહેલે સ્ફાટિક મણિ જડાયાછે તેથી શું નિર્ધન ભિક્ષુકે ગાયના છાંણથી લીંપેલી પોતાની ઝુંપડીની ભૂમિ ખોદી નાખવાની છે? હાથીની પીઠ ઉપર સોનાની અંબાડી છે તેથી શું બીચારા પોઠિયાએ કાષ્ટની ભરેલી પોતાની પીઠ ઉપર લાધેલી ગુણ ફેંકી દઇ દફ્ણાનો માર ખાઇને હેરાન થવાનું છે?

ગાયન ૩૨.

યોગ, તપ, વ્રત, એ તો યોગી કેરા કામ,
પ્રેમદા પ્રેમીને તો એનું મૂલ્ય બે બદામ. યોગ.

શેઠિયો સમજે સુવર્ણમાં સકળ દામ,
વૈરાગી વિચારે એ તો મિથ્યા પૂંજ તમામ. યોગ.

મંદિર મહાલે ભલે, ધરી કળશ દમામ.
સપાટ જોઇએ ઝુંપડીને નિજ ભૂમિ ધામ. યોગ.

પ્રેમદા પંથે પ્રેમ પાન અને પ્રીયા નામ,
પડતું મુકવું ત્યા તો રૂડું રામ નામ. યોગ.

મહર સત્ય લોકથી ઉચ્ચ પ્રેમી જન ધામ,
માર્ગ એ મોક્ષનો, લાંબા નહી એના વામ. યોગ.

**મન્થાન**—(સ્નાન કરી પાછા આવતાં. ત્રસદસ્યુને). અરે, ભલા માણસ! હમણા તો તું યોગમાં પ્રવર્ત્ત થવાની મને વાતો કરતો હતો અને વળી આ સ્ત્રી સાથે આવડો વાતે શું વળ્યોછે? તારે સ્ત્રીના પ્રેમી બની રહેવુંછે તો મારે એવા પ્રેમીજનો અહીં નહી જોઇએ.

**પુલોમા**—

ગાયન ૩૩

વસી નવ શું કરૂણા યોગેન્દ્રનાં મન!
નિજ એક વાતનુંજ શું કરશે મથન! વસી.

દાતાર પાસેજ નવ રહ્યાં દાન કાજ ધન!
ભિક્ષુક આશ થાશે પુરણ ક્યા દન! વસી.

વાડી વિપુલમાંજ વિકસ્યાં વિસ્તીર્ણ વન !
વટેમાર્ગુ વિટંબણાનું વાટે કેમ થાશે સાંત્વન ! વસી.

ગુરૂમાંથીજ ગયુ જ્ઞાન, થયું શૂન્ય મન !
શાણા સુલક્ષણા કેમ થાશે શિષ્ય જન ! વસી.

અબળા પ્રતિ અનુકંપાનો ગયો ધર્મ સનાતન !
યોગીરાજજ કરે શું અબળા માન હનન ! વસી.

**મન્થાન**—આ જાતીનું કાંઈ પણ કહેવું અમે હઠયોગી જનો સાંભળતાજ નથી. (ત્રસદસ્યુને). અરે મૂર્ખ યુવાન ! આટલો બધો સ્તબ્ધ બની ત્રિયા વચન તું શું સાંભળી રહ્યોછે ?

**પુલોમા**—યોગેન્દ્ર ! આપ ક્રોધે આટલા ના ભરાવો.

**મન્થાન**—ત્રિયા ! તારો પતિ તને જોઇએછે તો તું ઝટ અહીંથી એને લઇ જા. (ત્રસદસ્યુને). અવિચારી યુવાન ! યોગનાં બળ કરતા તું શું પ્રેમબળ વિશેષ મહત્વનું સમજેછે ! પત્ની ઉપરનો પ્રેમ શું આ ગિરિરાજ ઉત્પન્ન કરી શકશે ? (નીચેથી ઉંચો હાથ કરતા ગિરિરાજ ઉપસ્થિત થાયછે). પત્ની ઉપરનો પ્રેમ શું સરિતાને અસ્તિત્વમાં લાવશે ? (ભૂમિ ઉપર પોતાના હાથે લીટો દોરતાં સરિતા પ્રગટી નીકળેછે). પત્ની ઉપરનો પ્રેમ શું એવું પ્રાબલ્ય ધરાવેછે કે વૃષા જળ આકર્ષણ કરી રેલાવી શકશે ? (હાથ ઉંચેથી નીચો કરેછે તો વૃષા મૂશળધાર વરસેછે). પ્રીયા ઉપરનો પ્રેમ શું એવો પરાક્રમી છે કે તારી એક પ્રીયા જેવી અસંખ્ય પ્રીયાઓ ઉત્પન્ન કરી શકશે ? (ગોળાકાર હાથ ફેરવેછે તો અસંખ્ય પુલોમાઓની આકૃતિઓ ઉત્પન્ન થાયછે). બોલ, તારો તારી પ્રીયા ઉપરનો પ્રેમ બળવાન કે મારો હઠયોગ બળવાન ?

**ત્રસદસ્યુ**—(ભ્રમિત થઇ જઇ). યોગેન્દ્ર ! આપનું યોગબળ ખરૂં. મારો પત્ની ઉપરનો પ્રેમ ખોટો. હઠયોગ ચમત્કારો મેં જોયા, જાણ્યા, હવે મને એ માર્ગની દિક્ષા દો. (પુલોમાને). તમને હાથ જોડી કહુંછું કે તમે તમારા પિતાના આશ્રમે જાવો.

**પુલોમા**—સ્વામી ! જાવુંછું. જાવુંછું. રોઈ રોઇ મરીશ. (જાયછે).

**મન્થાન**—હું તને હઠયોગ વિદ્યાનું જ્ઞાન દઇશ, પણ હું નહી ધારતો કે તારૂં ચિત્ત યોગમાં સ્થિર રહે અને કાલ સવારે તું પાછો પ્રીયા પ્રીયાજ કરવાનો.

**મન્થાન**—ના. ના. યોગેન્દ્ર. હું મારાં ચિત્તની આ પળથી સદા હઠયોગમાં સ્થિરતા કરીશ અને એવી કે નભોમંડળ ડોલશે પણ હું નહી ડોલું.

**મન્થાન**—અરે, ભલા માણસ ! હઠયોગ માર્ગે ચઢયો નથી ત્યાર પહેલાં આવડો ગર્વ કરેછે તો યોગ માર્ગમાં કાંઈ સ્થિર થઈશ પછી તો તુ મારાં માથે પણ ચઢી બેસવાનો ગર્વ કરીશ, એવો માણસ તું તો મને લાગેછે !

**ત્રસદસ્યુ**—આપ કૃપા કરી મારા માટે આવા આડાઅવળા કાંઇ પણ વિચારો નહી કરો. આપ ગુરૂ છો, હું શિષ્ય છું. શિષ્ય દાસત્વમાં મારો સઘળો ગર્વ નષ્ટ થઇ રહેશે.

**મન્થાન**—ઠીક છે. જોવુંછું. ચાલ ત્યારે મારી ગુહામાં. તને આસન પ્રાણાયમનું જ્ઞાન આપું.

( બેઉ જાયછે ).

---

## અંક ૨. પ્રવેશ ૧૩.

(બેઉ દુષ્ટો સુજાતાને લઇને પોતાનાં ઘર જાયછે. ત્યાં માર્ગમાં વગડામાં માતાનું મંદિર છે તે સ્થળે આવી પહોચેછે).

**દુષ્ટ ૧**—( ૨. દુષ્ટને ). ત્યારે માતાજીનાં દર્શન કરીને અને આ સ્થળે જરા આરામ લઇને આગળ ચાલીએ.

**દુષ્ટ ૨**—મને પણ લાગેછે કે અહીંજ જરા થોભીએ તો ઠીક. ચાલ, ત્યારે આ પાસેની નદીમાં નાહી લઇએ અને માતાજીનું પૂજન ઝટ કરી લઇએ.

**દુષ્ટ ૧**—પણ આપણે નાહવા જઇએ તો આ સુજાતાને અહી એકલી કેમ મુકાય ? નાસી જાય તો પછી એને પકડવા દોડવું કયાં ! ( સુજાતાને ). અમે જરા પેલાં વહેળિયાંમાં નાહીએ છીએ માટે તું પણ સંગાથે આવીને જરા છેટેથી બેસ.

**સુજાતા**—પર પુરૂષ નાહવા બેસે ત્યાં તો હું નહી આવું. હું તો અહીંજ બેસીશ.

**દુષ્ટ ૨**—તે તારૂં કહેવું કાંઈ કામ આવશે કે ?

**સુજાતા**—મને કાપી નાખવી હોય તો આ ઘડી મારૂં ધડ તમારી આગળ નમાવુંછું અને તમે જરા પણ વિચાર કર્યા વગર કે અટકયા વગર મારૂં ધડ ઉડાવી નાખો, પણ તમે નાહતા હોવો ત્યાં તો હું પાસે નહી ઉભી રહું.

**દુષ્ટ ૧**—તું કોણની સંગાથે આ તકરાર કરેછે તે તું જાણતી નથી શું ?

**સુજાતા**—નિર્દોષ અબળાઓને વેચાતી લઇને તેમની પાસે જબરાઇથી વેશ્યાનો ધંધો કરાવનારા માણસો સાથે હું વાત કરૂંછું એ હું જાણુંછું.

**દુષ્ટ ૨**—અમે જબરાઇથી અબળાઓ પાસે વેશ્યાનો ધંધો કરાવનારા છીએ તો તારે તારા બાપને અને માને કહેવું હતું કે અમારી પાસેથી રૂપીયાની ગાંસડી લઇને એમણે પટારામાં નહોતી મુકવી.

**સુજાતા**—મારાં બીચારાં ભોળાં અને ભલાં માતપિતા પાસે પઇસા નહી, એટલે પઇસાનું સાધન કરવા મને વેચે તો તેમને તે માટે અધિકાર છે, કેમકે માતપિતાને તેમનાં બાળકના કાપીને ટુકડા ટુકડા કરી નાખવાનો અધિકાર છે, અને બાળકને એક અક્ષર પણ તે સામે બોલવાનો અધિકાર નથી. અને મને તો ખાતરી છે કે મારાં માતાપિતાએ તેમની નિર્ધનતાની આપત્તિને લીધે મને વેચીછે, અને હું પોતે નિર્દોષ છું, તો ભગવાન મને સહાય થશે. અને વેશ્યાનો ધંધો મારી પાસે કરાવી તમારી કમાણી કરવા તમે મને લઈ જાવોછો પણ ભગવાન

મારૂં શીયળભંગ થવા વખત નહી આવવા દેશે. તમને આ સબંધમાં હું એક શાસ્ત્રકથા કહું તે જરા લક્ષ દઇને સાંભળો અને પછી તમને યોગ્ય લાગે તેમ કરજો. અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર રૂપવાન અને ચાતુરી વાળો હતો. પરંતુ તેને એક અસહ્ય દુઃખ હતું અને તે એ હતું કે એને પુત્ર સંતતિ નહી હતી. પશુ પંખી અને અધમ જીવાત્માઓને પણ સંતતિનું સુખ હોયછે અને તે સુખ-રહિત પોતાને જોઇ હરિશ્ચંદ્ર રાજા મનમાં મહાપરિતાપ પામતો હતો. નિસં-તાનપણાનાં દુ:ખમાંથી મુકત થવા તેણે તેનું એ દુઃખ ગુરૂ વસિષ્ટ આગળ નિવેદન કર્યું. આ સાંભળીને વસિષ્ટમુનિએ હરીશ્ચંદ્રને કહ્યું: “ જીવજંતુઓના પતિ વરૂણદેવનું પરિશ્રમ પૂર્વક આરાધન કરો અને તે થકી તમને સંતતિની પ્રાપ્તિ થશે. વરૂણથી અધિક બીજો કોઇ સંતાન આપનારો દેવ નથી તો વરૂણનાં પ્રયત્નશીલ આરાધનથી તમે ઈચ્છિત ફળને પ્રાપ્ત કરશો.” વસિષ્ટ-મુનિનાં વચનો અનુસાર વર્તન કરવા હરિશ્ચંદ્ર રાજા ગંગાજીના કાંઠે જઇને યોગ્ય સ્થાનમા પદ્માસન વાળીને વરૂણદેવનું ચિત્તમાં ધ્યાન કરવા લાગ્યો. હરિ-શ્ચંદ્રનાં આ દ્દઢ આરાધનથી વરૂણદેવે પ્રસન્ન થઇને તેને દર્શન દીધું અને કહ્યું કે હું તને પુત્ર આપું પણ એ શરતે કે એ પુત્રને પછીથી પશુ રૂપ ગણીને તે વડે મારૂં યજન કરે તો. હરિશ્ચંદ્ર રાજાનાં મન વાંઝિયા મેહેણું અસહ્ય હતું અને તેથી એણે વિચાર કર્યો કે પુત્ર જનમ્યા પછી એનું બળિદાન દેવું પડશે તો કાંઇ નહી, કારણકે પુત્રના જન્મથી વાંઝિયા મહેણું તો સદા માટે ટળશેજ. અને તેથી પુત્રનું બળિદાન આપીને વરૂણનું યજન કરવા હરિશ્ચંદ્રે હા પાડી, અને વરૂણ દેવે તેને પુત્ર પ્રાપ્તિ થવાનું વરદાન આપ્યું. આ પ્રમાણે વરૂણ દેવનું વરદાન લઇને રાજા પોતાના મહેલે પાછો વળ્યો અને શૈબ્યા નામની તેની પતિવ્રતા ધર્મ-પત્નીને ગર્ભ રહ્યા, અને દસ માસ પુરા થતાં તેણીએ દેવકુમાર સરખા પુત્રને જન્મ આપ્યો. પુત્રનો જન્મ થતા હરિચંદ્ર રાજાને અપરિમિત હર્ષ થયો. પુત્રના જન્મના લીધે હરિશ્ચંદ્રના મહેલમાં ઉત્સવ ચાલતો હતો ત્યારે વરૂણદેવ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને હરિશ્ચંદ્ર પાસે આવ્યા અને જે પુત્ર પ્રાપ્ત થયો હતો તે વડે યજન કરવા કહ્યું. હરિશ્ચંદ્ર રાજા વચનથી બંધાયલો હતો તેથી પુત્રવડે વરૂણદેવનું યજન કરવા ના પાડી શકયો નહી, તેમજ પુત્ર ઉપરના વહાલભાવને લીધે પુત્રનું બળિદાન આપી શકયો નહી, તેથી બુદ્ધિ ચાતુરી વાપરી તેણે વરૂણદેવને કહ્યું: “ આપને આપેલાં વચન પ્રમાણે હું મારા પુત્રનાં બળિદાનથી નરમેધ યજ્ઞ કરી આપનું યજન કરવા તત્પર છું, પરંતુ એ યજ્ઞનો અધિકાર પુત્રનાં માતાપિતાને છે, અને પુત્રનો જન્મ થયા પછી પિતા દસ દિવસે શુદ્ધ થાયછે અને માતા એક મહિને શુદ્ધ થાયછે, માટે આ શુદ્ધિ થતાં હું રૂડી પેરે નરમેધથી આપનું યજન કરીશ, પણ હાલ તુરત હું એ યજન કરવા શક્તિવાન નથી, માટે આપ હમણા થોભી જવા કૃપા કરો.” હરિશ્ચંદ્રનાં આ વચનો સાંભળીને વરૂણદેવે એક માસ પછી આવવા કહ્યું અને ત્યાંથી ગયા. આ પ્રમાણે હરિશ્ચંદ્રે એક માસની મુદત મેળવી અને તેથી તેને આનંદ થયો. એ આનંદના પ્રાદુર્ભાવ રૂપે તેણે લાખો રૂપીયાનાં અને

ગાયોનાં દાન ગોગ્ય પાત્રોને આપ્યાં અને પુત્રનું નામ રોહિત રાખ્યું. પરંતુ એક માસ આ હર્ષમાં પૂરો થતાં વાર નહી લાગી અને વરૂણદેવ પાછા હરિશ્ચંદ્ર પાસે તેના પુત્ર વડે યજન માટે આવ્યા. અને હરિશ્ચંદ્ર તેમને કહેવા લાગ્યો: "આપની ઇચ્છા પ્રમાણે વિધિસહિત યજ્ઞ કરવા હું સજ્જ છું પરંતુ વેદના જાણનારા વિદ્વાનો કહેછે કે દાંત વગરનો પશુ યજ્ઞમાં ચાલે નહી, માટે મારા પુત્રને દાંત આવશે પછી એ પુત્રવડે હું આપનું યજન અવશ્ય કરીશ." હરિશ્ચંદ્રનાં આ વચન સાંભળીને વરૂણદેવ પાછા ગયા. જ્યારે રોહિતને દાત આવ્યા ત્યારે વરૂણદેવ પાછા હરિશ્ચંદ્ર પાસે આવ્યા અને પુત્ર વડે યજન કરવા તેને કહ્યું, ત્યારે હરિશ્ચંદ્ર વરૂણદેવ આગળ પોતાનું શિર નમાવીને નમ્રતાથી કહેવા લાગ્યો! "મારા પુત્ર વડે નરમેધ યજ્ઞ કરવા હું તત્પર છું પરંતુ મારા પુત્રનો હજુ ચૌલ સંસ્કાર થયો નથી, અને માથાં ઉપર વાળ વાળો પશુ યજ્ઞમાં ગોગ્ય નથી ગણાતો, તો મારા પુત્રના વાળ ઉતરાવ્યા પછી એ પુત્રવડે હું આપનું યજન કરીશ માટે હાલ તુરત તો આપ એ વિષે આગ્રહ કરશો નહી." હરિશ્ચંદ્રનાં આ વચન સાંભળીને વરૂણદેવ રાજદ્વારમાંથી પાછા વળ્યા, પણ ચૌલ કર્મની ક્રિયા હરિશ્ચંદ્રના મહેલમાં ચાલતી હતી ત્યારે વરૂણદેવ પાછા હરિશ્ચંદ્ર પાસે આવ્યા અને પુત્ર વડે યજન માટે આગ્રહ કર્યો. ત્યારે, હરિશ્ચંદ્ર વરૂણદેવને કહેવા લાગ્યો: "બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણ વર્ગો જનોઇનો સંસ્કાર પામે ત્યારે દ્વિજ કહેવાયછે, અને જનોઇના સંસ્કાર વિના મારો પુત્ર શૂદ્ર સમાન છે, માટે એને જનોઇ સંસ્કાર કરાવું ત્યાંસુધી આપ થોભી જવા કૃપા કરો." હરિશ્ચંદ્રનાં આ વચનો સાંભળીને વરૂણદેવ પાછા વળ્યા અને અગીયારમાં વર્ષે હરિશ્ચંદ્ર રોહિતને જનોઇ સંસ્કાર કરાવતો હતો ત્યારે વરૂણદેવ આવી પહોંચ્યા અને પોતાની પ્રથમની માગણી આગ્રહથી પ્રદર્શિત કરી. ત્યારે હરિશ્ચંદ્ર વરૂણદેવને કહેવા લાગ્યો: "ગુરૂનાં ઘર અભ્યાસ કરી આવવાનો સમાવર્ત્તન નામનો સંસ્કાર મારા પુત્ર માટે બાકી રહી જાયછે, માટે આ સંસ્કાર હું એને કરાવું પછી એ પુત્ર વડે જરૂર આપનું યજન કરીશ." વળી પાછા વરૂણદેવ પોતાનાં ઘર ગયા. પણ હવે બન્યું એવું કે રોહિતને સમજ પડી કે વરૂણદેવનાં યજન કાજે એનો વધ થવાનો છે તેથી તે વનમાં ક્યાંયે ચાલી ગયો, અને હરિશ્ચંદ્રે પુત્ર માટે શોધ પુષ્કળ કરાવી પણ પુત્ર હાથ આવ્યો નહી. હવે વરૂણદેવ પાછા આવ્યા ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું: "પુત્ર નાસી ગયોછે. એની શોધ પર્વતોમા ગુફાઓમાં, મુનિઓનાં આશ્રમોમાં અને સર્વ સ્થળે કરાવુંછું પણ કોઈ ઠેકાણેથી એનો પત્તો મળતો નથી, માટે પુત્ર વડે આપનું યજન કરવા હું સમર્થ નથી, અને મારો લેશ વાંક પણ નથી." હરિશ્ચંદ્રે પોતાનું વચન સિદ્ધ કર્યું નહી તેથી વરૂણદેવ કોપ્યા અને તેને શાપ દીધો કે જળોધર રોગની વ્યાધિગ્રસ્ત તું થા. આ શાપ થકી, જળોધર વ્યાધિગ્રસ્ત તે હરિશ્ચંદ્ર થઈ ગયો અને મહા પીડા પામવા લાગ્યો. પોતાના પિતાને વ્યાધિ થયછે એવા સમાચારની

રોહિતને જાણ થતાં તે તેના તાતની પાસે જવા તૈયાર થયો. પણ બ્રાહ્મણનું રૂપ ધરીને ઇંદ્ર તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો: "તારા પિતા પાસે જવાનો વૃથા વિચાર તું કરીશ નહી. પિતાનાં ઘર જતાં તારો પિતા એનું વચન સિદ્ધ કરવા પ્રજ્વલિત યજ્ઞમાં તારો હોમ કરાવી વરૂણદેવનું યજન કરશે અને તું જીવથી જઇશ, માટે જ્યારે તારો પિતા મૃત્યુ પામે ત્યારેજ તું તારા મહેલે જજે." ઇંદ્રનાં આવા વચનોથી રોહિત પિતા પાસે ગયો નહી પણ વનમાંજ રહ્યો. જ્યારે હરિશ્ચંદ્રને જળોદર રોગની પીડા અસહ્ય થવા લાગી અને તેના નિવારણ અર્થે વસિષ્ટમુનિને પ્રશ્ન કર્યો, ત્યારે વસિષ્ટમુનિએ કહ્યું: "ઉપાય માત્ર એકજ છે અને તે એ છે કે કાંઈ મૂલ્ય આપીને કોઇનો પુત્ર ખરીદો અને ખરીદેલા પુત્રના નરમેધથી તમે વરૂણદેવનું યજન કરો, અને એ રીતે શાપમુક્ત થતાં આ વ્યાધિમાંથી મુક્ત થશો. દ્રવ્ય આપીને ખરીદેલો પુત્ર પણ એક પ્રકારનો પુત્ર કહેવાયછે માટે ખરીદેલા પુત્ર વડે પણવરૂણદેવનું યજન થતા તમે એમના શાપમાંથી મુકત થઇ શકશો." હવે કોઇ પુત્રની ખરીદી કરવા ચોપાસ તપાસ કરાવતા અજીગર્ત્ત નામનો એક નિર્ધન બ્રાહ્મણ જેને શુનઃશેષ નામનો પુત્ર હતો તે પુત્ર વેચવા નીકળ્યો અને હરિશ્ચંદ્રે તે શુનઃશેષની ખરીદી કરી. પછી હોમ માટે જ્યારે શુનઃશેષને યજ્ઞમાં પશુ કલ્પીને બાંધ્યો ત્યારે તે પોતાની આવી અંત ઘડી આવેલી જોઇને મહા રૂદન કરવા લાગ્યો, અને હોમ અર્થે એનો પ્રાણ લેવાનું કામ જે માણસને સોંપવામાં આવ્યું હતું તે માણસનું હૃદય આ શુનઃશેષનાં કલ્પાંતથી દ્રવિત થયું, અને તેને મારવાનું કામ મુકી દીધું. તે સમયે બીજો કોઇ મનુષ્ય આ શુનઃશેષનો વધ નરમેધ યજ્ઞમાં કરવા નીકળ્યો નહી, કારણકે આ શુનઃશેષનાં નિર્દોષપણાં ઉપર સર્વ કોઇને દયા આવી. પણ રાજાએ પુષ્કળ દ્રવ્ય આપવાની લાલચ દેખાડી તેથી અજીગર્ત્ત પોતાના પુત્રનો વધ પોતાના હાથે કરવા નીકળ્યો. હવે અજીગર્ત્તને લોકોએ ઘણો સમજાવ્યો કે પુત્ર તો પિતાનો અંશ છે માટે તારા હાથે તારા પુત્રનો વધ નહી થવો જોઇએ. પણ નિર્ધનતાનાં અસહ્ય કષ્ટથી જે પિતાએ પુત્રને વેચ્યો હતો તે પિતા પુત્રનો વધ કરવા માટે તૈયાર થયો. આ પળે વિશ્વામિત્ર રૂષિ ઘણી પેરે હરિશ્ચંદ્રને સમજાવવા લાગ્યા: "તારા કાજે આ દુઃખી શુનઃશેષનો ભોગ આપ નહી અને એને છોડી દે. કારણકે સઘળી રીતે પોતાનું શુભ ઇચ્છનાર મનુષ્યે યાદ રાખવું જોઇએ કે પોતાની દેહનાં રક્ષણ માટે અન્ય દેહનો ભોગ આપવો ઉચિત નથી, કારણકે અન્ય જીવો ઉપર દયા રાખવાથીજ ઇશ્વર પ્રસન્ન રહેછે. તને તારો જીવ વહાલો છે તો શુનઃશેષને તેનો જીવ વહાલો કેમ નહી હોય તેનો તું વિચાર કર, અને એ નિર્દોષ છતાં પણ તું એનો પ્રાણ આ પેરે લઇશ તો જન્માંતરમાં એ તારો પ્રાણ પણ કોઇક ભવમાં લેશે. રાજ્યમાં જે કાંઇ પાપ થાય તેનો છઠ્ઠો ભાગ રાજાને ભોગવવો પડેછે માટે અજીગર્ત્ત એનો પુત્ર વેચવા નીકળ્યો ત્યારે તારે એને અટકાવવો જોઇતો હતો, એ પણ તારો ધર્મ હતો." વિશ્વામિત્રનાં આ વચનો હરિશ્ચંદ્રને માન્ય થયાં નહી ત્યારે વિશ્વામિત્ર તે

શુનઃશેષ પાસે ગયા અને વરૂણદેવનો મંત્ર જપ કરવા તેને આપ્યો. એ મંત્રના જપથી વરૂણદેવે તત્કાળ દર્શન દીધું અને હરીશ્ચંદ્રને કહ્યું: "મારા માટેનો તેં કરેલો યજ્ઞ પરિપૂર્ણ થયોછે અને તું આ દુઃખી શુનઃશેષને છોડી દે. અને તું વ્યાધિ રહિત થઇશ." અને આ રીતે શુનઃશેષનો છુટકારો થયો અને સર્વેનાં મન હર્ષથી ઉભરાયાં, અને હરિશ્ચંદ્ર પણ વ્યાધિમાંથી મુક્ત થયો. માટે શુનઃશેષનો વધ થતાં જે પરમ શક્તિએ તેને ઉગાર્યો તે મને મારાં આ સંકટમાંથી પણ ઉગારી લેશે અને મારૂં શીયળ ભંગ થવા વખત નહી લાવે તે તમે નિઃસંદેહ જાણજો. માટે, હું તમને વિનવીને કહુંછું કે તમે કહેશો તો તમે જેટલા રૂપીયા મારાં માતપિતાને આપ્યાછે તેથી બમણા રૂપીયા હું દળણાં દળીને તમને ભરીશ, પણ વેશ્યાનો ધંધો કરાવવા મને તમે લઇ ના જાવો, અને વળી તમે નદીએ નાહવા જાવો ત્યાં મને પાસે ઉભી રહેવા કહોછો એવી રીતે મને કનડો પણ નહી.

**દુષ્ટ ૧**—તારી બધી ડાહી ડમરી વાતો તું અમને હવે ઝાઝી વાર સંભળાવીશ નહી.

**સુજાતા**—ડાહી અને સારી વાત તમારા જેવા માણસ સમજે એ અશક્ય છે. ઉકરડાને વળી સ્વચ્છતા ધારણ કરવાનું કોણ સમજાવશે અને ઉકરડો સમજણ લેવાનો ક્યારે! કાકા કરતા કાગને કોયલના ટહુકા કરવા કોણ કહેશે અને મધુર ટહુકા કાગ કરી પણ ક્યારે જાણશે! કૌવચનાં વૃક્ષને તેની દહન પીડા દેવાનો સ્વભાવ મુકી દેવાનું કોણ સમજાવશે, અને એનો એ સ્વભાવ એ ભૂલશે પણ ક્યારે! અને હું તો ત્યારે ટુંકમાં હવે એટલુંજ કહુંછું કે તમારે સરિતામાં નાહવા જવું હોય તો તમારે એકલા જવું પડશે અને હું તો અહીંજ બેસીશ.

**દુષ્ટ ૧**—(૨. દુષ્ટને). આણે તો અહીથીજ આપણી સામે આંખો બદલવા માંડીછે અને એની જકમાં એને આપણે હમણા ફાવવા દઇશું તો આપણા ઘર આવ્યા પછી પણ એ આપણને ગણકારશે નહી.

**દુષ્ટ ૨**—(૧: દુષ્ટને). આપણાં ઘર આવ્યા પછી તો એના ભાર શું છે કે આપણા એક પણ બોલનો અનાદર કરે. પણ એને એકલી મુકીને આપણાથી નાહવા જવાય નહી માટે અહીં જરા વિશ્રામ લઇને ઘર ભણી ચાલવાજ માંડીયે. (સુજાતાને). તારે રસ્તામાં જેટલી જક કરવી હોય તેટલી કરી લેજે. ઘર ગયા પછી વાત. અમે અહીં થોભીએ છીએ જરા, તેટલાં તારે ઉંઘવું હોય તો ઉંઘ.

**સુજાતા**—હા. ઉંઘી જાવુંછું ત્યારે. (સ્વગત). ભગવાન! શાંત નિદ્રામાં મારાં સંકટનું વિસ્મરણ મને કરાવજો. (ઉંઘી જાયછે).

**દુષ્ટ ૧**—(૨. દુષ્ટને). લાવ, ખાવાનું ખાઇ લઇએ. (૨. દુષ્ટ ખાવાનું છોડેછે. બેઉ ખાવા બેસેછે).

**લૂંટારો ૧**—(લુટારા મોટી સંખ્યામાં આવી ચડેછે. બીજા લુટારાઓને). આ માણસો પાસે કાંઇ હશે ખરૂં.

**લુટારો ૨**—પેલી ઉગમણી દિશામાં ધુળ ઉંચે ઉડતી જણાયછે તો કોઇ લોકો કે લશ્કર આવતું હશે માટે આ લોકોની ઝડતી ઝટ લઈ હીંડી જઇએ.

**લુટારો ૧**—( દુષ્ટોને ). જે માલ હોય તે દેખાડો.

**દુષ્ટ ૧**—અમારી પાસે તો કાંઇ નથી.

**લુટારો ૨**—હવે છોકરીઓને સમજાવવા ધાર્યુંછે શું ? ( લુટારાઓને ). મારો. ( લુટારાઓ દુષ્ટો ઉપર તૂટી પડેછે અને પોતાની પાસના રૂપીયા ત્રણસો હતા તે બચાવવા જતાં દુષ્ટો ઘાયલ થઇ તત્કાળ મૃત્યુ પામેછે. લુટારાઓ દુષ્ટોનાં વસ્ત્રમાંથી ત્રણસો રૂપીયા કહાડી લેછે. સુજાતાને જોઇને. માંહોમાંહે ). આની પાસેથી પણ કાંઇ હોય તે લઇને નાસવા માંડો. ( તેણીને લુટવા ધસેછે ).

**સુજાતા**—(સ્વગત). મારા પૂજનીય મહાત્મા મને સહાય થાવો. (લૂટારાઓને). મારી પાસે તો મારાં અંગ ઉપરનાં આ ત્રણ ફાટાં લુગડાંજ છે, તે તમને જોઇતા હોય તો મારી ના નથી, પણ હું મારા હાથે ગળે ફાંસો ખાઇને મારો પ્રાણ ત્યાગ કરૂં પછી મારા અંગ ઉપરથી એ વસ્ત્રો ભલે કહાડી લેજો.

**લૂટારો ૨**—( બીજા લુટારાઓને ). આનાં ફાટા લૂગડાંમાં તો શું લેવુંછે? આપણે અહીંથી ભાગી જવાની વાત રાખો. ચાલો, આ ( દુષ્ટોની ) લાશોને આઘે પેલા કુવામાં નાખી આવીએ એટલે કોઇની નજર એમના ઉપર ઝટ પડે નહી. ( દુષ્ટોનાં શબને ઉંચકીને કુવામાં નાખી દઇને નાસી જાયછે ).

**સુજાતા**—(સ્વગત). મહાત્મા બાપ ! મહાત્મા બાપ ! આપની સહાયતાથીજ આ લુટારાઓના હાથમાંથી ઉગરવા પામીછું ! આપનાં પ્રિય દર્શન કાજ આ પળે હું ઉત્સુક છું તો એ દોહેલાં દર્શન મને દો. પ્રભુજી જેવા દયાતત્વના સ્વામીની આ સૃષ્ટિ, તેમાં ગુલાબ પાંખડી જેમ મૃદુ વાયુ લહેરીમાં થરથર કંપે, તેમ દુઃખી જનનાં દુઃખથી દાઝનારા પુણ્યશાળી પરોપકારી મહાત્મા રક્ષકો જ્યાં દુઃખીની સહાયતામાં તત્પર છે ત્યા જીવાત્માને લેશ દુઃખ કયાંથી સંભવે ! અરે ! સંસારમાં મૂઢતામાં આયુષ્ય વ્યર્થ કરતાં મારાં ભાઇઓ અને બહેનો ! એક લગીર ધર્માચરણ, શુદ્ધ મન, અને સાત્વિક વૃત્તિ તમે ધારણ કરો અને પછી તમે સંસારમાં જુવો કે તમારાં શિર આવેલાં દુઃખો કેવાં ટળેછે ! આ પૃથ્વી ઉપરનાં મારાં સકળ ભાઇ બહેનોને મહાત્મા મહિમા કયારે સમજતા કરીશ ! પૂજ્ય મહાત્મા બાપ ! તમારૂં અસ્તિત્વ, તમારૂં ગૌરવ, તમારો દયાભાવ, પ્રત્યેક સ્થળે અને ઘર ઘર અને વનવગડે સ્થાપવામાં મારૂં જીવન ગાળવા હું ઇચ્છુંછું તો મને સહાય થજો. ( મહાત્મા દર્શન સ્થૂળ શરીરમાં દેછે, તેમને ). પૂજ્ય પિતા! આપની કિંકરી પાયે પડેછે. ( પગે પડેછે ). આપનાં દર્શન સ્થૂળ દેહમાં મને દરરોજ પ્રાપ્ત થાય એટલો અનુગ્રહ મારા ઉપર નહી કરો ?

**મહાત્મા**—બેટા ! સ્થૂળ રૂપમાં તો શું પણ સુક્ષ્મ રૂપમાં પણ હું હવે તને વારંવાર દર્શન દઇ શકીશ નહી, કારણકે આ પ્રમાણે મનુષ્ય જાતિને દર્શન દેવું એ મનુષ્ય માટે હિતકારી નથી.

**સુજાતા**—ત્યારે આપનાં દર્શન વિના હું કેમ જીવી શકીશ અને મારાં મન અને હૃદયમાં પરમ શાંતિ કેમ વ્યાપ્ત રહેશે!

**મહાત્મા**—બેટા! મારી સાથે વિશેષ સબંધ રાખવો એ તારી ભૂલ છે. તારે જે સબંધ જોડવાનો છે તે આ સકળ વિશ્વના નિયંતા સાથે જોડવાનો છે, અને હું તો એ જગનિયંતાનો માર્ગ દેખાડનારો આ સંસારમાં મનુષ્યજાતિ માટે વળાવો છું. પ્રભુજીની શક્તિ, પ્રભુજીનું પ્રાબલ્ય, પ્રભુજીનું ઐશ્વર્ય, પ્રભુજીની દયા, પ્રભુજીનું સુંદર સ્વરૂપ, એ સર્વ આગળ હું કોણ માત્ર છું કે મારાં દર્શનની તું ઉત્સુક રહે! બેટા, તું શું, કે હું શું, કે આખું જગત શું, એ સર્વને તો શાસ્ત્રમાં નેતિ નેતિ વર્ણવેલા પરમાત્માને પામવાના છે. અને, બેટા, હું તારી સમીપ તો સુક્ષ્મ દેહમાં છું અને સ્થૂળદેહમાં પણ પ્રસંગાનુસાર હું તને દર્શન દઇશ, પરંતુ તારે યાદ રાખવાનું અને સમજવાનું છે કે જે પરમાત્મામાં તારે તન્મય થવાનું છે તે પરમાત્માને તારે હરપળે સ્મરી તારાં હૃદય મંદિરમાં તેમને સ્થાપિત કરવાના છે.

**સુજાતા**—પણ, તાતજી, જે પરમાત્માનું દર્શન યોગીઓને અશક્ય તે મારા જેવીને કોટિ પ્રયત્ને પણ કદી પ્રાપ્ત થવાનું છે?

**મહાત્મા**—બેટા! તું ભૂલેછે. જે પરમાત્મા આપણાં હૃદયમાં વાસ કરી રહેલાછે તે બીચારાનાં દર્શન કઠિન કેમ હોય! જે સુંદરીની તીજોરીમાં તેણીની પોતાની માલકીનો રત્નજડિત હાર છે તેને તે હાર ગળે પહેરી ફરતાં વાર કેટલી? જેનાં આંગણે મીઠાં જળનો પાતાળ કુવો છે તેને તેમાં ઘડો દોરડું નાખી જળ બહાર કહાડી પીતાં વાર કેટલી? કોડિયાંમાં દિવેલ અને તેલ છે તો પ્રજ્વલિત દીપ્તિના પ્રકાશમાં મહાલવા એક માત્ર એ દિવેટને ચેતાવવાનીજ વાર કે વિશેષ? માટે, બેટા, પરમાત્માનાં દર્શન તો સહેલ અને લભ્ય છે, અને માત્ર સાચા ભાવથી એમની ભક્તિમાં પ્રવૃત્ત રહી એમની અખિલ સૃષ્ટિમાં કોઇ પણ દુઃખી જીવાત્મા હોય તેનું દુઃખ નિવારણ કરવા મનુષ્ય હરપળે ઉદ્યુક્ત રહે, તો તેઓ સમીપ પ્રભુજી આપોઆપ પ્રગટ થાયછે. બેટા! તું કદાચ કહીશ કે ભક્તિમાં શું મોટી વાત છે અને દુઃખીનાં દુઃખ દૂર કરવાં એ પણ શું મોટું ભારી કામ છે, પણ મારે તને કહેવું જોઇએ કે ભક્તિ અને દુઃખી જનની સેવા એ બે માર્ગો યોગ, તપ, જ્ઞાન, એવા અનેક માર્ગોથી પણ મહા કઠિન છે. પ્રભુજીની ભક્તિ એક એવો પંથ છે કે એ પંથે ચઢતાં અણહદ વિઘ્નો પળપળના મનુષ્યનાં શિર આવી ચઢેછે જેથી કોઇકજ મનુષ્ય ભક્તિમાં છેવટ સુધી સ્થિર થઇ શકેછે. આ કષ્ટો તો મનુષ્યને કસોટી દ્વારા ભક્તિમાં દૃઢ કરવાના હેતુથી પરમાત્મા તરફથી આવેછે પણ મનુષ્ય આપત્તિઓનું આ રહસ્ય સમજી શકતો નથી અથવા જો સમજેછે તો તે વિપત્તિઓ સહન કરવાનું બળ, ધૈર્ય, હામ, વૈરાગ્ય તે ધરાવતો નથી, જેથી પરિણામે મનુષ્ય પ્રભુ ભક્તિનાં માત્ર થોડાંક પગલાંજ કે ક્યાં તો કાંઈ થોડાક પંથ કાપ્યા પછી પ્રભુજીની ભક્તિના પંથમાંથી હેઠો પડેછે. બેટા! ગંગનના

જેટલા તારલા તેને પહોંચવાનો પરાધો અને પારાધોના ગાઉઓનો વિસ્તિર્ણું માર્ગ કાપવો શક્ય છે, પણ પ્રભુ ભકિતનો ટુંકો માર્ગ કાપવો મહા કઠિન છે. માટે, બેટા, તું પ્રભુ ભકિતના પંથે નીકળીશ તો પ્રથમ તો એવી દશા થશે કે કોઇ ઘરમાં તું બેઠી હઇશ તે ઘર અણધાર્યું પડી જઇ તે તળે કચડાઈ દબાઇ તું હેરાન થઈશ; તું ઘરની બહાર નીકળીશ તો ગાડી ઘોડા કે મસ્ત ગોધાઓની હડફટમાં અણધારેલી આવી તું કચડાઇશ અને પીડા પામીશ; તું તારાં સગાં સબંધિઓને પ્રીતથી મળીશ તો તેઓ તારાં વૈરી બની તને કનડશે; તું સરિતા તીરથી જળનો ઘડો ભરી લાવીશ તો આંગણુ આવી પહોંચતાં તને ઉંબરાની ઠોકર વાગશે અને તારાં શિર ઉપરનો ઘડો ભૂમિ ઉપર પડી ભાંગી જઈ તે માંહેનાં નીર ઢળી જશે; તું કાંઇ વાંચીશ લખીશ તો વિના કારણુના તને અગણિત ભ્રમો ઉત્પન્ન થશે; તું કાંઈ સારૂં કરવા જઈશ તો તે ઉંધું વળશે; આ પ્રમાણે તને સતત હાર, નિરાશા, કલેષ, પરિતાપ, ક્ષોભ, ઉપદ્રવ, હરપળે અને હરપળે ભક્તિ માર્ગમાં પ્રથમ તો થશે. માટે પ્રભુજી પ્રતિ ભકિતભાવ ધરે તો એ ભકિતભાવ અવિચળ રાખજે. તેમજ દુઃખી જનની સેવા એ પણ દુસ્તર માર્ગ છે. જો, બેટા, જગતમાં દુખ કેટલાં અને કેવાં કેવાં છે! જે શ્વાન બીચારો ટુકડો રોટલો ખવડાવનાર સ્વામીનું રાત દિવસ રક્ષણ કરે એવી એની ઉચ્ચ સમજ અને બુદ્ધિ, તેને અનાયાસે હડખવો હાલતાં તે જે સ્વામીની રક્ષા કરતો તેજ સ્વામીને તેમજ અન્ય જનોને કરડવા દોડેછે. હવે એ દુઃખી શ્વાનનું દુઃખ દૂર કરવા તું તેની પાસે જઇશ તો શું તારો જીવ જોખમમાં નહી આવશે, અને તું તારો જીવ જોખમમાં નહી નાખીશ તો એ હડખાયલા શ્વાનનું દુઃખ ટાળવા તું સમર્થ થઇ શકીશ? માટે, બેટા, પોતાનું સંભાળીને બેસનાર અને પોતાનુંજ સુખ ઢુંડનાર મનુષ્યને એક ફેરા મરવાનું છે પણ જે મનુષ્ય અન્ય દુઃખી જનના દુઃખો દૂર કરવા નીકળેછે તેને તો પળ પળે મરવાનુંછે. માટે, બેટા, તારો પોતાનો ભોગ આપીને તારે અન્ય દુઃખી જનોને જીવાડવાનાંછે, એ રહસ્ય દુઃખી જનની સેવાનું છે. હડખવા દોડેલાં કુતરાઓને જ્યારે સર્વ કોઈ દંડ પ્રહાર કરી તેનો પ્રાણ લેવા દોડેછે ત્યારે તારે તે કુતરાંને ઉંચકીને ખોળામાં લઇ પંપાળીને શાંત પાડવાનુંછે; રક્તપિત્તવાળાં મનુષ્યનાં વદનને તારા હાથે નવાડી ધોવાડી સાફસુફ કરી પંપાળવાનું છે; ગાડી નીચે કચડાઇ જતું બાળ જોઇ તારે દોડતા ઘોડાઓના પગમાં જઇ પડવાનુંછે. આવો આત્મત્યાગ હરપળે તારે કરવાનોછે. પણ બેટા, તું એટલું યાદ રાખજે કે જે જન પ્રભુમાં ભક્તિભાવવાળાં અને પરદુઃખભંજન કાર્યમાં ઉત્સુક છે, તેમના દુઃખીનાં દુઃખ દૂર કરવાના દ્રઢ પ્રયાસમાં વાળ વાંકો થનાર નથી. બેટા! આ મનુષ્ય અવતારમાં દુઃખી જનની સેવાનાં કર્તવ્યનું મહત્વ નિરવધિ છે. કારણુ, એવું કર્તવ્ય એક મનુષ્ય ધર્મનું લક્ષણુ અને નિઃસ્વાર્થી છે. અને નિસ્વાર્થી અને નિષ્કામ કૃત્ય એજ મનુષ્યનું આચરણ હોવું જોઇએ, અને એવું આચરણ જીવનમુક્ત જનક રાજા સમાન આચરી ગયાછે અને એવા વિરલાં

જનો. આચરશે. નિઃસ્વાર્થી અને નિષ્કામ કર્તવ્ય એજ મનુષ્ય ધર્મ છે. કાંઇ પણ કર્તવ્ય નહી કરવું અને નિષ્કામ કર્તવ્યને પણ આત્મા માટે બંધન ગણવું, એવા મતનો સ્વીકાર ઉપનિષદ કે ગીતા કે કોઈ ગ્રંથો કરતા નથી. ગીતામા જ્યારે શ્રીકૃષ્ણ અર્જુનને તેના બાંધવો અને પ્રિયજન સાથે યુદ્ધ કરવા ઉપદેશ કરેછે ત્યારે કાંઈ કીર્તિ કે રાજ્યના લોભ પરત્વે એ ઉપદેશ આપવામાં આવ્યો નથી, પરંતુ નિષ્કામ કર્તવ્યના વિશ્વના મહાન નિયમાનુસર વર્તન કરી આત્માનો ઉદ્ધાર કરવા. આ પ્રમાણે નિષ્કામ અને નિસ્વાર્થી કર્મનો હેતુ એ છે કે સકળ મનુષ્ય આત્માઓ એક આખાં શરીરના જુદા જુદા અવયવો સમાન પરસ્પરનો સબંધ ધરાવેછે. વ્યક્તિનું અસ્તિત્વ તે સમષ્ટિનાં અસ્તિત્વ કાજે છે. માટે સકળ મનુષ્યાત્માઓ પ્રતિ આપણી સેવા, અર્થાત, આપણું નિષ્કામ કાર્ય, એજ આપણી પોતાની ઉન્નતિ અને શ્રેયનું સાધન છે. વળી નિષ્કામ કર્મથી આત્માની ઉન્નતિ થતાં આપણે આત્મરૂપે વિશેષ પ્રગટી શકીએ છીએ, અને જ્યારે આપણે તે સ્થિતિએ પહોંચીએ છીએ ત્યારે પ્રભુજીની લીલા જગતમાં સંભાળી રાખવા માટે દુઃખી જનોનાં દુઃખ દૂર કરવાનાં અને એવાં અનેક કાર્યોમાં સતત પ્રવૃત્ત રહેવાનુંછે. નિષ્કામ કર્તવ્યનો મહિમા વર્ણવતા શ્રીગીતામાં અત્યંત ભારપૂર્વક શ્રીકૃષ્ણ કહેછેઃ "યોગ એ કાર્ય કુશળતા છે." અર્થાત, નિષ્કામ કર્તવ્ય એ યોગનાં સ્થાને છે. યજ્ઞ વિગેરે ક્રિયાઓ અસંખ્ય મનુષ્યો જેઓ સ્વર્ગનાં ફળની ઇચ્છા રાખેછે તેઓ માટે છે, પરંતુ નિષ્કામ કર્તવ્યની ક્રિયાઓ સર્વ યોગીઓ શું કે બ્રહ્મા સરખાનાં પણ શિર એક તેઓના મુખ્ય જીવન ધર્મ તરીકે છે. બેટા, હવે હું છેવટનું એટલુંજ કહેવા ઇચ્છુંછું કે મહારાજા શાકાયન્યની પુત્રી સુરસુંદરી હમણા અહીં થઇને જાયછે અને તેણી તને સાથે આવવા કહેશે માટે તું તેણી સાથે જજે. એ મહાન વિશિષ્ટ આત્મા છે અને તારી સહાયતાની એને જરૂર છે, માટે કદાચને સંસારમાં અતિ ઘણાં દુઃખી જનોની મદદમાં જવાની ઇચ્છાથી તું સુરસુંદરી રાજકુમારી સાથે નહી જાય તે માટે હું તને કહુંછું કે એ દુઃખી જનનાં દુઃખ નિવારણ કાજેજ તારે એની સાથે જવાનું જરૂરનું છે. વળી, તું સુરસુંદરીને કહેજે કે કોઇ માણસ પાસે અહીંથી પ્રધાનજી ઉપર તાકીદથી હુકમ મોકલી પિત્રાઇભાઇ વૈરાજને બે લાખ રૂપીયા બીજા મોકલાવી આપે. અને તું સમજ પાડજે કે તારા રૂપીયા તને પાછા મળવાનાછે, અને વૈરાજને સન્માર્ગે લાવવા માટેજ થોડા વખત માટે આ રૂપીયા એને આપવા જરૂરના છે. સુખી રહેજે, ધર્મનિષ્ટ રહેજે. (અંતર્ધાન થાયછે).

**સુજાતા**—(સ્વગત). મહાત્મા બાપ ! મહાત્મા બાપ ! શું મધુર મનહર બોધ ! પ્રભુભક્તિનું અને દુઃખીજન સેવાનું કેવું પરમ રહસ્ય સમજાવ્યું ! ઓહો ! મહાત્માબાપ ! તમારૂં મુખ કમળ કેવું સુંદર ! એ નિહાળતાંજ તનમનમાં એવી પરમ શાંતિ વ્યાપી જાયછે કે જાણે શાંતિનાં સરોવરે હું જઇ બેઠી ! મહાત્મા બાપ ! તમારી દિવ્ય મુખાકૃતિ જોતાં મને એવું દૈવિજ્ઞાન થાયછે કે સંસારનું કોઇ પણ કુતુ-

હળ ગમે તેવું ઉગ્ર અને પીડન કરનારૂં હોય તોપણ તમારા પ્રતાપથી તે પળમાં હું નષ્ટ કરવા શક્તિવાન છું ' મહાત્મા બાપ ! તમારૂં મનોહર સ્વરૂપ નિહાળતાં મનને સિદ્ધ થાયછે કે મારાં જીવનના આશયો જેવા ઉચ્ચ હું કરવા ધારીશ તેવા તમારા અનુગ્રહ અને સહાયતાથી કરી શકીશ. આર્ય-ભૂમિના ભ્રાતાઓ અને ભગિનિઓ ! જો તમારે તમારા આત્માનો વિકાસ ક્રમ તમારા હાથ લેવો હોય, જો તમે અન્ય જનોને સુખી કરી તમારે પોતે સુખી થવું હોય, તો આટલું કરો કે શુદ્ધ મન અને હૃદય થકી મહાત્મા ગુરૂનો આશ્રય મેળવો. એ આશ્રય સત્ય છે; એ આશ્રય શ્રેય છે. મહાત્મા બાપ કહેતા હતા કે રાજ્યપુત્રી સુરસુંદરી અહીં થઇને જવાનાંછે અને મારે તેમની સંગાથે જવાનુંછે તો એ આવ્યાં નથી તેટલાં હું અહીં જરા ઉંઘી જાવું. [ઉંઘેછે).

**સુરસુંદરી**—(આ સ્થળે આવી પહોંચતાં. કુશાંબને). સેનાપતિને કહો કે હું તો આ સ્થળે જરા વિશ્રામ લઇશ. આ સ્થળ કેવું રમણીય છે.

**કુશાંબ**—હા. માતા, સેનાપતિને આપનો હુકમ કહી આવું. (જાયછે. જતાં. સ્વગત). સેનાપતિ પાસે રૂપીયા પડાવવાનો ઠીક લાગ છે. ( સેનાપતિ પાસે જઇને. તેમને). અરે, ભાઇ, આમ બાજુએ આવો. તમારૂં નામ શું ? હું તો લોકોનાં નામજ ભૂલી જાવુંછું '

**સેનાપતિ**—મારૂં નામ દેવલ.

**કુશાંબ**—હા. બરાબર. દેવલ. દેવલ. નામ તો સહેલું છે પણ કોણ જાણે કેમ મને યાદ ના રહ્યું ? પણ, ભલા માણસ ! તમે આ એક શું મોટી મહાભારત ભૂલ કરી ?

**સેનાપતિ**—ભૂલ ' કઇ ભૂલ ?

**કુશાંબ**—અરે ! ભૂલ વગર રાજ્યમાતા તમને હુકમ કરતાં હશે કે લશ્કરની કુચ એકદમ બંધ કરો ? હું ધારૂંછું કે બીજો કોઇ સેનાપતિ બોલાવી લાવવા રાજ્યમાતા મને હમણા હાલ મહેલે દોડાવશે.

**સેનાપતિ**—(ડર ખાઇ જઇને). પણ મારી ભૂલ અને અપરાધ શું '

**કુશાંબ**—ભાઈ ! તમે નથી જાણતા કે નિરપરાધીઓ અપરાધી ઠરેછે, અને અપરાધીઓ નિરપરાધીઓ ઠરેછે. પણ, જુવો, હવે મારી તમને સલાહ છે કે રાજ્યમાતા આગળ એકે અક્ષર આ વિષે વાત કરવા તમે જાતે જશો નહી, અને તમે તો એમને હમણા મોઢું પણ નહી દેખાડશો, નહીતો જો એમની નજરે પડયા તો એમનો ક્રોધ ઉછળવાનો, અને રાજા માણસોના ક્રોધને આપણે નોકર લોકથી કાંઈ લગીરે અટકાવી શકાયછે ? અને, હું આ તમને કહુંછું કે બીજા સેના-પતિને મહેલેથી બોલાવી લાવવા રાજ્યમાતા મને મોકલશે તોપણ મારા પગે ચલાતું નથી એવું બહાનું કહાડીને બીજો સેનાપતિ નહી બોલાવું અને તમારીજ સરદારી કાયમ રખાવીશ. પણ, હું એમ પુછું કે સેનાપતિનું પદ તમે કેટલાં વર્ષોથી ભોગવતા હશો, વારૂ ?

**સેનાપતિ**—લગભગ સાત વર્ષ થયા.

**કુશાંબ**—ઓહો ! ત્યારે તો તમે મારી પહેલાંના ! અને આટલાં વર્ષોમાં ત્યારે તો ઈશ્વરના પ્રતાપથી પાંચ પઈસાનું ઠામ તમારી પાસે થયું હશે. અને હું તો આ પુછુંછું તેનું કારણ એટલુંજ છે કે ભલા માણસ મારા બાપા એવા અક્કલવિનાના હતા કે કાંઈ કહેવાની વાત નહી. વાત એવી બનીછે કે હું જનમ્યો હતો ત્યાર પછી પંદરમે દિવસે માંદો પડ્યો હતો ત્યારે એમણે બાધા રાખી હતી કે છોકરો સારો થાય તો આ માતાજીના મંદિરે સો રૂપીયા માતાજીનાં નામના નાખું. અને હું તો સારો થઈ ગયો કેમકે હું જનમ્યો ત્યારે જરા શરીરે જબરો હતો, અને આ તો પગે લંગડો થઈ ગયોછું એટલે જરા મારાથી લાંબાં લાંબાં પગલાં ભરાતાં નથી. હવે મારો મંદવાડ મટવા પછી આ માતાજીનાં મંદિરે સો રૂપીયા મુકવાની વાત મારા તાત ભૂલી ગયા તે મરી ગયા ત્યાં સુધી, અને હું પણ ભૂલી ગયો તે હમણા આ માતાજીનું મંદિર દેખ્યું ત્યારે. માટે મારો જીવ કહેછે કે કાળા ચોરના પણ ઉછીતા લાવીને એ માનતાના રૂપીયા માતાજીને ચઢાવી દેવું. માટે હું તમને મહેલે જઇને તેજ ઘડી રૂપીયા સો આપી દઇશ પણ તમે હમણા મને એટલા રૂપીયાની મદદ તમે અને હું જાણીએ એવી રીતે કરી દો તો માતાજી પ્રસન્ન થશે તો તમે જાણોછો કે તમને અને મને બેઉને એમાં સારૂં છે.

**સેનાપતિ**—મારી સાથે હું માર્ગમા કાંઈ જરૂરી કામ પડે તે માટે ફક્ત સો રૂપીયાજ લાવ્યોછું, અને તે આપી દેઉં તો કાંઈ જરૂરી કામ પડતા પછી હું પઇસા વિના શું કરૂં ?

**કુશાંબ**—અરે, હું જીવતો જાગતો સંગાથે છું ને ? તમને જ્યારે જોઇએ ત્યારે માર્ગમાં પણ તમારા પઈસા મારી પાસેથી માગી લેજો, અને મારાં નામથી તે ઘડી રાજ્યમાતા પાસેથી લઈ આપી દઇશ. મારા દસ માસના રૂપીયા બસો નીકળેછે.

**સેનાપતિ**—(રૂપીયા તેને કહાડી આપતાં). લ્યો ત્યારે સો રૂપીયા.

**કુશાંબ**—(રૂપીયા લેતાં). મારા સોગન્દ છે તમને જો તમને જોઇએ તે ઘડી આ રૂપીયા પાછા ના માગો તો. રાજ્યમાતા મંદિરમાં માતાજીનાં દર્શન કરવા ગયાંછે તે બહાર આવે એટલે માતાજીને પગે પડીને એ રૂપીયા ચઢાવી આવુંછું. અને મારે તમને ખાસ કહેવાનું એ કે તમારી નોકરી માટે તમે લગીરે મુઝાશો નહી, કેમકે મેં આ રૂપીયા તો એ નોકરી કાયમ રખાવવાજ લીધાછેને. અને જુવો, તમને કોઈ કહેવા આવે કે તમને નોકરી ઉપરથી બરતરફ કર્યાછે તોપણ હું આવું ત્યાં સુધી નોકરી ઉપરથી ખસશો નહી. તમે તમારે હવે નિરાંતે ઉંઘી જાવો અને નોકરીની કે રૂપીયાની લગીરે ચિંતા કરશો નહી. ( જાયછે. જતાં સ્વગત ). વેદ કરતાં આ સેનાપતિ ભોળિયો ખરો ! આપણને મહેલે એટલું સારૂં છે કે કોઈ કોઈ દિવસ કાંઇ પચાસ સો પાંચસો રૂપીયા કોઇને કોઈની પણ પાસેથી પડાવવાનું ફાવેછે ! ( સુરસુંદરી પાસે જઇને ). રાજ્યમાતા! હજુ કેટલે દૂર જવાનુંછે ?

**સુરસુંદરી**—હજી દસ બાર ગાઉનું છેટું હું ધારૂંછું. તમે પગથી હેરાન છો એટલે માર્ગમાં તમને બહુ હેરાનગતી પડતી હશે ?

**કુશાંબ**—રાજ્યમાતા ! મારા એ ભાગેલા પગના શા ભાર છે ! એ બહુ દુઃખે તો હું તો માર્ગમાંજ એને કાપી નાખી બાજુએ ફેંકી દઈ એના વિના હીંડવા માંડું. આ તો હું મારૂં મન મોટું કરીને પગને લઈ ચલાવુંછું કે હશે જ્યાં સુધી લઈ ચલાવાય ત્યા સુધી પગને લઈ ચલાવવો. અને, રાજ્યમાતા, આ પગ તો હમણા આપની નોકરીમા રહ્યા પછીનો ભાંગ્યો પણ મને અને મારા પગને મૂળથીજ બારમા ચંદ્રમા છે. અને મારી મા મારા પગ બાંધી રાખતી. હું પાંચ વરસનો હતો ત્યારે આ વયે જેટલી સમજ મને છે તેટલી તે વખતે નહી હતી, એટલે હું દોડધામ તે વયે ઝાઝું કરતો હતો. અને એક દિવસે હું સવારના પહોરથી ઘરની બહાર કોઇ સાધુસંત સાથે નીકળી ગયો તે છેક બીજે દહાડે બપોરે ઘર આવ્યો તેથી મારી માએ મને ધમકી આપી કે હવે તારા પગ એવા બાંધી રાખીશ કે બારનાં બાર ચોવીસ વર્ષ સુધી ખોલીશજ નહી. ત્યારે મેં મારી માતાને કહ્યું કે મારા પગજ હું કાપી નાખીશ તો તું મને પછી પગથી બાંધીશ કેમ. અને મારી મા બીધી કે રખેને હું મારા પગ મારા હાથે કાપી નાખીશ, તેથી પછી મારા પગ બાંધવાની વાતજ એણે સદા માટેની પડતી મુકી તે હું આટલો મોટો થયો ત્યાં સુધી. ત્યારે, રાજ્યમાતા, તમે માતાજીના દર્શન કરી આવ્યાં તો હું પણ જરા દર્શન કરી આવું. માતાજીનો તો મારા ઉપર મૂળથી બહુ પ્રેમ !

**સુરસુંદરી**—હા. જાવ, જાવ, ઝટ માતાજીનાં દર્શન કરી આવો. કારણ આપણે હવે અહીંથી ઝટ ચાલવા માંડવુંછે. ( કુશાંબ જાયછે ). (સુજાતા ઉપર નજર પડતાં. સ્વગત). અરે આ સાક્ષાત દેવીસ્વરૂપ તરૂણી કોણ અને અહી ક્યાંથી ! ( તેણી પાસે જઇને. તેણીને જગાડતાં ). બહેન ! તમને મેં આ પળેજ દેખ્યાં અને તેવીજ તમારી પાસે દોડી આવીછું. તમે અહીં એકલાં કાંઈ ભૂલાં પડેલાં સૂતાંછો કે શું ?

**સુજાતા**—તમે મહારાજાધિરાજ શાકાયન્યનાં પ્રતાપી રાજ્યપુત્રી સુરસુંદરી હશો ?

**સુરસુંદરી**—હા. હું સુરસુંદરી. પણ તમે કોણ અને મને ક્યાંથી ઓળખોછો ?

**સુજાતા**—રાજ્યમાતા ! આપ અહીં થઇને આગળ જવાનાંછો એ પ્રમાણે એક મહાન ભાવિક વ્યક્તિ તરફથી જણાવવામાં આવ્યું ત્યારે મેં જાણ્યું. મને મારા પરમ-પૂજ્ય અને ભગવતના ભકત મહાત્મા બાપે મને કહ્યું અને વળી એમણે મને આજ્ઞા પણ કરીછે કે મારે આપની સાથે જવું.

**સુરસુંદરી**—એ મહાત્મા બાપ કોણ ?

**સુજાતા**—રાજ્યમાતા ! જ્ઞાન, ધર્મ, ભકિત અને નિષ્કામકર્મ દ્વારા પોતાનો આત્માને વિશિષ્ટ સ્થાને પહોંચાડી, આ સ્થૂળ દેહનાં જન્મ મરણમાંથી મુકત થઇ, આ સંસારી જીવોને તેમનાં અવિચારીપણાંને લીધે દુઃખી થતાં જોઇ, તેમનાં દુઃખથી દાઝી, તેમનાં દુઃખ હરપળે દૂર કરવાંમાં તત્પર રહેનારા, એવા દયાથી

ભરેલા, જ્ઞાનથી ભરેલા, સત્વથી ભરેલા, મહાત્મા અવતાર હોયછે. તેવા એક મહાત્મા મારા ઉપર મહા દયા રાખેછે મને સ્થૂળ દર્શન પણ દેછે અને મને પ્રભુને માર્ગે ચઢવા દિક્ષા પણ દીધી છે અને મેં એ દિક્ષા લીધીછે. જગતમાં જ્યાં દુઃખ ત્યાં મારે યથાશક્તિ દોડવું, અને દુઃખીને દુઃખમાં સહાય થવું, એટલીજ દિક્ષા છે. દિક્ષાનો સાર પણ એટલોજ છે. પ્રભુજી પુણ્યશાળી તેમનું સ્મરણ, રટણ, પૃજન, ધ્યાન, એ સર્વ પણ મારાં ઉર એમણે દ્રઢ વસાવ્યાછે. રાજ્યમાતા ! આ પ્રમાણે મારે આપને કહેવાનું છે. રાજ્યમાતા ! મહાત્મા બાપનાં દર્શન પછી મને સંસાર, મનુષ્ય અવતાર, વિશ્વરચના, એ સર્વ અવનવાં રૂપમાં દષ્યમાન થાયછે, અને એ અવનવું રૂપ તે એજ કે વિશ્વમાં માત્ર જગનિયંતાનાં નામ સિવાય કાંઇ નથી. જે લીલા જુવો તે એ જગનિયંતાની છે, અને એ લીલાને જાળવી રાખનારા, તેની વૃદ્ધિ કરનારા, તે જગનિયંતાના પ્રેમી જ્ઞાની ભક્તજનો જેઓ મહાત્મા નામથી શાસ્ત્રમા વર્ણવવામાં આવ્યાછે તેઓ છે. અને જો મનુષ્યે પોતાના આત્માની ઉન્નતિ કરવી હોય તો માર્ગ એટલોજ છે કે પરમાત્માની આ વિશ્વરૂપી લીલા વધારવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે, અને એ સ્વાર્પણથી સકળ જીવાત્માઓને પોતાના કરી લે, આ વિશ્વને પોતાનું કરી લે, અને પરમાત્માને પણ પોતાના કરી લે.

**સુરસુંદરી**—બહેની ! આ તમે શું ગહન બોધ મારા કાનમા રેડી રહ્યાંછો ? આ બધું શું ! બહેન મારાં ! મહાત્મા શું અને વાત શું ! હું તો એ વિષે કાંઇ લેશ જાણતી નહી હતી ! બહેન ! હું તમને વિનવુંછું કે તમે મારી સાથે મારા પિતા પાસે પિપ્પલાદ રૂષિના આશ્રમે આવો અને ત્યાથી હું પાછી વળું ત્યારે મારી સાથે હું જીવું ત્યા સુધી મહેલે રહો.

**સુજાતા**—રાજ્ય માતા ! હું તમને કહેતાં ભૂલી ગઇ કે એ મહાત્માએ કહ્યુંછે કે તું સુરસુંદરી રાજ્યમાતાને કહેજે કે વૈરાજ ભાઇ સન્માર્ગે આવ્યાછે, અને બીજા બે લાખ રૂપીયા એમને આપવા જરૂરના છે માટે તમે અહીંથી માણસ મોકલી પ્રધાનજીને હુકમ મોકલો કે પિત્રાઇ ભાઇ વૈરાજને બે લાખ રૂપીયા મોકલી આપે.

**સુરસુંદરી**—હા. મહાત્મા બાપની આજ્ઞા મારા શિર છે. ( મુનિમને ). તમે જઇને પ્રધાનજીને કહી બે લાખ રૂપીયા વૈરાજભાઇ ઉપર મોકલાવી આપો. (મુનીમ જાયછે.)

**કુશાંબ**—( સેનાપતિને લઇને આવતાં ). રાજ્યમાતા ! સેનાપતિજીને લઇ આવ્યોછું.

**સુરસુંદરી**—અરે ! પણ એમને અહીં તેડી લાવવા કોણે તને કહ્યું ?

**કુશાંબ**—રાજ્યમાતા ! આપે એમને અહીં તેડી લાવવા તો મને નહોતું કહ્યું, પણ લશ્કરને કુચ કરાવવાની વરદી એમને આપવા આપે મને કહ્યું તો મારા બાપનું કાંઇ રાજ્ય છે કે મારા હુકમથી સેનાધિપતિ લશ્કર ઉપાડે. આપણે તો એવા હુકમો આપતાં બીહીંએ છીએ કેમકે લશ્કરની બાબદમાં હુકમ આપતાં કાંઇનું કાંઇ થઇ જાય તો માર્યા જઇએ. માટે આપનાં મુખથી એમને હુકમ આપો.

**સુરસુંદરી**—(સેનાપતિને). હવે અહીંથી મારે ઉપડવું છે, લશ્કરને કુચ કરાવો.

**સેનાપતિ**—(જતાં). જેવી આજ્ઞા. રાજ્યમાતા. (સેનાપતિ જાયછે).

**કુશાંબ**—(સેનાપતિને જતા રોકીને. બાજુ). રાજ્યમાતાના મોંઢે તમને તમારી નોકરીમાં કાયમ રખાવ્યા ને? હવે તમારા સો રૂપીયા આપેલા લેખે લાગ્યા કે નહી તે સાચું કહો.

**સેનાપતિ**—હા. ભાઇ, હા. હવે સો રૂપીયા સંભાળશો નહી. એ તો મેં તમને ખુશીથી આપ્યા એમજ ગણજો. (જાયછે).

**કુશાંબ**—(સ્વગત). ખુશીથી ભાયડા ભાયડાને રૂપીયા આપતા હશે! પણ એ તો કુશાબ ભાઈની કળ આગળ રૂપીયા ઝટ કહાડી ના આપે તો જાય કયાં! (સુરસુંદરીને). રાજ્યમાતા! હાજર છું. કાઇ કામકાજની આજ્ઞા? (સુજાતાને જોઇને). રાજ્યમાતા! આ બાઇ તો આપણી સાથે માર્ગમાં નહી હતાં તે કાઇ અહીં આપના ભેગી માર્ગમાં થયાં હશે?

**સુરસુંદરી**—એ આપણી સંગાથે આવેછે અને આપણી સંગાથે સદા રહે એટલી એમને મારી વિનંતિ છે તે માન્ય રાખે તો એમની મોટી કૃપા.

**કુશાંબ**—તો આપની સાથે રહેવામા એમને શું દુઃખ છે કે ના રહે! (સુજાતાને). તમે તમારે નિશ્ચિંત મનથી રાજ્યમાતા પાસે સુખેથી રહેજો. તમને પાસે રાખીને રાજ્યમાતા દળણું દળાવવાના નથી કે તમને એમની પાસે રહેવું નહી ગમે.

**સુજાતા**—ભાઇ! સર્વ કોઇએ હરીની ઇચ્છા પ્રમાણે અને મહાત્મા બાપની આજ્ઞાનુસાર વર્તન કરવાનું છે.

**સુરસુંદરી**—(સુજાતાને). ચાલો, બહેન, આપણે ચાલવા માંડીએ. (ચાલવા માંડેછે).

**કુશાંબ**—(સ્વગત). આ સ્ત્રી કોઇ ભિખારણ જેવી ફાટાંતૂટા લૂગડાંમાં છે, પણ રૂપાળી એવી છે કે રાજ્યમાતાને રૂપમા આટી મારે, તો એની જોડે લગ્ન થઇ શકે તો જેટલી બને તેટલી યુક્તિ પ્રયુક્તિ હવે મારે આ કામમા વાપરવાની છે.

## અંક ૨. પ્રવેશ ૧૪.

**વૈશાલ**—(સ્વગત). રાજ્યમાતાની બુદ્ધિ આટલી બધી ભ્રષ્ટ કેમ થઇ ગઇ! કામને આધીન કેમ થઇ ગયા! ખરૂ છે કે કામના આવેશમાં મુનિવરો ચળ્યાછે, પણ તેથી સંસારી મનુષ્યે તેજ પ્રમાણે ચળિત અવશ્ય થવું એવો કાંઇ સૃષ્ટિમાં નિયમ નથી. વાયુના વેગમાં વૃક્ષ પોતાનાં ડાળાં પાદડા ડોલાવે તેથી કાંઇ ઘરના થાંભલાએ તેના ઉપરના મેડા અને છાપરાં હલાવી ભૂમિ ઉપર પાડવાનાં નથી; દુધની વેચનારી માપથી માપીને અને દામ લઇને દુધ વેચવા નીકળી તેથી કાંઇ વગડામાં જળપાન માટે પરબ માંડી બેઠેલી ડોશીએ પણ માપીને કે દામ લઇને જળ તરસ્યા વટેમાર્ગુને પાવું એવું હોયજ નહી; હિંદોળો આમતેમ હાલતો રહ્યો અને તેમાજ તેનું મહત્વ સમાયુંછે, તેથી કાંઇ સુવાના ખાટલાએ

પણ ભૂમિ ઉપર પગ ગોઠવી સ્થિર નહી પડી રહેતા પગ ઉંચા નીચા કરી કુદયા કરતું એવું કાંઇ જોઇએજ નહી. જો રાજ્યમાતા આ પ્રમાણે આજે કામને વશ થશે તો કાલે ક્રોધ, મોહ, ઇર્ષ્યા, એ સર્વ ષડ્રિપુને પણ વશ થશે તો વાર નહી લાગશે. જે વૃક્ષે પાનખર રૂતુ આવતા એક પાદડું સુકવી ભૂમિ ઉપર નાખ્યું તે પોતાના લાખો પાદડાઓને સુકવી નાખી ભૂમિ ઉપર ત્યાગ કરતાં ઝાઝા દન નહી લેશે; જે કાગે માર્ગમા પડેલો માંસનો કકડો ઉપાડી લીધો તે વળી સમૃદ્ધ શેઠના ભાણામાંનો કંસારનો કોળિયો લાગ મળતાં ઉપાડી જતા વાર નહી લગાડશે; જે વાનરને વૃક્ષ વૃક્ષ કુદવાની કુમતિ સુઝી તે વળી છાપરાઓ ઉપર કુદી છાપરાંનાં નળિયા ભાંગી ચૂરો કરતા ક્યારે વિચાર કરવાનોછે! પણ, રાજ્યમાતા જે સકળ પ્રજાજનની માતા તે આ પ્રમાણે વિચાર વગરનું વર્તન કરે, મનોનિગ્રહ નહી કરે, તોતો પ્રજાજનની મહા દુઃખી સ્થિતિ થાય. અરે! પણ હું આવા વિચારો કરૂછું તે મારી મૂર્ખાઇ છે. જો કોઇ ગળે ફુલની માળા આરોપવા આવે તેને કહેવું કે તું તો મારૂં ગળું કાપેછે, એ મહા અધમ કથન છે; ખેતરને વૃષ્ટિએ જળથી સીંચતાં ખેડુત કહે તું તો મારાં આંગણે કાદવ કરેછે, એ તો મહા શોચનીય કૃતઘ્નતા છે; દર્પણ મુખાકૃતિનું પ્રતિબિંબ પાડે તો તેને કહેવું કે મારી સામે વૈરી લાવી ઉભો કરનાર તું મારો શત્રુ છે, એ મૂર્ખતા અને કુટિલતા છે. રાજ્યમાતા તો શુદ્ધ ભાવવાળાં, નિર્મળ નેહવાળા, ભોળા અને ગુણી છે, તેમને હું મતિહીન વખોડવા નીકળ્યો એ મારીજ ભ્રષ્ટતા છે. અને હું આવો ભ્રષ્ટ છું, કે એમના સ્નેહનો બદલો હું આ પેરે વાળુંછું કે એમને અધમ ગણુંછું તો હું ધારૂંછુ કે મારી નિર્લજતાનો વિચાર કરી જોતા મારે એમની સમીપમા જઇ ઉભા રહેવાને પણ અધિકાર નથી. જે બાવળિયો શૂળની પીડા દેનારો તે શું સુશોભિત કોમળ પુષ્પોના બાગમા જઇ ફુલશે ફાલશે! જે માટીની કોઠી અન્ન પૂરૂં જાળવી નહી જાણે અને પળમા ભાગી જાય અને અનાજ ભૂમિ ઉપર વેરી નાખી ખરાબ કરે, તે શું રાજાના રત્ન મણિઓ સાચવી જાળવી રાખવા રાજાની તીજોરી બની મહેલમા બિરાજશે! જે હલેસા મછવા માટે મહા મહેનતે પાણી કાપી શકે તે શું શૂરવીરના હાથમા જઇ તલવાર તરીકે કામ કરવા તૈયાર થશે! ખરે, રાજ્યમાતા કાંઇ કામને વશ થયાં નથી કે કામાંધ કે મતિભ્રષ્ટ થયા નથી, પણ હું અહંકારગ્રસ્ત થયોછું! અરેરે! વૈશાલ! તારામાં શું આટલો બધો અહંકાર કે રાજ્યમાતામાંજ તેં દોષ જોયો! ઉકરડાનો શું એટલો હદપાર આડંબર કે ગિરિને કહે કે હું તારાથી વિશાળ અને ઉંચો! કચરો વાળતી સાવરણીમા શું એટલો સુસવાટ કે મનહર રંગ અને ચિત્રોથી આંગણને દિપાવનાર સાથિયાને કહે કે તું તો કાણો કુબડો! હળદરનો પીળો ગાંઠિયો શું પોતાને એટલો બધો કીમતી ગણશે કે સુવર્ણને કહેશે કે તું મારા પીળા રંગ આગળ મારી શું બરોબરી કરવાનો! અહંકાર! અહંકાર! મને ભૂલાવામા નાખીને તે મને આટલો વખત વશ વર્તાવ્યો પણ હવે હું તને કેવો વશ વર્તાવુંછું તે તું જોઇશ. ઉંચાં વૃક્ષ! તારા ઉપર ચઢાવી તેં મને ભૂમિ ઉપર પછાડયો,

તો હું પણ ખરો કે પાવડો કોદાળી લઇ તારા મૂળથીજ તને ઉખાડી નાખું. શ્વાન પાછળથી આવી બચકું ભરી ગયું પણ હું પણ ખરો કે તને બચકો રોટલો નાખી તારાંજ હાડકાં પાંસળાં ભાગ્યું; સરિતાનાં પુર વૃષારૂતુમાં અણુ-ધાર્યા શહેરમાં ધસી આવી મારી પડાળી તોડી પાડી ગયાંછે પણ હું પણ ખરો કે મોટી નહેરો ખોદાવી તમારાં જળ ક્યાયે પાતાળમાં ઉતારી પાડું. હું અહંકારને વશ કરીશ. બસ આજેજ જંગલમાં ચાલી જાવું. ફળ-પાન વિનાના સ્થળે જઇ અહંકારને કહું કે તારામા પરિબળ હોય તો ફળ-પાનનાં વૃક્ષ ઉગાડ, કે અન્નનાં ખેતરો વિકસાવ, કે સમૃદ્ધ શહેરના હાટ ખોલ, જેથી તું ભુખ તૃષાથી પીડાઇ મૃત્યુવશ થઇ નહી રહે. તાપ તડકામાં પડી રહી અહંકારને કહીશ કે તારામાં સામર્થ્ય હોય તો સૂર્યને તાપ દેતો હાંકી કે હાકી કહાડ. અહંકાર ! તારૂં અહંકારપણું હું ઉતારીશ ત્યારેજ આ ઘર પાછો વળીશ. બસ ત્યારે હું મારા હાથે આ અહંકારનો અને આ અહંકારને ધારણ કરનાર મારી આ દેહનો અંત લાવું જેથી પછી હું હોવું પણ નહી અને રાજ્યમાતાને દોષ દેવું પણ નહી, અને રાજ્યમાતાને પણ મારા પ્રતિ સ્નેહ સંભવે નહી. આ રીતે મારૂં અને રાજ્યમાતાનું બેઉનું કલ્યાણ થશે. લાવ, ત્યારે કાંઇ ઘટિત સામગ્રીઓ આજે વનમા ચાલી નીકળવા માટેની કરૂં. (જાયછે).

**વિભાવસુ**—(શેઠ સુધન્વાની સાથે આવતા. સુધન્વાને). તો પાચ મણ લાડુ વૈશાલ માટે લાવ્યાછો તે ઠીકજ કર્યું. એ તો હું મારે રાખી લઇશ અને એમાં એકે અક્ષર તમારે વૈશાલને કહેવાનો કે સાંભળવાનો ના રહ્યો. તમે સમજ્યાને શેઠ ? માટે લાડુની લગીરે વાત વૈશાલને કરશોજ નહી. એને કયારે લાડવાની કીમત છે કે તમારા લાડુ વખાણશે ? એ તો હું મારે પાંચે મણ લાડુ ખાધા પછી પરીક્ષા કરીને જેવું હશે તેવું તમને કહીશ.

**સુધન્વા**—તો ભલે તમે લાડુ રાખી લ્યો. મારે તો વૈશાલ ભાઇ સાથે કેટલીક જરૂરી વાત કરવાનીછે તેથીજ એમને મળવું છે.

**વિભાવસુ**—તો બીજી વાત વૈશાલ સાથે તમારે કરવાની હોય તો કાલે આવો તો કેવું ? તમારી વાત કયા નાસી જવાનીછે ? આજ તો આ લાડુ મને આપ્યા અને મને પહોંચ્યા એટલીજ વાતથી તમારી વાતની સમાપ્તી કરો તો સારી વાત છે એમ હું તો ધારૂંછું.

**સુધન્વા**—ના. ના. અગત્યની વાત મારે વૈશાલભાઇ સાથે કરવાનીછે માટે મારે એમની સાથે વાત કર્યા વિના જવાય નહી.

**વિભાવસુ**—હોઈ હવે મોટી તમારી અગત્યની વાત ! મોટા રાજા પાદશાહોની કેવી અગ-ત્યની વાત હોયછે તો એ લોકો તો કાંઈ વર્ષો પર્યંત તે તરફ જોતા નથી, તો પછી તમારી કે મારી તો શું એવી મોટી વાત હોય કે આજને આજજ તે થવી જોઇએ ? હશે, મળવું હોય તો વૈશાલને મળો. હું લાડવા ખાલી કરવા અને બે ચાર ચાખી જોવા જાવુંછું તે વૈશાલને તમારી પાસે મોકલુંછું.

(જાયછે. જતા સ્વગત). પાંચ મણ લાડુ હું એકલો રોજ રોજ થોડા થોડા પૂરા કરીશ ત્યારે મારા જીવને શાંતિ વળશે. લાડવાથી બ્રાહ્મણોની તૃપ્તિ થાયછે અને એમને લાડવા ખવડાવવાનું મહા પુણ્ય કહેવાયછે, એ વાત સાચેસાચી છે જો લોકો સમજે તો. (જાયછે).

**સુધન્વા**—(સ્વગત). વૈશાલ કેવા જ્ઞાની પ્રતાપી અને ગુણી, અને આ એમના કાકા લાડવામાં અને લાડવામાંજ એક દિવસ મરે એવા! જગતની લીલા કાંઈ મહા ચિત્રવિચિત્ર છે! (વૈશાલ આવેછે. તેને). ભાઇ! તમે તે દિવસે મને કહ્યું કે તમને દિવ્યજ્ઞાન થયુંછે કે હું સોનાનો સટ્ટો આજકાલમાં રમીશ તો કરોડપતિ થઇશ, અને તેથી હું સટ્ટો રમ્યો અને તમારા કહેવા પ્રમાણે રૂપીયા એક કરોડ એ સટ્ટામાં મને બે દિવસમાં મળ્યાછે, તો ભાઇ, એ સઘળો પઇસો તમારોજ સમજજો અને તમને જોઇએ તેટલો પઇસો એ કરોડ રૂપીયામાંથી લઇ લ્યો

**વૈશાલ**—તમારાં ભાગ્યનો પઇસો તમને ઘટે, શોભે અને સ્થાપિત રહે, અને મારાં ભાગ્યમાં જે પઇસો નહી તે કદી મારી પાસે રહે નહી. માટે આપનાં ભાગ્યનો પઇસો આપ ભોગવો અને સુખી રહો.

**સુધન્વા**—પરંતુ તમને દિવ્યજ્ઞાન નહી થયું હોત, અને તમને થએલાં દિવ્યજ્ઞાન વિષે તમે મને ખબર નહી આપી હોત, તો હું આ સટ્ટો કદી કરતે નહી અને આટલું દ્રવ્ય કમાતે નહી, માટે આ દ્રવ્ય મને મલ્યુંછે તે તમારા પ્રતાપથી, અને એ દ્રવ્ય ઉપર તમારો સર્વ હક્ક છે.

**વૈશાલ**—સુધન્વા શેઠ! મારા હક્કનું અભિમાન આ પળે મને કરાવેલું નિરર્થક છે, કારણ, અભિમાનનું તો સમૂળગું ઉન્મૂલન કરવું એ મેં દ્રઢ નિશ્ચય કર્યોછે. જે માટીના ઘડાને સાગરમાં ડુબાડવા ધાર્યોછે તે ઘડાને વળી દોરીથી બાંધી જાળવી કેમ શકાશે? છાપરાં ઉપરનાં જે નળિયાં વૃષ્ટિનાં જળ ભૂમિ ઉપર ઢોળી પાડવા તૈયાર થયાંછે તે વળી પોતાના ઉપર સ્વચ્છ જળનાં પાણિયારાં શાનાં ગોઠવવા નીકળશે? જે લાય ઘરને બાળી નાખવા પ્રગટીછે તે વળી ઘરની અંદરના અંધારાંવાળા ઓરડાઓને દીપ્તિ સળગાવી પ્રકાશિત કરવા શા માટે નીકળશે?

**સુધન્વા**—ભાઇ! તમારૂં કહેવું હું કાંઇ સમજી શકતો નથી. તમારામાં અભિમાનનો અંશ પણ કયા છે કે વળી તમારે તે ઉન્મૂલન કરવાનો પ્રયત્ન કરવો પડે!

**વૈશાલ**—સુધન્વા શેઠ! પ્રભુજીએ આ વિશ્વ રચનામાં એક મહા દીર્ઘદ્રષ્ટિનું કાર્ય એ કર્યુંછે કે એક મનુષ્ય બીજા મનુષ્યના દોષો સહેજે જોઇ શકતો નથી. નહીતો જો મનુષ્યો એક બીજાના દોષો જાણી શકે તો સર્વ કોઈ એક બીજાને તેમના દોષોને લીધે ભૂત પિશાચ વૈતાળ ગણીને એક બીજાથી દૂર નાસે. માટે, મનુષ્યે જો પોતાનાં જીવનનું સાફલ્ય અને આત્માનું કલ્યાણ યોજવું હોય તો તેણે અહંકારને અવશ્ય જડમૂળથી ઉખેડી નાખવો જોઈએ. અને આપનાથી કાંઇ છાનું નહી રાખવા હું આ પળે આપને કહુંછું કે મારા

અહંકારનો શિરચ્છેદ કરવા હું આજથી વનવગડે જઈ રહેવાનો છું. આ વાત આપ ગુપ્ત રાખશો કારણ માત્ર આપની જાણ માટેજ મેં આપને તે વિદિત કરીછે.

**સુધન્વા**—આ સઘળું સાંભળીને મારાં આશ્ચર્યનો પાર રહેતો નથી. પણ વળી મારો જીવ મને સમજ પાડેછે કે તમે જ્ઞાની અને સત્યવાદી પુરૂષ છો તો પ્રભુ ભક્તિ, યોગ, એવા ઉચ્ચ વ્રતો આચરવાનાજ અને સંસારનાં કુતુહળોમાં નહીરહેવાના. પણ, ભાઈ, હું તો કહુંછું કે થોડા ઘણા અહંકાર સહિત પણ સંસારમા રહેવું એ યોગ્યજ છે, કારણ જો મનુષ્ય પોતાની જાત માટેના અભિમાન અહંકાર વિનાનો થઇ જાયે તો તે એક પથ્થરનાં પૂતળાં સમાન સકળ ક્રિયારહિત અને શૂન્ય હૃદયનો થઇ રહેવો જોઇએ એમ હું ધારૂંછું. કહો, જો ગૃહસ્થ પોતાના અહંકાર ભાવથી કામને પ્રદિપ્ત નહી થવા દે તો તેનાં મૃત્યુ પછી તેનું અને તેના પૂર્વજોનું શ્રાધ કરવા પુત્ર સંતતિ તે કેમ ઉત્પન્ન કરી શકશે ? જો મનુષ્ય અહંકાર ભાવથી ક્રોધ ધારણ નહી કરશે તો નોકર ચાકરો કે આજુબાજુનાં લોકો તેની આજ્ઞા માન્ય કેમ કરશે ? જો મનુષ્ય અભિમાન વૃત્તિથી દ્રવ્યની આકાંક્ષા નહી રાખશે તો પછી મનુષ્ય ભૂખેજ મરશેને ? અને હું તો ધારૂંછું કે અહંકાર એ અમુક પ્રમાણમાં મનુષ્ય માટે આવશ્યક છે. આપણાં શરીરમાં માંસ રૂધિર કફ પિત્ત વગેરે મલિન વસ્તુના સુખદાયો છે તો આપણે કહીએ કે આપણને આપણાં શરીરમાં તે જોઇએજ નહી, તો એ સર્વ મલિનતા વિના આપણું શરીર આત્માને કેમ ધારણ કરી શકશે ? ઘરનો બાંધનાર કહે કે મારે મારાં ઘરના પાયામાં ઇંટ માટી ચુનો એવી કાંઇ વસ્તુઓ જોઇએજ નહી, તો એનું ઘર સંગીન પાયા ઉપર કયારે ઉભું થવા પામશે ? માળી કહે કે મારા બાગમાં લીંબડા વિગેરે ઉંચાં ઉગતાં પ્રચંડ દેહનાં વૃક્ષો જોઇએ ના, તો સૂર્યના તાપથી રક્ષા કરનારાં એ વૃક્ષો વિના એ માળીના બાગના કોમળ નાના છોડવા ઉગશેજ કેમ ?

**વૈશાલ**—સુધન્ધવા શેઠ ! માત્ર દ્રવ્યના અહંકારથી આ બોલો આપ બોલોછો. દ્રવ્ય નહી હશે ત્યારે એ અભિમાન નહી રહેશે.

**સુધન્વા**—ભાઇ ? દ્રવ્યનો લેશ અભિમાન મને નથી. માત્ર મારાં મનને જે સયુક્તિક લાગ્યું તે હું ઉચરૂંછું.

**વૈશાલ**—યોગવસિષ્ઠમાં કહેલું કચોપાખ્યાન હું તમને કહી સંભળાવું જેથી તમે જે પોતાને અહંકાર રહિત ગણોછો તે પછીથી પોતાને અહંકારના ભરેલા ગણી શકો, અને એ અહંભાવ રહિત પોતાને કરવા તમે પ્રયત્નશીલ થાવો. તેત્રીસ કરોડ દેવતાઓના ગુરૂ બૃહસ્પતિને કચ નામનો પુત્ર હતો. એ પુત્રે વિદ્યાજ્ઞાનમાં કુશળતા નાની વયમાંજ પ્રાપ્ત કરી હતી અને 'તત્ત્વમસિ' ઈત્યાદિ મહા વાકયોનાં પદપદાર્થને જાણતો હતો. જ્યારે તે મોટી વયનો થયો ત્યારે સંસાર પ્રતિ તેનું મન વ્યાકુળ રહેવા લાગ્યું અને સંસારનાં કર્મોમાં તેને વધુ અને વધુ બંધનો તો જન્મ મરણના અગણિત

ફેરા પ્રાપ્ત કરાવેછે એવી અસારતા માલમ પડી, તેથી સંસાર એવા મિથ્યા કર્મોમાં એળે નહી જાય તે માટેનો ઉપાય પિતા પાસે યાચ્યો. ત્યારે પિતાએ કહ્યું: " સર્વનો ત્યાગ કરવો, અને તે ત્યાગ પછી તે માટે મનમાં કદી કાંઇ શોક ઉદ્દભવવા નહી દેવો, એ સંસાર તરવાનું મૂખ્ય સાધન છે. " આવાં વચનો શ્રવણ થતા કચ પુત્ર સર્વ ત્યાગ માટે નિર્જન વનમાં ચાલી ગયો અને ત્યાં આઠ વર્ષો ત્યાગયુક્ત ગાળ્યા. પણ એના વ્યાકુળ મનને પૂર્ણ શાંતિ થઇ નહી, ત્યારે પિતા પાસે પાછો આવીને તેણે તેમને તે સબંધમાં પ્રશ્ન કર્યો. પિતાએ પાછો ઉત્તર એટલોજ વાળ્યો કે સર્વનો ત્યાગ કર. આવો ઉત્તર સાંભળીને કચ જે કાંઇ અલ્પ ચીજો જેવી કે વલ્કલ વસ્ત્ર, કમંડળ, દર્ભાસન, મૃગચર્મ, વિગેરે સાથે રાખતો હતો તે પણ તજી દઇ નિર્મળ આકાશ રૂપે રહેવા લાગ્યો. આ પ્રમાણે પોતાને મોહ પમાડનારી, પરિતાપ પમાડનારી, બંધન કરનારી, કાંઇ પણ વસ્તુ સાથે તેને સબંધ નહી હોવા છતા તેનાં મનને પૂર્ણ વિશ્રાંતિ પ્રાપ્ત થઈ નહી, તેથી પાછો પિતા પાસે આવિને પોતાની ખિન્નતા નિવેદન કરી, ત્યારે બૃહસ્પતિ પિતાએ સમજ પાડી કે સર્વ ત્યાગ કરવાનો જે ઉપદેશ મેં કર્યો તેમા મુખ્ય ઉદ્દેશ ચિત્તના ત્યાગનો હતો. આ પ્રમાણે જાણીને કચ પાછો વનમાં ચિત્તનો ત્યાગ કરવા ઉદ્યુકત થયો. પરંતુ એ પ્રયાસમાં તેને જણાયું કે દેહ વિગેરે પદાર્થો ચિત્ત નથી, એટલે દેહનો ત્યાગ કરવાથી કાંઇ ચિત્તનો લય થશે નહી, તેથી પિતા પાસે એક વાર ફરીથી જઇને પિતા પાસે ચિત્તનાં સ્વરૂપ સબંધિ પ્રશ્ન કર્યો, જેથી ચિત્તનું સ્વરૂપ જાણ્યા પછી તેના ત્યાગનો માર્ગ યોજી શકાય. પિતાએ તે સબંધમા તેને સમજ પાડતાં કહ્યું: " સાક્ષી આત્માઓ અહંકારને ચિત્ત કહેછે. એ અહંકારજ અંતરમાં અહંભાવ કરેછે. જ્યા સુધી અહંકારનો ત્યાગ થતો નથી ત્યા સુધી આત્માનું દર્શન અશકય છે, માટે આત્મા અને અહંકાર એ બે જુદા છે એવું જ્ઞાન થતાં અહંકારનો ત્યાગ સુગમ છે. આ અહંકારની ઉત્પત્તિ આપણા આત્મામા અજ્ઞાનતા પરત્વે છે, માટે આત્મા વિશે જ્ઞાન થતાં આ અહંકારના અસ્તિત્વનો અંત આવેછે. જેમ મેરૂ સ્થળમા મૃગજળ નથી તેમ આત્મામાં અહંકાર નથી, કારણ આત્મા તો આદિ અંત રહિત, ચિદ્રૂપ, અને આકાશ કરતાં પણ નિર્મળ છે. જેમ જળમા સુકી ધુળનો ઢગલો અસંભવિત છે, અને અગ્નિમાં જેમ જળ અસંભવિત છે, તેમ આત્મામા અહંકાર અસંભવિત છે. માટે અહંકાર પરત્વે જન્મ પામતી 'આ દેહાદિક હું છું' એવી બુદ્ધિ તું તજ, અને તે સાથે અહંકારનો ત્યાગ થઇ જશે અને અહંકાર નષ્ટ થઇ જશે." માટે. સુધન્વા શેઠ, તમે ભલે કહો કે તમારામાં અહંકાર નથી, પણ જ્યાં સુધી લક્ષ્મીનું આધિપત્ય, દેહનો અહંભાવ, વિગેરે વિભ્રમો, મનુષ્યને ઘેરેછે ત્યાં સુધી મનુષ્ય અહંકારનું નચાવેલું પૂતળું છે, અને આપ અહંકાર રહિત છો એ આપનું ધારવુંજ અહંકારની સાક્ષી આપેછે. માટે, મારી આપને નમ્રતાપૂર્વક વિનંતિ છે કે વૈતાલ રૂપી અહંકારનો નિગ્રહ અવશ્ય અને સાવધાનપણે કરતા રહેશો, નહીતો

એ મહા દુઃખી સ્થિતિમા કોઇ પણ પળે લઈ જઈ નાખશે નાખશે. કોમળ છોડ ઉપરથી તેનું પુષ્પ તોડતાં કદાચ કાંઇ જુજ સમય થાય, આંખ વીંચવામાં પણ કાંઇ અત્યંત અલ્પ સમય જાય, પાણીના પરપોટાને ફુટતાં પણ કાઇક જુજ કાળ જાય, પરંતુ મહા માઠી દશામા મનુષ્યને લાવી નાખવામા અહંકારને લગીરે સમય થતો નથી. માટે, સુધન્વા શેઠ, હું અમુક વ્યક્તિ છું, મને આટલો પૈસો છે, એવો સકળ અહંભાવ તજી દેજો. હવે આપણે વાત કરીશું તો એ તો લંબાયા કરશે અને એનો અંત નહી આવે. માટે હવે આપણી વાત હવે બંધ કરીએ, અને હું મારાં ઘરથી નીકળી વનમાં જાવુંછું અને આપ આપના મુકામે સીધારો.

**સુધન્વા**—જેમ આપની ઇચ્છા, પણ હુ સત્ય કહુંછું કે આપની સલાહ અને સમજણ વિના મારૂં તો સત્યાનાશ વળશે. ( બેઉ જાયછે ).



## અંક ૨. પ્રવેશ ૧૫.

**વૈરાજ**—(સ્વગત). કશિનિના કહવા પ્રમાણે ભગવાનને બહુ આરાધુછુ, સદાચરણમાં અત્યંત દૃઢ બુદ્ધિવાળો થાઉંછું, તોપણ તેણીના કહેવા પ્રમાણે પ્રભુજી કાઇ મારા ઉપર પૂર્ણ પ્રસન્ન થઇને મને દ્રવ્ય દાન કરતા જણાતા નથી ! તે દિવસે બહેન સુરસુંદરી પાસે બે લાખ રૂપીયા પ્રભુએ મોકલી આપ્યા ત્યાર પછી એમના તરફથી મને કાઇ મળ્યું નથી !

**નોકર**—(આવતા). પ્રધાનજીએ કાંઈ થોડા દિવસ ઉપર આવેલા મુનિમને પાછા આપની પાસે મોકલ્યાછે.

**વૈરાજ**—એમને અંદર મોકલ. (નોકર જાયછે). (સ્વગત). સુરસુંદરી બહેન પિતાને મળવા ગયાછે તો એમની ગેરહાજરીનો લાભ લઇને પ્રધાનજીએ શું કાંઇ સુરસુદરી બહેને ખાનગી મોકલેલા રૂપીયાની એમને જાણ થતાં, એ રૂપીયા પાછા મંગાવી લેવા મુનિમને મોકલ્યાછે કે શું ! (મુનિમ આવેછે. તેને). આવો મુનિમજી. શું સમાચાર લાવ્યાછો ?

**મુનિમ**—બાપુ ! સમાચાર તો એ છે કે સુરસુંદરી રાજ્યમાતા પિતાશ્રીને મળવા પિપ્પલાદ ૠષિના આશ્રમે જતાં હતાં ત્યાં માર્ગમાથી પ્રધાનજી ઉપર હુકમ મોકલ્યો કે બે લાખ રૂપીયા આપના ઉપર મોકલી આપવા, તેથી આ બે લાખ રૂપીયા પ્રધાનજીએ મોકલી આપ્યાછે. (રૂપીયા આપેછે).

**વૈરાજ**—(હર્ષથી ઘેલો બની જઇ). રાજ્યમાતાએ બીજા બે લાખ રૂપીયા મોકલી આપ્યાછે ! ઠીક કર્યું. ઠીક કર્યું; મને રૂપીયાની એવી જરૂર હતી કે મારો જીવ જાણતો હતો. (સ્વગત). સુરસુંદરી બહેન ! તું બહેન નહી પણ માતા છે, વિધાતા છે, અધિષ્ટાત્રિ દેવી છે ! વધુ યોગ્ય રીતે તને વર્ણવવા મારામા બુદ્ધિબળ કે વાક્ચાતુરી નથી ! (મુનિમને). પ્રધાનજીને કહેજો કે હું એમનો બહુ આભારી છું અને બહેન પાછા

આવશે ત્યારે એમને મળી જરૂર એમનો આભાર માનીશ. (મુનિમ જાયછે). ( સ્વગત ). હું કેવો અધિરો, કેવો વિચાર વગરનો, કેવો મતિહીન, કેવો સ્વાર્થી, કે પ્રભુજીએ સુરસુંદરી બ્હેન દ્વારા બે લાખ રૂપીયા મોકલાવતાં થોડા દિવસ કર્યા, તો હું પ્રભુજી પ્રતિ અકળાઇ ગયો! અરેરે! આટલું તો હવે મને સ્પષ્ટ સમજાયુંછે કે અધિરાપણું, અવિચારીપણું, એ મહા અધમ દુર્ગુણો છે, અને જે મનુષ્યે જગતમા સુખી થવાની આશા રાખવી હોય તો આ બે પ્રચંડ દુર્ગુણો તેણે પ્રથમ જડમૂળથી ઉખેડી નાખવા જોઇએ. સરોવર તીરે શીતળ છાય અને વિમળ લહેરીના ભોગી થવા જવું હોય તો સંગાથે બળતા કાષ્ટના અંગારા લઇ જવાનો સંકલ્પ મનમા સ્ફુરવોજ નહી જોઇએ; વીણામાં મનહર નાદ વિકસાવી મનને તેમા લુબ્ધ કરવુંજ હોય, તો નગારાંના નિષ્ઠુર નાદ પ્રતિ કાન બંધ કરવા આવશ્યક છે; જે સુદરીએ વસ્ત્રાલંકારો અને રત્નોથી દેદિપ્યમાન થવું છે, તેણે અવશ્ય પોતાનાં વદનને સ્નાનથી સ્વચ્છ રાખવાનુંજ છે. અરે! પણ, મારી અધિરાઈ, મારી મૂઢતા ટળવાની કયારે, અને મારૂં સદ્‌ભાગ્ય ખુલવાનું કયારે! ભિક્ષુકને વળી ઘરનાં ખેતરો વાવેતર માટે હોય શાનાં અને એના ઘર કોઠારો અન્નથી ભરાશે કયારે! ચંદ્રમાની કાળા ડાઘની વ્યાધિ જવાની કયારે અને સૂર્ય સમાન તેજોમય બની અકલંકિત પ્રભા તે પ્રગટાવવાનો કયારે! કાગની કાળી પાંખો જવાની કયારે અને મોરનાં પીંછાં ધારણ કરી તે મનહર નૃત્ય કરી શકવાનો કયારે! અરેરે! મારી દુર્બુદ્ધિમાંથી હું કદી આ ભવમાં મુકત થવાનો નથી, અને પ્રભુજીનો અને આ કેશિનિનો મારા ઉપર અણહદ પાડ છે કે આટલી થોડી ઘણી પણ સદ્‌બુદ્ધિ મને પ્રાપ્ત થઇછે, અને દુર્બુદ્ધિની દુર્બળતા હું કોઇ કોઈ પળે જોઇ શકુંછું અને સમજી શકુંછું. કેશિનિ! કેશિનિ! તમે તો કોઇ મહા પુણ્યશાળી આત્મા છો! તમારા પ્રભાવથી દુર્જન પળમા સજ્જન બની જાય! અધમતામાંથી મુકત થઇ સજ્જનતા પ્રાપ્ત થતો હું થાઉંછું એ મારા માટે અસાધ્ય કાર્ય આ કેશિનિના પ્રતાપથી સહજ સાધ્ય થતું જાયછે! મોટો બાર હાથ ઉંચો રાક્ષસ ઘરના મેડા ઉપર પોતાના પગની ફલંગથી નહી ચઢી શકે, તે મેડા ઉપર નાનું બે વરસનું બાળ નિસરણીનાં પગથિયાં ઉપર પગ મુકતાં મુકતાં પળમા ચઢી જઇ શકેછે; શરીરને ઉગ્ર પરિશ્રમ થકી જે અસહ્ય કષ્ટ પ્રાપ્ત થયું તે પકવાનના પુષ્ટિકારક અને સ્વાદિષ્ટ આહારથી નહી ટળ્યું પણ વિશેષ થયું, અને શાંત નિદ્રાના પ્રભાવથી તે નષ્ટ થયું, તો શાંત નિદ્રાદેવીનો મહિમા કેવો પ્રબળ! વાદળાંના અંધકારગ્રસ્ત વિશાળ પ્રદેશને લાખો દિવા પ્રકાશિત ન કરી શકે તેને વિજળીનો ચમકારો પળમાં પ્રકાશિત કરી ચાલ્યો જાય, તો વિજળીના વેગનો મહિમા કેવો અપરંપાર! માટે, કેશિનિના મહિમાનાં ગુણગાન તો કેમ થાય, કેટલાં થાય! વૃક્ષની વિપુલતા કાંઇ એના પાંદડાની સંખ્યાની ગણના થકી થશે! સુંદરીના પરવાળાં સમાન દંતની દિવ્યતા શું તેની ચાવણુ શક્તિને ચર્ચાવવાથી થશે! વાયુના વિહારનો વિસ્તાર શું કાઈ શેરીમાં તેનું ગમનાગમન ગણી જોતાં

થશે! અરે, પણ, ત્યારે હવે, એમના પ્રભાવ થકી, અને એમના માટેજ, આ બે લાખ રૂપીયા મને આવી મળ્યાછે, તે ત્યારે એમનાં ઘર જઇને આપી આવું, શું કરૂં! એ તો કેટલા દિવસથી આવ્યાં નથી તો કોણ જાણે કયારે આવે અને એમના માટેના રૂપીયા મારાથી તો ઘડી ભર પણ મારી પાસે નહી રખાય! પણ, એ આટલા દિવસથી આવ્યા નથી તો કદાચને મારી અધમતા કોઇનાં મુખથી એમણે સાંભળી હોય, અથવા પોતાની વિચાર શક્તિથી પ્રમાણી હોય, અને આ વખતના આ રૂપિયા નહી લે તો! (વિચાર કરેછે). નહી લે તો મારે આગ્રહ કરીને એ રૂપીયા આપવા. અને કહેવું કે પ્રથમના જેવો અધમ હું હવે નથી, માટે મારા હાથે એ રૂપીયા લેવામા તમને કાંઈ વાંધો નથી. પણ એ પ્રમાણે આગ્રહ કરવા છતાં પણ આ રૂપીયા એ નહી લે તો! (વિચાર કરેછે). તો વળી, મારે મારૂં આચરણ ઝટ અતિ ઘણું સુધારવું જેથી મારા પ્રતિ તેમને જે કાંઇ સંદેહ હોય તે ટળે. દિવસ અને રાતના ચોવીસે કલાક મારાં પાપનો પશ્ચાતાપ કરૂં અને ભગવાનને વિનવું કે મને કાંઇ ચમત્કારિક કે દૈવિ શક્તિ અર્પે અને હું નિર્મળ અને ઉજ્વળ એવો બની જવું કે કેશિનીનાં હૃદયમાં મારા શુદ્ધ આચરણની છાપ આપોઆપ પડે. મારે એમજ કરવું પડશે, અને મારે પોતે સદ્ગુણી સદાચારી મારી જાત માટે થવા નહી, પણ માત્ર કેશિનિની પ્રસન્નતા પ્રાપ્ત કરવા. દીપ્તિ પ્રગટેછે તે આસપાસનાં સ્થળને પ્રકાશથી ભરવા અને કાંઇ પોતે તેજોમય થવા નહીં; સરોવરે શીતળ શાતિ ધરીછે તે શ્રમિત વદનને વિશ્રાંતિ આપવા અને નહી કે પોતે કાઇ પ્રવૃત્તિ રહિત પડી રહેવા; ગગનને અદ્ધર ઝુલાઇ રહેવું છે તે ચંદ્ર તારલા સૂર્યને પોતા માંહે સ્થાન આપવા, અને નહી કે પોતે શૂન્ય બની જઇ ઘોર થઇ પડી રહેવા.

**કેશિનિ**—(આવતા). રાજકુમાર! ખુશીમાં છોને?

**વૈરાજ**—(ચમકીને). ખુશીમા. હા, હા, નહી. નહી. હા. હા.

**કેશિનિ**—કેમ આ બધું સામટુ ભેળસેળ બોલવા ધાર્યુંજે! આવી રીતે ગોળા ગબડાવવા તમે માંડયાછે તો એમા મને કાઇ સમજ નહી પડે.

**વૈરાજ**—એ તો કોણ જાણે કેમ હા, ના, હા, એ બધું એક સાથે બોલાઇ ગયું! પણ હવે હું સ્પષ્ટ એકજ સત્ય બોલુંછું કે તમારા આવવાથી મને અત્યંત શાંતિ વળીછે અને આનંદ થયોછે.

**કેશિનિ**—હાય, બાપ. તમે પણ જબરા છો, કારણકે સ્પષ્ટ બોલોછો ત્યારે એવું સ્પષ્ટ બોલોછો કે જાણે હું ગભરાઇ ઘેલી થઈ જાવુંછું! માટે તમે તો અસ્પષ્ટ ગોળા ગબડાવો તેજ મારા માટે સારૂં છે! વાયુ આંગણથી અડાળીએ, અને અડાળીથી છાપરે, અને છાપરેથી આકાશ, એમ અહીંથી તહીં ઉડતોજ સારો, નહીતો મનુષ્યનાં અંગ ઉપર બધો વખત વાય તોતો તેમને માંદાં કરી નાખે; ચક્ષુ તો ઘડીકમાં વીંચાય અને ઘડીકમાં ખુલે તેજ ભલી, નહીતો બધો

વખત ખુલ્લી રહે અને તીકી તીકીને અને ડોળા કાઢીને જોયા કરે તો સામા-વાળું માણસ ગભરાઇ જાય, મુર્છિત થઇ જાય; પતંગ તો ગગનમાં ગોત ખાતો અને ઉંચે ઉડતોજ ભલો, નહી, તો જો ઉંચોજ ઉડયો જાય તો ગગનમાં કયાયે અલોપ થઈ જાય, અને બીચારાં બાળને હાથમાં ખાલી દોરી ઝાલીને ઉભું રહેવા વખત આવે. પણ, રાજકુમાર, તમે ગોળા ગબડાવશો તેથી હું પણ ગોળા ગબડાવીશ એમ તમે સમજશો નહી. દીપિકાની જ્વાળા ડામાડોળ, વાયુ લહેરીમાં થયા કરશે, પણ તેથી દીપિકા કાંઇ સહેજે ગબડી જઈ ભૂમિ ઉપર પડવાની નથી; સાવરણી ભૂમિ ઉપર સપાટા લગા-ડતી હીંડી જશે, પણ તેથી તેની સાથે કાઈ ભૂમિ પણ હીડવા માંડવાની નથી; હલેસું પાણીમાં ડુબકી મારશે અને પાછું પળમાં નીકળશે, પણ તેની સંગાથની નાવ કાંઈ એ પ્રમાણે ડુબકી મારે તે તેને ફાવેજ નહી. રાજકુમાર! તમે તો ગોળાજ ગબડાવો. એ તમારા ગોળા મને બહુ પ્રિય લાગેછે. અને ત્યારે તમે મને કહો કે તમારી પાસે કાંઇ બીજા રૂપીયા તે દિવસ પછીથી આવ્યાછે કે, અને આવ્યા હોય તો મને આપોછો કે કેમ?

**વૈરાજ**—(તેણીને બે લાખ રૂપિયા આપતા), આ રૂપીયા મને હમણા હાલજ મળ્યા, અને તમે આજે ના આવ્યાં હોત તો હું તમને એ રૂપીયા તમારા ઘર આવીને હું આપી જવાનો હતો.

**કેશિનિ**—(રૂપીયા લેતાં). ત્યારે તો હવેથી તમે મારા ઘર આવીનેજ મને રૂપીયા આપી જશો તો બહુ સારૂં, કારણકે અહી આટલે દૂર સુધી આટલા જુજ રૂપીયા માટે આવવું પડેછે, તે મહા કઠિન મને લાગે છે. તમેજ કહોને કે ગ્રહિણીનાં શિર ઉપર પણ ચઢીને જળ ભરી લાવવાનું કષ્ટ તો ઘડાને ખરૂંજ ને? અને વળી ગૃહિણીનાં માથાં ઉપરથી ગબડી જાય તો રસ્તામાજ ભાંગીને તે બીચારાનો અંત આવેને? દરદીને વૈદનાં ઘર ઓસડ માટે પણ જવું અપ્રિય તો ખરૂંજને, કારણ વૈદને ઓસડના પઈસાએ આપવા, કડવું ઓસડ પણ પીવું, બધી ચરીએ પાળવી, એ બધા સંતાપ વેઠવાનો તો ખરોજને? સાકરને દુધ સાથે મિશ્રિત થઇ જવામા પણ સંતાપ તો ખરોજને, કારણ દુધમાં માખી પડી અને દુધ ઢોળી નાખવામા આવે ત્યારે તે સાકરને માટી ભેગી થવાજ વિના કારણનો વખત આવેને? પણ, આજે આવીછું તો આજે તો આ બે લાખ રૂપીયા મારી સંગાથે લેતી જાવુંછું, અને તમારે હવે મારા ઘર આવવાની જરૂર નથી. પણ, રાજકુમાર, આજ દિવસ સુધીના ગણતાં તમારા તરફથી ચાર લાખ રૂપીયા મળ્યા તે લખી રાખજો, પછી કાંઈ વખારે ગળે પડશો તો મારી પાસે કાંઇ છે નહી કે હું કહાડી આપીશ.

**વૈરાજ**—મારે કયાં રાતી પાઈ પાછી લેવીછે કે મારે એ રૂપીયા લખી રાખવા પડે!

**કેશિનિ**—અરે! મારી પાસે તમે એ રૂપીયા લહેણું ચોપડે કહાડો પણ શાના, અને લહેણું કહાડો તોપણ હું આપું શાની! પણ આ તો તમારા જાણવા માટે માત્ર કહુંછું, જેથી તમે કોઇ દિવસ મને એવું નહી કહો કે મારૂં સર્વસ્વ

મેં તને આપ્યુંછે. અશ્વ તેના ઉપર બેઠેલા મનુષ્યનો ભાર ખેંચે ત્યારે રખે તે બાપડી પૃથ્વીને બદલામ કરતો કે હું તારો ભાર ખેંચુંછું; પક્ષી વૃક્ષ ઉપર મનહર ઉચ્ચાર કરેછે તો રખે તે વૃક્ષને કહેતું કે તને ફળપ્રાનથી ભરૂંછું તે હું; નગારચી નગારાંનો ઘોંઘાટ કરેછે તો ગામના બધાં પ્રવૃત્ત લોકોને રખે કહેતો કે તમે બધાં ઉંઘ્યાછો અને હું જાગ્રત છું અને તમને જગાડુંછું. રાજકુમાર! પણ ત્યારે તમારૂં સર્વસ્વ તમે મને કયારે આપશો?

**વૈરાજ**—પ્રભુજી અપાવશે ત્યારેજ તો.

**કેશિનિ**—ત્યારે એટલું બધું સમજોછો તો ઝટ રાતદિવસ પ્રભુજી પાસ બધું સામટું માગોને, અને દિવસમા કાંઇ થોડી વાર પ્રભુની પાસ હાથ જોડીને તેમની સેવામાં ઉભા રહેતા હોવો તોતો પછી ચોવીસે કલાક પ્રભુજીની યાચના સેવા કરો ને? કોઇ પણ વાતમાં લગીર ધ્યાન આપતાં કાંઇ કોઇનો દહાડો વળ્યોછે કે વળી આ ભગવાન સાથનાં મહાભારત કામમાં એક લગીર પરિશ્રમથી દહાડો વળે!

ગાયન ૩૪.

તણખલા ત્રણથી ચડશે શું રાંધણુ?
ઘર એક ભિક્ષાથી, પેટ ભરશે શું માંગણુ?
લોટા જળથી થાશે શું નિર્મળ નાવણુ?
પ્રહર કાળ વીતશે શું પલકતાં પાંપણુ?
પાઇના વ્યાપારમાં થાશે શું લાખોની થાપણ?
ઢુંકું દાટે, દીપી રહેશે શું આંગણ?
અશ્રુજળથી ઉભરાતાં, વરસશે શું શ્રાવણુ?
ખાલી ફૂલ ઝાબ લઇ બેઠે થશે શું માલણુ?

**વૈરાજ**—તમારૂં કહેવું બરાબર છે. હું આજથી પ્રભુજી પાસે રાતદિવસ સર્વસ્વ માગીશ.

**કેશિનિ**—ઠીક છે ત્યારે. હું જોવુંછું કે પ્રભુજી પાસ રાતદિવસ તમે તમારૂં શિર કેટલું નમાવી રહોછો.

**વૈરાજ**—અરે, ભગવાન! ત્યારે તમને હજી મારામાં પૂર્ણ ભરોસોજ નથી!

**કેશિનિ**—ત્યારે શું તમારૂં કહેવું એવું છે કે તમે ચાર લાખ રૂપીયા મને આપ્યાછે તેથી હું તમારા ઉપર સંપૂર્ણ ભરોસો મુકી દેવું, અને બસ સમજી લેવું, ધારી લેવું, માની લેવું, કબુલ કરી લેવું, કે તમે મહા મહા સારા સારા માણસ છો? તમે પણ જબરા છો, હોં! અરે, રાજકુમાર, પૂર્ણ ભરોસો તો સર્વસ્વ આપો, અને કાંઇ મને આપવાનું બાકી રહેજ નહી ત્યારે મને પડે, અને આ ચાર લાખ રૂપીયા સાટે તો ચાર લાખ રૂપીયા જેટલોજ ભરોસો મને પડે. વૃક્ષે વગડામાં વટેમાર્ગુને છાંયડો આપ્યો એટલે પછી શું વૃક્ષ તેને કહેશે કે તારાં ધન માલ બચ્ચાં છોકરાં શહેરની હવેલીએથી લાવી મારી આગળ બેસાડ અને રાખ? કાગ આવીને આંગણુ ઉતર્યો તેથી શું તે આંગણમાં વિહાર કરતી અબળાને કહેશે કે મને તારામાં પ્રીત છે માટે કળા કરનાર મોરને તું દાણો પ્રીતથી નાખે તેમ મને દાણો પાણી નાખી સંતુષ્ટ કર? જંગલના જોગીએ

જડીબુટ્ટિથી કોઇ રોગીનો મંદવાડ મટાડ્યો તેથી શું જોગી કહેશે કે તને જન્મ આપનારો તારો પિતાજ હુ ?

**વૈરાજ**—તમારૂં કહેવું ખરૂં છે કે મારામા તમને પૂરો ભરોસો પડે ત્યાર પહેલાં હજુ મારે ઘણું કરવાનું છે. અને તમને મારામા પૂર્ણ ભરોસો પડવો જોઇતો હતો એ મેં જે કહ્યું તે મારી ભૂલજ થઇછે.

**કેશિનિ**—બળી તમારી ભૂલો. તમે તો પ્રથમ સદા ભૂલોજ કરોછો અને પાછળથીજ સમજોછો ! પણ તમે એમ કેમ નથી કહેતા કે હવે પ્રથમથીજ હું એકે ભૂલ નહી કરૂં ? ભલા જાણે આ ભૂલો ભેગી ભમવાનું તમને કેમ ભાવેછે અને એ કટેવ તમને ક્યાથી અને ક્યારની પડીછે ! બળી ભૂલો તો કોઇ કાળે કરોજ નહી તો કેવું ? જુવો, આ ભૂલોમા અને ભૂલોમા ભવ જાય અને ભવની ભવાઇ થઈ રહે તે શુ સારૂં ? માટે આ પળથીજ વ્રત લ્યો કે હવેથી એકે ભૂલ હું કરીશજ નહી. સાગરને મર્યાદા બહાર ઉછળવાની ભૂલ કરતો કદી તમે જોયો છે ? રવીને તેના વખતસર હાજર રહેવામાં અને અદશ્ય થવામા ભૂલ કરતો તમે સાભળ્યોછે ? સરિતાને વળી ખારાશ જળમા ધારણ કરવાની ભૂલ કરતી કદી કોઇએ કહીછે ? અને, વળી, ભૂલ તો શું મોટી મહત્વની વાત છે કે તમારે એમા આટલી હદે મમતા લગાડવી ? ભૂલમા બંધના હોય નહી તો ભૂલ થાય નહી. પણ તમારે તો ભૂલમા ભલાઇ લેવીછે પછી ઇલાજ શો ? નગારાંને નક્કુર થવું નથી અને સદા માટે પોલું રહેવું છે તો પછી તેમાં ધન માલ ક્યાથી ભરાશે ? કાધિયાને દેવાદારનું સર્વસ્વ લુટવું છે તો પછી પોતાની પાઇ પરમાર્થમાં તો તે કેમ ખરચવાનો છે ? દાતરડાંને ઉગેલાં ધાન્ય કાપી કહાડવા છે તો ધાન્ય ઉગાડવા હળરૂપ તે વળી ક્યારે થવાનોછે ? કેમ, રાજકુમાર, ત્યારે તમારે ભૂલોના ભોગી થઇ રહેવું છે કે ભૂલના જોગી થઇ ભૂલને ત્યાગ કરવી છે ?

**વૈરાજ**—અલબત મારે ભૂલોના પડખે નથી ઉભું રહેવું. પણ મારાથી ભૂલો થાયછે તેનું મારે કરવું કેમ ?

**કેશિનિ**—ઓહો ! જગતમાં શું ચીજનો ઉપાય નથી કે ભૂલો માટે ઉપાય ઓસડ નહી હોય ! ભૂલો માટે તો ઉપાય એટલોજ કે વ્રત લઇ લેવું કે હું ભૂલ કરીશજ નહી. ઘરના સામાન ઉપરની ધૂળ લુગડાના એક ઝપાટે ખંખેરી નખાય, ઘંઉમાનો કાંકરો જોતાં વાર વિણી બહાર ફેંકી દેવાય, પાપડને વળી ચપટીમાં ભાંગી ભુકો કરી શકાય, તેમ ભૂલ નહી કરવાનું વ્રત લેતાં ભૂલના ભાર નથી કે પછી બાથ ભીડી શકે.

( દુષ્ટ મિત્રો વૈરાજને લુટવા અંદર ઘુસી આવેછે ).

**૧ મિત્ર**—( બાજુ. બધાને ). બે લાખ રૂપીયા એની બહેને મોકલ્યાછે તો આપણે એને ગળે પડીને કે મારીને થોડા ઘણા રૂપીયા લેવા ખરા. (વૈરાજનો હાથ ઝાલતાં). મેં તને પાંચસો રૂપીયા તે દિવસ આપ્યા હતા તે લાવ.

**૨ મિત્ર**—મેં તને સો રૂપીયા વીસીમાં આપ્યા હતા તે લાવ. અમે સાંભળ્યું કે થોડા

દિવસ ઉપર તારી બ્હેને બે લાખ રૂપીયા તને આપ્યા છે!

**૩ મિત્ર**—તને લાખો રૂપીયા મળેછે તોએ અમારા રૂપીયા તને આપવા નથી મળતા કેમ ?

**૪ મિત્ર**—અમારા રૂપીયા વ્યાજ સાથે બધાને ગણી આપ નહીતો અમે આ પળે તારો જીવ લેવાને અને અમારો જીવ આપવાને નહીં પાછા હઠીએ.

**વૈરાજ**—તમે કોઈએ કોઇ દિવસ મને રાતી બદામ નથી આપી તે છતાં મારી પાસે તમારા રૂપીયા લહેણા કહાડતા આવ્યાછો તો મારા અચંબાનો પાર નથી રહેતો!

**૧ મિત્ર**—તારે અમારા લહેણા કબુલ ના કરવા હોય તો ના કર, પણ અમને ચારે જણને અમારા લહેણા રૂપીયા આપી દે.

**વૈરાજ**—હું ખરૂં કહુંછું કે મારી પોતાની પાસે હમણા રૂપીયા નથી, અને જો મારી પાસે રૂપીયા હોત તો જોકે મેં તમારી પાસેથી રૂપીયા લીધા નથી તોપણ હું ખુશીથી તમને રૂપીયા આપતે. પાસે પઇસા હોય તો મિત્રોને વળી નહી આપુ એવો હુ માણસ નથી.

**૧ મિત્ર**—ત્યારે બે લાખ રૂપીયા તારી બહેને મોકલ્યા તે તારી પાસે નથી એમ તારૂં કહેવું છે ?

**૨ મિત્ર**—એ મારૂં કહેવું ખરૂં છે.

**૩ મિત્ર**—(બધા દુષ્ટોને). મારો, મારો, એનું સત્ય હશે તો એને વાગશે નહીં.

**કેશિનિ**—( દુષ્ટો વૈરાજને મારવા જાયછે તેમની વચ્ચે પડીને તેને બચાવી લેતાં. તેમને ). તમને રૂપીયા જોઇએછે તો મને કહોને. મારી પાસે રૂપીયાની સવડ છે તો હું આપુ, કારણકે એમની પાસે હતા એટલા બધા રૂપીયા એમણે મને આપી દીધાછે.

**૧ મિત્ર**—( બાજુ. મિત્રોને ). કેમ એની પાસેથી એ કહેછે તેમ રૂપીયા લઇશું ત્યારે ?

**૨ મિત્ર**—હા. વળી. એની પાસેથી તો એની. આપણને તો રૂપીયા સાથેજ કામ છે ને!

**૩ મિત્ર**—રાજીખુશીથી આ આપવા નીકળીછે તો જે આપે તે લઈને છાનામાના આપણે ચાલવા માંડોને.

**૧ મિત્ર**—( કેશિનિને ). લાવો, ત્યારે તમે રૂપીયા આપતા હોવો તો તમે આપો.

**કેશિનિ**—તો, બોલો, કેટલા જોઈએછે ?

**૧ મિત્ર**—( બાજુ. મિત્રોને ). આપણને કેટલા જોઇએછે ? કેમ આપણે આને કેટલા રૂપીયા કહેવા છે ?

**૨ મિત્ર**—હા. આપણે બધા વિચાર કરીને અને એકમત થઇને આંકડો નક્કી કરો અને આની આગળ મુકી દો.

**૩ મિત્ર**—હા. સાચી વાત. આમ બાજુએ આવો. આપણે ખાનગીમાં આંકડો નક્કી કરીએ. ( બધા બાજુ જઇ ખાનગીમાં આંકડો નક્કી કરેછે ).

**૧ મિત્ર**—( બાજુ. બીજાઓને ). પાચસો રૂપીયાનો આંકડો કહીએ ?

**૨ મિત્ર**—અરે, ભલા માણસ, પ્રથમ તો હજાર બે હજારનો આકડો કહેવો પછી ઉતરતાં ઉતરતાં એ જેટલા હા પાડે તેટલા ખરા.

**૪ મિત્ર**—હા, વધારે માગવામાં આપણું જાયછે શું ? અને કોણ આપણને માગ્યા પ્રમાણે ગણી આપવાનું છે !

**૩ મિત્ર**—બસ, ત્યારે બે હજાર માગો. બરાબર આંકડો છે.

**૧ મિત્ર**—( કેશિનિને ). આ અમે અમારા લહેણા રૂપીયાનો હિસાબ ગણી જોયો તો રૂપીયા બે હજાર બધા મળીને થાયછે.

**કેશિનિ**—બસ, બધા મળીને બે હજાર થાયછે ! હું તો ધારતી હતી કે બહુ મોટો આકડો હશે !

**૧ મિત્ર**—( બાજુ. બધાને ). આપણે ભૂલ કરી પાચ હજાર ના માગ્યા.

**૩ મિત્ર**—(બાજુ. બધાને). અરે, પણ આપણે ફરી જાવો, અને કહોને કે અમે દરેક બબે હજાર માગીએ છીએ.

**૧ મિત્ર**—બસ બસ. આ પ્રમાણે ફરી જાવો; કહીશું કે અમારી બોલીમાં અમારો બંધ ના રહ્યો તેથી કાંઇ અમારા રૂપીયા જાય.

**૩ મિત્ર**—( કેશિનિને). અમે બે હજાર રૂપીયા કહ્યા તે અમારા દરેક જણના બે હજાર.

**કેશિનિ**—અરે, ભાઇ, બબે હજારમાં તો તમારાં બચ્ચાં છોકરા સદા કાળ શું ખાવાના કે સુખી થવાનાં ! હું તમારાં સારાં માટે કહુંછું કે તમે બરાબર હિસાબ ગણો.

**૧ મિત્ર**—(બાજુ. બધાને). આ બાઇ તો ભગવાનનું માણસ છે !

**૨ મિત્ર**—ત્યારે આપણે બબે હજારના વીસ વીસ હજાર કરી નાખીએ ?

**૩ મિત્ર**—અરે ! હું કહું તેમ કરો. આપણે એનેજ સોંપી દો કે તારે આપવા હોય તેટલા આપ.

**૧ મિત્ર**—બસ, બસ. આ પહેલા નંબરનો વિચાર.

**૪ મિત્ર**—એમ વિચાર રાખો ત્યારે.

**૧ મિત્ર**—(કેશિનિને). તમને યોગ્ય લાગે તે પ્રમાણે આપવાનું રાખો. આ અમે તો તમને છેવટનું કહી દીધું અને તમારા ઉપરજ વાત નાખીછે.

**કેશિનિ**—હું એટલુંજ ઇચ્છતી હતી કે તમને કેટલા રૂપીયા આપવા એ વાત તમે મારા ઉપર શ્રદ્ધાથી મુકી દો જેથી તમારૂં ભલું થાય તેટલું હું કરી શકું. હવે જુવો, તમે રાજ્યકુમાર ઉપર હાથ ઉંચક્યો તેથી ખરી રીતે જોતાં તો મારે તમને બધાને મહારાજાધિરાજનાં માણસો પાસે પકડાવી ઘટિત શિક્ષા કરાવવી જોઇએ. પણ મારે કે રાજકુમારે એવું કાંઇ કરવું નથી, અને તમને દુઃખી નહી કરતા સુખી કરવા છે. પણ, તમેજ કહોને કે તમે રાજકુમાર ઉપર હલ્લો કર્યો તે વખતે મેં વચમાં પડી તમને પાછા ના વાર્યા હોત અને રાજકુમારને તમારા હાથે કાંઈ વાગ્યું હોત તો એ કાંઇ સારૂં તો નહીજને ?

**૧ મિત્ર**—(બીજાઓને. બાજુ). આપણી ભૂલ તો થઈ ખરી. આપણે એકદમ હાથ તો નહી ઉપાડવો જોઇતો હતો.

**૨ મિત્ર**—(બધાને). આપણે જાણ્યું જે કરવું એ કરવું, તેમાં મુહૂર્ત શું જોવું.

**મિત્ર ૩**—(બીજાઓને. બાજુ). પણ, ત્યારે આપણે કહીએ કે અમારી ભૂલ માટે હવે અમને બહુ પસ્તાવો થાયછે?

**મિત્ર ૪**—(બીજાઓને. બાજુ). હા. હા. એ ઠીક કહ્યું. અને આપણને બધાને. આપણી ભૂલનો પસ્તાવો પણ થાયછે ને! (કેશિનિને). તમે કહોછો તે ખરૂં છે અને તમે કહો તો રાજકુમારની માફી માગીએ.

**કેશિનિ**—તમે પસ્તાવો કરી જીવ બાળશો નહી. તમે ખુશી આનંદમા રહો. ભાગ્યમા લખ્યું થઈ ગયું તેમા તમે પણ શુ કરો! દરિયો નાવ માંહેના લોકોને ડુબાડે તેમાં નાવનો વાંક શું અને નાવે પસ્તાવો પણ શા માટે કરવો પડે? કાગ આવીને વૃક્ષ ઉપર કકળાટ કરી ગયો તેમાં બાગે વૃક્ષનો વાંક શું કાઢવો અને વૃક્ષે વળી બળાપો શાને કરવો? રવીનો અસ્ત સમય થયો અને અદૃષ્ય થયો તેમાં મનુષ્યે પૃથ્વીનો વાક શું કહાડવો કે તેં પોતાને અંધકારમય શામાટે થવા દીધી!

**૧ મિત્ર**—(કેશિનિને). ખરૂં છે. (બીજાઓને). હવે આપણે રૂપીયા માગોને રૂપીયા.

**૨ મિત્ર**—(બીજાઓને. બાજુ). બરાબર કીધું, બરાબર. (કેશિનિને). આ બધા મારા ભાઇઓ કહેછે કે આપ રૂપિયા આપવાનું કહેતાં હતાં તે હવે આપવાનું બની શકશે?

**કેશિનિ**—(ક્રોધે ભરાવાનો ડોળ કરીને). જાવ, જાવ, તમે આ પેરે મારી વાત કાપી નાખોછો તો મારા માટે અને આ રાજકુમાર માટે તમને લગીરે લાગણીજ નથી એમ મને માલમ પડેછે. મેં તમને બધાને જોઇ લીધા. જાવો, તમને ઉતાવળ છે તો તમે બધા તમારાં ઘર નિરાંતે જઇને બેસો, અને અમે અમારા ઘર છો એકલાં રહ્યાં. મારાથી તમને કાંઈ પણ આપવાનું નહી બને. મને હવે ખાતરી થાયછે કે આજે તમને કાઇ થોડા પઈસા પણ આપ્યા હોય તો કાલે સવારે પાછા તમે આ રાજકુમાર ઉપર અને મારા ઉપર હલ્લો કરતા આવો, અને રૂપીયા આપીએ ત્યારેજ જાવો, તે કાંઈ એવા તમારા દુષ્ટ ધંધાને અને આચરણને ઉત્તેજન અમારે આપવું નથી કે અમે તમને રૂપીયા કહાડી આપીએ.

**૧ મિત્ર**—(૨ મિત્રને). તને અક્ષર બોલતાં આવડે નહી, અને આગળ પડીને મોટો બોલવા ગયો ત્યારે આ બધું આપણું ધૂળ વળ્યુંને?

**મિત્ર ૨**—(૧ મિત્રને). અમને બોલતા નથી આવડતું તો હવે તું ત્યારે મોટો ડહાપણ-વાળો છે તો ડહાપણ ખરચી નાખ અને બોલ.

**મિત્ર ૩**—(બધાને. બાજુ). અરે હવે રાતી બદામે મળવાની નથી અને છાનામાના અહીંથી હીંડતા થાંઓ. કોઈ કોઇને રાતી બદામ આજના વખતમા આપે

નહી તો આ વળી કયાં માની જણી સગી બહેન હતી કે આપણને હજારો રૂપીયા ગણી આપવાની હતી ?

**મિત્ર ૪**—હા કહો, ના કહો, આપણને કાંઇ ફસાવવાની બાજી ઘડાઇછે માટે જીવતા ઘર જવું હોય તો હીડવા માંડો.

**મિત્ર ૨**—હા, હા. એમ કરો, એમ. (બધા જવા માંડછે.)

**કેશિનિ**—(તેમને જતા રોકીને). અરે ! તમે ચાલ્યા કયા જાવોછો ? હવે ફરીથી જો આ બારણે ચઢયા તો હાથીના પગ તળે પીલાઈ મરવા વખત આવ્યો એમ જાણજો. (દુષ્ટો નાસી જાયછે.)

**વૈરાજ**—(કેશિનિને). તમે બહુ સારી યુક્તિ વાપરી !

**કેશિનિ**—રાજકુમાર, તમે કદી મારી વાતને યુક્તિ શબ્દ લાગુ પાડશો નહી અને યુક્તિનો તમે પોતે પણ કદી આશ્રય લેશો નહી. યુકિત એ તો દુષ્ટ માણસોનું હથિયાર છે, અને દુષ્ટ કામમાં એ હથિયાર વપરાયછે. મેં યુક્તિ નથી વાપરી. મારા ભગવાને મારી પાસે જે બોલાવ્યુ તેજ માત્ર બોલી ગઇછું. માટે, આ માનુષિ અવતારમાં સાર એટલોજ લેવાનો છે કે પ્રત્યેક પળે આપણે પોતાને આપણા પ્રભુજીને સોપી દેવા, જેથી પછી પ્રભુજીને જેમ રૂચશે તેમ આપણી પાસે ન્યાયી અને સત્ય અને ડહાપણ ભરેલાં વચનો ઉચરાવશે. પ્રભુજીને આપણી વાણી, કૃત્ય, સર્વ કાંઈ સોપી દેવાં, તો તે આપણી વાણી કૃત્ય વિચાર સવ શુભ અને ઉત્તમજ થશે.

**વૈરાજ**—પ્રભુ ઇચ્છાધિન રહેવું એ પરમ સૂત્ર આ દુષ્ટાની સાથના આ સંબંધ પરત્વે હું શીખવા પામ્યોછું.

**કેશિનિ**--ખોટી વાતમાથી પણ સારી વાત સંભવેછે એ વિષે ત્યારે તો એક વાત તમને કહું. વસિષ્ઠમુનિ શ્રી રામચંદ્રજીને આત્મબોધ કરતા કહેછે કે એક ફેરી ફરી વ્યાપાર કરતો એક માણસ હતો. તે મહા કૃપણ હતો જેથી એક રાતી બદામ તે તેના મન લાખો ફદીયાનાં મૂલ્યની હતી. એક દિવસે તે કોઇ જંગલમાં થઇને જતો હતો ત્યારે ઝાડીમાં એની એક બદામ પડી ગઇ. એ બદામ જતી કરવી એ એની કૃપણ વૃત્તિ માટે એક અશકય કાર્ય હતું તેથી તે બદામને ઘાંસ કાંટાની ઝાડીમાં તે શોધવા લાગ્યો, અને લોકો તો તેનો ઉપહાસ કરતા હતાં કે આ કેવો મૂર્ખ હશે કે માત્ર એક બદામ માટે આટલા દિવસથી આટલો ઉગ્ર પરિશ્રમ લેછે. હવે એ બદામ શોધતાં બદામ તો એને નહી જડી, પણ હરી ઇચ્છાથી એવું બન્યું કે એ ઘાસની ઝાડીમાંથી એને ચિંતામણી જડયો, અને ચિંતામણી હાથ આવતાં તેનાં સુખ વૈભવનો પાર રહ્યો નહી અને તે મહા સુખી થયો. આ પ્રમાણે એક બદામની વાતમાંથી તે સકળ સંપત્તિનો ભોગી થયો. માટે, રાજકુમાર, સાધારણ વાતમાંથી પણ ઘણો મૂલ્યવાન સાર પરિણમેછે એ આપણે લક્ષમાં રાખવાનું છે.

**વૈરાજ**—આહા! મારા ચક્ષુઓ ખુલતાં જાયછે! મારા હૃદયકમળનો વિકાસ થતો જાયછે! મારાં મનોરાજ્યનો પ્રદેશ વિસ્તિર્ણ અને સરળ થાયછે! અને તમે શાસ્ત્રનાં દ્રષ્ટાંતથી આ વાત જે કહી તેથી તો મારાં હૃદય ઉપર અનંત કાળની અસર થઇછે એમ કહું તો ચાલે.

**કેશિનિ**—રાજકુમાર! તમને હવે શાસ્ત્રવચનોથીજ દરેક વાત મારે કરવી પડશે. અને હું કારણ સમજાવું. વસિષ્ઠમુનિ શ્રીરામચંદ્રજીને સદ્બોધ કરતા એક સમયે કહેવા લાગ્યાઃ "પ્રશ્નકર્ત્તાના બે કોટિમા વિભાગ પડેછે; એક કોટિમાં જ્ઞાની પ્રશ્નકર્ત્તા અને બીજી કોટિમા અજ્ઞાની પ્રશ્નકર્ત્તા. આટલો વખત તમે પરમ પદથી અજ્ઞાન હતા તેથી તમને સાધારણ માણસોને કહેવા જેવા ઉત્તરો તમારા પ્રશ્નના જવાબમા હું કહેતી હતી, પરંતુ હવે તમને તત્વજ્ઞાન પ્રાપ્ત થયુંછે અને બ્રહ્મ પદમાં તમે સ્થિત થતા જાવોછો માટે હવે તમને વિકલ્પ વાળા અને સાધારણ ઉત્તરો તમારા પ્રશ્નો માટે આપવા યોગ્ય નથી." માટે, રાજકુમાર, મારે પણ તમારી આગળ શાસ્ત્રોકત વાણીજ દરપળે કથન કરવી પડશે; કારણકે તમારા વિચારો, તમારી વાણી, તમારા કૃત્યો, હવે મહા ઉચ્ચ પ્રકારના અને જ્ઞાન તથા સદ્ગુણયુકત થયાછે. પણ હવે હું જાવુંછું કેમકે મને ઘર જવાને બહુ મોડું થઇ ગયુ. હું પાછી તમારાં ઘર આવીશ, પણ હું તો એટલુંજ જાણું કે પ્રભુજી મને લાવશે ત્યારે આવી શકીશ. અને મારો તો જીવ કહેછે કે આજ ઘડી તમને વરી તમારાં ઘર રહું, પણ મારો જીવ કહેછે કે કદાચને તમે મને પરણીને સુખી નહીં થાવો તો પછી હું તમને દુઃખ રૂપ થઇ પડું, અને એવા વિચારમા હુ હાલને હાલ તમારી સાથે લગ્ન કરી તમારા ઘર રહેતા અચકાવુંછું.

**વૈરાજ**—પણ, તમે મને વરવા કહોછો તો મારો જીવ કહેછે કે મારી પાસે દ્રવ્ય નથી એવો હું દ્રવ્યહીન છું તો મારે પોતેજ તમને કહેવું જોઇએ કે તમારી સાથના લગ્ન માટે હું લાયક નથી.

**કેશિનિ**—એવા વિચારો લઇ દોડવાની અને એવા વિચારો મને કહી સંભળાવવાની કાંઈ આવશ્યકતા નથી. સંસારમા કાઇક તરૂણીઓ નિર્ધન પણ ગુણીજન એવા પતિને આનંદે વરીછે અને સુખમા રહીછે. જુવો, એક દ્રષ્ટાંત હું તમને કહી સંભળાવું. પૂર્વે કોસલ દેશનો ધ્રુવસંધિ નામનો મહા પ્રતાપી, ધર્માત્મા, પ્રતિજ્ઞા પાળનાર, સૂર્યવંશી રાજા હતો. તેને મનહર કાંતિવાળી મનોરમા નામની મોટી રાણી અને લીલાવતી નામની નાની રાણી હતી. મનોરમાએ ઉત્તમ રાજ્યલક્ષણ વાળા સુદર્શન નામના પુત્રને જન્મ આપ્યો હતો, અને લીલાવતીએ શત્રુજીત્ નામના પુત્રને જન્મ આપ્યો હતો. એ બે પુત્રોમાં સુદર્શન મોટો હતો અને શત્રુજીત્ નાનો હતો. શત્રુજીત્નું બોલવું ઘણું મધુર હતું અને તેથી તેના બાપને તેમજ પ્રજાજનને સુદર્શન કરતાં વધારે વહાલો હતો. હવે એક દિવસે એ ધ્રુવસંધિ રાજા મૃગ્યા રમવા

દૂર જંગલમાં ગયો ત્યાં એક સિંહ તેને નખાવડે ચીરીને મારી નાખ્યો. ધ્રુવસંધિનું આ રીતે મરણ થતા રાજ્યગાદી બે પુત્રોમાંથી કોણને આપવી તે સબંધમા મોટો પ્રશ્ન ઉત્પન્ન થયો. મંત્રિ વર્ગનો અભિપ્રાય એવો હતો કે સુદર્શન બાળક છતા પણ ધાર્મીક વૃત્તિઓ ધરાવેછે માટે રાજ્યાસન એને મળવું જોઇએ. પણ લીલાવતીનો બાપ યુધાજીતનો ઉજ્જનનો રાજા હતો તેણે પોતાની દીકરીના દીકરા શત્રુજીતને રાજ્ય ગાદી ઉપર બેસાડવા પ્રયત્ન કરવા માડ્યો. અને મનોરમાનો પિતા વીરસેન જે કલિંગ દેશનો રાજા હતો તે પણ પોતાની દીકરીના દીકરા સુદર્શનને રાજ્ય અપાવવા પ્રયત્નશીલ થયો. પરિણામે યુધાજીત અને વીરસેન વચ્ચે ભારે વિપાદ ઉત્પન્ન થયો. છેવટે દ્રવ્યના લોભ વશ થયેલા એ બે રાજાઓ વચ્ચે દારૂણ યુદ્ધ થયું. યમલોકના માર્ગની વૈતરણી નદી જે રૂધિરનું વહન કરેછે તે પ્રમાણે રૂધિરની નદી બેઉ બાજુના સૈન્યનાં અસંખ્ય માણસો ઘાયલ થવાથી ચાલી રહી. આ સંગ્રામમાં વીરસેન રાજા છેવટે પડયો અને યુધાજીતનો જય થયો. વીરસેનનું સૈન્ય ચારે દિશામા નાસી ગયુ. પોતાના પિતાને મરણ પામેલા સાભળીને મનોરમા ભયભીત બની, કારણકે તેના મનમા એવી શ્રદ્ધા જડ ઘાલી બેઠી કે યુધાજીતનો જય થયોછે તો હવે એ જરૂર સુદર્શનને મારી નખાવશે. શું કરવું, કયાં જવું, કોણનો આશ્રય લેવો, તેની કાંઈ સમજણ તેણીને પડી નહી. તૃષ્ણાથી ઘેરાયલો મનુષ્ય અભક્ષ્યનું ભક્ષણ કરે, અગમ્યા સ્રીમાં ગમન કરે, ધર્મનો ત્યાગ કરે, એ સર્વ દુષ્ટતા, મૂઢતા, તેણીએ સંસારમાં જોઈ હતી, માટે આ દુષ્ટ યુધાજીતના હાથમાથી કોટિ ઉપાયે છુટવા તેણીએ નિશ્ચય કર્યો. અને વિદલ્લ નામના એક નિમકહલાલ અને વિશ્વાસુ મંત્રીની સલાહ લેતા તેણે સલાહ આપી કે આપણે અહી રહેવું યોગ્ય નથી, માટે કાશીનાં વનમાં નાસી જઇએ, કારણકે સુબાહુ નામનો કાશીનો રાજા મારો મામો છે તે તમારાં બાળની અને તમારી રક્ષા કરશે. વિદલ્લની આ સલાહ પ્રમાણે તેણીએ તત્કાળ નાસી જવાનો નિશ્ચય કર્યો. લીલાવતીને તેણીએ કહ્યું કે હું તમારા પિતાને મળવા જાવુંછુ, અને એ નિમિત્તે મહેલમાથી નીકળીને તેણીએ પુત્ર અને મંત્રી સહિત કાશી તરફ નાસવા માંડ્યું. માર્ગમાં ગંગાજીના કાંઠે ભીલ્લ લોકોએ તેણીને લુટી અને તેઓએ તેણીનો રથ પણ ભાંગી નાખ્યો તેથી તેણી મછવામાં બેસીને ગંગાજીના પેલેપાર ચિત્રકુટ પર્વતમાં ગઈ. ત્યાં ભારદ્વાજ નામના મુનિનો આશ્રમ હતો અને આશ્રય માટે તેણીએ તેમને વિનંતિ કરી અને પોતાની દુઃખી સ્થિતિનું વર્ણન કહી સંભળાવ્યું. ભારદ્વાજ મુનિને તેણી ઉપર દયા આવી અને તેણીનાં ખેદિત મનનું સાંત્વન કરવા તેણીને પોતાના આશ્રમમાં રાખી અને કહ્યું કે તારો આ પુત્ર રાજ્યપદારોહણ કરશે માટે તું પ્રસન્ન ચિત્ત થઇ રહે. મનોરમાને શંકા હતી કે યુધાજીત તેણીના પુત્ર સુદર્શનને મારી નખાવશે તે તેણીની શંકા ખરી પડી. વીરસેનને યુદ્ધમાં મારી નાખીને જ્યારે યુધાજીત પાછો વળ્યો ત્યારે તેણે પોતાની દીકરીના દીકરા શત્રુજીતને તેના બાપની રાજ્યગાદી ઉપર બેસાડયો અને પોતાના

એ દૌહિત્રને ભવિષ્યમા સુદર્શન શત્રુરૂપે નહી નડે તે માટે સુદર્શનને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને તે પ્રયત્નમા તે ઉધુક્ત થયો. અને જ્યારે તેણે જાણ્યું કે સુદર્શનને તો એની મા મનોરમા લઇને ચિત્રકુટમાં નાસી ગઈછે ત્યારે તે બાળકનો સંહાર કરવા સૈન્ય લઇને તે ચિત્રકુટ ગયો. આ કાળરૂપી યુધાજીતને આવતો સાંભળી મનોરમા અત્યંત ત્રાસ પામી અને સહાયતા માટે ભારદ્વાજને અત્યંત રૂદનના સ્વરથી વિનવ્યા. ભારદ્વાજ મુનિએ યુધાજીતને બહુ બહુ પેરે સમજાવ્યો: " મનોરમા અને એનું બાળ એ બેઉ મારા આશ્રમમાં રહેશે અને તું તારા મહેલે પાછો જા. સુદર્શન બાળે તારે કાંઈ બગાડયું નથી તો તું એના ઉપર વૃથા વૈર ના રાખ. એક રાજા તરીકે તને તો સર્વ લોક ઉપર દયાભાવ ઘટેછે તો આ ક્રુરતાથી પ્રેરાઇ બાળહત્યાનાં દુષ્કૃત્યમાં તું રાગી થા નહી. જગતમાં સુખદુઃખ દૈવાધીન છે. માટે તારા દૌહિત્રનાં ભાગ્યમાં રાજ્યપાટ લખ્યુ હશે તે આ સુદર્શન કદી લઈ શકવાનો નથી. માટે સુદર્શન ઉપર ઇર્ષા રાખવામાં તને કાંઈ સાર નથી. જે થવાનું હોયછે તે અદ્‌ભૂત રીતે થાયછેજ, અને તે વખતે દૈવયોગથી વજ્ર તે ખડ સમાન થઇ જાયછે અને એજ દૈવયોગથી ખડ તે વળી વજ્ર સમાન થઈ જાયછે. તેજ પ્રમાણે દૈવયોગે કરીને કોઇક સમયે સસલુ સિંહનો પ્રાણ લેછે અને મચ્છર હાથીનો પ્રાણ લેછે. માટે જગતમાં જે કાંઇ થયું જાયછે તે દૈવેચ્છાનુસારજ થાયછે, તો પછી આ સુદર્શન બાળનો પ્રાણ લેવો એ મૂર્ખાઇ છે, એક સહાસ છે, જેનું પરિણામ અવસ્ય મહા અનિષ્ટ તારા માટે થઈ પડશે." ભારદ્વાજ મુનિનાં આ વચનો સાંભળીને યુધાજીત ત્યાંથી પાછો ચાલ્યો ગયો. અને હવે મનોરમા અને તેનું બાળ સુદર્શન બેઉ સુખમા રહેતા. હવે અનાયાસે સુદર્શનને જગદંબા માતાનો મંત્ર પ્રાપ્ત થયો અને ભાવીના યોગથી એને એ મંત્રનો જપ કરવામાં પ્રીતિ થઇ. જ્યારે તે અગીઆર વર્ષની વયે પહોંચ્યો ત્યારે ભારદ્વાજ મુનિએ તેને જનોઈ પહેરાવી, તેમજ વેદો, અંગો, ધનુર્વેદ, નીતિશાસ્ત્રો, એ સર્વનો અભ્યાસ કરાવ્યો, અને જે મંત્રનો જપ તે કરતો હતો તેનાં પ્રાબલ્યથી સર્વ વિદ્યાઓ તેને ત્વરિત પ્રાપ્ત થઈ ગઇ. વળી મંત્રના જપ થકી એને કોઇ કોઇ સમયે જગદંબા માતાના પ્રત્યક્ષ રૂપનું પણ દર્શન થતું, અને તે વૈષ્ણવી શક્તિનું દર્શન પામતાં તેનું મુખ પ્રસન્ન થતું. અને એક પ્રસંગે જગદંબા માતાએ તેને ધનુષ્ય, બાણો, કવચ વિગેરે આયુધો પણ આપ્યાં. જેના ઉપર જગદંબા માતા પ્રસન્ન તેનાં રૂપ, ગુણ, શૌર્યનું શું પુછવું ! અને સુદર્શનની મહા સ્વરૂપવાન મુખાકૃતિની, એની વિધ્વતાની, એના શૌર્યની વિખ્યાતિ કાશીના રાજાની પુત્રી શશિકળાના કાને આવતા તેણી તેના ઉપર મોહિત થઈ અને મનથી તેણીએ પ્રતિજ્ઞાપૂર્વક પોતાનો સ્વામી તેને માન્ય કર્યો. અને જગદંબા માતાએ પણ તેણીને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું: " સુદર્શન મારો ભક્ત છે અને એને તુ અવશ્ય વરજે. એ તારૂં સકળ પ્રિય કરશે." વળી એક બ્રાહ્મણ તેણી પાસે અનાયાસે આવી ચઢયો તેની પાસેથી પણ સુદર્શનનાં રૂપ સૌંદર્ય માટે અદ્‌ભૂત સ્તુતિ તેણીએ સાંભળી,

અને સુદર્શન ઉપરની પ્રીતમા તેણી દ્દઢ થઇ. સુદર્શન ઉપરના પ્રેમથી તે હવે પ્રેમઘેલી બનવા માઠી અને સાહેલીઓ આગળ પ્રેમનીજ વાતોનું ઉચ્ચારણ કરી રહેતી. સુદર્શન પતિ પ્રાપ્ત થયો નહી હતો તેથી તે મહા વિહ્વળ બની હતી. તેણીના આ વિરહ ઉધ્વેગમા ચંદનનો સ્પર્શ તેણીને ઝેર સમાન લાગતો, રત્નજડિત હાર તેણીને સર્પ જેવો ત્રાસજનક લાગતો, ચંદ્રનાં શીતળ કિરણો તેણીને અગ્નિ જેવા લાગતા. એ સ્વામીને જઈ મળવા તેણી તૈયાર થતી પણ લોકલજ્જાના ડરથી પાછી પડતી. હવે જ્યારે તેણીનો પિતા સ્વયંવર રચીને તેણીનો વિવાહ કરવા નીકળ્યો ત્યારે તેણીએ બહુ બહુ પ્રકારે માતપિતાને સમજાવ્યા કે સુદર્શનને હું મનથી વરી ચૂકીછું માટે બીજા કોઈ ચક્રવર્તી મહારાજાને પણ હવે હું નહી વરૂં. પણ તેણીનો પિતા આ સુદર્શનને કોઇ રીતે તેણી માટે યોગ્ય પતિ નહી ધારતો હતો, કારણકે સુદર્શન વગડામા એક ઝૂંપડીમા પડી રહેનાર એક નિર્ધન અને કંગાળ યુવાન તેના મન હતો. અને તેણીની ઇચ્છા વિરૂદ્ધ તેણીના બાપે સ્વયંવર રચ્યો અને દેશોદેશના રાજાઓને આમંત્રણ મોકલીને બોલાવ્યા. આ પ્રમાણે સ્વયંવર મંડપ રચાયો, મોટા પ્રતાપી રાજાઓ આવ્યા; પણ શશિકળા તેના પિતા આગળ આગ્રહ લઇ બેઠી અને કહેવા લાગી: "હું તો મારાં મનથી સુદર્શનને વરી ચૂકીછું, માટે આ સ્વયંવર 'ઇચ્છિાસ્વયંવર' હોય અને એમા મારે મારી ઇચ્છામા આવે તે વરને વરવાનું હોય તોપણ મારે એ સ્વયંવરમા નથી જવું, કારણકે એક સ્વામીને મનમા વર્યા પછી સ્વયંવરમા અન્ય જન તરફ દ્રષ્ટિ કરવી તે મહા પાતક છે. તેમજ આ 'પણ સ્વયંવર' હોય અને એમાં અમુક શરતને પુરી કરે તેને મારે વરવાનું હોય તોપણ મારે એ 'પણ સ્વયંવર'માં નથી જવું. કારણ કે મારે મારી કોઇ શરત કોઇ પાસે પૂરી કરાવવાની નથી, તેમજ આ સ્વયંવર 'શૌર્યશુકલ સ્વયંવર' હોય અને એમા સર્વથી બળવાન રાજા બીજા રાજાઓને જીતીને મારૂં હરણ કરી જવાનો હોય તોપણ મારે એ સ્વયંવરમા નથી જવું, કારણકે મારે શૌર્ય થકી પ્રતાપી એવા કોઈ રાજાને વરવું નથી. હું મનમા સુદર્શનને વરીછું તો મારો પ્રાણ જતાં પણ સ્વયંવરમા પગ નહી મુકું." તેણીના આવા દ્રઢાગ્રહથી તેણીનો પિતા સુબાહુ અને તેણીની માતા વૈદર્ભી બેઉ અત્યંત લાચાર થઇ ગયા. ત્યારે સુબાહુ સ્વયંવરમાં આવેલા મોટા નાના રાજાઓને કહેવા ગયો કે શશિકળા સ્વયંવરમા આજે આવવા ના પાડેછે માટે કાલે તમે સ્વયંવરમાં પધારશો. હવે સુદર્શન પણ આ સ્વયંવરમા આવ્યો હતો, અને શશિકળા તેનેજ વરવા આગ્રહ લઇ બેઠી હતી, તેથી રાત્રિએ છાનામાના સુબાહુએ સુદર્શન સાથે તેણીનું લગ્ન કરી નાખ્યું. સ્વયંવરમા આવેલા રાજાઓને જ્યારે આ વાતની જાણ સવારમાં થઇ ત્યારે તેઓ અપમાનથી મહા મુઝાવા લાગ્યા અને સુબાહુ ઉપર વૈર લેવા તત્પર થયા. પરંતુ તેઓમાંના કેટલાકે વિચાર કર્યો કે શશિકળા પોતે સ્વેચ્છાનુસાર સુદર્શનને વરીછે તો એમાં પિતાનો દોષ નથી, અને આવો વિચાર સર્વ રાજાઓને માન્ય થતાં તેઓ પાછા વળ્યા. પણ

યુધાજીત એના દોહિત્ર શત્રુજીત્ સાથે આ સ્વયંવરમાં આવ્યો હતો તેનામા પ્રથમનું વૈર જે સુદર્શન ઉપર હતું તે પુનઃ પ્રદિપ્ત થયું. અને જે માર્ગે થઇને સુદર્શન તેની પત્ની શશિકળાને સાથે લઇને પોતાના ચિત્રકુટના ધામે જતો હતો ત્યાં માર્ગ ઘેરીને એ યુધાજીતે તથા શત્રુજીતે આ સુદર્શન ઉપર હુમલો કર્યો અને ઘોર સંગ્રામ થયો. આ સમયે પોતાના ભક્તની સહાયતામાં જગદંબા માતા પ્રગટ થયાં. સિંહ ઉપર તે સ્વાર થયા હતા. તેઓ તેમનાં દર્શનથી ભયભીત થયા. અને સિંહે એવી પ્રચંડ ગર્જના કરી કે તે થકીજ ત્રાસ પામીને સુદર્શનના સઘળા શત્રુઓ ચોપાસ નાઠા. પરંતુ યુધાજીતનું વૈર શાંત થતું નહી હતુ તેથી તેણે જગદંબા માતાના પ્રભાવને પણ કળ્યો નહી અને સુદર્શનને મારવા બાણો છોડયા. આથી જગદબા માતા ક્રોધે ભરાયાં અને એમણે યુધાજીત ઉપર બાણો મુકયા અને તેથી યુધાજીત તથા શત્રુજીત્ બેઉ મુવા. સુદર્શને તથા સુબાહુએ પછી જગદંબા માતાની સ્તુતિ કરી અને માતાએ પછી સુદર્શનને તેના રાજયમા પાછા જવાનું કહીને અંતર્ધાન થઇ ગયા. અયોધ્યામા જઈ પહોંચતા સુદર્શને પ્રથમ શત્રુજીત્ની માતા લીલાવતીનાં મનનું ખરાં અંતઃકરણના સ્નેહભાવથી સાત્વન કર્યું. લીલાવતી કહેવા લાગીઃ “મારા પિતા તેમજ પુત્રના પ્રાણ ગયા તેમાં દોષ એમના દુષ્ટ સ્વભાવનો છે, અને એમાં લેશ દોષ તમારો નથી માટે મને જરા પણ ક્રોધ નથી અને તમને જે રાજ્ય પ્રાપ્ત થયુંછે તે ભોગવો અને રૂડી રીતે પ્રજાનું પાલન કરો.” આ પ્રમાણે સુદર્શન પ્રતાપી હતો તે રાજયપદ ઉપર પાછો આવ્યો અને શશિકળા જેવી રાજકુમારિકા સર્વ મોટા મોટા મહારાજાઓને મુકીને તેને વરી, અને પોતે સુખી થઈ અને પતિને સુખી કર્યો. તેમ, હું પણ તમે જે પ્રભુના ભક્ત છો તેને હું મનથી વરી ચૂકીછું, તમનેજ વરીશ, અને તમનેજ વરવામાં મારૂં શ્રેય છે. માટે તમને હું વરૂ તેમા કાઇ નવાઇ નથી. સવાલ માત્ર એટલો છે કે મારી સાથેના લગ્ન માટે તમે ના પાડો નહી.

**વૈરાજ**—અરે ! આ શું બોલોછો ! તમારી સાથના લગ્ન માટે હું ના પાડું ! અરણ્યની ભૂમિમા તૃષાથી પ્રાણ છોડતો તરસ્યોજ શું દૈવયોગે આવી મળેલાં મીઠાં જળના ઘૂંટડાનો ત્યાગ કરશે? જે સ્થળ ઉકરડા રૂપે કાઇ વર્ષોથી થઇ રહ્યું હતું ત્યા લગ્નમંડપ બંધાવાનો સમય આવતાં શું તે તેની વિષ્ટા અને કચરાના ઢગલા ઉપડાવી જવા નહી દેશે? જે વટેમાર્ગુ વગડામા ભૂલો પડયો તે શું પોતાનાં ધામે પ્રભુ સહાયતાથી જઇ પહોંચતાં વનવગડામા પાછો વળ્યા કરશે?

**કેશિનિ**—તમે આ પ્રમાણે મને વરવા ઉત્સુક છો તો હું બહુ રાજી છું. પણ મારે તમને એટલું સ્પષ્ટ કહેવું જોઇએ કે એક વખત મારી સાથે લગ્ન કર્યા પછી તમે કોઇ અન્ય સ્ત્રી સંગાથે પ્રીત કરવા જશો તો તેમા હું વિઘ્ન નાખીશ, અને પાર વિનાનાં માઠા પરિણામ આવશે. તમે મને પરણ્યા પછી અન્ય સ્ત્રી સંગાથે પ્રેમ કરો તો મારે તમને તમારી પત્ની તરીકે રોકવાજ જોઇએ, અને વળી એ તો મારાથી નહીજ ખમાય. હું તમને એ સબંધમાં શાસ્ત્રકથા કહું. શ્રીહરીની ગંગા, લક્ષ્મી, અને સરસ્વતી, એ ત્રણ સ્ત્રીઓ હતી. શ્રીહરીનાં સૌંદર્ય

ઉપર મોહિત થઇ તેઓ સતત તેમની સોડમા ભરાઇને રહેછે. એક સમયે જયારે એ ત્રણે સ્ત્રીઓ શ્રીહરી સંગાથે વાર્તાલાપ કરતી હતી ત્યારે ગંગાએ કામાવેશમાં શ્રીહરી પ્રતિ પ્રેમ કટાક્ષથી નિહાળ્યું, અને શ્રીહરીએ પણ હર્ષથી નયન કટાક્ષથી તેણીને પ્રેમાળ પ્રત્યુત્તર વાળ્યો અને પોતાનાં ઉરનો આનંદ પ્રદર્શીત કરવા મૃદુ સ્મિત ઓષ્ટ ઉપર ધારણ કર્યું. આ પ્રેમ ગોષ્ટિ પ્રતિ લક્ષ્મીજીએ આંખ આડા કાન કર્યા પણ સરસ્વતી સહન કરી શકી નહી, અને સુશીલ લક્ષ્મીજીએ સરસ્વતિનાં મનને શાત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ ક્રોધગ્રસ્ત થએલી અને પરિતાપ પામેલી સરસ્વતીના વ્યાકુળ ચિત્તનું સાંત્વન થયુ નહી. ક્રોધથી તેની આંખો અને તેની મુખાકૃતિ રાતીચોળ થઇ ગઇ અને ગંગાને કહેવા લાગી: “જે પતિ સદાચારસંપન્ન અને ધાર્મીક વૃત્તિ વાળો હોયછે તે તેની સઘળી સ્ત્રીઓમાં સમદ્રષ્ટિ રાખેછે, પણ તે ભ્રષ્ટાચાર અને અધર્મથી ભરેલો હોયછે તો તેની સ્ત્રીઓ પ્રતિનું તેનું વર્તન તેથી ઉલટુંજ હોયછે. (શ્રીહરિને). સ્વામી! મારા કરતાં ગંગા અને લક્ષ્મી ઉપર તમને વધુ પ્રેમભાવ છે! અરે! મારા ઉપર તો તમારો પ્રેમભાવ સમૂળગો છેજ નહી! અરે! હું હીણભાગીજ છું! હવે મારે જીવીને શું કામ છે! જે સ્ત્રી ઉપર તેણીના પતિનો પ્રેમ નથી તે સ્ત્રી મુવેલીજ ભલી. જેને મહાન રૂષિઓ અને યોગીઓ અખિલ વિશ્વના સરજનહાર અને સકળ ગુણનિધાન કરી વર્ણવેછે તેઓ ખરેખરા મૂર્ખા છે, અને તેઓ નથી જાણતા વેદના રહસ્યને કે તમારો મૂળ સ્વભાવ.” શ્રીહરીએ જોયું કે તેણી મહા ક્રોધાવેશમાં આવી ગઈ હતી તેથી છાનામાના ત્યાથી ચાલી ગયા. શ્રીહરીના જવા પછી તો ગંગા પણ ક્રોધે ભરાઇ અને નિડરપણે અને બિભત્સ વચનથી સરસ્વતીને વઢવા લાગી: “અરે વ્યભિચારિણિ! તારા પતિને તુ મોટી માનીતી છે તેથી તું આવડી છકી ગઇછે શું, કે અહી બધાને તું દેખાડવા બેઠીછે કે મારા ધણીની હું મોટી માનીતી છું? અરે તારા હરીના દેખતા હું બધું તારૂં છકેલપણું કહાડી નાખીશ, અને જોવુંછું પછી તારો હરી મને શું કરી નાખેછે તે.” ગંગાનાં મુખથી આવા શબ્દો સાંભળીને સરસ્વતી તેણીનો ચોટલો ઝાલવા દોડી પણ લક્ષ્મી બેઉની વચમા પડયાં અને તેમને છોડવ્યા. પણ આથી સરસ્વતી વળી લક્ષ્મીજી ઉપર ક્રોધે ભરાઈ અને તેણીને શાપ દેવા લાગી: “ગંગા આવી કામાધ બની ગયેલીછે અને તુ જાણે કાંઈ જડ ઝાડ કે નદી હોય તેમ તટસ્થ રહીને તમાશો જોયા કરેછે તો તને જડ ઝાડ અને નદીનો અવતાર પ્રાપ્ત થજો.” લક્ષ્મીએ સામો શાપ દીધો નહી પણ તેમણે તો મનમાં મહા શોકાતુર થઇ જઇને એક પણ અક્ષર બોલ્યા વિના સરસ્વતીનો હાથ ઝાલીને તેણીને પકડી રાખી. જયારે કમળનયનિ ગંગાએ લક્ષ્મીજીની આવી પ્રકૃતિ જોઇ ત્યારે ક્રોધથી તેણી રાતીપીળી થઇ ગઇ અને લક્ષ્મીને કહેવા લાગી: “આ તામસી, ધુતારી અને વઢાક સરસ્વતીનો હાથ પકડી ના રાખ. વિદ્યાની એ અધિષ્ટાત્રિ દેવી મને કાંઇ કરી શકવાની નથી. એનામાં બળ હોય તેટલું એને મારી સાથે વઢવા દે! એ તો જગતમાં લોકોને એનું બળ અને પરાક્રમ

દેખાડવા બેઠાછે, પણ જગત તો આપણા દરેકનું પરાક્રમ જાણેછે." લક્ષ્મીજીને આ પ્રમાણે કહી રહીને તેણી પછી સરસ્વતીને શાપ દેવા લાગી: "જેવો શાપ તેં લક્ષ્મીને દીધોછે તેવોજ શાપ હું તને દેવુંછું કે તું પણ સરિતાનો અવતાર ધારણ કરજે, તને પૃથ્વી ઉપર ઉતરવા વખત આવજો, અને પાપીજનોનું પાતકી સ્થાન બની તેમનાં પાપની ભાગી તું થજે." આ શાપ સરસ્વતીને થતાં તેણીએ ગંગાને શાપ દીધો: "તને પણ પૃથ્વી ઉપર ઉતરવા વખત આવજો અને મૃત્યુલોકનાં કરેલાં પાપોના ભાર તારાં શિર આવી મળજો." આ પ્રમાણે લક્ષ્મીજી, ગંગાજી, સરસ્વતીજી, એવા દૈવિ અવતારો પણ પોતાના પતિને એક સ્ત્રી ઉપર વધારે પ્રેમ વાળો અને બીજી સ્ત્રી ઉપર ઓછો પ્રેમ વાળો જોઇ નથી શકતાં, તો પછી હું જે એક મનુષ્ય અવતાર છું તે તમને બીજી સ્ત્રી સાથે પ્રેમ કરતા જોઇને કેમ બાવરી બની નહી જાવું અને મહા ઉત્પાત ઉપસ્થિત કર્યો વિના રહું? માટે મારી સાથેનાં લગ્ન પછી તો જેમ શ્રીહરીથી પોતાની પરણેત બીજી સ્ત્રીઓ તરફ જાહેરમાં જોઈ શકાતુ પણ નહી હતું તેમ તમારાથી કોઇ પરદારા તરફ જોઇ શકાશે નહી. માટે, જો આ શરત તમારે કબુલ હોય તો મને વરજો અને મને વરવા કહેજો. પણ જો એ શરત તમે નહી પાળી જાણી તો મહા ખોટી દશા આપણા બેઉની મારા હાથે થશે એ અવશ્ય જાણશો.

**વૈરાજ**—કેશિનિ! તમારી ઉપરના મારા પ્રેમ માટે હું કાંઇ ગર્વ નથી કરતો, પણ હું એટલું તો કહીશ કે તમે મને પ્રાપ્ત થયા તો મને સકળ વિશ્વ પ્રાપ્ત થયું એમજ હું સમજીશ.

**કેશિનિ**—ઠીક છે ઠીક. આ બધા તમારા બોલો ખરા કરી બતાવજો અને ત્યારે હું ખરા માનીશ, પરંતુ હમણા તો નહી. લ્યો, ત્યારે, હું હવે જાવું. આજ્ઞા છે! પ્રભુ ભક્તિમા પ્રવૃત્ત અને મગ્ન રહેજો, પત્ની પ્રેમ પારસમણિની પ્રેમથી પ્રશંસા કરજો. (જતાં). સુખી રહેજો. હુ પાછી જરૂર આવીશ.

**વૈરાજ**—ભલે, ભલે, જરૂર આવજો. તમારાં આવવાથી મારાં ઘર સંપ્નાના મેઘ વરસશે; કમધેનુ ગાય મારી પડસાલમા બંધાશે; કલ્પતરૂ મારા આંગણમાં ઉગી નીકળશે. (સ્વગત). બસ, હવે, પ્રભુજીનું આરાધન! પ્રેમનું પૂજન! સદગુણનુ સ્મરણ અને સેવન! (જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૧૬.

**શાકાયન્ય**—(કશ્યપ રૂષિને). રૂષિરાય! હવે તો વહાલી પુત્રી પુલોમાને તથા વહાલા પુત્ર ત્રસદસ્યુને પ્રભુજી લાવીને આપણી સાથે ભેઢાડે તો સારૂં.

**કશ્યપ**—મહારાજાધિરાજ! પુત્રી પુલોમા તથા પુત્ર ત્રસદસ્યુ બેઉને પ્રભુજીની રક્ષામા આપણે સોંપી દીધાંછે, અને પ્રભુજી તેમનો વાંકો વાળ નહી થવા દેશે. પરંતુ પૂર્વના ભવનું અનિષ્ટ દૈવ પોતાની પ્રબળ સત્તા તેમના ઉપર પ્રવર્તાવે તો આપણે

મનુષ્ય શું કરી શકનાર છીએ ? આપણા બાળના આપણે માત્ર નિમિત્તરૂપે ખોટા માતપિતા છીએ. તોપણ આપણા પોતાનાં બાળના વિયોગથી આપણને દુ:ખની લાગણીઓ થયા વિના રહેજ નહીં. હીરમાં પરોવાયલા મોતીના દાણાઓ ઉપર હીરની માલકી ખરી હોય કે ખોટી હોય, તોપણ શું હીરે મોતીઓને ધારણ કરવા નહી ઘટે ! સરોવર તીરે જળપાન કરવા આવેલાં પશુપંખીઓ સરોવરની માલકીનાં નહીં હોય. તોપણ સરોવરને શું એ પશુપંખીઓને જળપાન કરાવ્યા વિના ચાલે ! ગુરૂના શિષ્યો તેની પોતાની સંતતિ નહીં હોય તોપણ જે શિષ્યો નિશાળે આવે તેને જ્ઞાન દીધા વિના ગુરૂને શું ચાલશે ! એટલું તો ખરૂ છે કે જે માતપિતા પોતાનાં પરિવાર પ્રતિનું કર્તવ્ય પરિપૂર્ણ નથી કરતા, જેઓ નિજ સંતતિને જન્મ આપીને તેમને પોતાની મેળે અથડાઇ કુટાઈ દુ:ખમા મોટા થવા દેછે, અથવા મરવા દેછે, તે માતપિતા કરતા વધુ પાપિષ્ટ અવતાર કોઈ હોઈ શકેજ નહી, કેમકે માતપિતાનું મુખ્ય કર્તવ્ય જે નિજ સંતતિનું રક્ષણ અને પાલન કરવાનું, તે તેઓ નહી કરી જાણશે તો અન્ય પુણ્યશાળી કે સારા કૃત્યો તેઓ શું કરી શકવાનાં હતા ! જડ વૃક્ષ પણ તેના ઉપર આવેલા ફળપાનને રસપાન કરાવી ધારણ કરી રાખેછે; પથ્થર પણ તેની ઉપર ચટેલી લીલને ધારણ કરી રાખેછે; ઈંટ માટીનો સ્થંભ પણ તેના ઉપર કોતરાયલી નકશીની આકૃતિને ધારણ કરી રાખેછે; તો શું મનુષ્યજ પોતાની સંતતિને સતત સુખમા રાખવા પ્રવૃત્ત નહી રહેશે ! માટે આપના જેવા જ્ઞાની દયાવાન મહારાજાધિરાજ પિતાને તો નિજ સંતતિ ઉપર અણહદ પ્રેમ હોવોજ જોઇએ અને પ્રિય સંતતિના વિયોગથી આપને ખેદ પણ અસહ્ય થવોજ જોઇએ. અને મારી પુત્રી પુલોમા ઉપર પણ મને એટલો પ્રેમ છે કે કાંઇ જરા ફળાહાર માટે મારી નજર આગળથી ખસે તોપણ મારો જીવ મહા પરિતાપ પામતો. અને હવે તેણીથી આ વિયોગ દુ:ખ આવી પડતા મારા દુ:ખનું પુછવુંજ શું ! અને પ્રભુના મહા માંગલિક અને ગહન વિચારોમા હુ પોતાને નિમગ્ન રાખવા પ્રયત્ન કરૂંછું. અને જેમ રેતીના રણમા કણ ક્યાંયે સમાઇ જાય, વંટોળિયામાં મૃદુ લહેરીઓ ક્યાની ક્યાં વિરમી જાય, જેમ સાગરમા કાકરી કયાંયે ડૂબી જાય, તેમ પ્રભુજીના વિચારો આગળ બીજા સઘળા સુખદુ:ખના વિચારો મનથી દૂર થઈ જાયછે. તોપણ આ માયા જે પરમાત્માએ જીવાત્માઓમા મુકીછે, એ એવી બળવાન છે કે પ્રભુજીનું પણ વિસ્મરણ કરાવી દે ! માયા સંસારી જનને તેમજ રૂષિ મહાત્મા સર્વને આવરણ કરેછે. માયામાથી સમૂળગું મુક્ત થવું એ વિશ્વમા કયા સર્વોત્કૃષ્ટ ઉચ્ચ કોટિના આત્માને શકય છે તે હું જાણી કે કહી શકતો નથી ! કારણ સકળ વિશ્વમાં વ્યાપક એવા શ્રી વિષ્ણુ પરમાત્મા પણ માયા થકીજ આ વિશ્વરચનામાં પ્રેરાયછે. મહારાજાધિરાજ ! માયાને મોહજાળ રૂપે વર્ણવવામાં આવેછે, પરંતુ હું તો ધારૂંછું કે માયાનું ખરૂં સ્વરૂપ તો એજ છે કે જીવાત્મામાં પ્રભુજીએ સ્થાપિત કરેલો અન્ય વસ્તુઓ પ્રતિનો શુદ્ધ ભક્તિભાવ, શુદ્ધ વહાલભાવ, તેજ આ માયા છે. (માયા) વહાલભાવ થકીજ શ્રી વિષ્ણુ પરમાત્મા

વિશ્વને ઉત્પન્ન કરેછે; (માયા) વહાલભાવ થકીજ માતપિતા સંતતિને પાળી પોષી મોટી કરેછે; (માયા) સ્નેહભાવ થકીજ શ્વાન ટુકડા રોટલા સાટે નિજ સ્વામીનું અહોરાત્રિ રક્ષણ કરેછે; માયા થકીજ પૃથ્વી આસપાસ ચંદ્ર ફરી રહ્યોછે; માયા થકીજ સરિતા જઈ સાગરને મળેછે: માયા થકીજ પુષ્પ કળીઓ પ્રાત:કાળમા વિકસેછે. અને ભક્તિભાવ, વહાલભાવ, પૂજ્યભાવ, એ સર્વ તો આત્માના ગુણો છે, તો જે માયા પરત્વે મનુષ્યનાં હૃદયમાં નિજ સંતતિ પ્રતિ સ્નેહભાવ, પૂજ્યભાવ, સેવાભાવ, ઉત્પન્ન થાય, તે માયાને તરછોડી કહાડવાની નથી, કારણ તેમ કરતા તો મનુષ્ય વહાલભાવ સ્નેહભાવ, એવા ભાવરહિત થતા, મનુષ્ય જાતિનાં સર્વ ઉચ્ચ લક્ષણોરહિત તે થઇ જશે અને તેથી તેની મહા અધોગતિ થશે. માટે માયા મિથ્યા કે વિનાશકારી નથી. માયામાથી મુક્ત રહેવા જે બોધ વચનો કહેવામાં આવેછે તેનો અર્થ એ છે કે જે વસ્તુમાં આપણને માયા હોયછે તે વસ્તુ પ્રતિ તમારો પ્રીતિભાવ, પૂજ્યભાવ તો સ્થાપિત રાખો, પરંતુ તમારા એ સ્નેહભાવ પરત્વે એ વસ્તુ ઉપર કાંઇ તમારી સ્વતંત્ર માલકીનો અધિકાર તમને પ્રાપ્ત થતો નથી, કારણકે વિશ્વમાં માત્ર એકજ મૂળ અધિકારી છે અને તે પરમાત્મા છે જેણે વિશ્વમાં અણુથી ગિરિ પર્યત, અને કીડાથી માડીને દેવને, અને દેવથી માડીને બ્રહ્મા જગતના સરજનહારને, સર્વ નામ માત્ર વસ્તુઓને ઉત્પન્ન કરીછે. માટે અમુક વસ્તુમા માયા થઈ, સ્નેહ થયો, તો એ સ્નેહમાં મનુષ્ય ભલે સ્થાપિત રહે, પરંતુ એ વસ્તુ ઉપર તે માયા થકી મનુષ્યે માલકી માની, તો તે વસ્તુની સ્થિતિ તથા ગતિ મનુષ્યની ઇચ્છાનુસાર થવી જોઇએ એ ભ્રમ મનુષ્યે કહાડી નાખવો જોઇએ. માતપિતાને પોતાની સંતતિ ઉપર પ્રેમ છે, એ માયા છે. કોણ કહેશે કે માતપિતાને સંતતિ ઉપર પ્રેમ ના જોઇએ, એટલે માયા નહી જોઇએ? પરંતુ માતપિતાએ યાદ રાખવાનું છે કે એ સંતતિની ઉચ્ચતર સ્થિતિ માટે બીજો દેહ ધારણ કરવા મૃત્યુ તે સંતતિને તેનાં માતપિતાના પડખામાંથી લઇ જાય તો માતપિતાને કહેવા અધિકાર નથી મૃત્યુએ એ મહા ખોટું કર્યું, અને એ સંતતિ જીવતી હોત તો અમે માત-પિતા તેનું મહા ઉતકૃષ્ટ શ્રેય સાધી શકત. આવું ધારવું ભ્રાંતિ છે. માયા (પ્રીતિ) ખોટી નથી. માત્ર એની સંગાથેના અનિષ્ટ વિચારોનો ત્યાગ કરવાનો છે; ગુલાબ છોડ ઉપરનાં સુવાસિત પુષ્પને પ્રીતથી પંપાળવાનુંછે, અને માત્ર તેની સંગાથના કાટાઓથીજ સંભાળીને અળગું રહેવાનુંછે; સરોવર તીરની શાંતિ તો સ્થાપિત રાખવાનીછે, અને માત્ર ત્યાં ભરાતાં અને આશ્રમ કરતા વિક્રાળ પશુપંખીઓથીજ સંભાળીને દૂર હીંડવાનુંછે; ગગનમાં ગમન કરતા અહો તારલાઓનું તો પ્રીતથી ઉંચાડી ચક્ષુથી અવલોકન કરવાનુંછે અને માત્ર ગગનમા ચઢી આવેલા ધૂળના ગોટા વખતેજ આંખો બંધ કરી ઘરમા ભરાઇ જવાનુંછે. ટુંકમાં, પરમાત્માએ માયાથીજ આ વિશ્વ રચ્યુંછે, તો એ માયા વડેજ મનુષ્યે આ વિશ્વમાં વર્તન કરવાનુંછે, અને એ માયાનું ઉલ્લંઘન કરીને આ વિશ્વ રચનામાં વિઘ્નકર્તા થઈ પડવાનું નથી.

વિશ્વમા ઉત્તરોત્તર ઉચ્ચ સ્થાનો, ઉચ્ચ સૃષ્ટિઓ, પ્રશંસનીય આશયો, લક્ષ્ય-બિંદુઓ, ધ્યેયો, જીવાત્માઓ છેઃ અને આપણે મનુષ્ય જીવાત્મા, આપણી આ સ્થૂલ દેહ, આપણી આ સ્થૂળ ભૂમિકા, એ સર્વ તેમની સાથની સરખામણીમાં તુચ્છ છે, અલ્પ છે, અને તે છતાં આપણે મનુષ્ય જીવાત્મા, આપણી સ્થૂળ દેહ, સ્થૂળ ભૂમિકા, અલ્પમતિ, એ સર્વ અધોગતિને અધમ નહી ગણીએ અને ઉત્તમ ગણીએ, તો એ માયા છે, એ એક જાતની મોહજાળ છે, અને એ માયા અથવા મોહજાળ ખોટી છે, એ પ્રમાણે માયાને મોહજાળ ગણી તેને ખોટી વર્ણવવામા આવેછે. પરંતુ આપણે મનુષ્ય આત્મા અધમ નથી, આપણી સ્થૂળ દેહ અધમ નથી, આપણી સ્થૂળ ભૂમિકા અધમ નથી, આપણી મતિ અધમ નથી, એ સર્વ અતિ ઉત્તમ છે, અને એમને ઉત્તમ માનવાં એ માયા નથી ,મોહજાળ નથી, પણ સત્ય છે, સાચી પ્રીતિ છે, ન્યાય છે. ભૂમિથી માંડીને ગગન સૂધી પહોંચતી નિસરણીનાં કોટાનકોટિ પગથિયાં હોયછે તેમાં આપણે સર્વથી નીચા પગથિયાં ઉપર છીએ તે ખરૂં, પણ એ નીચાં પગથિયાં ઉપર પગ મુકયા વિના, પગ ટેકવ્યા વિના, આપણાં શરીરનું સમતોલ રાખ્યા વિના, આપણાથી બીજે પગથિયે કે ગગન ઉપરનાં છેક ટોચનાં પગથિયે જઇ શકાવાનું નથી. આત્મોન્નતિની નિસરણીના પ્રત્યેક પગથિયાં સત્ય છે, ઉપયોગી છે, ઉત્તમ છે. ઉપરનાં પગથિયાં સાથ સરખાવતા નીચેનાં પગથિયા નીચે દેખાય પણ તેથી કાંઇ ઉપરનાંજ પગથિયાં ખરાં અને નીચેનાં ખોટાં એવો કાંઈ અર્થ થઈ શકતોજ નથી. માટે મનુષ્યે આ સંસારને ઉત્તમ ગણુ-વાનોજછે, અને એને ઉત્તમ ગણવામા મોહજાળની માયા નથી, પરંતુ શુદ્ધ મનની પ્રીતિ છે માટે, માયાને મોહજાળ અને ભ્રાંતિ કરાવનારી કહેવી એ ખોટું છે. માયા એ આત્માનો પોતાનો સ્વાભાવિક પ્રેમ છે. સાગરજળ તરંગ રહિત હોઇ શકે નહી, કાયા તેના પડછાયા રહિત હોઇ શકે નહી, ચંદ્ર પૃથ્વી આસપાસ ગમન કર્યા વિનાનો હોઇ શકે નહી, તેમ મનુષ્ય માયારહિત હોઇ શકે નહી, અર્થાત, માયા (શુદ્ધ સ્નેહભાવ) એ વિશ્વનો અવિચળ નિયમ છે, અને એ મહાન નિયમ મનુષ્યને માન્ય અને વંદનિય હોવોજ જોઇએ.

ાકાયન્ય—આપે માયાનું રહસ્ય સમજાવ્યું તે હું સમજયોછું, સમજીને વિસ્મય પામુંછું. ઉત્તરમાં શું કહું તેની સમજ પડતી નથી. રૂષિરાય ! આવાં ગહન જ્ઞાનમા તો મારાથી કાંઇ પ્રશ્ન કે ઉત્તર થઇ શકે તેમ નથા એવો હું બુદ્ધિબળમાં અબળ છું; માટે મારા માટે આપને આવા જેજે બોધા યોગ્ય લાગે તે સર્વે આપ મને પોતાની મેળે કહ્યા જવા કૃપા કરશો.

કશ્યપ—મહારાજાધિરાજ ! આપે પ્રથમ પ્રશ્ન કરવાની અને ત્યાર પછીજ તેનો ઉત્તર મારે આપવાની કાંઇ જરૂર નથી. બ્રહ્મજ્ઞાન તો એવું વિશાળ છે કે એમાં પ્રશ્નનું કાંઈ પ્રયોજન નથી. થેલીમાંના રૂપીયા ગણતાં કોણ કહેશે આ રૂપીયો પ્રથમ ગણવો જોઇએ અને આ બધા પછી ! ગગનના તારલાનું નિરિક્ષણ કરતાં કોણ કહેશે આ તારો વધુ ઉત્તમ છે અને આ તારો ઓછો ! લક્ષ-

લતામાં વાયુ લહેરી વાઇ તો કોણુ કહેશે આ વૃક્ષમાંથી નીકળેલી વાયુ લહેરી સારી અને બીજા વૃક્ષોમાંથી નીકળેલી તો ઠીક ઠીક! માટે, બ્રહ્મજ્ઞાન જે પ્રમાણે મને સમજ પાડવું શકય છે તે પ્રમાણે હું આપને આપના કાંઇ પણ પ્રશ્નની આવશ્યકતા વિના કહુંછું. હવે આ પળે હું આરંભમાં કહીશ કે બનતાં સુધી શાસ્ત્ર વચનોનાં પ્રમાણો સહિત હું આજે આપની સમક્ષ બ્રહ્મજ્ઞાનનું વિવેચન કરીશ, જેથી જ્યારે આપ મહેલે સીધારો ત્યારે જે શાસ્ત્રોમાંથી મેં પ્રમાણો ટાંકયાં હોય તે શાસ્ત્રોનો પ્રેમથી, એકાગ્ર ચિત્તથી, અને શ્રદ્ધાથી, આપ અભ્યાસ કરો, અને અભ્યાસથી બ્રહ્મજ્ઞાનની વધુ પ્રાપ્તિ કરો, અને તે થકી સુખી થાવો. આપણાં પૂજનીય શાસ્ત્રોમાં અગ્રસ્થાને વેદ છે. એ વેદના ચાર વિભાગોનાં નામો રિગ, સામ, યજુર અને અથર્વ, એ પ્રમાણે છે. એ ચાર વિભાગોમાં રિગ વેદ અગ્રગણ્ય છે, અને એનું રહસ્ય મનુષ્યની ટુંક બુદ્ધિ માટે અગ્રાહ્ય છે. સામવેદમાં અને યજુર્વેદમાં યજ્ઞો સબંધિનાં મંત્રોનો સમાવેશ થએલોછે, અને જુદા જુદા દેવતાઓને લગતા યજ્ઞ પ્રસંગો ઉપર જેજે મંત્રોની આવશ્યકતા હોય તેતે મંત્રો એ બે વેદોમાં સવિસ્તર રીતે આપવામાં આવ્યાંછે. અમુક સમયે યજ્ઞ એજ ધર્મ હતો, એવો યજ્ઞનો સર્વત્ર પ્રચાર હતો. અને યજ્ઞોનું રહસ્ય એ છે કે તેને લગતી સઘળી ક્રિયાઓ કાંઇ પણ ન્યૂનતા કે દોષરહિત કરવામાં આવે તો તે યજ્ઞોમાં દર્શાવેલું અને પ્રતિપાદિત કરેલું ફળ અવશ્ય આપોઆપ પ્રાપ્ત થાયછે, અને તેથી અમુક સમયે યજ્ઞ મહા પ્રબળ પ્રચાર કરી રહ્યો હતો. અથર્વ વેદમાં વિશ્વના અનેક ગુહ્ય નિયમોનાં અને શક્તિઓનાં ગુપ્ત રહસ્યો દર્શાવવામા આવ્યાંછે, જેથી એ રહસ્યોનાં જ્ઞાનથી દુરાત્મા આસુરી સંપત્તિઓને પ્રાપ્ત કરીને મહા બળવાન થવા ધારે તો એ અથર્વ વેદનાં મંત્રોની સહાયતાથી થઇ શકેછે. હવે આ સંહિતા રૂપી ચાર વેદોનાં વિસ્તૃત સ્પષ્ટિકરણ રૂપે જે ગ્રંથો રૂષિમુનિઓએ રચ્યાછે તે ગ્રંથોને બ્રાહ્મણો નામ આપવામા આવ્યુંછે. સંહિતાઓ પદ્યમાં રચાએલીછે, અને એ સંહિતા ઉપર રચાએલા બ્રાહ્મણો ગ્રંથો ગદ્યમાં લખાયલા છે. બ્રાહ્મણોમાં વિશેષ કરીને યજ્ઞનાં સ્થૂળ સ્વરૂપનું યથથી તે ઇતિ પર્યંતનું જ્ઞાન વિસ્તૃત રૂપે આપવામાં આવ્યુંછે. યજ્ઞોનું સ્થળ કેવું હોવું જોઇએ, યજ્ઞ માટે સમય કયો હોવો જોઇએ, હોમની વસ્તુઓ કયી કયી હોવી જોઇએ, એ સર્વ બાબદો પરિપૂર્ણતાએ બ્રાહ્મણોમાં દર્શાવેલી હોયછે. વળી, આ ચાર વેદો ઉપર બ્રાહ્મણો ઉપરાંત અન્ય ગ્રંથો લખાયલાછે અને તે અરણ્યકો નામથી ઓળખાયછે. એમાં પણ યજ્ઞ સબંધીનુંજ જ્ઞાન છે. પરંતુ એમાં યજ્ઞોનું સુક્ષ્મ જ્ઞાન આપવામાં આવ્યુંછે. કારણકે બ્રાહ્મણોમા દર્શાવેલી સ્થૂળ યજ્ઞની અનેક સામગ્રીઓ જે ગૃહસ્થાશ્રમીને શકય છે, તે અરણ્યનિવાસી વાનપ્રસ્થને વનમાં શકય હોતી નથી, અને તેથી તેણે જે યજ્ઞ યોજવાનો છે તે સુક્ષ્મ અથવા માનસિક યજ્ઞ છે, અર્થાત, સ્થૂળ સામગ્રીઓને બદલે યજ્ઞમાં આવશ્યક સઘળી માનસિક અને આત્મિક સામગ્રીઓનું જ્ઞાન અરણ્યકોમાં આપવામાં આવેલુંછે. વળી અરણ્યકો અને

બ્રાહ્મણો ઉપરાંત વેદ સંહિતા ઉપર બીજા ગ્રંથો છે, તેનું નામ ઉપનિષદ છે, જેનો અર્થ બ્રહ્મજ્ઞાન થાયછે. આ ગ્રંથોમા વેદોમાં પ્રદર્શિત કરેલાં દિવ્ય જ્ઞાનનુંજ સવિસ્તર વિવેચન કરવામાં આવ્યુંછે. અર્થાત, પરમાત્મા, જીવાત્મા, જગત, એ સઘળાઓનો પરસ્પર સબંધ, એવું દૈવિજ્ઞાનજ સમાવેશ કરવામાં આવેલુંછે. અને ચાર વેદની સંહિતાઓ અને તેના ઉપરના બ્રાહ્મણો, અરણ્યકો અને ઉપનિષદો, એ સઘળા ગ્રંથોનો સમાવેશ વેદ શબ્દમા થઇ જાયછે. ઉપનિષદોમા આત્મા તથા પરમાત્માનાં જ્ઞાનની સકળ માહિતિ આપેલી હોવાથી હું ઉપનિષદોના આધારેજ બ્રહ્મજ્ઞાનનુ વિવેચન કરીશ, જેથી જ્યારે આપ મહેલે સીધારો ત્યારે જે શાસ્ત્રોમાંથી મેં પ્રમાણો ટાંકયાં હોય તે શાસ્ત્રોનો પ્રેમથી, એકાગ્ર ચિત્તથી, શ્રદ્ધાથી, અદ્યયન અને મનન કરો, અને પરિણામે વધુ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ આપને થાય, અને આપ જ્ઞાની બની સુખી થાવો અને સર્વને સુખી કરો. હવે જોકે યજ્ઞ પરત્વે સામ તથા યજુર્વેદમાં તથા તે તે ઉપરનાં બ્રાહ્મણો તથા અરણ્યકોમા પુષ્કળ વિવેચન છે, તે છતાં યજ્ઞ કાડના જ્ઞાન સાથે આપણને આ અર્વાચીન યુગ અને સમયમાં ઝાઝો સબંધ નથી. યજ્ઞ-કાડ જે સમયે ધર્મક્રિયામા પ્રધાન પદ ભોગવતો હતો ત્યારે તે કાળ જુદો હતો, તે કાળની વસ્તુસ્થિતિ જુદી હતી, પરંતુ સાંપ્રત યુગ અને સમયમાં તો આપણને વેદનાં ધાર્મીક, આત્મિક, દૈવિ તત્વજ્ઞાનનું પ્રયોજન છે, અને એ સબંધિનું જ્ઞાન ઉપનિષદોમાં આપેલું હોવાથી આપણે ઉપનિષદોનો આશ્રય લેવો આવશ્યક છે. ઉપનિષદોની સંખ્યા ૧૦૮ ગણવામાં આવેલીછે, પરંતુ સામાન્ય રીતે બાર ઉપનિષદો સર્વથી અધિક મહત્વનાં સ્વીકારવામા આવેછે અને તેમાં બ્રહદારણ્યક ઉપનિષદને સર્વથી અગ્રસ્થાન આપવામાં આવેછે. આ ઉપનિષદનાં મહાત્મ્યમાં વર્ણવવામાં આવ્યુંછે કે જ્યારે કૃષ્ણ પર-માત્માની આજ્ઞાથી શ્રી બ્રહ્માએ આ વિશ્વ રચવાનો આરંભ કર્યો ત્યારે આ ઉપનિષદ વડે શ્રી બ્રહ્માએ શ્રીકૃષ્ણ પરમાત્માને આરાધ્યા હતા. એ ઉપનિષદના પ્રારંભનું સૂત્ર આ પ્રમાણે છે: "આ પૂર્ણ છે; એ પૂર્ણ છે; પૂર્ણમાંથી પૂર્ણ નીકળેછે; પૂર્ણમાંથી પૂર્ણ લેવાથી પૂર્ણ અવશેષ રહે-છે." આ સૂત્રનો અર્થ એ છે કે પરમાત્મા પોતે પૂર્ણ છે, એમનામાં કાંઈ ન્યૂનતા સંભવતી નથી, અર્થાત, વિશ્વમાં એમના સિવાય કાઇ છેજ નહી, અને એવા પૂર્ણ એ છે કે એમાંથી આ વિશ્વ રૂપી પૂર્ણતા લઇ લ્યો તોપણ એ પોતે પૂર્ણ રહેછે, અને ન્યૂનતા દોષગ્રસ્ત થતા નથી એવા અનાદિ અનંત એ છે. ઉપરોકત સૂત્રવડે શ્રી પરમાત્માનું મહાત્મ્ય દર્શાવતાં પ્રતિપાદન કરવામાંઆવેછે કે વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય શ્રી પરમાત્મામાં છે, અર્થાત. આ વિશ્વ કાંઇ આપોઆપ અસ્તિત્વમાં આવ્યું નથી, પરંતુ શ્રી પરમાત્માની ઇચ્છા થકી અને એમના પ્રતાપ થકી અસ્તિત્વમાં આવ્યુંછે. માટે આ સૂત્રથી આપનાં મન વિષે પ્રથમ સિદ્ધ થવું જોઇએ કે આ વિશ્વના ઉત્પન્નકર્ત્તા, નિયતાં, શ્રીકૃષ્ણ પરમાત્મા છે, અને આપણે તથા વિશ્વની સકળ કૃતિઓ માત્ર એમના અનુગ્રહ થકી અસ્તિત્વ ભોગવીએ છીએ, અને શ્રી

પરમાત્મા પ્રતિ આપણે આપણું દાસત્વ સ્વીકારી લઇ આપણે તે દાસત્વ-યુક્ત વર્તન આચરવાનું છે. મુડક ઉપનિષદના પ્રથમ ખંડનાં પ્રથમ સૂત્રમાં લખ્યુંછે: "વિશ્વના કર્ત્તા તથા ભુવનનું રક્ષણ કરનારા બ્રહ્મા, દેવોમાં પ્રથમ ઉત્પન્ન થયા." આનો અર્થ એ છે કે જ્યારે શ્રી પરમાત્માએ પોતાની દયાનાં તત્વથી દ્રવી વિશ્વ અને જીવાત્માઓની ઉત્પત્તિ ઉરમાં ધરી ત્યારે તેમણે પોતાનામાંથી બ્રહ્માને પ્રથમ ઉત્પન્ન કર્યા અને આ વિશ્વ રચવાની તેમને આજ્ઞા કરી. આ રીતે શ્રી પરમાત્માની ઇચ્છા અને આજ્ઞાથી વિશ્વ બ્રહ્માથી રચાયલું હોવાથી તે બ્રહ્માંડ નામથી ઓળખાયછે. અને બ્રહ્મવિદ્યા જે પરમાત્મા સબંધનું અગ્રાહ્ય ગુપ્ત જ્ઞાન છે તે ત્યાર પછી શ્રી પરમાત્માએ બ્રહ્માને પ્રથમ દીધું, અને ગુરૂ પરંપરાથી આ બ્રહ્મવિદ્યા ન્યુનતાગ્રસ્ત થતી થતી ભાવીક જનોને કાંઇક અલ્પ અંશે હાલમાં પ્રાપ્ત થતી જાયછે. હવે આ બ્રહ્મ વિદ્યા કેટલી ગુહ્ય છે તેના સબંધમા તમને કહું. વૈવર્ત પુરાણના પ્રકૃતિ ખંડનાં ચોથા પ્રકરણમાં લખવામાં આવ્યુછે કે સરસ્વતી શ્રીકૃષ્ણ પરમાત્માનાં મુખકમળમાંથી ઉત્પન્ન થયાં અને સકળ વાણીનાં અધિષ્ટાત્રિ દેવી હતા. એક પ્રસંગે સંતકુમારોએ બ્રહ્માને બ્રહ્મવિદ્યા સબંધમાં એક કઠિન પ્રશ્ન કર્યો, અને બ્રહ્મા તો જોકે બ્રહ્મવિદ્યા પૂર્ણતાએ ધરાવતા હતા તોપણ સંતકુમારના પ્રશ્નનું નિરાકરણ કરવા તે અશકત અને લાચાર થઇ ગયા. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને તેમને દર્શન દીધું અને સરસ્વતિનું આરાધન કરવા કહ્યું. તે પ્રમાણે કરતાં સંતકુમારના પ્રશ્નનો ઉત્તર આપવા બ્રહ્માને યથાર્થ બ્રહ્મજ્ઞાન થયુ. તેજ પ્રમાણે એક પ્રસગે શિવજીનાં પત્ની શ્રી ગૌરીએ વિશ્વની ઉત્પત્તિ સબંધમા બ્રહ્મવિદ્યાને લગતો એક પ્રશ્ન તેમને કર્યો, અને બ્રહ્મજ્ઞાનની પરિપૂર્ણતા ધરાવવા છતાં એ પ્રશ્નનો ઉત્તર શિવજી આપી શકયા નહી. ત્યારે એમણે પણ સરસ્વતિનું આરાધન કયુ અને તેથી બ્રહ્મવિદ્યાનું વધુ ગુહ્ય જ્ઞાન એમને પ્રાપ્ત થયુ અને શ્રી ગૌરીના પ્રશ્નનો ઉત્તર આપી શકયા. વળી એક પ્રસંગે અક્ષર વિદ્યા સબંધી ઇંદ્રે એક પ્રશ્ન બૃહસ્પતિ જે બ્રહ્મવિદ્યામા દેવતાઓના પૂજ્ય ગુરૂ છે તેમને કર્યો, અને તે પ્રશ્નનો ઉત્તર આપવા સમર્થ નહી હોવાથી બૃહસ્પતિએ દેવલોકનાં આઠ હજાર વરસ પર્યંત સરસ્વતિની આરાધના કરી, અને તેણીના અનુગ્રહથી પછી એટલું વિશાળ બ્રહ્મજ્ઞાન એમને પ્રાપ્ત થયું કે એ પ્રશ્નના ઉત્તરમાં દેવલોકનાં એક હજાર વરસ પર્યંત ઇંદ્રને એમણે વિવેચન કયું. આ સઘળાં દ્રષ્ટાંતો ઉપરથી આપ જોશો કે જે બ્રહ્મજ્ઞાન સંપૂર્ણતાએ બ્રહ્મા શિવ સરખા નથી ધરાવી શકયા, તે બ્રહ્મજ્ઞાન મહાત્મા કે રૂષિ કે સંસારી જન પરિપૂર્ણતાએ કદી કેમ ધરાવી શકશે. માટે આપ આ બ્રહ્મવિદ્યાનાં જ્ઞાન સબંધિ એવો કાંઇ વિચાર નહી કરશો કે મારી પાસેથી તે આપ પૂરેપૂરૂં શીખી શકશો અને હું તે શીખવી શકીશ. હવે મેં આપને શાસ્ત્ર પ્રમાણથી કહ્યું કે શ્રી પરમાત્મામાંથી પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા, અને બ્રહ્મવિદ્યા એમને પ્રાપ્ત થઇ, અને બ્રહ્માંડ એમણે રચ્યું. આ રીતે જોતાં બ્રહ્માનાં અગાધ

ઐશ્વર્ય શક્તિનો પાર કોણ માનુષી વ્યક્તિ પામી શકે ! પરંતુ, બ્રહ્મા આવા પ્રતાપી હોવા છતાં જે શ્રી પરમાત્મામાંથી તે ઉત્પન્ન થયા તેમનાથી તેમને પણ કેટલું અંતર છે તે સબંધમાં હું હવે આપને સમજ પાડું. બ્રહ્મવૈવર્ત પુરાણના પ્રકૃતિ ખંડનાં પહેલાં પ્રકરણમાં નારદજી શ્રી નારાયણને પ્રશ્ન કરેછે: "પ્રકૃતિ (પ્રઃ એટલે પ્રથમ, કૃતિ એટલે ઉત્પતિ; અર્થાત સકળ ઉત્પત્તિનું મૂળ કારણ) પ્રગટ થતાં, દુર્ગા, સરસ્વતિ, લક્ષ્મી, રાધા અને સાવિત્રિ, એ પાંચ રૂપો એણે શા માટે ધારણ કર્યા અને તેનું પ્રયોજન શું, તે કૃપા કરીને સમજાવો." ત્યારે નારાયણે ઉત્તર વાળ્યોઃ "પરમાત્માએ પોતાનાં યોગ સામર્થ્યથી પોતાને બે ભાગમાં વિભક્ત કર્યા. જમણો વિભાગ તે પુરૂષ અને ડાબો વિભાગ તે સ્ત્રી એટલે પ્રકૃતિ. જેમ અગ્નિ સંગાથે તેની ઉષ્ણતા રહેલીછે તેમ પુરૂષ અને પ્રકૃતિનો સંયોગ સદા સ્થાપિત છે, અને તેથીજ યોગીજનો પુરૂષ અને સ્ત્રી વચ્ચે કાંઇ ભિન્નભાવ જોતા નથી, જાણતા નથી, સમજતા નથી, અને જગતને એક પરમાત્મા સ્વરૂપથીજ વ્યાપ્ત નિરખેછે. વિશ્વની ઉત્પત્તિ કાળે સ્વયંભૂ પરમાત્માની ઇચ્છાથી આ પ્રકૃતિ જેનું સ્ત્રી રૂપ છે તે એકાએક અસ્તિત્વમાં આવી, અને તેના સેવકોના ઇષ્ટ ખાતર તેણે રાધા, દુર્ગા, લક્ષ્મી, સરસ્વતિ, સાવિત્રિ, એ પ્રમાણે પાંચ સ્ત્રી રૂપો ધારણ કર્યા. તેમાં રાધા તે રતિ અને પાંચ પ્રાણોનાં અધિષ્ટાત્રિ દેવી છે. તેણી સકળ સંપત્તિ, મહિમા અને ગૌરવથી ભરપુર છે. શ્રી હરી ભગવાનને પોતાના પ્રાણ કરતાં પણ અધિક વહાલી તેણી છે. તેણીનું નિવાસસ્થાન ગોલોકમાં છે અને ગોવાલણની તેમની કાંતિ છે. શ્રીકૃષ્ણ પરમાત્માનો રાસ દિપાવવાને તેમણે રાધાનો અવતાર ધારણ કર્યો. તેણી પ્રસન્નચિત્ત, આનંદ, વૈભવ, વિલાસનું સ્વરૂપ છે. તેણીના વસ્ત્રાલંકારો અગ્નિની પ્રભા જેવા પ્રકાશિત રંગના છે અને સુંદર ઘરેણાંઓથી અલંકૃત છે. દસ લાખ ચંદ્રમાને બાર ઘણા કરો તેટલું મનહર તેજ તેણીની કાંતિમાં સમાયલુંછે. અને જેમ ગગનની વ્યાકુળ વિદ્યુત કાળાં વાદળાં પ્રતિ વેગે વિચરે તેમ તેણી પૂર્ણ સુંદરતા ભરી શ્રી પરમાત્માનાં હૃદય મંદિરમાં જઇ વસી અહર્નિશ મ્હાલેછે. તેણીનાં પગના નખનું દર્શન કરવા બ્રહ્મા સરખાએ પોતાની પરમ શુદ્ધિ માટે સાઠ હજાર વર્ષ તપ આચર્યું, પણ તે દર્શન પામ્યા નહી. આ શાસ્ત્ર વચનનો અર્થ એટલોજ છે કે જે શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રિય પ્રિયાના પગનાં દર્શન કાજે બ્રહ્મા સરખાને પણ પોતાને વધુ વિશુદ્ધ કરવા સાઠ હજાર વર્ષ તપ કરવું પડ્યું તે પરમાત્માનું ઐશ્વર્ય બ્રહ્માનાં ઐશ્વર્યથી કેટલું અણહદ અધિક હોવું જોઇએ ! માટે શ્રી પરમાત્મા વિષે આપણે કાંઈ જાણી કે સમજી શકીએ નહી. આવા શ્રીપરમાત્માને તો આપણે મન અને ઉરની વિશુધ્ધ અભિલાષાથી માત્ર નમનજ કરી શકીએ. વળી, આ સબંધમાં હું તમને બીજું વૃતાંત કહું. મનુષ્યના ૩૬૦ દિવસનો દેવલોકનો એક દિવસ થાયછે; મનુષ્યનાં ૩૬૦ વર્ષનું દેવલોકનું એક વર્ષ થાયછે, દેવનાં બાર હજાર વર્ષનો ચાર માનુષી યુગ (સત, ત્રેતા અને દ્વાપર અને કળિ) થાયછે. એ ચતુર્યુગ સહસ્રને બ્રહ્માનો એક દિવસ કહેછે. બ્રહ્માના એક દિવસમાં ચઉદ મનવંત-

રોનો સમાવેશ થાયછે. ત્રીસ કરોડ સડસઠ લાખ વીસ હજાર માનુષી વર્ષનો એક મનવંતર થાયછે. એ સંખ્યાને ચઉદ ઘણી કરતાં બ્રહ્માનો એક દિવસ થાયછે. આ એક દિવસનાં પ્રમાણથી બ્રહ્માનું એક વરસ ગણાયછે. અને વાયુ પુરાણના બાવીસમા અધ્યાયમા લખવા પ્રમાણે બ્રહ્માનાં આઠ હજાર વર્ષનો એક યુગ થાયછે, અને એવા એક હજાર બ્રહ્માના યુગને એક સવન કહેછે. અને જ્યારે એ ત્રણ હજાર વર્ષ પૂરાં થાયછે ત્યારે બ્રહ્માનું આયુષ્ય પૂરૂં થએલું કહેવાયછે. અને બ્રહ્માનું આવું અનંતકાળ પર્યંતનું આયુષ્ય તે સબંધમાં બ્રહ્મવૈવર્ત પુરાણમા લખવામાં આવ્યુંછે કે તે શ્રી પરમાત્માની આંખના માત્ર એક પલકારા જેટલાજ અલ્પ સમયનું છે. તો હવે એ શ્રી પરમાત્મા સબંધમાં આપણી કાંઇ પણ કલ્પના કે તર્કવિતર્ક પણ શું કરી શકે ? અને એવા ઐશ્વર્યવાળા શ્રી પરમાત્મા સબંધમાં તો આપણે એટલુંજ જાણવાનું છે કે એજ એક પરમતત્વ છે, એજ આ સકળ વ્યુત્પત્તિનું કારણ છે, અને એમના સિવાય વિશ્વમાં કાઇ નથી. યાજ્ઞવલ્કય રૂષિને પુછવામાં આવેછે: "અગ્નિ, વાયુ, આદિત્ય, કાળ, પ્રાણ, અન્ન, બ્રહ્મા, રૂદ્ર, વિષ્ણુ, એ પ્રમાણે દેવતાઓ અનેક છે, અને જુદાં જુદાં મનુષ્યો એ સઘળા જુદા જુદા દેવોની ઉપાસના કરે છે, તો એ સર્વ દેવોમા સર્વોપરી કોણ તે કહો ?" ત્યારે યાજ્ઞવલકય કહેછે: "એક અવિનાશી, અમર, સર્વોત્કૃષ્ટ પરમતત્વ જે પરમાત્મા તેના માત્ર પ્રાદુર્ભાવો એ સઘળા દેવો છે, માટે એ એક પરમતત્વના પ્રાદુર્ભાવ રૂપે અનેક દેવતાઓ જે છે તેમની ગમે તેની ઉપાસના મનુષ્યે કરવી હોય તો કરે અથવા તેમની અવગણના કરે તો પણ ભલે." સારાંશ એ છે કે ભલે ગમે તે દેવતાની ઉપાસના કરો પણ પરમતત્વ પરમાત્મા તે તો તેમનાથી જુદાજ અને તેમનાથી અણહદ વધુ ઐશ્વર્ય વાળા છે. એ પરમતત્વનું મહત્વ દર્શાવતાં તૈતરીય ઉપનિષદમાં કહેવામાં આવ્યુંછે: "એના (બ્રહ્મના) ભય થકીજ અગ્નિ ઉષ્ણતા ધારણ કરી રહેછે, સૂર્ય પોતાનો પ્રકાશ રેલી રહેછે, વાયુ ગમન કરી રહેછે, અને યમ પોતાનાં નિર્મિત કાર્યમાં પ્રવૃત્ત રહેછે. આ બ્રહ્મ સકળ વિશ્વને વ્યાપ્ત કરનારા, સકળ વિશ્વને ઘડનારા, પરમ સાત્વિક અને દૈવિ તત્વ છે. એ પરમતત્વ સચ્ચિદાનંદરૂપ છે. અને પરમતત્વની પ્રાપ્તિ યજ્ઞ કે બાહ્યસાધનોથી અશકય છે. એ બ્રહ્મની પ્રાપ્તિ વિશિષ્ટ જીવન થકીજ શકય છે, અને એમનું શોધન આત્મા દ્વારાજ છે." વળી, આ સબધમાં કઠોપનિષદની ચતુર્થ વલ્લીમાં લખ્યું છે: "સ્વયંભૂએ આંતર પ્રવેશ કરનારી શક્તિઓને એવી રીતે હણી લીધીછે કે જેથી તેઓ બાહ્ય વિષયો પ્રતિ ગમન કરેછે. આ કારણને લીધે મનુષ્યો બાહ્ય વિષયોને જાણી શકેછે પણ અંતરાત્માને જોઇ શકતાં નથી. તે છતાં પણ પોતાનાં ચક્ષુને (ઇંદ્રિયજ્ઞાનથી) નિવૃત્ત કરનાર, તથા અમૃત સ્વરૂપને ઇચ્છનાર, અધિકારી પુરૂષ આત્માને જોઈ શકેછે." આ પ્રમાણે જોતાં આપણે પરમાત્માનાં વિશિષ્ટ સ્વરૂપની કાંઇ માહિતિ મેળવીએ છીએ, અને એ સ્વરૂપની પ્રાપ્તિનાં સાધન સબંધમાં આપણને માલમ પડેછે કે આપણે આપણા આત્મા પ્રતિ વળવાનું છે. અને પરમતત્વમાં જે

આનંદ છે તે આનંદમા ભાગી થવા, તેના ભાગી થવાજ, એ પરમતત્વનું આપણું આરાધન કરવાનું છે. આપણા શાસ્ત્રોમા વૈરાગ્યનો જે બોધ કરવામાં આવ્યોછે તે બાહ્ય વસ્તુઓ પ્રતિ પ્રચંડ તિરસ્કારનો નથી વૈરાગ્ય એ તો બાહ્ય વસ્તુથી ઉપજતા સ્થૂળ અને ક્ષણિક સુખમાં તણાતાં આપણને પોતાને રોકવા પુરતો વિવેક છે; અને સુખ પરત્વે ઉદ્‌ભવતી હર્ષઘેલી સ્થિતિમા જઇ પડતા આપણને રોકવા પુરતુંજ વૈરાગ્યનું પ્રયોજન છે. ટુંકમાં વૈરાગ્ય એ વિવેક-યુકત મનોનિગ્રહ છે. કારણકે હર્ષઘેલું, ભ્રમિત, વ્યગ્ર, વ્યાકુળ, સ્વચ્છંદી ચિત્ત, પરમાત્માના ધ્યાન મનન એવા એકાગ્ર અને શાંત ચિત્તના માર્ગોમાં વિઘ્નરૂપ છે. વળી જ્યારે શાસ્ત્રોમાં આ સંસારનું અસારપણું પ્રતિપાદન કરવામા આવેછે, ત્યારે તેનો અર્થ એવો નથી કે સંસારનું પ્રયોજન નથી, કે સંસાર મિથ્યા છે, કે સંસાર દુઃખપ્રદ છે, કે સંસારમાંથી મુકત થવામાંજ મોક્ષ છે. સંસારનું અસારત્વ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવામાં આવેછે તેનો અર્થ માત્ર એટલોજ છે કે સંસારના ક્ષણિક સુખો એજ આપણું કલ્યાણ, એજ આપણું પરમ સુખ નથી. પરંતુ જન્મમરણના અનેક ફેરાઓ ખાઇ સકળ ગુણ-સંપન્ન થઇ તે સદ્‌ગુણ દ્વારા ઉત્પન્ન થતાં આત્મજ્ઞાન દ્વારા પરમતત્વનાં ખરા સુખ, ખરા આનંદના ભાગી આપણે થવું. સંસાર એ કાંઇ કાકટ ફેરો નથી, પરંતુ પરમતત્વને પામવા માટેના જ્ઞાનની પ્રાપ્તિ માટે એક ઉપયોગી અને આવશ્યક શાળા છે. મનુષ્યની આત્મિક ઉન્નતિના માર્ગમા સંસાર એક ધામ, એક પગથિયું છે, અને મિથ્યા કલ્પના નથી. સંસાર તો એક મહા મોટો અને ભવ્ય યજ્ઞ છે; એ યજ્ઞમા આપણે આપણું તન મન ધન, સર્વસ્વ બળિદાન રૂપે હોમી દેવાનું છે, જેથી પરમ ગતિને આપણે પામી શકીશું. મનુષ્યનું કર્તવ્ય એ છે કે આ સંસાર અસાર નહી ગણે, આ સંસારમા પ્રાપ્ત થએલા જન્મને સંકટ રૂપ નહીં ગણે, પરંતુ આ સંસારને અન્મોલ મોતી ગણે, અને સંસારમા રહી અનેક સદ્‌ગુણો અને જ્ઞાન પ્રાપ્ત કરી તે દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત કરે, અને આત્મજ્ઞાનવડે પરમતત્વ બ્રહ્મના કાંઇ પારને પામી લે. પર-માત્મા એજ ઉપનિષદોનો વિષય છે, અને હવે ઇશાવાસ્ય ઉપનિષદમાંથી થોડુંક તમને કહીશ. સર્વ ઉપનિષદોમાં ઇશાવાસ્ય ઉપનિષદ સર્વથી વધુ ગૂઢ રહસ્યોથી ભરેલું છે. જ્ઞાની અને વિદ્વાન પુરૂષોની માન્યતા છે કે આ ઉપ-નિષદના અઢાર શ્લોકો છે, તે અઢાર શ્લોકો એવા ગૂઢાર્થના છે કે તેમનું સ્પષ્ટિકરણ કરવા અઢાર પ્રકરણ વાળી ગીતા અને અઢાર પર્વવાળો મહાભારતનો વિશાળ ગ્રંથ લખાયલાં છે. વળી, અનેક ટીકાકારો આ ઉપનિ-ષદના પ્રત્યેક શ્લોકમાંથી ભિન્નભિન્ન અર્થો અને સાર ઉપજાવેછે, જેથી આ ઉપનિષદના સારને કોઇ પામ્યુંજ નથી એમ એ ઉપનિષદને વર્ણવતાં અતિશયોક્તિ નહી કહેવાશે. રિગવેદમાં જે પરમતત્વને પરમસુક્ત નામ આપ-વામા આવ્યુંછે તેનેજ આ ઉપનિષદમાં ઇશા નામ આપવામાં આવ્યુંછે, અને એનાં ધ્યાન તથા પ્રાપ્તિ માટેનાં ગુઢ રહસ્યો કહેવામાં આવ્યાંછે તે હું તમને કહું. (૧). જેમ આકાશ તો બહાર તથા અંદર સર્વત્ર વ્યાપેલુંછે તેમ

બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે અને એ બ્રહ્મનું સતત ધ્યાન મનુષ્યે ધરવું. (૨) જે અગાધ સ્નેહભાવે કરીને અને પોતાનું બળિદાન આપીને આ વિશ્વની ઉત્પત્તિ પરમાત્માએ કરીછે, તે પરમભાવ લક્ષમાં રાખીને મનુષ્ય પોતે પણ પોતાના આત્મત્યાગથી પોતાનું અને સર્વનું શ્રેય યોજવું, અર્થાત, પરમ-સુખનો માર્ગ સ્વાર્પણ અથવા આત્મત્યાગ છે અને નહી કે વિષયોમા પ્રીતિ. (૩) આ લોકની કે પરલોકની કોઈ પણ વસ્તુ માટે મહત્વાકાંક્ષા રહિત મનુષ્યે થવું, કારણકે બ્રહ્મપદની મહત્વાકાંક્ષા એ પણ જન્મ મરણના ફેરા પ્રાપ્ત કરાવનારી છે, કારણકે બ્રહ્માને પણ મૃત્યુ તેમનું આયુષ્ય પુરૂ થતાં ઘેરેછે. (૪) પરંતુ આકાંક્ષાનો તથા તૃષ્ણાનો ત્યાગ કરવો આવશ્યક છે, તેનો અર્થ એવો નથી કે આળસુ બની હાથ પગ વાળીને શૂન્ય મનનાં અને શૂન્ય હૃદયનાં થઇને મનુષ્યે બેસી રહેવાનું છે, પરંતુ સામાન્ય મનુષ્યો જે પ્રમાણે લોકવ્યવ્હારમાં પ્રવૃત્ત રહેછે તે પ્રમાણે લોકવ્યવ્હારમાં પ્રવૃત્ત રહેવાનું છે. માત્ર અગત્યની બાબદ એટલીજ છે કે તમારાં વ્યવ્હારીક કાર્યોમાંથી કાંઇ પણ શુભ અથવા મનોવાંચ્છિત ફળની આશારહિત થઇને તમારે તમારા વ્યવ્હારનાં કર્તવ્યો કરવાનાં છે. અને બ્રહ્માનાં પોતાનાં આયુષ્યનો જેટલો કાળ છે તેટલા દીર્ઘ અનંતકાળ પર્યંત કર્તવ્યની ભારી તો તમારા શિર રાખવાની છે અને તે કર્તવ્યોમાં રાગી થઇ તેમાં ફળાશા છોડી દેવાની છે. આ પ્રમાણે આ ઇશા ઉપનિષદમાં પ્રથમનાં સૂત્રોમા જ્ઞાનમાર્ગ તથા કર્મમાર્ગ એ બેઉને સંયુકત કરવામાં આવ્યાછે. જ્યારે આ ઉપનિષદમાં કહેવામાં આવેછે કે માત્ર એકજ પરમતત્વ આ વિશ્વમાં વ્યાપ્ત છે, અને ઇંદ્રિયોને બાહ્ય વિષયોમાંથી વાળીને અંતરાત્મા ઉન્મુખ આપણે થવાનું છે, ત્યારે તે જ્ઞાનયોગ છે. અને જ્યારે આપણને આપણાં સઘળાં કર્તવ્યો સતત નિષ્કામપણે કરવાનાં છે, ત્યારે એ કર્મયોગનો પંથ છે. અને આ બે યોગારૂઢ જે પુરૂષ તે બ્રહ્મના અનંત તેજોમય સાગરમા સઘળા જીવાત્માઓને વિચરતા, અને તે બ્રહ્મને તે જીવાત્માઓમાં પોતાનુ તૈજસ સિંચતા જુવેછે. જ્યારે મનુષ્ય આ સ્થિતિએ પહોંચેછે ત્યારે તેનાં સર્વ દુઃખો વિરમેછે, કારણુ વાસ્તવિક રીતે પ્રભુની લીલામાં દુઃખ કહેવાયજ નહી. જે કાંઇ દુઃખ રૂપે આપણને દશ્યમાન થાયછે તે માત્ર ઉન્નતિના માર્ગમાં પ્રગતિ કરવામાં, આત્મવિકાસના ક્રમનાં સેવનમાં, સ્થૂળ પ્રકૃતિને આત્મા સાથે સબંધમાં આવતા, જે કાંઇ પ્રતિકુળ સ્થિતિઓ પ્રાપ્ત થાયછે તેજ છે, અને તેથી તે કાંઇ દુઃખ કહી શકાય નહી. કારણકે જ્ઞાન પ્રાપ્તિ માટે, આત્માના વિકાસ માટે, પરમતત્વનાં જ્ઞાન માટે, જે સાધન તેને દુઃખ કેમ કહેવાય ? સ્વાદિષ્ટ બોર મુખમાં ચાવતાં ઠળિયાનો દોષ કેમ કઢાય ? કારણુ મૂળ ઠળિયા વિના બોરની ઉત્પત્તિ સંભવતીજ નથી. ખેતરમાં ધાન્ય ઉગાડવા કાજે ખેડવાનો પરિશ્રમ લેવો પડે તે દુઃખ કેમ કહેવાય ? એ પરિશ્રમ આનંદથી લેવાનો છે, એ પરિશ્રમને આનંદ માનવાનો છે, કારણકે એ પરિશ્રમ વિના ધાન્ય કાંઇ ગગનમાંથી ખેતરમાં તૂટી પડવાનાં નથી. સરિતાને સાગર સ્વામીને ભેટવું છે તો માર્ગમાં અનેક કાંટાવાળાં, ખાડાવાળાં

સ્થળોમાથી માર્ગ કાપતા તેને દુઃખ નડેલું કેમ કહેવાય? કારણકે એ પરિશ્રમ તેણી નહી લેશે તો સાગર કાંઈ દૂરથી આવીને તેણીને ભેટવાનો નથી. આ પ્રમાણે, જ્યારે અજ્ઞાની દેહાત્મવાદથી પોતાનાં શરીરને હું કહેછે, ત્યારે જ્ઞાની વિશ્વાત્માવાદથી આખા વિશ્વને હું કહેછે, કારણકે સકળ વિશ્વ પ્રતિ એના પ્રેમનુ વહન થાયછે. આ રીતે કર્મયોગ દ્વારા મનુષ્ય આ સ્થૂળ ભૂમિકા ઉપર પોતાના કર્તવ્યો કરીને પૂર્ણ સત્તાવાન, અને યશસ્વી થાયછે, અને જ્ઞાનયોગથી આ સ્થૂળ ભૂમિકા ઉપરની સૂક્ષ્મ અને માનસિક ભૂમિકાઓ ઉપર પોતાને લઈ જઈ વધુ શુદ્ધ, આત્મજ્ઞાન સંપાદન કરી આત્મા તથા પરમાત્માનું જ્ઞાન પામી પોતાનું શ્રેય કરેછે. અને પરમાત્માનું જ્ઞાન થતાં પછી પરમાત્મામાં પ્રીતિ, અર્થાત, ભક્તિ થતાં. પરમાત્માના સ્વરૂપનાં ચિંતન રૂપી ધ્યાનની સમાધિના ભક્તિ માર્ગથી મનુષ્ય કોઈક કલ્પમા પરમાત્મા જે સચ્ચિદાનંદ રૂપ છે તેને પ્રાપ્ત કરતો થાયછે. બ્રહ્મ એ કાંઈ મનશક્તિથી કલ્પેલી વસ્તુ નથી, એ કાંઇ અસિદ્ધ પદાર્થ નથી, એ કાંઇ શૂન્યતા ભરેલો અંધકાર નથી. બ્રહ્મ તો સર્વોત્તમ સત્ય છે, અર્થાત, એ સત્યમાંથીજ આ ચરાચર જગત ઉત્પન્ન થયુછે. બ્રહ્મ એ વસ્તુ છે જે કળપાનથી ભરેલી વિશ્વરૂપી અસંખ્ય વૃક્ષલતાઓ રૂપે વિકસેછે. એ બ્રહ્મનું આપણી માનસિક શક્તિથી યથાર્થ જ્ઞાન થવું અશક્ય છે. તૈતરીય ઉપનિષદમા લખ્યું છે કે સકળ વાક્ અને મનસ બ્રહ્મ આગળથી પાછા વળે છે કારણ બ્રહ્મનું જ્ઞાન તેમને પ્રાપ્તવ્ય નથી. મનનો યોગ સ્થૂળ વસ્તુઓજ ગ્રહણ કરી શકેછે. જેનો આપણે મનવડે વિચાર કરી શકતા નથી, પણ જેના વડે મનને વિચાર કરવાની શકિત મળીછે, તેનેજ વિદ્વાનો કહેછે કે બ્રહ્મ જાણો. મનશક્તિની મર્યાદા કાર્યકારણ એવા નિયમાનુસાર તેનું કાર્ય કરેછે. શાસ્ત્રમાં લખ્યું છે કે પ્રજાપતિને પ્રશ્ન કરવામા આવ્યો કે દેવતાઓ ઇંદ્રમા રહેલાછે, ઇંદ્ર પ્રજાપતિમાં રહેલાછે, પ્રજાપતિ બ્રહ્મામા રહેલાછે, ત્યારે કાર્યકારણ ન્યાયાનુસાર બ્રહ્મા કોણમા રહેલાછે? ત્યારે પ્રજાપતિએ ઉત્તર આપ્યો: "કાર્યકારણના ન્યાયને અવલંબીને રહેનારા મનમા ઉદ્દભવતો આવો ફોકટ પ્રશ્ન કરશો નહી". અર્થાત, બ્રહ્મા કોણમા રહેછે, એવો પ્રશ્ન મનશકિતની બહાર છે, અને તેથી બ્રહ્મા કોણમા રહેલાછે એ પ્રશ્નનો ઉત્તર મનશકિત માટે અશક્ય છે. બ્રહ્મ એ વર્તમાન, ભૂત, ભવિષ્ય, સર્વથી પર છે, અને જેમ ખડક સામે સાગર જળ અથડાઇને હેઠાં પડે તેમ કાળ તો બ્રહ્મની સામે અથડાઇ હેઠો પડેછે; કાર્યકારણભાવ જગતની સ્થૂળ વસ્તુઓને બંધનકર્ત્તાછે. બ્રહ્મ એથી પર છે. કાર્યકારણ એવા સઘળા ભાવોને બ્રહ્મમાં ડુબાડી દેવાનાછે. અને જ્યારે કાર્યકારણ એવા ભાવોની સંકુચિત મર્યાદાઓ ઓળંગીને મન ઉચ્ચ ભૂમિકાઓ ઉપર પહોંચેછે ત્યારે તેને દિવ્યદર્શન થાયછે, અને ત્યારેજ તેને બ્રહ્મનું જ્ઞાન થઇ શકેછે. સર્વ સિદ્ધોએ આજ ઉચ્ચારણ કર્યુંછે. મનુષ્યમાં મનશક્તિ અને તેથી અધિક બળવાન શક્તિઓ છે. અને યોગ એ સર્વ શક્તિઓનો વિકાસ કરવાનો માર્ગ

છે. યોગનું રહસ્ય એ છે કે બ્રહ્મની સાલોકયતા, સારૂપ્યતા, સાયુજ્યતા, આ સ્થૂળ દેહમાંજ કાંઇક કિંચિત અંશે પણ પામી શકાયછે. યોગમા બે પ્રકાર છે. એક હઠયોગ, બીજો રાજયોગ. એ બેઉનું ધ્યેય એકજ છે પરંતુ બેઉના માર્ગ જુદા છે. હઠયોગનો સિદ્ધાત એ છે કે શરીર અને આત્માને ગાઢ સબંધ છે. શરીર એ આત્મજ્ઞાનની કુંચી છે; શરીર એજ આત્માના મોક્ષનું તથા બંધનનું કારણ છે. શરીર એજ પશુઓની દુષ્ટ વૃત્તિઓ તેમજ આત્મિક તથા દૈવિક સત્તા પ્રાપ્ત કરાવનારૂં સાધનભૂત કારણ છે; શરીર એજ મન તથા આત્માનું આવરણ દૂર કરીને આત્માને તેના પ્રકાશમા મહાલતો કરેછે; શરીર એજ દુઃખ તથા મૃત્યુનું કારણ છે; અને શરીર એજ પરમ આનંદ અને અમરત્વ પ્રાપ્ત કરાવનારૂં સાધન છે. સ્થૂળ દેહ આ સ્થૂળ ભૂમિ ઉપરથી ઠેઠ બ્રહ્મ ભૂમિકા ઉપર પહોચવાનો પૂલ છે. હઠયોગીનો સિદ્ધાત એ છે કે તે આ સ્થૂળ શરીરમાંજ આત્માને પૂર્ણ સત્તા, પરમ પવિત્રતા, પૂર્ણ સ્વતત્રતા, અને પૂર્ણ વિકાસે પહોચાડેછે. પરંતુ આ હઠયોગમા શરિરદ્વારા થતી આત્મોન્નતિનો માર્ગ શરીર માટે મહા કષ્ટ ભરેલો છે તે માટે અત્યંત પ્રશંસનિય નહી કહી શકાય. રાજયોગમા જ્ઞાનનું, મનબળનું, હૃદયબળનું, પ્રાબલ્ય છે. બ્રહ્મજ્ઞાન જેણે હાથ ધર્યુ નથી તેને તે અસંભવિત, અશકય, ભ્રાંતિજનક, લાગશે. પરંતુ જે કોઇ આત્માની ઉન્નતિના પ્રયાસમા પ્રવૃત્ત થાયછે, અને એ ઉન્નતિ કાજે મનોનિગ્રહ, વિશુદ્ધતા, એકાગ્રતા, ત્યાગ, વૈરાગ્ય, પવિત્રાઇ, ભક્તિ, વિગેરે સાધનો યોજેછે તેને બ્રહ્મજ્ઞાન સિદ્ધ થતુ લાગેછે. આ બ્રહ્મજ્ઞાન જે અંગિકાર કરે તેનું છે. જે કોઈ અંગિકાર નહી કરે તેના માટે નથી. બ્રહ્મજ્ઞાન સ્પષ્ટ અને સરળ વાત છે. માત્ર અનુકરણ કરવાની ઇચ્છા, સામર્થ્ય અને પૂર્વના સંસ્કારો તેમજ લખ્યા લેખની વાત છે. બ્રહ્મ સીવાય જગતમા કાંઇ નથી એજ બ્રહ્મજ્ઞાનનું પ્રથમ રહસ્ય છે મનુષ્યને તેના શરીરના, મનના, હૃદયના, અલ્પ વિકાસને લીધે ત્વરિત બ્રહ્મજ્ઞાન થવું અશકય છે. પરંતુ કર્મયોગ, જ્ઞાનયોગ, અને તે થકી પ્રાપ્ત થએલા બ્રહ્મજ્ઞાનથી ઉદ્ભવતી બ્રહ્મમા પ્રીતિ અને ભક્તિ થકી અનંતકાળ પછી જીવાત્મા બ્રહ્મમા તન્મય થઇ જાયછે. પરંતુ આ કાર્યસિદ્ધિ કલ્પોનો દીર્ઘકાળ જતાં ક્રમે ક્રમે શકય છે. મહારાજાધિરાજ ! આ પ્રમાણે મેં આપને થોડું કહ્યું અને આપે તે સાંભળ્યુ. વધુ હવે પછીથી કહીશ. આપ શ્રવણ કરતાં થાકી ગયા હશો ?

**પુલોમા**—(હાફળી ફાંફળી આવી પહોચતા તાતને તથા સસરાને પાયે પડતા. (શાકાયન્યને). તાતજી ! પાયે પડુંછું. (કશ્યપને). તાતજી ! પાયે પડુંછું. મારા માટે, તેમજ મારા સ્વામી મારી ખોળમાં નીકળ્યા તેમને માટે, આપે બહુ ચિંતા કરી હશે, બહુ ઉદ્વેગ આપ પામ્યા હશો. રાજકુમાર તો મન્થાન યોગીના આશ્રમે છે, હમણા ત્યા થોભવાના છે, અને એમને ભેગી થઇને હું અહીં આવીછું, કેમકે મારા સ્વામી મારી સાથે આવ્યા નહી, અને હઠયોગની દિક્ષા મન્થન યોગીએ એમને આપીછે, એટલે પછી હું સ્ત્રી જાત તો મારા સ્વામીના પણ પડખે

હોઇ ના શકું. મારા સ્વામી મારી શોધમાં નીકળ્યા તે માર્ગમાં મન્થાન યોગીના આશ્રમે જઈ ચઢ્યા, અને મન્થાન યોગી સાથ એમને ભેટો થયો. મન્થાન યોગીએ મારા સ્વામીને અનેક રીતે હઠયોગના માર્ગે ચઢાવવા પ્રયત્ન કર્યો, અને છેવટે હઠયોગ બળની સિદ્ધિઓ દેખાડી તેથી હઠયોગનું પ્રાબલ્ય મારા સ્વામીને સિદ્ધ થઇ ગયું, હઠયોગ દિક્ષા લીધી, અને હું દૈવેચ્છાથી જઇ મળતાં, મારો અનાદર કરતા મને તરછોડી, તેથી હું અહીં ચાલી આવીછું. (પિતાને). તાતજી! મારા સ્વામીએ હઠયોગ દિક્ષા લીધીછે તો હું પણ પ્રભુભક્તિ દિક્ષા આજ પળથી લઇ લેવુંછું. સ્વામીનું શિરછત્ર આઘે જઈ પડયું તો પિતા પ્રેમની પાલખી શું અર્થની? વૃષારતુ ગઈ તો ખેતરમાં વેરેલા ધાન્યનાં બીથી ખેતરની ભૂમિ ફળદ્રુપ શું થવાની અને ધાન્યનાં બીને ખેતરે શું કરવાંછે? ચક્ષુની કીકી અંધ થઈ તો અખિલ વિશ્વનું સૌંદર્ય અંધને શુ પ્રયોજનનું રહ્યું? તાતજી! હવે તો હું પ્રભુભક્તિમાંજ આયુષ્ય પૂરૂં કરીશ. વળી, મારી આ દેહને અનેક કષ્ટથી પીડીને પણ તેનો અંત લાવીશ. કારણ મને હવે સિધ્ધ થાયછે કે મારા દુરાગ્રહથી હું રાજકુમારને નહી વરી હોત તો આજ એમને રાજ્યપાટ છોડી હઠયોગનાં દેહકષ્ટ વેઠવાનો વખત નહી આવતે. તાતજી! હું મારૂં માથું કુટી લોહીલુહાણ એને કરીશ; મારી જીવ્હાને કચડી કચડી મુખમાંથી ટુકડા કરી ફેંકી દઇશ; મારાં ચક્ષુમાં ધૂળના ખોબલા નાખી તેને અંધ કરીશ; મારી મૂર્ખ મતિને હું વિષ્ટા આહાર કરાવી સમજવાળી કરીશ; જેથી અન્ય ભવમાં કોઇ ભલા ગુણીજનને મારા પ્રેમમાં પાડી આ રાજકુમાર પેઠે દુઃખી નહી કરૂં. તાતજી! આપનાથી આઘે એક ઝુંપડી બાંધી હું એકલી પડી રહીશ, દેહને કષ્ટ દઇશ, મનને દુભાવી દુભાવી મહાત કરીશ, ઉરને બાળી બાળી ભસ્મ કરીશ.

**કશ્યપ**—બેટા! આ તુ શું બોલેછે! આ તુ શુ વિચારો કરેછે! શું તારે તારાં ભાવીની લગામ તારા હાથમાં લેવીછે એવી તું બળવાન અને જ્ઞાની છે! શુ જે પ્રભુજી તાત તારા પિતા તેના કરતાં તું તારૂં શ્રેય વધારે સારી રીતે યોજી શકીશ! શું મહાત્માઓ, રૂષિઓ, દેવો જે સઘળા મનુષ્યની રક્ષા કરનારા છે તે સઘળા કરતાં તું વિશેષ જ્ઞાની છે કે તારૂં હિત તું પોતે સુધારવા ઇચ્છેછે! બેટા, તું મોટી ભૂલ કરેછે. ભાગ્યના લેખને તું ભૂસેડવા મથેછે તે તું ભૂલ કરેછે! પ્રભુજી, ઇષ્ટ દેવ, દેવતાઓ, જ્ઞાનીઓ, મહર્ષિઓ, મહાત્માઓ એ સર્વનો આશ્રય તું તજેછે એ તારી મોટી ભૂલ છે! એ ભૂલની તમે સમજ પડશે ત્યારે તું મહા પસ્તાઇશ. બેટા! મનુષ્યે તેનાં શિર જે કાંઇ વિપત્તિ આવી પડે તે પ્રભુ ઇચ્છાને આધિન થઈ સહન કરવાનીછે. તારી પેઠે અબળાને અકળાવાનું અને મુઝાવાનું ના હોય, ના ઘટે.

**પુલોમા**—તાતજી! હુ પ્રભુભક્તિના માર્ગે પડૂંછું, પ્રભુજીની ઇચ્છાને આધીનજ થાવુંછું. પ્રભુજીની અવજ્ઞા કરતી નથી. હું મારાં અવિચારી મનનો નિગ્રહ કરૂંછું, મારી

ઉચ્છંખલ વૃત્તિઓનું ઉન્મૂલન કરૂંછું. નથી હું કાંઈ દેવ દેવતાઓ કે રૂષિઓ કે મહાત્માઓ, એ સર્વનો અનાદર કરતી.

**શાકાયન્ય**—બેટા ! ચૂલામાં જઇ પડી બળી ભસ્મ થવું અને કહેવું કે ટાઢ ઉરાડવા હું દેવતા આગળ તાપુછું, એ કેવું કથન કહેવાશે ! સાગરજળમાં જઇ ડુબકી મારી જળસમાધિ કરવી, અને પછી કહેવું કે હું શરીર સ્વચ્છતા માટે સાગરજળમા સ્નાન કરૂંછું, એ કથન કેવું કહેવાશે ! ગંગાજળનાં નીર બેડલું ફોડી ઢોળી નાખવા, અને કહેવું કે મને તો મારા ગરબે ગાવા ખાલી બેડલું શિરે ધરવા જોઇતું હતું, એ કથન કેવું કહેવાશે ! બેટા ! તારાં મનની સ્થિતિ જોતાં હું જોઇ શકુંછું કે આ પળે તારાં મનથી કરેલા નિશ્ચયમાં હું તને ડગાવી શકીશ નહી, માટે તારો નિશ્ચિત માર્ગ તું ભલે લે અને હું તને નહી રોકું.

**સુરસુંદરી**—(સુરસુંદરી, સુજાતા, કુશાંબ, આવી પહોચેછે. સુરસુંદરી તેણીના તાતના ખોળામાં જઇ બેસતાં. તેમને). તાતજી ! હું અણુધારેલી આવુંછું. આપ ક્ષેમકુશળ છોને ? (કશ્યપ ઉપર નજર પડતાં. તાતને). આ કોણ ! રૂષિરાય ! (કશ્યપ પાસે જઈ તેમને પાયે પડતાં). તાતજી ! પુત્રી પાયે પડેછે. (પુલોમાને જોઇને. તાતને. રૂષિરાયનાં આ પુત્રી શું ? (પુલોમાને ગળે વળગતાં). બહેન ! ખુશીમા છોને ? અરે પણ, તમે કાંઈ ઉદ્વેગ પામેલાં કેમ દેખાવોછો !

**સુજાતા**—(કશ્યપને પાયે પડતાં). યોગેશ્વર ! પાયે પડુંછું. (શાકાયન્યને). મહારાજાધિરાજ ! પાયે પડુંછું. (પાયે પડેછે).

**કુશાંબ**—(કશ્યપને). ગુરૂ ગોવિંદરાય ! દંડવત્ પ્રણામથી પૂજન કરૂંછું. (શાકાયન્યને). આપને દંડવત પ્રણામ છે. (પાયે પડેછે). (પુલોમાને). માતા ! આપને પણ પાયે પડુંછું. રાજ્યમાતા પાસે હું ઘણા વખતથી છું. એમની સંગાથે આવ્યોછું. જો એમની આજ્ઞા હશે તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ માટે મારી નોકરી છોડી મહેલથી ચાલી નીકળી આપના તાતજી પાસે એમના ચરણ તળાંસી બ્રહ્મજ્ઞાનની કાંઇક પ્રાપ્તિ કરી મારા ભવનું સાફલ્ય કરવા મહત્વેચ્છા મારી છે.

**સુરસુંદરી**—(પુલોમાને). બહેન ! તમે આવાં દલગીર શું રહોછો ? મારી સંગાથે મહેલે આવો.

**પુલોમા**—બહેન, તમારા ભાઇને રાજ્યપાટ મુકાવ્યાં અને હું મહેલે શું મુખ લઇ આવીશ ? બહેન ! તમારા ભાઇને મેં પરાણે મારો કર લગ્નમાં ગ્રહણ કરાવ્યો, પણ મારા ભાગ્ય ફુટેલા, તે વળી મન્થાન યોગીના આશ્રમે જઇ ચઢતા એ યોગીએ એમને હઠયોગના માર્ગે ચઢાવી દીધાછે અને મને હડસેલી મુકીછે. મારાં દુર્ભાગ્યમાં પતિ સુખ નહી તે પરાણે યોજેલું ક્યાંથી મળે ! કાણી ગાગરમાં ગંગા જળ કેમ કરી રહેશે ? અંધ ચક્ષુમાં રવી કિરણ કેમ પ્રકાશ સિંચી શકશે ? રેતીનાં રણમાં સરોવર શીતળતા ક્યાંથી આવી સ્થાપિત થાશે ?

**સુરસુંદરી**—બહેન ! સ્ત્રીજાતિને એક પતિ સુખજ પ્રભુજીએ પરમ દૈવત તરીકે નિર્માણ કર્યુછે. યુવતિનો ભાગ તે પતિ સેવાજ પ્રભુજીએ નિર્માણ કર્યો છે ! બહેન ! તમારી અને મારી સ્થિતિ એકજ છે. પછી હું શુ દિલાસો તમને દેવુ ! હંસ કાગ બેઉ સરોવર તીરે જળપાન કરવા ઉભાછે. કહો કોણ કોણને

કહેશેકે તૃષા કાજે નાહક ઉંચે હવામાંથી નીચે ભૂમિ ઉપર ઉતરવાનો પરિશ્રમ આપણને લેવો પડેછે ? સૂર્ય ચંદ્ર બેઉ ધરતીને પ્રીતથી પ્રિછેછે ? કહો કોણ કોણને કહેશે કે આ પૃથ્વીસેવા નાહકની કરવી આપણને ના ઘટે ? ગુરૂશિષ્ય બેઉ શાસ્ત્રાધ્યયન કરી રહ્યાછે. કહો કોણ કોણને કહેશે આ મિથ્યા પીડા આપણે શિર શીદ લીધી હશે ? (શાકાયન્યને) તાતજી ! તાતજી ! પ્રધાનજી રાજ્ય કારભાર કુશળતાથી ચલાવેછે. સર્વ અધિકારી જનો તેમજ પ્રજાજન નિજ કાર્યમા પ્રવૃત્ત અને સુખી છે. અને રાજ્યકારભારના સઘળો બોજ તો પ્રધાનજી બીચારા ઉંચકી લેછે, કારણકે હું તો અબળા રાજ્યકારભારનું કાઇ સમજી શકતીજ નથી. અને, તાતજી, મારે આપને વિદિત કરવાનું એ છે કે આપણી ગુણી પ્રજામા વૈશાળ નામના રૂષિપુત્ર છે, એમને મારા પ્રતિ રાજ્યભકિત નિરવધિ છે. અને મારા મન વિષે એવી શ્રદ્ધા થઇછે કે એમની પત્નીજ આ ભવમા થવા મારાં ભાગ્યમા લખ્યુંછે, તો એમને વરવાની મને આજ્ઞા આપો. એ આજ્ઞા લેવાજ હું આપની પાસે આવીછું. એ રૂષિપુત્ર વળી મહા દૈવિજ્ઞાન શકિત ધરાવેછે અને પ્રભુજી તરફથી ભાવીના મહાન બનાવોનું પ્રથમથી જ્ઞાન થાયછે એવા એ પ્રતાપશાળી પણ છે.

**શાકાયન્ય**—બેટા, એ રૂષિપુત્ર વૈશાલને હું જાણુંછું અને દૈવિજ્ઞાનની એમની શકિત માટે પણ હું જાણુંછું, અને તારે જો એમને વરવા ખુશી હોય તો મારી પૂર્ણ સંમતિ છે, કેમકે તારો કરગ્રહણ કરવા એ રૂષિપુત્ર યોગ્ય પાત્ર છે. શુભ મુહૂર્ત જોવડાવી. લગ્નનો દિવસ નક્કી કરી, મને જણાવજે. હું તે પ્રસંગે આવી જઇશ.

**સુરસુંદરી**—આપે આજ્ઞા આપી મને જીવતદાન દીધુંછે. એ સ્વામી મેળવી આપતાં આપે મને મારા પ્રાણ ભેગી કરીછે. એમને હું પ્રાણાધારજ સમજુંછું. હું ત્યારે હવે ઝટ પાછી વળુંછું. અને તાતજી, મને માર્ગમાં મારાં આ મોંઘા બ્હેનનો ભેટો થયોછે. એ (સુજાતા) બ્હેન તો કોઇ દેવી અવતારજ છે. એમના ઉચ્ચ આત્મા વિશે કહેવા બેસું તો દીર્ઘકાળ વીતી જાય.

**સુજાતા**—(શાકાયન્યને). પૂજ્ય મહારાજાધિરાજ ! આપના પુત્રીની સંગાથે રહેવા મને ગાર્ગવ મહાત્મા તરફથી આજ્ઞા થવાથી હું એમની સાથે આવીછું અને એમની સંગાથે મહેલે જાવુંછું. મારા મહાત્મા ગુરૂદેવની વાત આપ આગળ વર્ણવવા જીવ બહુ તલપેછે, પણ કશ્યપ રૂષિરાય જે સાક્ષાત મહાત્મા છે તેમની આગળજ આપ અહીં રહોછો એટલે મારા મહાત્મા ગુરૂના યશોગાનનું અત્રે પ્રયોજન નથી.

**કશ્યપ**—બ્હેન ! તારા ગાર્ગવ તારા ગુરૂ મહાત્મા તો મારા પણ મહાત્મા ગુરૂ છે. હું તો એમનાં ચરણની રજ છું. તમે મને એ મહાત્માની સાથ સરખાવવામાં ભુલ કરોછો. (શાકાયન્યને). આ જગતનાં દુઃખી જનોની સહાયતામાં રહેનાર એક મહાત્મા છે તે પોતાનાં બ્રહ્મલોકના પણ પેલેપાર એવા ગોલોકના અધિકારી છે છતાં મૃત્યુલોકમાં મૃત્યુલોકના સુખ માટે સદા આમતેમ દોડેછે, યોગ્ય જનોને

દર્શન દેછે, જ્ઞાન દેછે, દિક્ષા દેછે, સહાય કરેછે. આપ અવિચળ ભકિતમાં આરૂઢ થશો તો આપને પણ એ મહાત્મા દર્શન દેશે. જગતનાં દુઃખી જનોને સહાય કરનારા આ એકજ મહાત્મા હાલ આ પૃથ્વી ઉપર વાસ કરી રહ્યાછે.

**શાકાયન્ય**—રૂષિરાય ! મહાત્મા શું ! ગોલોક શું ! હું કાંઇ મારી અલ્પ મતિથી સમજી શકતો નથી ! હું તો આપના બોલો દિગ્મૂઢ બની સાભળુંછું ! મને યથાર્થ રીતે સમજાવશો.

**કશ્યપ**—ભલે. હું અન્ય પ્રસંગે આ મહાત્મા વિશેષ વિસ્તારથી તમને કહીશ. (સુજાતાને તથા સુરસુંદરીને). બહેનો ! તમે માર્ગમાં થાકી ગયાં હશો; ફળાહાર લઈ જરા વિશ્રામ લ્યો, (પુલોમાને). બેટા ! તું પણ ફળાહાર લે.

**પુલોમા**—તાતજી ! મને આજથી મુવેલી જાણો મને વિસારી મુકો, હુ તો એકલડી પ્રભુ ભક્તિમા અને મારા આત્માના કલ્યાણના માર્ગમા પડી રહીશ. ભૂખ તરસ નહી જાણીશ. (જવા કરેછે).

**સુરસુંદરી**—(તેણીને જતી રોકીને). બહેન ! હું અહી છું ત્યાં સુધી તો મારી સાથે રહો. હુ સવારે અહીથી નીકળીશ પછી તમે તમારો ઇચ્છિત માર્ગ લેશો.

**પુલોમા**—બહેન ! આવો આગ્રહ શું કરવા કરોછો ? દીવાલ તથા ટેકા ધસી પડેલી ઝુંપડીને શુ કરવા લીપી કરી સુશોભિત કરવા ઇચ્છોછો ? શુષ્ક સરોવર તીરે મનહર પશુપંખી લાવી શીદને ભેગાં કરોછો ? રત્નમણિ ખોવાઇ ગએલા હીરને શુ કરવા ખાલી ગાંઠો વાળી જાળવોછો ? પણ, બહેન, તમારી ઇચ્છા છે તો લ્યો હું તો તમારી સાથે હમણા રહુંછું. (બધા ફળાહાર માટે બેસેછે). (કુશાબ બેસતો નથી).

**સુરસુંદરી**—(કુશાબને). ફળાહાર તમે પણ લ્યોને.

**કુશાંબ**—ના. રાજ્યમાતા.

**સુરસુંદરી**—પણ, કાંઈ કારણ ?

**કુશાંબ**—(વેદનાનો ડોળ કરીને). માતા ! પેટમાં ચુંક બહુ આવેછે ! જીવને ઇંધામણ બહુ થાયછે ! હાથ પગ તૂટી જાયછે ! કાળજું ધબકી ધબકી ઉડી જાયછે ! સર્વ જગત ફરતુ દેખાયછે ! રાજ્યમાતા ! મારી દેહ તો આ ઘડી અહીંજ પડશે !

**સુરસુંદરી**—(તેને પસવારતા). આમ હીમત શું હારોછો ! એ તો કાંઇ જીવ બગડી આવ્યો હશે તો હમણા સારૂં થઇ જશે.

**કુશાંબ**—ના. રાજયમાતા. ના. હું તો આ રૂષિરાયનાં અને આપનાં દર્શન પામ્યો, એટલે સ્વર્ગ પામ્યો. મને મારે અહીંજ મરવા દો. (શાકાયન્યને). બાપા ! મારાં છોકરાંને કાંઇ વર્ષાસન બાંધી આપી પાળજો.

**શાકાયન્ય**—ભાઇ ! તારા છોકરાંને પણ વર્ષાસનછે અને તને પણ વર્ષાસન છે. તું ગભરાઇશ નહી. (સુરસુંદરીને). બેટા ! આ બીચારા ભલા માણસને એ જીવે ત્યાં

સુધી આપણા મહેલે રાખજે અને એમને કાંઈ પણ કામ સોંપીશ નહી. બેઠા, બેઠા, એમને માગે તે દરમાયો આપ્યા કરજે.

**કુશાંબ**—(શાકાયન્યને. રૂદનના ડોળથી), રાજ્યમાતાની નોકરીમાં આ પગ ભાંગ્યો તોયે રાજ્યમાતાએ તો એકે દન ના કહ્યું કે ભાઇરે તું બેસીને ખા! આવા ભાંગેલા પગથી પણ દોડી દોડીને મરી ગયોછું! ભગવાન! તું મારી સાચી વાત જાણનારો છે.

**સુરસુંદરી**—પણ હું તમને ક્યારે કહેતી હતી કે તમારાથી કામ ના થાય તોપણ કરો? તમે તમારી મેળેજ દોડી દોડીને કામ કરતા હતા પછી હું શું કરૂં!

**શાકાયન્ય**—હશે, બીચારો પ્રમાણિક અને સાચો માણસ છે તેથી પગે દુ:ખી છતાં દોડયોછે. પણ હવે તો એને લગીરે કાંઇ કામ માટે દોડવા દઇશ નહી.

**કુશાંબ**—(રૂદનના ડોળથી). બાપા! કોઇને બેસી રહેવાને ગમે? પણ મારાથી ના દોડાય ત્યારે કરૂં કેમ! બાપા! ત્યારે હું તો હવે બેસીજ રહુંને?

**શાકાયન્ય**—હા. બેસીજ રહેજે.

**કુશાંબ**—પણ, બાપા! એવો અર્થ મહેલે ના થાય કે હું બેઠો બેઠો સડ્યા કરૂં અને મારી કાઇ સંભાળ ના લેવાય! અરેરે! આ ચુંક આવી.

**સુરસુંદરી**—(તેનાં પેટ ઉપર હાથ મુકતાં). બજ્યું, થઇ શું ગયું! રસ્તામાં તો તમે લગીરે વાત ના કરી?

**કુશાંબ**—પણ મારે પાંચ લોકમાં જાહેર આ વાત કરવી હતી, એટલે રસ્તામાં તમને એકલાંને શું કહું! કાંઇ નહી, રાજ્યમાતા, તમે તમારે બધા જમો. હું જરા ઉંઘી જાવુંછું.

**કશ્યપ**—(કુશાબને). આ ફળ તમે ખાવો. એનાથી અજીરણ હશે તે મટી જશે.

**કુશાંબ**—ઓ, બાપા! મારે અજીરણ નથી મટાડવું અને મારે તો કાંઇ ખાવુંએ નથી.

**સુરસુંદરી**—આમ, ખોટી જક શું કરોછો! ઓસડ વિના વ્યાધિ મટતી હશે?

**કુશાંબ**—મટવાની હશે તો મટશે, અને નહી મટશે તો મરી જઇશ તો ખેર. મારા જીવતાં સુધીનું અને મુવા પછીનું વર્ષાસન બંધાયુંછે પછી મારે શું ચિંતા છે! રાજ્યમાતા! તમે તમારે બધા જમી લ્યો.

**સુરસુંદરી**—તમારૂં વર્ષાસન તાતજીએ બાંધ્યુંછે, તે કાંઈ એ માટે નહી કે હવે તમે જાણી જોઇને મંદવાડનો ઉપાય ના કરો, માટે, રૂષિરાય આ ફળ આપેછે તે ખાવો.

**કુશાંબ**—લાવો, ત્યારે ખાવું. (ખાયછે). ગજ્યું છે! રાજ્યમાતા, હાં! અને જીવને હુશીઆરી પણ આવેછે!

**સુરસુંદરી**—લ્યો, બીજું પણ લ્યો. નાનું ફળ છે તો ગમે તેટલાં ખાશો તોપણ અડચણ નહી કરે.

**કુશાંબ**—ના. ના. એના શા ભાર છે કે અડચણ કરે. (કશ્યપને). ૠષિરાય થોડાંક ફળો આપો. તબીયત બરાબર સુધારા ઉપર આવે તેટલા ખાવુંછું અને વધતાં વધે તેટલાં રહેવા દેવુંછું. શું કરૂં, મારે રાજ્યમાતા સાથે પાછું મહેલે જવાનું રહ્યું એટલે કાંઇ ઝટ સારા થયા વિના ચાલે! પણ હવે આપ બધાં જમવા માંડો. (બધાં જમવા બેસેછે). (સ્વગત). જીવીએ જાગીએ, મરી જઇએ, ત્યાં લગણનું વર્ષાસન બંધાયું ' બસ કુશાંબભાઇ બસ. આ પેટમાં ચુંકો તેં શોધી કહાડયો એ તેં ડહાપણ વાપર્યું!

---

## અંક ૨. પ્રવેશ ૧૭.

**વૈરાજ**—(હેરાજીને સંગાથે લઈ આવતા. હેરાજીને). લુગડાં તો મેં બાજુએ કહાડી રાખેલાછે તેથી તમારે કાંઇ ખોટી નહી થવું પડે. તમે વ્યાજબી દામ કહી દો એટલીજ વાર. (લુગડા હેરાજીને દેખાડેછે).

**હેરાજી**—અમારે ગેરવ્યાજબી દામ શામાટે કહેવું પડે ' (લુગડાં તપાસેછે). લુગડાં તો આ દસ છે, અને ચાર ચાર આના કીમત ગણતા અઢી રૂપીયાનો માલ છે, પણ આપવા હોય તો તન રૂપીયા આલું. વધારાનો કસ નથી. અને આજકાલ તો ઘીરાકી બીલકુલ સાફ બેસી ગઇછે તો ધંધો રોજગાર મીલે ના, અને આખા દિવસ દુકાને માખ મારીએ છીએ! પણ શું કરીએ વેપાર લઈ બેહા તે કાઇ દુકાનમા માલ રાખા વિના ચાલે તેમ છે? લો, તારે, તન રૂપીઆ સુધી હા હોય તો કહો. નીકર મારે દુકાને જાવુંછે. ઘીરાક ખોટી થાતાં હશે.

**વૈરાજ**—ભાઇ સાહેબ, તમે તો મારવાડી કરતાં પણ જબરા છો, હેં! આટલા કપડાં બનાવવા જઇએ તો કાઈ ત્રણસો રૂપીયા થાય તેના ત્રણ રૂપીયા તમે કહોછો!

**હેરાજી**—તો શેઠ, તમે કહોછો તે ખરૂં, પણ એ તો સઉને પીરવડવાની વાત છે. મારે કા તમારો માલ પડાવી જાવોછે! મને તો માફ કરો. મારાથી આ સોદો બંધ ના બેસ. (જવાનો ડોળ કરેછે).

**વૈરાજ**—(હેરાજીને જતો રોકીને). હશે, ત્રણ રૂપીયા કહોછો તો ત્રણ રૂપીયા આપો.

**હેરાજી**—હા, રૂપીયા તો અબઘડી કાઢી આલું. મારી પાસ ઉઢારની વાત ના મીલે. (રૂપીયા ગુંજવામાંથી કહાડી આપેછે). (લુગડાં ગણી લેછે). શેઠ! લુગડાં ગીની લીધાંછે. બીજાં કાઇ સારા લુગડા હોય તો દુકાને ખબર આલજો. (જાયછે).

**વૈરાજ**—(સ્વગત). અરે, ભગવાન! ખાવા પાઇ નહી હતી તે આ લુગડાં વેચ્યાં, પણ રૂપીયા ત્રણ મલ્યાછે તો કેટલા દિવસ ચાલવાના! પ્રથમ પ્રભુજીને આરાધ્યા ત્યારે એમણે બે લાખ રૂપીયા બે વખત મોકલી આપ્યા! પણ કેશિનિ થોડા દિવસ ઉપર છેલ્લી આવી ગઇ ત્યારથી પ્રભુજીને દિવસના ચોવીસે કલાક આરાધુછું, પણ પ્રભુજીએ રાતી બદામ મને દેખાઠી નથી, એ પણ કેવી અજબની વાત છે! અને બળાપો તો વિશેષ એમ થાયછે કે પ્રભુજીને આરાધવામાં સઘળો વખત ગાળુંછું એટલે કાંઈ ઉદ્યમ પણ મારાથી થતો

નથી તેથી હું તો અન્ન ભેગો પણ થયા વગરનો રહુંછું. લુગડાં પણ કેટલાં છે કે આ પ્રમાણે વેચી વેચીને ખાઇશ! અને આ પ્રમાણે દિવસ કેમ અને કેટલા જશે! અને કેશિનિ પણ જુવોને તે દિવસની ગઇછે તેને કાંઇ કેટલા દિવસ થયા તોપણ એક પણ વખત ફરીથી આવી નથી' પણ પ્રભુજી જે પળ પળમાં પ્રસન્ન થતા હતા તે પળમાં પલટી બેઠાછે તો આ કેશિનિ પણ પલટાઈ જાય અને મોઢું નહી બતાવે તેમા શું નવાઇ! અરેરે! પ્રભુજી પણ આ પ્રમાણે કોઇ પળે રીઝે અને કોઇક પળે પાછા કોપે, ત્યારે માણસ જાતથી એમના ઉપર ભરોસો તો નહીજ રાખી શકાયને! અને આ સંસારમાં ઉદ્યમ તજીને એમના આધાર ઉપર તો નિરાંતે નહીજ બેસી શકાયને! વૃક્ષ વૃક્ષ ઉડતી કોયલ એની ધુનમાં આવે ત્યારે આગણે આવીને ટહુકો કરી જાય અને પાછી ક્યાંની ક્યા વગડામાં ચાલી જાય, ત્યારે એના દરરોજના ટહુકાની ખાતરી તો નહીજ રાખી શકાય! પાસો કોઈ વખતનોજ સીધો પડે અને ઝાઝો તો ઉંધોજ પડે, ત્યારે જુગારીનાં હૃદયે દ્રવ્યની હામ અને આશા તો નહીજને! રેતીનાં રણમાં કોઈક સ્થળે કદાચિતજ જળાશય જડે, ત્યારે વટેમાર્ગુની તૃષા રણમા સદા સહેલાઇથી છીમાવાનો તેને લગીરે ભરોસો ક્યાંથી હોય! (વિચાર કરેછે. ). અરેરે! પ્રભુજી જો એમ બધાંને માગ્યું ધન અને સુખ એકદમ આપી દેતા હોય તોતો વળી લોકો પેટ માટે કે કાંઈ પણ ઇચ્છિત વસ્તુ માટે મરણતોલ ઉદ્યમ અને મહેનત કરતે શા માટે અને પ્રભુજી પાસે માગીનેજ બેસી નહી રહેતે! વૃક્ષના છાયડા તળે જો ચોરચકારોનો અને વિકાળ પ્રાણીઓનો ડર રહેતો નહી હોત તો લીલાથી ભરેલા વૃક્ષને તજીને માટી ઈંટની ઝુંપડી કે મહેલ બાધવાનો ઉદ્યમ અને ખરચ શા માટે લોકો કરતે! ગુરૂ જો બાળકને નિશાળમા સારૂં સારૂં ખાવાનું પહેરવાનું અને રમવાનું આપતા હોત તો બાળકને વળી માતપિતાનો માર ખાઇને ગુરૂના પાઠોનો અભ્યાસ ઘર આગળ શા માટે કરવો પડતે! શૂરવીરને જો સુંદરી વરમાળા આરોપી દેતીજ હોત તો તેને વળી પઈસા ખરચી વિવિધપૂર્વક સ્ત્રીને પરણી લાવવાનો પરિશ્રમ અને ખરચ શા માટે કરવો પડતે! સાધુ સંત, મુનિ મહર્ષિ, જેઓ સતત હરિભક્તિમાં તન્મય થયા હોયછે તેઓ સિંવાય જગતમા સર્વ કોઈ, રાય શું, રંક શું, પશુ શું, પંખી શું, સર્વ કોઇ ઉદ્યમ કરેછે, તો વળી હું એવા સાધુસંતો અને જ્ઞાનીઓમાં ઘૂસી જઇ કયાં ઇશ્વર ઇશ્વર કરવા લાગ્યો! ગુલાબના ક્યારામાં કરેણું ક્યાં જઇને વસ્યું કે એક દિવસમાંજ ત્યાંથી જડમૂળથી ઉખેડાઈ જઇ ઉકરડે પડવા વખત આવ્યો! વિદ્યાવિલાસી વિદ્યાર્થીના ગહન પુસ્તકનાં પાનામાં વળી જુગાર ખેલવાનું પત્તું કયાં જઇ ભરાયું કે વિદ્યાર્થીના હાથે પળમાં ફડાઇ તોડાઇ ફેંકી દેવાવાથી તેનો અંત વખત આવ્યો! સાકર ભેળેલાં દુધમાં માખી ક્યાં જઇ પડી કે પડતાં વારજ તેને દુધમાંથી ઉંચકી નાખી કયાંયે બહાર આઘે ઝપાટે નાખી દેવામાં આવી! (વિચાર કરેછે). હું ધારૂંછું કે મેં બહુ મોટી ભૂલ કરી કે મેં પ્રભુભક્તિનો અને નીતિનો માર્ગ ગ્રહણ કર્યો! ચુના માટી અને પથ્થરમાં જડેલા તથા

ખીલા ઠોકાયલા ઘરના લાકડાંના થાંભલાને વળી ગતિમાન થવાની ક્યાંથી મતિ સુઝી! ગાગર જે એક કાકરાના પ્રહારથી ફુટી જાય તેને વળી નગારાંની પેઠે લાકડીઓના પ્રહાર સહન કરીને મોટા ગગણાટ ઉપજાવવાની મતિ ક્યાંથી સુઝી! ગધેડાએ પીઠ ઉપર ભાર ઉંચકીને પુછડી દબાવીને માથું નીચે નમાવીને હીડ હીડ કરવાનું, તેને વળી મદોન્મત્ત હાથી માફક ડોલતાં ડોલતાં અને ધીમેથી અને અંબાડી અને સોનાની ઝુલો લટકાવીને ખોટો આડંબર કરવાનું ક્યાંથી મન થયુ! (વિચાર કરેછે). ખરે! મેં બહુ ખોટી ભૂલ કરી. મારી જાતે એ ભૂલ મેં કરી! જગતમાં જેમ કોઇ લોકો વ્યાપાર કરેછે, કોઇ લોકો નોકરી કરેછે, કોઇ લોકો ચોરી કરેછે, કોઇ લોકો લૂટફાટ કરેછે, તેમ મારે સંસારી જન તરીકેનું મારૂં કાર્ય કરતા રહેવું જોઇતું હતું. વાનરને આહાર માટે વૃક્ષે વૃક્ષે કુદવાનુંજ હતું, અને કાંઇ નમ્ર ઘેટું બની જમીન ઉપર ચાલવાનું અને ઘાસ ચરવાનુ નહી હતું; સરિતાનાં જળમાં જે કાષ્ટ પડ્યું તેને સરિતાની ગતિ સાથે પોતાની ગતિ રાખવાની હતી, અને નહીકે કીનારે પડી રહી લોકોનાં બળતણ કાજે ચૂલામા ભસ્મ થઇ જવાનું; વટેમાર્ગુએ વગડામાં હીડ હીંડ કરી પંથજ કાપવાનો હતો, અને નહીંકે કોઇ શેઠિયા બની છાંયડા વાળાં વૃક્ષ તળે પથારી કરીને લાંબા થઇને પડી રહેવાનું હતુ. અરે! મારે આવી ભૂલ કરવી જોઇતી નહી હતી. અને હું ધારૂછું કે હું કેશિનિનો ભૂલાવેલો ભૂલ્યો તેથી આવી ભૂલ મેં કરી! બસ. આ પળથી પ્રભુજી પાસે માગવામાં પૂળો મુકું; નીતિની નાવમાંથી જમીન ઉપર ઉતરીને બે પગથી જ્યાં ફાવે ત્યાં અને જેટલું દોડાય તેટલું દોડું; ધર્મની ધમણ ફુંકવી બંધ કરી હામની હવા ફુંકવા માંડું; હલકા સોટાને બદલે ભારે મુશળ લઇ ધમધમ ધરતી પર પગ મુકું. (વિચાર કરેછે). અરે! પણ આ પ્રમાણે કરવાથી તો કેશિનિને મારી પાસેથી છટકી જવાનું બહાનું મળશે, અને છટકી જરૂર જવાની. ત્યારે શું કેશિનિ વિના મને ચાલશે! આ ઘડી સુધી તો મારો જીવ કહેછે કે આ કેશિનિ કાજે પ્રભુજીને માત્ર આરાધવા હોય તો એવા આરાધું કે જેમ મહર્ષિ એમનામાં લીન થઈ જાય તેમ હું લીન થઇ જવું. કેશિનિ કાજે જો ગિરિરાજને માર્ગમાંથી ખસેડી દૂર કરવાનો હોય તો ગિરિને ખોદીને બાજુ ઉપર ફેંકી દેવું; કેશિનિ કાજે જો સાત સાગરના જળ ખાલી કરવા હોય તો ડોળે ડોળે તે ખાલી કરી નાખું ત્યારેજ નિરાતે બેસું. અને કાઇ વળી હમણાજ જીવ કહેછે કે કેશિનિની મારે શામાટે આટલી બધી પરવા કરવી જોઇએ! હું જનમ્યો ત્યારથી કેશિની કાંઈ મારી સંગાથે નથી! જ્યાંત્યાં કાંઇક આ થોડા વખતથી મને એની સાથે પરિચય થયોછે તેમાં વળી એટલું બધું મને કેશિનિ સાથે શું લાગે વળગે કે એના વિના મને ચાલશે નહી! બાર માસમા એક કે બે પ્રસંગોએ સૂર્ય અને ચંદ્રનો સંયોગ થાય, અને તેથી વળી એ બેઉને દુભાવાનું થાય, ત્યારે એ સંયોગ સૂર્ય અને ચંદ્રને શું અર્થનો! અને તેના કરતાં તો એ બેઉ છેટે રહેલાજ ભલા; બોરડીને બોર આવે બારે મહિને, અને બોર આવે ત્યારે બોર કાજે સર્વના હાથે ઝુડાય, ત્યારે

બોરડીને બોર સાથનો સંયોગ શું કામનો! અને બોરડી બોર વિનાની રહેલીજ ભલી. શેરી શેરીએ પડતાં આથડતાં અને હાથ પગ ભાગતાં, ભિક્ષુકને કોઇક સમયે રત્ન મળી આવ્યું, તો સીપાઇ તેને સરકારમા ઝાલી ગયો અને તેને મહા દુ:ખી થવા વખત આવ્યો, તો એ રત્ન પ્રાપ્તિ તેને શા અર્થની! માટે, કેશિનિ સાથે સબંધ્ર કરવા જતા ચાર લાખ રૂપીયા ગયાછે તે તો ગયા, પણ બીજા જેટલા હાથ આવે તેટલા એને આપી દેવામાં જાય, અને મારે આ લુગડા વેચીને પેટ ભરવા વખત આવે, ત્યારે એ કેશિનિ મારે શા અર્થની છે! હુ તો ધારૂંછું કે હવે એ મારા ઘર આવે તો ઉમરા ઉપરથીજ એને પાછી કહાડું. પ્રવૃત્તિમા બાધ કરનારી નિદ્રા નયનમાં પ્રવેશ કરતી માલમ પડી, તેજ ઘડી ઉભા થઇ જઇને નયનને જળથી ધોઇ નાખવાં, અને એ રીતે નિદ્રાને દૂર કરવાનો તાત્કાલિક ઉપાયો યોજવો; કેડની કટારી મ્યાનમા કાણું પાડી શરીરમા તેની તીવ્ર અણી ભોકવા લાગી, તો તુરતજ તેને આઘે ખૂંટીએ ટાંગી દેવાની આવશ્યકતા છે; બાળ ઘરમા રહીને તોફાન અને કકળાટ કરવા ચઢ્યુ, તો તેને ઉચકીને નિશાળે મુકી આવેલું ભલું. (વિચાર કરેછે). અરે! પણ, કેશિનિને તરછોડતા મારે કબુલ કરવું પડશેજ કે મને કેશિનિનો સંગાથ રહે તો કદાચ કોઇ પણ જાતનું દુ:ખ મને આવી નહી પડે, કારણકે તે દિવસે મારા પોતાના મિત્રો મને લુટવા આવ્યા ત્યારે તેણીએ બહુ સહેલાઇથી મને બચાવી લીધો હતો. ઉકરડા પાસે બાગ હોય તો ઉકરડાની ઝાઝી દુર્ગંધ ટળી ઉકરડો કાંઈ થોડો બસાય ખરો; ખેતરમાં કુવો હોય તો દુષ્કાળમાં ખેતરની શૂન્યતા ટળી કાઇક લીલા તેમા રહે ખરી. ગાઠે ગરથ હોય તો કાળી રાત્રે તે કામ આપે ખરૂ. કેશિનિનો સંગાથ છે તો લાભકારી ત્યારે મારે શું તેણી સાથનો સંગાથ ચાલુ રાખવો! (વિચાર કરેછે). પણ, કેશિનિ સાથનો મારો સંગાથ તો અમને આપવા મારી પાસે હવે નહી તો સ્થાપિત અને ગાઢ કેમ રહે! વૃક્ષને પોતાના ઉપર ફળ વિના, મોર મેનાનો મેલાપ કયાંથી થવાનો! સરિતામા જળ નહી તો તેને નાવનો સંગાથ કયાથી રહેવાનો! વિદ્યાર્થી પાસે ગ્રંથ નહી તો ગુરૂનું શિક્ષણ આગળ અને આગળ ગ્રહણ તે કેમ કરવાનો! દ્રવ્ય મારી પાસે છે નહી, અને દ્રવ્ય મારી જાતથી કાંઈ પેદા થઇ શકવાનું નથી! કારણકે નથી હું કાંઇ ભણેલો ગણેલો કે કોઇ સારી નોકરી મને આપી શકે; નથી મારી કાંઇ આબરૂ કે લોકો મને પાંચ પઇસા ઉછીતા આપે; તેમજ નથી મારી પાસે નાણું કે કાઇ વ્યાપારનું સહાસ ખેડી શકું. માટે, સિવાય કે પ્રથમની પેઠે કાંઈ કોઇને ઠગું, કાંઈ કોઇને લુટું, ત્યાંસુધી કાંઈ જાતમહેનતથી અને સકમાઇથી હું લાખ કમાઈશ અને લક્ષાધિપતિ થઇશ એવું છેજ નહી. અરે! પણ ઠગવું, લુટવું, એ શબ્દો ઉચરતાં તો એ શબ્દોનાં ઉચ્ચારણથી મને આ ત્રાસ કેમ લાગેછે! દારૂગોળો જે સળગીને સર્વત્ર વિનાશ પ્રસરાવનારો તે હઠીને પાછો કેમ જાયછે! ઉનાળાની લૂ કોમળ કાયાનાં મનુષ્યને લૂ લગાડી માંદા પાડે તે એકદમ વળી બંધ કેમ થઇ ગઇ!

ગુહાનો અંધકાર જે વિકરાળ જાનવરોનું પાલન કરે તે તેમનાથીજ કેમ કંપી ગયોછે! મને આ પળે વિચાર આવે છે, મનમાં ઉરમાં સિદ્ધ થાયછે, કે એ સર્વ અનિષ્ટ કૃત્યો છે, અને મારફાડ, લુચ્ચાઇ, લફંગાઇ, જાણે એમના ઘોર ભયાનક સ્વરૂપમાં મને દ્રષ્ટિગોચર થઇ મને ભયભીત કરી નાખેછે! (વિચાર કરેછે).

**કેશિનિ**—(કેશિનિ છુપીથી આવીને પાછળ ઉભી રહેતાં. સ્વગત). ભિક્ષુક માતા ખબર લાવ્યા કે રાજકુમાર તો પાછા અનીતિને પૂજવા લાગ્યાછે એટલે તુરતજ હું દોડી આવીછું કે શું એ ખરી વાત છે! માટે, લાવ, જરા બાજુએ ઉભી રહીને સાંભળું કે રાજકુમારનાં મનની સ્થિતિ હમણા મલિન છે કે નિર્મળ છે.

**વૈરાજ**—(સ્વગત). શું કેશિનિએ કાંઇ મારા ઉપર એવું મંત્ર ચલાવ્યુંછે કે મારફાડ, તોફાન, એ સર્વ દુષ્ટ આચરણ તેના પાતકી સ્વરૂપમાં મને આ પ્રમાણે દેખાય! પણ દુષ્ટતાનું સ્વરૂપ મલિન હોય અને મલિન મને દેખાય તેમાં કાઇ કેશિનિ તરફથી મારા ઉપર મંત્ર પ્રયોગની આવશ્યકતા હોવી જોઇતી નથી, કેમકે ઘણા લોકો જગતમા છળકપટ, જુઠાણું, અત્યાચાર, એ સર્વને તુચ્છ ગણેછે અને તેનો તિરસ્કાર કરે છે, તો તે લોકો ઉપર મંત્ર પ્રયોગ ચલાવવા કોઈ ગયેલું હોતુ નથી. ના ના. કેશિનિએ મારા ઉપર કાઇ જાદુ કપટ ચલાવ્યું નથી, તેમજ એણે વળી સારોજ માર્ગ બતાવ્યોછે અને કાઇ ખોટા માર્ગે મને ચઢાવ્યા નથી. માટે કેશિનિ માટે કાંઇ ખોટું કહેવાનું મારે કાઈ કારણ રહ્યુંજ નથી; અને વળી મારા પોતાના ભલાં માટે કેશિનિ વિના મને એક ઘડી પણ ચાલી શકે તેમ નથી. અને વળી હું તો ધારૂંછું કે દુર્ગુણના માર્ગમાથી સદ્‌ગુણના માર્ગે મને ચઢાવવા તેણી સિવાય કોઇ સમર્થ નથી. સાગરના ખારા જળને વરાળ કરી ગગનમા ચઢાવવા કોયલા કે બાવળનાં કાષ્ટની શક્તિ નથી, પણ એક સૂર્યનારાયણનીજ શક્તિ છે; ગિરિને તેનાં સ્થાનથી ખસેડવા લાખો બળદ કે ઘોડા પુરતા નથી, પરંતુ ધરતી માતના ઉદરમાનો એક ધક્કો તેને તેના સ્થાન ઉપરથી ઉખેડી નાખી દૂર કરવા સમર્થ છે; આંધળા માણસને, દેખતા ગમે તેટલાં માણસો રસ્તો બતાવે પરંતુ તેને જીંદગી પર્યંતનો રસ્તો દેખાડનારી તો તેની ભાંગીતૂટી તેના હાથમાંની લાકડીજ છે. ત્યારે હું ધારૂંછું કે મારે કેશિનિને વિનવવા કે તમે કૃપા કરીને તમારા પડખે મને પડી રહેવા દો, અને મારાથી પઇસા આપી શકાય નહી તે સામે નહી જુવો તો સારૂં, અને પઇસા સિવાયની જે કાંઇ આજ્ઞા તમે કરશો તે હું જીવ સાટે પાળીશ.

**કેશિનિ**—(તેની સમક્ષ આવી. તેને). રાજકુમાર! શું ઉંડા વિચારમા છો? ઉછાળા મારતા સાગર શાંત સરોવર સમાન બની કેમ શાત થઇ બેઠાછે! વગડાનાં પ્રચંડ વાવિઝોડાં તે સરોવર તીરની મૃદુ લહેરી બની કેમ વિચરેછે! શૂરવીરની ચળકતી તિક્ષ્ણ તલવાર હીરની લીસી દોરી સમાન કેમ બની ગઇછે!

**વૈરાજ**—તમે જેવી મારી સ્થિતિ કરીછે તેવી સ્થિતિમા હું છું. વૃષાજળ શું ખેડેલાં અને વાવેલા ખેતરને કહેશે કે અન્નના અંકુરોથી કેમ લીલું રમ્ય બની રહ્યું છે! વિજળી જે વ્યોમમા પ્રગટી, તે શુ વ્યોમને કહેશે કે તારો ઘોર ત્રાસ દિવ્ય પ્રકાશમા તેં શા સારૂ ત્યાગ્યો! મદારી શું માકડાને કહેશે કે છાપરે છાપરે અડપલાં કરનારૂં તું તે કેમ મારી બોલી સમજીને હુ કહુ તેમ એક સ્થળે બેસી રહેછે!

**કેશિનિ**—વાહ વાહ! તમે મારા શિર બદલામી ચઢાવી ખરી ત્યારે! પણ મને બદલામ તમે ભલો કરો, હું રાજી છું. પણ હુ તમને બદલામ કરૂં તો તમે કાંઇ રીસ કરશો નહીં.

**વૈરાજ**—તમે કોઇ પણ જાતની બદલામી મારા ઉપર મુકશો તે વ્યાજબીજ મુકશો. અને મારે રીસ ચઢાવવા જેવું હોયજ નહી, કારણકે હું તમામ દુર્ગુણોથી ભરેલો હોવાને લીધે, તમે જે સકળ સદ્ગુણોના ભરેલાં છો તેમા કાંઇ અવગુણુ આવી વસે તો તે મારા દુષ્ટ પ્રભાવ થકીજ. કાજળ કોટડિમાં શ્વેત વસ્ત્ર કલુષિત થયા તો દોષ કાજળનોજ; ખંડેરમાં ફરતાં મુસાફર જો ખાડામાં પડશે તો એ ખંડેરની ખળતા પરત્વેજ છે.

**કેશિનિ**—ઓહો! જગતમા કોઇ ધર્મીના બેટા થવા જાયછે, કોઇ સત્યવાદીના દીકરા થવા જાયછે, એ તો હું જાણું છુ, પણ કોઇ લોક પોતાને અપલક્ષણના અનુયાયી કહેતા હશે એવું મેં નથી સાંભળ્યુ! અને વળી બીજું મેં આ પળે એ જાણ્યુંછે કે તમે બહુ નમ્ર પ્રકૃતિના છો, જેથી માણુની પેઠે અગ્નિ આંચ આગળ તમે પળમા ઓગળી જાવોછો, સાકર પેઠે તમે દુધમા ઝટ ભળી જાવોછો, પુષ્પ કળી પેઠે પ્રાતઃકાળની પ્રભામા તમે તુરતજ વિકસી ઉઠોછો, કોયલ પેઠે એક મધુર ટહુકો આવડ્યો તો ચોવીસે કલાક તે કર્યાજ જાવોછો. અને મને તો તમારી આ નમ્રતા, મૃદુતા પ્રિય લાગેછે.

**વૈરાજ**—કેશિનિ! જ્યા સુધી તમે મારી સમીપ છો ત્યા સુધીજ હું નમ્ર, શાંત, સુશીલ, સદાચારી, રહી શકાશ, એમ હું તો ધારૂંછું.

**કેશિનિ**—ત્યારે તો મને ઝાલી રાખીને તમે તમારી પાસેજ રાખોને, અને તમારી પાસેથી મને લગીરે ખસવાજ શા માટે દોછો અને મારાં ઘર મને જવા પણુ શા સારૂ દોછો? લીલાએ બારે માસ પ્રગટી રહેવુંછે તો વૃષાનાં જળને નદી નાળાંમાં ફોકટ વહી જવા શા સારૂ દેછે! ઘૂમટ રમ્ય સ્વરના રણુકારામાં રાજી છે, તો ત્યાં આનંદે રમતાં અને ઘોઘાટ કરતાં બાળકોને તેમનાં ઘર શામાટે ચાલી જવા દેછે! માતાએ બાળને પારણે ગીતડાંજ ગાયા કરવાં છે તો વળી બાળને પારણામાં ઉંઘી શા સારૂ જવા દેછે!

**વૈરાજ**—પણુ, હું કઇ પેરે તમને મારી પાસે રાખી શકું? એમાં મારી સત્તા શું, મારી ગૃહસ્થાઇ શું?

**કેશિનિ**—ચંદ્રે વળી પૃથ્વીને ઘેરવી તેમાં સત્તા અને ગૃહસ્થાઇનો સવાલજ ક્યાં છે? ચંદ્રે પૃથ્વીને ઘેરવી તે વળી ઘેરવીજ. એજ વાત. પૃથ્વીને શેષ નાગે ધારણુ

કરી રાખવી, તેમાં વળી સત્તા શાની જોઇએ અને ગૃહસ્થાઇનો વાંધો કયાંથી આવ્યો ! શેષ નાગે પૃથ્વીને ધારણ કરવી તે વળી કરવીજ. વાડે માંહેલાં પુષ્પ-વૃક્ષોને બહાર નહી છટકી જવા દેવાં, તેમાં વળી સત્તા અને ગૃહસ્થાઇનો સવાલ કયાથી નીકળશે ! વાડે વળી પુષ્પલતાને સદાકાળથી ઘેરેલીજ છે અને ઘેરશે. તમે પણ વગર કારણના લાબા લાબા હિસાબો ગણતા દેખું ! રાંધેલાં ભાત દાળનો કોળિયો ખાવો તેમા વળી ભાતના દાણા ગણવા શું અને દાળની કડછીઓ માપવી શું ? ભાત દાળ તો ભેગાં કરી કોળિયો મુખમાં નાખી ગળે ઉતારવાનીજ વાત. ભમરડાને ગોળ ફેરવવાનો તો દોરી લપેટી ફેરવવો, તેમા વળી એને ચક્કર ચઢશે અને તાવ આવશે અને ઓકારી થશે એવા વિચારો શું ? માટે, તમારે તમારાં સારા કામમા સ્થાપિત રહેવા મને વળી ઝાલીને તમારા ઘર રાખો, તો તેમા સત્તા અને ગૃહસ્થાઇનો સવાલજ કયા છે ?

**વૈરાજ**—ના. ના. એમ તો કાંઇ મારા હિત કાજે તમને અયોગ્ય રીતે મારાથી મારાં ઘર ના રખાય. શિરના મુગટને શિરની પેઠે નૃપતિથી કાંઇ સઘળો વખત પોતાનાં શરીર ઉપર રાખી શકાય નહી; વૃક્ષ ઉપરની કોયલને વૃક્ષની પેઠે કાંઇ ઘરના આગણ પાળી રાખી શકાય નહી; શીતળ વાદળીના છાયડામાં આનંદ વદને થાય, પણ તેથી કાંઇ ગગનની વાદળીને છત્રી પેઠે હાથમા લઇને હરાય ફરાય નહી.

**કેશિનિ**—ત્યારે જો તમે આગ્રહપૂર્વક મને નહી રાખશો તો હું મારી મેળે આગ્રહપૂર્વક અહી તમારા ત્યા રહીશ. વસંત રૂતુ બેઠીછે તો પુષ્પો, કળીયો, પક્ષીઓ, આપો-આપ વૃક્ષ ઉપર આવી બેસશેજી. ઓત્સવનો સમય આવ્યોછે તો વાજાંવાળા, વસ્ત્રાલંકારો સજેલી સુંદરીઓ, સર્વ કોઇ આવી ઉભા રહેશે; ઘડામા શીતળ જળ ભર્યુછે તો સર્વ કોઇ લોટો લઇ તેમાંથી પાણી પીવા આવી ઉભાં રહેશે. અને રાજકુમાર, હું સત્ય કહુંછું કે તમારી સાથે રહેવા મને બહુ મન છે તો તમે પ્રીતથી મને તમારી પાસે રાખજો. શાંતિને સરોવર તીરથી ખસવા નથી ગમતું, ગળપણને ગોળમાંથી ખસવા નથી ગમતું; વિદ્યુતને વ્યોમ મુકીને વિચરવું નથી રૂચતું. (જરા થોભીને). અરે ! પણ, હું કેમ તમને કહેતાં ભૂલી જાવુંછું કે હમણા થોડા મહિના મારાથી તમારાં ઘર તમારી પાસે નહી રહે-વાશે ! કેમ ત્યારે થોડા મહિના પછી તમારા આગ્રહથી તમારી પાસે મને રાખશો ને ! આ તમે આવા કેવા હશો કે હાનો કે નાનો કશો ઉત્તર ઝટ દેતા નથી ! ધાબળી કહે માથુંએ ના ઢાકું, પગે ના ઢાંકું, ફક્ત વચમાંનો પેટ ઉપરનો ભાગજ ઢાંકું ! નિસરણી કહે વાંકી ના વળું, ઉંચી ના જાવું, અને જેને ઉંચે નીચે જવું હોય તે ચઢે અને ઉતરે ! સૂર્યનારાયણ કહે પ્રાતઃકાળ કે સાયંકાળ જગતનાં લોકોને થાય, પણ મારે તો મારા વિચાર પ્રમાણેજ ગગનમાં ગતિ કરવીછે ! પણ તમે ઝટ હા કે ના બોલો નહી તો મારી હીમત પછી રહે નહી તેનો તમારે વિચાર કરવો જોઇએ. માટે, મને સાચું કહો કે

હુ થોડા મહિના પછી આવુ તો તમને કાંઇ વાધો તો નથીને ?

**વૈરાજ**—ના. ના. મને વાધો હોય !

**કેશિનિ**—આ ફેરા ઝટ ઉત્તર આપ્યો તો સારૂ થયુ પણ હવે મારે તમને પુછવાનું કે હુ સ્ત્રીજાતિ છું એટલે સિવાય કે લગ્ન ગાંઠમા હુ જોડાવુ ત્યાંસુધી તમારી સંગાથે કેમ હમેશ માટે રહી શકુ ? અને લગ્ન ગાંઠ તો એવી હોયછે કે બંધાઇ તે છૂટે નહી અને તૂટે પણ નહી. ત્યારે મારા ભરણપોષણનો પછી તમારે સંતાપજ વેઠવાનો રહ્યોને ?

**વૈરાજ**—તમને ખવડાવવા મારી પાસે અન્ન નહી હશે તો મારૂ માસ કાપીને તમને ખવડાવીશ, તમને પહેરાવવા વસ્ત્ર મારી પાસે નહી હશે તો મારાં ચર્મનાં હું તમારા કાજે વસ્ત્ર સીવડાવીશ.

**કેશિનિ**—પણ મારા માટે એટલું બધું તમારે કરવાનું કાંઈ કારણ ?

**વૈરાજ**— **ગાયન ૩૫.**

કારણુ બારણુ કરશો મા કાંઇ, કેશિનિ,
કારણુ કથન થઇ ગયા, કહેતા કામિનિ. કારણુ.
ખંડેરમાં જડશે કેમ, માહે પંડલી બે આની !
રૂપાને વાયુ સાથ વિચરતા વેળા શાની !
સરોવર તીરે તરસ્યાને રહે શાને ગ્લાનિ !
મગ્ન બની જાય નહી કેમ, પ્રભુ સાથ ધ્યાનિ !
આશ્રમ ઉંબરે હોય કેમ કોઇને હાનિ !
દ્રવ્ય પ્રગટે નહી શુ, જ્યા પગ મુકે પદ્મિની !
સોળે વરસે વસી રહેશે નહી શું જુવાની !
કહો ક્યા રહી કારીગરી કારણુ કહેવાની ! કારણુ.

**કેશિનિ**—ભલે ત્યારે તમારૂં માંસ પણ મને ખવડાવજો, અને તેટલાંથી તમને બસ નહી લાગે, તો તમારા પ્રાણુ પણ મને આપજો, અને તેથી વધુ મારા માટે કરવું હોય તો તમારો આત્મા પણ મને સમર્પણ કરજો. અને છેવટમાં વળી તમારા પરમાત્મા પણ મને સોંપી દેજો, એટલે તમારી પાસે કાંઇ રહેજ નહી અને તમે પોતે પણ પોતાપણાથી રહોજ નહી. અને, રાજકુમાર, હું સત્ય કહુંછું કે તમે મારા માટે આટલાં બધાં વાનાં કરવા કહોછો તેથી મારા જીવને બહુ સાંત્વન વળેછે અને આનંદ પણ બહુ થાયછે. (જરા વાંર થોભીને). અરે ! પણ હું ક્યારની તમને કહેતાં ભૂલી જાવુંછું કે મારૂ મન રીઝે તે માટે મને આજે કાંઈ રૂપીયા આપોછો કે નહી !

**વૈરાજ**—તમે કદાચ મારૂં કહેવું માનશો નહી, પણ હું સત્ય કહુંછું કે પ્રભુજીએ મને કાંઇ દ્રવ્ય તમારા ગયા પછીનું આપ્યું નથી,

**કેશિનિ**—(નારાજ થવાનો ડોળ કરીને). ના. ના. તમારે મને રૂપીયા નહી આપવા હોય તોતો મારાથી એક ઘડી પણ તમારા ત્યાં નહી થોભાય. જળ વિના

બાગના કોમળ છોડો એક દિવસમા કરમાઇ જાય; સૂર્યનારાયણ વિના પૃથ્વી અંધકારમય થઈ જાય, પ્રસૂતા પારણે પોઢેલાં બાળ વિના ઘડીભર જતાં વિહ્‌વળ બની જાય. હુ તો ધારતી હતી કે તમે મને રોજનું ખોબલે દ્રવ્ય આપશો તેથી મેં કહ્યું કે થોડા મહિના પછી હુ તમારા ત્યાં આવીને રહીશ. રાજકુમાર ! દ્રવ્ય વિના શોભા નહી, માલ વિના દુકાન નહી; પ્રાણ વિના શરીર નહી; તેમ દ્રવ્ય વિના મારે તમારો ખપ નહી.

**વૈરાજ**—મને જો ઇશ્વર દ્રવ્ય આપે તો તમે કહોછો તેમ રોજનું ખોબલે દ્રવ્ય હું તમને આપુ, પણ શું કરૂં કે ઇશ્વર આપતા નથી.

**કેશિનિ**—તમને ઇશ્વર દ્રવ્ય આપતા નહી હોય તો કાળા ચોરના ત્યાંથી લઇ આવો, પણ મને તો દ્રવ્ય પહેલું જોઇએ. મેં તો જાણ્યું તમે દ્રવ્ય આપવામાં મહા ઉદાર મનવાળા હશો, પણ તમે તો બે ફેરા મને દ્રવ્ય આપ્યું તેમાં થાકી ગયા ! માળીએ જાણ્યું ગુલાબ છોડ કેટલાંએક ગુલાબ પુષ્પો દેશે, પણ છોડ તો કહે કે પુષ્પ તો ઝાઝાં ના મળે અને કંટક જોઇએ તો લઇ જાવો ! વટેમાર્ગુએ વિચાર્યુ કે વળાવો ઠેઠ ઘર સુધી પહોંચાડવા આવશે, પણ વળાવો તો વગડામા વૃક્ષલતા દેખતાં ત્યાં લાંબો થઇને ઉંઘી ગયો પછી વટેમાર્ગુની માઠીજ દશાને ! રસોઇઆના હાથના જાતજાતના પકવાન ખાવા શેઠે રસોઇઆને રાખ્યો, અને રસોઈઓ તો દાળમા કડછી પણ પૂરી ફેરવી નહી જાણ્યો, તો પછી શેઠને બીચારાને ભૂખેજ મરવાનુંને ! માટે, રાજકુમાર, તમારી કેડેથી નાણા છુટતા નહી હોય તો અમારે તમારાં ઘર વગર કારણનું રહેવાનું કાંઇ પ્રયોજન નથી. પુરૂષ શું એવા હશે કે સ્ત્રીને દ્રવ્ય આપતા આટલા અચકાતા મુઝાતા હશે ! ગોળને વળી લોટ માટેજ ખારાશ ધારણ કરવી છે ! હલેસાએ જળમા નાવનેજ હંકારવી નથી ! ગોવાળે ગાયોને વગડામાં લઈ જઇને પછી ત્યા છૂટીજ મુકી દેવાનીછે અને ઘર સંધ્યાકાળે લાવી તેમને ઘાસ પાણી નીરવાનું નથી ! હાય બાપ ! કાણી થેલીમા દ્રવ્યનો મર્મ કેટલો ભારી ! ધૂળના વાવિઝોડામા વ્રપાજળની આશા ખેડુતને કેટલી ! પાનખર રૂતુમાં વૃક્ષને ફળપાનની આશા ક્યાથી ! પણ હું જતા જતા તમને કહેતી જાવુંછું કે હું તમારી સાથે લગ્ન કરૂં ત્યારે હું તો તમને મારાં મનથી વરીશ અને નહી કે મારી આ દેહની વિષય વાસનાની તૃપ્તિ માટે. માટે તમે પણ મને મનથી વરજો અને નહી કે કાંઈ મારી સ્થૂળ કાંતિના મોહથી. અને જે સ્ત્રી પુરૂષ મનના પ્રેમથી જોડાયછે તેઓ બેઉ અનંતકાળ પર્યંત તેવાં પ્રેમી પતિ પત્ની રૂપે અનેક અવતારોમાં જન્મ લેછે. આ સબંધમા એક અતિ રસિક કથા હું તમને કહું. પૂર્વે ઈંદ્રધ્યુમ્ન નામનો રાજા હતો અને કમળનાં જેવાં નેત્રોવાળી તેની અહલ્યા નામની સ્ત્રી હતી. એ રાજાના નગરમાં મહા લંપટ એક બ્રાહ્મણ હતો અને તેનું નામ ઈંદ્ર હતું. એક સમયે તેણીના સાંભળવામાં આવ્યું કે ગૌતમ રૂષિની સ્ત્રી અહલ્યાને ઇંદ્ર સાથે ગાઢ પ્રીતિ થઇ હતી. તેણીના કાને આ વાત કામનાં બાણ સમાન વાગી અને તેણીને કાંઇ સ્વાભા-

નિક એવી ઇચ્છા થઇ કે એ ઇંદ્ર મારી સાથે પણ ભોગવિલાસ કરે તોજ હું સુખી. આ વિચારમાં કામદગ્ધ બની જેમ ગ્રીષ્મ ૠતુમાં તપી ગયેલી ભૂમિ કલેષ પામે તેણી મનમા મહા શોક પામવા લાગી. ઇંદ્ર ક્યારે મળશે, એજ એનો એક પ્રબળ વિચાર અને એજ એનો નિરંતરનો પ્રલાપ થઇ રહ્યો. જ્યારે અહલ્યાના મનની આવી સ્થિતિ તેણીની એક દાસીએ જાણી ત્યારે તેણી પેલા વ્યભિચારી ઇંદ્રને તેણી પાસે લઇ આવી, અને કામવશ થયેલી તેણી ગુપ્ત ગૃહમા કામ સુખને ઇંદ્ર સાથે ભોગવવા લાગી. તેણીને આ ઇંદ્ર ઉપર એવી પ્રીતિ લાગી કે સમગ્ર જગતને જાણે ઇંદ્રમય જોતી, અને આ ઇંદ્ર પણ આ જગતને અહલ્યામય જોતો, એવી ઉભયને પરસ્પર પ્રીતિ ઉત્પન્ન થઇ અને સ્થાપિત થઇ. ટુંક સમયમા આ હકીકત ઇંદ્રધ્યુમ્ન રાજાનાં જાણુ-વામાં આવી ત્યારે શિક્ષા કરવા અર્થ તેણે તે બેઉને હેમંત ૠતુમાં જળાશયમાં નાખ્યાં. પણ આ કષ્ટથી તેઓ લેશ દુઃખ પામ્યા નહી અને પ્રસન્ન ચિત્તથી હસતાં રહ્યાં. આ જોઇ ઇંદ્રધ્યુમ્ને તેમને જળાશયમાથી બહાર કહાડયા અને જળાશયનાં કષ્ટથી તેમને કાંઇ વેદના થઈ નહી તેનું કારણ પુછ્યુ, ત્યારે તે બેઉ ઇંદ્રદ્યુમ્ન રાજાને કહેવા લાગ્યાં કે અમે બેઉ પરસ્પરને મનથકી પ્રીતિ રાખીએ છીએ, અને દેહથકી નહી, માટે અમારી બેઉની પરસ્પરની પ્રીતિ મનની છે, માટે અમારા શરી-રના ટુકડા કરી નખાવશો તોપણ તેને અમારી મનની પ્રીત સાથે કાંઇ સબંધ સંભવશે નહી, અને અમારી પરસ્પરની મનની પ્રીત તો ચિરકાળ મનમા વૃદ્ધિ પામતી જવાની. આવા વચનો સાભળીને ઇંદ્રદ્યુમ્ન રાજાનો ક્રોધ વધારે પ્રજવલિત થયો, અને તેણે તે બેઉને કાંઇ તપાવેલા કડામા નાખ્યાં, કાંઈ હાથીના પગમા બાધ્યાં, પણ તે બેઉ તો અન્યોન્યના પ્રીતિયુકત માનસિક સ્નેહમાં આનંદમય રહેતા. અને જ્યારે ઇંદ્રદ્યુમ્ન આ પ્રમાણે એ બેઉને કષ્ટ દેતાં થાકયો ત્યારે પેલો ઇંદ્ર આ ઇંદ્રિદ્યુમ્નને કહેવા લાગ્યો· "જગતમાં એવી કોઇ શિક્ષા નથી જેથી દ્રઢ નિશ્ચય વાળાંઓનું મન ભેદાય, દુભાય, ચળિત થાય. કષ્ટથી દેહ ભલે ચૂરેચૂરા થઈ જાય, પણ પ્રિય પદાર્થમાં અભિનિવેશગ્રસ્ત મન સ્થિરંજ રહેછે. મનને જે પદાર્થ વિષે પ્રીતિ થઈ તેજ પદાર્થને તે જગ-તમાં સર્વત્ર જુવેછે, અને શરીરનાં સુખ દુઃખ સામે જોતુંજ નથી. અને વળી વરદાન કે શાપ જેનું પ્રાબલ્ય ગહન છે તે પણ આસકત થયેલાં મનને ચલાયમાન કરી શકતાં નથી. આ શરીર એ કાંઇ મનનું કારણ નથી, અર્થાત, આ શરીરનો નાશ થતા મનનો નાશ થતો નથી; પણ શરીર એ મનનું કારણ છે, અર્થાત, મનથકીજ આ શરીરનું અસ્તિત્વ છે. આત્માનું આદ્ય શરીર તે આ મન છે, અને નહી કે આ સ્થૂળ શરીર. આત્માનો શરીર સાથનો સબંધ તો માત્ર મનનો કલ્પેલોજ છે. મન એ મૂળ અંકુર છે, જેથી એ અંકુરમાંથી વૃક્ષો અને પલ્લવો જેવી દેહોની ઉત્પત્તિ થાયછે; અને અંકુરનો નાશ થાય તો વૃક્ષ તથા પલ્લવો નષ્ટ થાયછે, પણ પલ્લવો નષ્ટ થવાથી અંકુરનો વિનાશ થતો નથી. માટે, અમે બેઉ જેને મનની પર-સ્પરની પ્રીતિ છે તેને તમે કાંઇ પણ પ્રકારનાં અમારાં શરીરોને દીધેલાં કષ્ટથી

ચળિત કરી શકશો નહી.” ઇંદ્રનાં આવાં વચનોથી ઇંદ્રદ્યુમ્ન મહા પરિતાપ પામ્યો અને પોતાની પાસે બેઠેલા ભરતમુનિને વિનવ્યા કે દુષ્ટ વ્યભિચારી ઇંદ્ર જેવા વધ્યને નહી હણવાથી મોટું પાપ થાયછે, માટે એને હણવા એને તથા અહલ્યાને બેઉને શાપ આપો કે તેઓ નાશ પામે. અને ભરતમુનિએ તે બેઉને શાપ આપ્યો કે તમે બેઉ નાશ પામો. ત્યારે અહલ્યા એ ભરતમુનિને કહેવા લાગી: “તમે મૂર્ખ મતિ છો. અમને દીધેલા તમારા શાપથી તમે તમારૂં તપ નષ્ટ કર્યુછે, અને અમારૂં તો એમા કાંઇ નથી ગયું, કારણકે તમારા આ શાપથી અમારી આ દેહ નાશ પામશે તોપણ અમારાં મનની પ્રીતને લીધે અમે બેઉ અન્ય અવતારોમા આવી પ્રીતમા સ્થાપિતજ રહીશું. મન સુક્ષ્મ છે, ચિન્મય છે, અને અલક્ષ્ય છે, તો એનો સંહાર કરનાર જગતમા કોઇ શક્તિ નથી.” પછી ભરતમૂનિના શાપથી તે બેઉ પ્રેમી જનોનો તે દેહ નાશ પામ્યો, પરંતુ પછી તેઓને મૃગલાંનો દેહ પ્રાપ્ત થયો, અને અન્યોન્યના સ્નેહ સબંધમા જોડાઈ સંગાથે રહ્યા. આ પ્રમાણે અનેક ભવોમાં તેઓ પરસ્પરની મનની અચળ પ્રીત થકી સંગાથે પરમસુખમા રહ્યાં અને છેવટે તેમને ઉત્તમ બ્રાહ્મણ તથા બ્રાહ્મણીનો અવતાર પ્રાપ્ત થયો. માટે આ કથા ઉપરથી મારે અને તમારે બેઉએ સમજવાનું એ છે કે જ્યા સાચા મનનો સ્નેહ સંસ્કાર છે, ત્યા આ ભવમા તો શું પણ કોટાનકોટિ ભવોમાં દંપતિ રૂપે તે સબંધ સ્થાપિત રહેછે. માટે, તમે મને મનની સાચી પ્રીતથી વરજો અને આ સ્થૂળ દેહ ઉપર મોહ ધરશો નહી. લ્યો, ત્યારે હું હવે જાવુંછું. (જાયછે. જતા, સ્વગત). એમને હવે એકલા એમના ઘર મુકી જતાં મારો જીવ અત્યંત બળેછે, પણ શું કરૂં! એમને પ્રભુ ભક્તિમાં સ્થાપવા, સુનીતિના માર્ગમા સ્થાપવા, મારે આ પ્રમાણે એમને એકલા મુકીને મારે મારાં ઘર જવું પડેછે. ભગવાન! એમને સહાય કરજો. (જાયછે.)

**વૈરાજ**—(સ્વગત). કેશિનિ કહેછે તેમ હું એને મનની પ્રીતથી વરીશ, પણ એ કહેછે કે એને નિત્યનું મારી પાસેથી દ્રવ્ય જોઇએ, તો પ્રભુ ભક્તિમા તો દ્રવ્ય મળે કે ના પણ મળે, અને એ તો હરીની ઇચ્છાની વાત રહી, માટે મારાં મનની સાચી પ્રીત મને હવે આ પળે સ્પષ્ટ કહેછે કે મારે કેશિનિને દ્રવ્ય આપવાનુંજ છે, અને પ્રભુ ભક્તિ, સદાચારી આચરણ, એવા માર્ગે દ્રવ્ય પ્રાપ્તિ અવશ્ય થશે એવું છેજ નહી, તો દ્રવ્ય પ્રાપ્તિ માટે બસ હવે દ્રવ્ય કાજે લોકોને લુટું, નિર્દોષ જીવોના પ્રાણ દ્રવ્ય કાજે લેવું, દ્રવ્ય કાજે ભલા જનોને છળથી પીડું, અને એ રીતે સર્વ કાઈ પાસેથી દ્રવ્ય પડાવું અને એ દ્રવ્ય કેશિનિને આપુ. કેશિનિ! હવે તુ મારા મુખથી નહી સાભળીશ કે તને આપવા મારી પાસે દ્રવ્ય નથી. કારણકે પ્રભુએ આપ્યું નથી. હવે તો તુ દ્રવ્ય લેતી થાકીશ પણ હું દ્રવ્ય આપતો નહી થાકું. બસ, લુટારો, ખુની, લંપટ, બની સર્વ કોઇને લુટું, સર્વ કોઇનું દ્રવ્ય પડાવું!

## અંક ૨. પ્રવેશ ૧૮.

**સુરસુંદરી**—( સુજાતાને ). બહેન ! આ મારા તાતજીનો મહેલ અને આ બધો મને રહેવાનો ભાગ છે, અને તમારે મારી સાથે અહી રહેવાનું છે. તમને અહીં ગમશેને ?

**સુજાતા**—રાજ્યમાતા ! મારાં માતપિતાનાં ઘર તો ભાગેલી ઝુંપડી અને ભાંગ્યા તૂટયાં રાચરચીલા, અને તેમા હુ ટેવાયલી, એટલે આ બધો મહેલનો શણગાર જોઇને મને તો ખરૂં પુછાવો તો ગભરાટ થાયછે કે રખેને અહીં મારા હાથે કાંઈ મેલું થાય કે ભૂલમાં ભાગી જાય.

**સુરસુંદરી**—મારા ત્યા ગમે તે બગડશે કે ભાગશે તૂટશે તેની મને લગીરે દલગીરી થવાની નથી, માટે મનમા કાઇ પણ મુઝાયા વિના તમે આનંદમા અહીં રહેજો. જુવો, બહેન, આ મારો સુવાનો ઓરડો, અને મારા પલંગ પાસે તમારો પણ હમણા હાલ મુકાવુછું.

**સુજાતા**—પણ, બહેન, આટલા મોટા ઓરડામાં તો કાઈ પચીસ પચાસ જણ સુખે સુઈ શકે, તેમા તમે અને હુ એકલાજ સુઇ રહીશુ ? હું તો કહુંછું કે બીચારા ઘણા નિર્ધન લોકો સુવા માટે ઘરની ઓરડી વિના રસ્તામાં કે વગડામાં ઝાડ તળે પડી રહેછે તેવાં લોકોને બોલાવીને અહી સુવાડયાં હોય તો પુષ્કળ જગ્યા છે અને એ બીચારાંઓ સુખમા સુવે તો પરમાત્મા પણ રાજી થાય, કારણ કે શાસ્ત્રોમા સ્પષ્ટ કહ્યુંછે કે દુઃખીના દુઃખ ભાગવાં એ સુખી જનનું કર્તવ્ય છે.

**સુરસુંદરી**—બહેન ! તમે તો કાઇ એવી વાત કરોછો કે કોઇ સાભળે તો જરૂર મનથી ધારે કે તમે બહેન તો વગડામાથી ચાલી આવ્યાછો ! બહેન ! મને તો તમારી આ વાત ઉપર એક રીતે હસવું આવેછે કે તમે કેવાં ભલા અને પરગજુ છો કે દુઃખીની દાઝ તમારા હૃદયમા હરપળની વ્યાપી રહીછે. બહેન ! નિરાધારોને અહીં મહેલે મારી સંગાથે સુવા તો કેમ કરીને બોલાવી શકાય ? જુવોને, એ લોકો તો બીચારા કેવા મેલાઘેલા હોયછે તે અહી મહેલે શોભે પણ ખરાં ?

**સુજાતા**—એ લોકો મેલાઘેલા તો હોય, પણ હું તેમને નવાડી ધોવાડીને સ્વચ્છ કરીશ એટલે પછી એ લોકો મહેલે નહી શોભે એવું કાંઈ હોયજ નહી, કારણકે એ લોકને પણ મુખ, નાક, કાન છે, અને આપણને પણ છે, અને આપણને કાંઇ વધારે નથી.

**સુરસુંદરી**—બહેન ! તે તો ખરૂં. પણ એ બીચારા ગરીબ લોકોને બોલતાં ચાલતા, કે ઉઠતાં બેસતા, આવડે નહી એટલે પછી આપણને એ લોકો સાથે કેમ ફાવે ?

**સુજાતા**—ના, ના. બહેન. એ તો તમે ભૂલોછો. નિર્ધન લોકોને તો બહુ સારૂં બોલતાં ચાલતાં આવડેછે, કેમકે એ લોકો બીચારાં તો દિવસ ઉગે અને દિવસ આથમે ત્યાસુધી હરપળે રામનું નામ મુખ ઉપર લેછે, અને રામનું નામ એ પ્રમાણે અહીં તમારા મહેલે લેવાશે તો તમને પોતાને એવો આનંદ લાગશે કે તમે પોતેજ

પછી કહેશો કે મેં ભૂલ કરી કે આટલા દિવસ મેં એમને મહેલે તેડીને રાખ્યા નહી.

**સુરસુંદરી**—તે ખરૂં, બ્હેન. પણ એમ નિર્ધનોને અને દુઃખી જનોને મહેલમા લાવીને રાખીએ તો પછી એમાનાં કેટલાક કેવાં રોગી હોય, તો એ બધાના મંદવાડની ઉઠવેઠ આપણે ક્યા કરતા ફરીએ ?

**સુજાતા**—રાજ્યમાતા ! એ બીચારા દુઃખી લોકોના મંદવાડની કરેલી ઉઠવેઠ કાંઇ ફોકટ જવાની નથી, કારણકે એમને તો જો આપણે લોટો પાણી પાઇએ તોપણ આપણી કેટલી સેવા ચાકરી કરેછે. અને વળી દુઃખી જનોના આશિષનું ફળ એવું બળવાન હોયછે કે આપણી મૃત્યુ ઘડી સુધી આપણા નખ સરખાંમાં પણ આપણને દુઃખ નહી થાય.

**સુરસુંદરી**—એ વાત પણ, બ્હેન, હું ના પાડી શકતી નથી. પણ એ બીચારા દુઃખી જનોથી આપણે મહેલ ભરી દઇએ તો પછી શ્રીમંત લોકો વાતો કરેને કે આ સુર-સુંદરી તો કાઇ ઘેલીજ થઈ ગઇછે કે નિર્ધન લોકોથી બધો મહેલ ભરી દીધોછે ?

**સુજાતા**—ના. રાજ્યમાતા, ના. એ તો તમારૂં ધારવું ભૂલ ભરેલું છે- તમે દુઃખી જનોને મહેલે રાખશો તો શ્રીમંત લોકો પણ તમારો દાખલો લઇને દુઃખી જનોને તેમનાં ઘર રાખીને તેમને સુખી કરશે, અને તેથી પરિણામે અનેક દુઃખીયાંજન સુખીયાં થઇ જશે, અને સુખીયા જન તે વળી અધિક સુખીયાં થશે.

**સુજાતા**—લ્યોને, બ્હેન, ત્યારે હું તો પ્રધાનજીને કહુંછું કે થોડાંક દુઃખી જનોને મહેલમાં મારી સાથે રહેવા બોલાવી મંગાવે. બ્હેન, ચાલો, હવે મારા બીજા ઓરડાઓ દેખાડું. (બીજા ઓરડામા જઇને). આ મારાં લુગડાં અને ઘરેણાંઓનો ઓરડો છે. અને આ બધી પેટીઓ કબાટો અને તીજોરીઓ મારા લુગડાં અને ઘરેણાંઓથી ભરેલીછે. મારાં લુગડા પુષ્કળ છે માટે તમને ગમતા હોય તે તમારે પહેરવા માટે કહાડી લ્યો.

**સુજાતા**—રાજ્યમાતા ! આટલા બધાં લુગડાં તમે ભર્યાછે તો શું કાઇ કપડાની દુકાનો હવે બંધ થઇ જવાનીછે અને કપડાં મળવાના નથી એવો ડર તમને લાગ્યોછે શું ?

**સુરસુંદરી**—ના. ના. બ્હેન. મને તો લુગડા પહેરવાનો શોખ ઘણો છે તેથી આટલાં બધાં લુગડા રાખ્યાછે.

**સુજાતા**—પણ, બ્હેન, તમને લુગડાનો શોખ તો ક્યારે કહેવાય કે તમે જેવાં લુગડાં પહેરોછો તેવાં લુગડાઓ ગરીબોને પણ નિત્યનાં પહેરાવો ત્યારે, અને તમે એકલાંજ નિત્યના નવાં નવા લુગડા પહેરો એ કાંઇ લુગડાનો શોખ કહેવાય નહી, પણ માત્ર રૂપાળા દેખાવાનોજ શોખ કહેવાય. સૂર્યને પ્રકાશનો શોખ ક્યારે કહેવાય કે સમગ્ર પૃથ્વીને પ્રકાશથી ભરેછે ત્યારે, અને પોતે એકલો ગગનમાં પ્રકાશે અને પૃથ્વીને અંધકારમય રાખે તો એને પ્રકાશનો શોખ કહેવાય નહી; ગુરૂને વિદ્યાનો શોખ ક્યારે કહેવાય કે શિષ્યજનને ઉમંગથી અને પરિશ્રમથી વિદ્યા-

દાન દે ત્યારે, અને નહીકે પોતે એકલોજ પડયો પડયો વાચ્યા કરે ત્યારે; કોયલને ટહુકાનો શોખ કયારે કહેવાય કે અનેક વૃક્ષે ઉડી ઉડીને અને વગડામાં અને શહેરમા જઈ જઇને કંઠમાધુર્યથી સઘળા સ્થળને ભરે ત્યારે, અને નહીકે એકલડી કાંઇ ડુંગરા ઉપર જઇ ટહુકા કર્યા કરે ત્યારે. અને, રાજ્યમાતા, હું તો કહું છું કે વસ્ત્રાલંકાર શરીર ઢાંકવા માટે છે, તો પછી માત્ર શરીર ઢાંકવાને આટલા બધાં વસ્ત્રો નહી હોય, કેમકે એક ઉપર બીજી સાડીને કોઇએ પહેરી જાણી નથી તો આટલી બધી સાડીઓ અને બીજાં લુગડાં તમે કેમ પહેરી શકવાના હતા? માટે, રાજ્યમાતા, તમે આટલા બધા વસ્ત્રો ભર્યાછે તો ભલે, પણ હું તો ધારૂછું કે તમે વગર કારણના એ ભર્યા છે. અને હું તો વળી એટલું પણ કહું છું કે ખપ જેટલા લુગડા રાખીને બાકીનાં લુગડા બીચારા ગરીબ લોકોને આપી દો તો સારૂ.

**સુરસુંદરી**—બ્હેન! આ તો તમે મહેલે પહેલી વારજ આવ્યાછો એટલે તમને નવાઇ લાગે છે કે આટલા બધા લુગડાને હું શું કરીશ, પણ તમે અહી મહેલે રહેશો એટલે જોશો કે રોજનાં નવા નવા લુગડા લીધા વિના મને ચાલતુજ નથી.

**સુજાતા**—તમે એક અને લુગડાં ઘણા, એવી આ તો વાત થઈ! સરિતા શું સાગરના જળ પોતામાંહે બધાં સિંચવા તૈયાર થશે! દાતણની ડાળી તે શું ઘરનો મોભ બની વળીઓ અને વાસોના ભાર ઝીલવા તૈયાર થશે! ગાડું તે શુ આખા ગામને આખું અને આખું તાણી જવા તૈયાર થશે!

**સુરસુંદરી**—બહેન! ત્યારે એમજ કહોને કે આ બધાં સુંદર વસ્ત્રો તમારે મને પહેરવા નથી દેવાં અને પ્રભુ મહિમાના વસ્ત્રાલંકારો મને સજાવવાછે! અને, બહેન, હું પ્રભુ કીર્તનના વસ્ત્રાલંકારો સજવા તૈયાર પણ છું. અને મારા લગ્ન મારા સ્વામી સાથે થશે પછી તમે જોશો કે હું વર્ષના એ સાલ્લા પણ નહી બદલીશ એવી સાદી હું થઇ જઇશ, કારણ મારા સ્વામી બ્રાહ્મણ પુત્ર છે અને એમની પાસે દ્રવ્ય નથી તો મને લુગડાં ઝાઝાં કયાંથી પહેરાવશે? હવે, જુવો, બહેન, આ ઉપનિષદનો ગ્રંથ તમને દેખાડું. એ તમને બહુ ગમશે કારણકે એમાં ધર્મનું રહસ્ય ઘણું છે.

**સુજાતા**—રાજ્યમાતા! મહાત્મા પ્રભુ ગુરૂ દાન દેનારા મને મળ્યાછે, પછી મને ધર્મનાં પુસ્તકનું પ્રયોજન ધર્મના જ્ઞાન માટે ના હોય. ભિક્ષુકને દાનવીર દાતાર દાન દેનારો છે, પછી ભિક્ષુકને શેરીશેરીએ નીચ ઉચના ઘર ભિક્ષા માટે જવાની જરૂર કયાં રહી! ખેતરને વૃષ્ટિજળ આવી મળ્યાંછે, પછી કુવા કે નહેરોનાં જળની આવશ્યકતા તેને શાની રહી! સુંદરીના કરે સોહાસણનાં કંકણ આવી મળ્યાંછે, પછી તેણીને બાળકના રમકડામાં રાગી થવાનું કારણ શું રહ્યું! રાજ્યમાતા! શાસ્ત્રો તો શું શીખવશે? પ્રભુજ્ઞાન બોલેલા કે લખેલા શબ્દોથી દર્શાવાતું નથી, પણ સ્વતઃ સિદ્ધ અનુભવથીજ સમજાયછે. અને એ સ્વતઃ સિદ્ધ અનુભવજ્ઞાન મને મહા પરમપૂજ્ય મહાત્મા બાપે કરાવ્યુંછે. બહેન!

સાંભળો. મહાત્માબાપ મહિમા હું તમને સમજાવું. તણખલાંથી માંડીને તરૂવર, કીડીથી માંડીને હાથી, અણુથી માડીને બ્રહ્માંડ, પશુપંખીથી માડીને મનુષ્ય, દેવદેવતાઓ, એ સર્વ બ્રહ્માની કૃતિઓ છે. અનાદિ, અનંત, અક્ષય, નિર્ગુણ, નિાવકાર, એવા વિષ્ણુ ભગવાન જેનાથી વ્યાપ્ત થયા વિનાનું આ વિશ્વમાં કાઇ છેજ નહી, તે વિષ્ણુ ભગવાનમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા, અને બ્રહ્માએ આ વિશ્વ શ્રીવિષ્ણુ ભગવાનની આજ્ઞાથી ઉત્પન્ન કર્યુ. વિશ્વ રૂપી અનંત લીલા ઉત્પન્ન કરવાનું કારણ માત્ર એટલુંજ કે જીવાત્મા જે દેહધારી છે તેને વિકાસ માર્ગદ્વારા, પોતાના જેવા પ્રતાપી અને ઐશ્વર્યવાન કરવા વિષ્ણુ ભગવાને મનથી ઇચ્છયું. આ પ્રમાણે વિકાસક્રમ એ વિશ્વ રચનાનો હેતુ હોવાથી, જે મહાન આત્માઓ વિશ્વના સરજનહારનો આ હેતુ સમજેછે, તેઓ પોતાનો વિકાસ પવિત્રાઇ સત્ય તપ વિગેરે આચરણોથી કરીને, તે પછી અન્ય અજ્ઞાની જીવાત્માઓનાં રક્ષણ સુખ અને વિકાસ માટે સતત પ્રવૃત રહેછે. તેવા વિશિષ્ટ આત્માઓ તે મહાત્મા કહેવાયછે. તેઓ સ્થૂળ દેહધારી હોયછે. આહા! તેઓની મુખાકૃતિ એવી ભવ્ય હોયછે કે જાણે ચંદ્રમાની પ્રભાજ તેમનામાં ભરી હોયને! અને આપાણું મન વદન જાણે એ તેજોમય પ્રકાશમા પ્રકાશમાન થઇ જાયછે! જાણે આપણા ચક્ષુ ઉઘડી જાયછે! જાણે આપણું મન કાંઇ ઉચ્ચ ભૂમિકાઓનું દર્શન પામતું હોય તેવું તે એકદમ વિકસી જાયછે! એમનાં વદનમાથી શાંતિ અને દયાનો જે નિર્જર થાયછે તે આપણા વદનને એવો પ્રિય લાગેછે કે જાણે આપણા સઘળા ઉત્પાત, પરિતાપ, વિતર્ક, તેજ ઘડી નષ્ટ થઇ જાયછે! અને આપણે જે કથીર હોઇએ છીએ તે કુન્દન બની જઇએ છીએ! એઓ સ્થૂળ દેહ ધારણ કરી દુઃખી જનોનું સાંત્વન કરવામાં તત્પર અને પ્રવૃત્ત રહેછે, અને જ્યારે એવા એક મહાત્માએ મને એમનાં મંગળ દર્શન દીધા ત્યારેજ મેં એમના માટે જાણ્યું. અને તમે પણ દુઃખી જનની સેવાના પંથે પડશો તો તમને યોગ્ય પાત્ર પ્રાણી તમને પણ એમનાં દિવ્યદર્શન એ ગાર્ગવ મહાત્મા સ્થૂળ દેહમા દેશે

**સુરસુંદરી**—હું દીન જનોની સહાયતામા હવેથી રહીશ અને ગાર્ગવ મહાત્માના દર્શનની ભાગ્યશાળી થવા પ્રયત્ન કરીશ. પણ, બહેન, એ મહાત્મા બાપે તમને ધર્મનું જે કાઇ જ્ઞાન દીધુ હોય તે જરા મને કહી સંભળાવો. આ પળે ધર્મજ્ઞાનમાં મને અત્યંત પ્રીતિ થઇછે.

**સુજાતા**—ધર્મી થવું એટલે દુઃખી જનના દુઃખ દૂર કરવા. એજ પરમધર્મ છે. પ્રભુજી કહેતા નથી કે મને પૂજો અને હું તમને સુખી કરીશ. આપણે સંસારી પામર મનુષ્ય જીવાત્માઓ પ્રભુજીનું શું આરાધન કરી શકવાનાં હતાં? પ્રભુજીનું પૂજન કરનારા તો લાખો વર્ષની સમાધિ ચઢાવી રહેનારા અસંખ્ય મહર્ષિઓ છે. પ્રભુજી તો કહેછે કે તમે દુઃખીનાં દુઃખો દૂર કરો એટલે તમે તમારા માટે સઘળો ધર્મ પરિપૂર્ણતાએ પાળ્યો અને મારૂં આરાધન પણ કર્યુ. આપણે સઘળા જીવાત્માઓ એકજ અંગના જુદા જુદા અવયવો છીએ.

હવે કહો કે હાથ સલામત અને બળવાન હશે, પણ પગ ભાગેલો હશે તો મનુષ્ય સુખી થઇ શકશે ? માટે શરીરનો પ્રત્યેક અવયવ નિરોગી અને બળવાન હોય તોજ શરીરને ખરી સુખાકારી છે; તેમજ સકળ જીવાત્માઓ દુઃખથી મુકત હશે તોજ અમુક એક વ્યકિત પણ સંપૂર્ણ સુખી થઈ શકશે. વળી, બહેન, તમે ધારતા હશો કે તમારા દ્રવ્યના બળથી તમે આજ્ઞા કરીને બીજાઓ પાસે દુઃખીઓની સેવા ચાકરી કરાવશો તો તે પણ દુઃખીની સેવા તમેજ કરેલી કહેવાશે, પણ તેમ ધારશો નહી. દુઃખીના દુઃખથી દાઝવા તો તમારે તમારી જાતને દુઃખીની સેવામાં અર્પણ કરવાની છે, તમારે પોતે દુઃખીયાંનાં ઘર જવાનું છે, તમારા હાથે ભૂખ્યાને ખવડાવવાનુ છે, તમારા હાથે માદાંની જતન કરવાની છે, તમારા હાથે અજ્ઞાનીને જ્ઞાની કરવાના છે, અધમને સદ્ગુણી કરવાનાં છે; ટુંકમાં, તમારા સર્વ સુખનો ત્યાગ કરીને દુઃખીના દુઃખ ટાળવામા તમારે જાતે પ્રવૃત્ત રહેવાનુ છે.

**સુરસુંદરી**—હા. હા. બહેન, હુ મારા સઘળાં સુખ ત્યાગ કરી દુ ખીજનની સેવામા સદાની તત્પર રહીશ, પણ એ સઘળુ એક ફેરાની હુ મારા રૂષિપુત્ર સાથે પરણી જાવું પછી.

**સુજાતા**—રાજ્યમાતા ! દુઃખીની સેવામાં પતિનો પ્રેમ ક્યા લાવી મુકયો ? ગોળ પઇડાં સાથે ઉભા મોભને સબંધ શું ! ખેતરમા અન્નના પાકની વૃદ્ધિ કરનારા ખાતરને શોભાના સ્ફાટિક મણિ સાથે સબંધ શું ! ગાયનના તાલ સાથે ખાડણિયાનાં સાંબેલાંના ધમકારા સાથે સબંધ શું !

**સુરસુંદરી**—બહેન ! તમે મારા રૂષિપુત્ર સ્વામી માટે આ પ્રમાણે ના બોલશો. એમણે કાઇ તમારૂં બગાડયું નથી કે એમના વિરૂદ્ધ તમારે આ પ્રમાણે કાઇ બોલવું પડે. અને તમે એમને જોયા પણ નથી કે તમે કહી શકો કે એમનુ નામ અને એમની વાત વારે ઘડીએ મારે કહાડવા જેવું કાંઇ નથી. બહેન ! એ તો એવા શાણા, સુંદર, સદ્ગુણી અને જ્ઞાની છે કે તમે એમને જુવો તો કહેશો કે ભગવાને બહુ મહેનત લઇને એમને ઘડયા હશે, અને વળી કદાચ તમારા મનમા વિચાર પણ આવશે કે આવો પતિ આ ભવમા મને પણ મળ્યો હોત તો સારૂં.

**સુજાતા**—બહેન ! તમારા ભાવી પતિ તમારા મન વસ્યા એટલે જગતની સઘળી સ્ત્રીઓનાં મન વસ્યા એવું કાઈ હોઈ શકેજ નહી. રૂષિપુત્ર વિરૂદ્ધ એક પણ અન્યાયનો અક્ષર કહું એવી હું મૂર્ખી નથી. મારૂં તો એટલુંજ કહેવુંછે કે કલુષિત પ્રેમને તમે તમારા ઉપર આટલી બધી સત્તા સ્થાપવા દીધીછે એ તમે મોટું કર્યુંછે. કલુષિત પ્રેમને આ પ્રમાણે આધીન થવું એ કોઈ પણ સન્નારીનું અને અવશ્ય કરીને રાજ્યપુત્રીનું ભૂષણ નથી. સૂંઠનો ગાગડો લઇને ગાંધી થવું એ મિથ્યા ભ્રમ છે; પાષાણમાં દર્પણ દેખવું એ ભ્રાંતિ છે; ખાડાખડીયાવાળી ભૂમિમાં ઉંચે ચઢવા માટેની પગથિયાંવાળી નિસરણી નિરખવી એ નિરર્થક સંતાપ છે. રાજ્યમાતા ! હું નથી કહેતી કે એ રૂષિપુત્ર સાથે તમે લગ્ન કરશો નહી અને કુંવારાં

રહેશો. એ રૂષિપુત્ર સાથે તમે સુખેથી લગ્ન કરો. પરંતુ સાચી પત્નીનો નિજ પતિ પ્રતિનો પ્રેમ તમે જે પ્રેમનો પ્રાદુર્ભાવ કરોછો તેવો નથી. સાચી અને સમજણી પત્નીનો નિર્મળ પવિત્ર પ્રેમ તો શાંત, વિચાર પૂર્વક, સ્વસ્થ, અને આનંદમય, હોયછે. પતિ દૂર હોય કે પાસે હોય પણ પત્ની તો તેણીના પોતાના અગાધ પ્રેમના દૂરબીનથી પોતાની સમીપજ તેને જુવેછે, અને ન કરે નારાયણ અને પતિ પરલોકવાસી થયા હોય તોપણ વિવેકી પત્ની તો તેમની સાથે પોતાના હૃદય મંદિરમા હમેશ માટે રાસક્રીડા કરેછે. પતિના વિયોગથી જે પ્રેમ વિહ્‌વળ નથી બનતો, પરંતુ પ્રભુની ઇચ્છાને આધીન થઇને શાંત મનથી પતિનું મનન હૃદયમા કરેછે, તેજ પત્નીનો નિજ પતિ પ્રતિનો સાચો અને શાશ્વત પ્રેમ છે. અને, રાજ્યમાતા, મારે કહેવું પડેછે કે પતિ ઉપરનો આ તમે જે પ્રેમ પ્રદર્શીત કરોછો તે હું વર્ણવુંછું તેવો નિશ્ચળ પ્રેમ નથી અને ખોટો પ્રેમ છે. તમને અને તમારા પતિને બેઉને અહિતકારી એવો આ તમારો પ્રેમ છે.

**સુરસુંદરી**—(જરા ક્રોધયુકત અને નિરાશ થઈ જઇને). મારા સ્વામી રૂષિપુત્ર ઉપરનો મારો પ્રેમ ખોટો કહેનારા તમે પોતેજ ખોટા છો, એમ કહ્યા વિના મને ચાલતું નથી. અને, બહેન, હુ તો એટલુજ કહીશ કે તમારા આવા વિચારો દર્શાવી તમે તમારૂં ડહાપણ ધૂળમા મેળવ્યું છે.

**સુજાતા**—રાજ્યમાતા ! હું જાણુંછું કે મારા વચનો તમને અત્યંત અપ્રિય લાગવાજ જોઇએ, પણ તમે મને તમારી સાથે લાવ્યાંછો, અને તમે મારી ઉપર માયા રાખોછો, તો મારી ફરજ છે કે તમારી કાઇક ભૂલ હોય તે મારે તમને દેખાડવી. અને, રાજ્યમાતા, જો તમે મારી સલાહથી દુભાતા હોવો તો આપનો મહેલ છોડી આપની પાસેથી ચાલી નીકળવાની મને રજા આપશો.

**સુરસુંદરી**—બહેન ! મારાથી કાંઈ ખોટું વચન બોલાઇ ગયું હોય તે માટે તમે મનમાં ઓછું લાવશો નહી. મારી પાસેથી હું તમને કદી ચાલી જવા નહી દેવું. હું તો એટલુંજ કહુંછું કે મારા ભાવી પતિ ઉપરનો મારો પ્રેમ સાચો છે અને તેને તમે ખોટો નહી કહેશો.

**સુજાતા**—રાજ્યમાતા ! હું જે કહુંછું તે હુ વધુ સ્પષ્ટ રીતે તમને સમજાવીશ તો તમને ખરૂં લાગશે. સંસારમાં સ્ત્રીને ગનગમતો પતિ પ્રાપ્ત થવો મહા દુર્લભ છે. માત્ર પતિ પતિ કરવાથી મનના મહેશ્વર મળી જતો નથી. શાસ્ત્રમાં અનેક દ્રષ્ટાંતો આપવામા આવ્યાછે તેનો સાર કહાડતા માલમ પડેછે કે સ્ત્રીને પોતાના ઇચ્છિત પતિને પ્રાપ્ત કરવાનો એકજ માર્ગ છે, અને તે દારૂણ તપ છે. પાર્વતીને જ્યારે શિવજીને વરવા ઉગ્ર ઉત્કંઠા થઈ ત્યારે પાર્વતીએ કેવું ઉગ્ર તપ આચાર્યું તે સાંભળો. પાર્વતીનો મહા માગળિક જન્મ જ્યારે થયો ત્યારે તેણીના જન્મ નિમિત્તે પૃથ્વીમાં સર્વત્ર પરમ આનંદ વ્યાપી રહ્યો. તે શુભ પ્રસંગે સ્વર્ગવાસીઓનાં સુખ સમાન નર્કવાસીઓને પણ સુખ પ્રાપ્ત થયું; સૂર્ય ચંદ્રાદિ જ્યોતિ-

ગૌણાનું તેજ વૃદ્ધિ પામ્યું; ઇંદ્રાદિ દેવોનાં ઉરમાં અપારમિત આનંદ ઉદ્દ્ભવ્યો; દિશાઓ દેદિપ્યમાન થઇ, મહાત્માઓની દીર્ઘ કાળ પર્યંતની તપશ્ચર્યા સફળ થઇ. એવાં એ ભાગ્યશાળી સ્ત્રી હતાં. જેનું આવું અહોભાગ્ય તેનું આપણે શું વર્ણન કરી શકીએ ! પાર્વતીનો જન્મ થયા પછી ઇંદ્રે નારદજીને બોલાવીને વિનવ્યા કે દેવોનાં સુખ માટે આ પાર્વતિના લગ્ન શિવજી સાથે થાય તે માટે તમે ઉદ્યમ કરો. નારદમુનિના મન આ વાત વસી અને તેણીના પિતા હિમાલય પાસે સત્વર ગયા. હિમાલયે તથા તેમની સ્ત્રી મેનાએ નારદમુનિનો પૂર્ણ સત્કાર કર્યો. માતપિતાએ પછી પાર્વતીને આ ૠષિ મુનિનાં ચરણમાં મસ્તક નમાવવા કહ્યું. પાર્વતી ચંચળ વૃત્તિના હોવાથી પ્રથમ તો માતપિતાની આજ્ઞાની અવગણના કરી, પણ પુનઃ એ આજ્ઞાનું કથન તેમની માતા તરફથી થતાં તેમણે ૠષિમુનિના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું, જેથી ૠષિમુનિ અત્યંત પ્રસન્ન થયા. પછી પોતાની પુત્રી ઉપરના વહાલભાવ પરત્વે, એ માતપિતાએ પોતાની પુત્રીના વદન ઉપર જે ચિન્હો હતાં તે ઉપરથી તેણીનું ભાવી કહી સંભળાવવા નારદજીને વિનવ્યા. ત્યારે નારદજી બોલ્યા કે પાર્વતીનો પતિ હજી જન્મ પામ્યોજ નથી. આ શબ્દનો પૂરો અર્થ નહી સમજવાથી હિમાલય તથા મેનાના મન વિષે અત્યંત ખેદ ઉત્પન્ન થયો અને કહેવા લાગ્યાં: "સંસારમાં સ્ત્રીને સારો પતિ અહોભાગ્ય થકીજ પ્રાપ્ત થાયછે, પણ દુષ્ટ પતિ પ્રાપ્ત થવો એ પણ તેણીનાં સદ્દ્ભાગ્ય હોય તોજ શકય છે, તો પાર્વતીના પતિ જનમ્યોજ નથી, તો એ તેણીનાં કેવાં હીણભાગ્યની વાત અમારે સમજવી." ત્યારે નારદૠષિ તે માતપિતાના ખેદનું નિવારણ કરતા કહેવા લાગ્યા: "મેં જે કહ્યું તેનો અર્થ એ નથી કે પાર્વતી આ ભવમાં પતિ વગરની રહેશે, પણ મારૂં કહેવું તો એ છે કે આ વિશ્વના સરજનહાર જે અનાદિ અને અનંત અને જે જન્મમરણરહિત છે, એવા શિવ સાથે પાર્વતીના લગ્ન થશે, અને શિવ તો અનાદિ કાળથી જન્મેલાછે અને હમણા કાંઈ જનમ્યા નથી." આ ખુલાસાથી માતપિતાનાં મનમા આનંદ રેલછેલ થઇ ગયો. પછી નારદજી પાછા ઇંદ્રિ પાસે જતાં ઇંદ્રને કહ્યું કે શિવ સરખા તપસ્વી યોગીને તપમાથી ચુકાવી પાર્વતી સાથના લગ્નમાં જોડવા માટે જે કાર્ય તમારે કરવાનું છે તે એ છે કે કામદેવ પાસે શિવજી ઉપર મોહનબાણ છોડાવી, શિવજીને પ્રેમદગ્ધ કરવા. ઇંદ્રના આગ્રહથી કામદેવે તે કાર્ય હાથ ધર્યું, અને હિમાલય ઉપર શિવજી જ્યાં તપ કરતા હતા, ત્યાં જઇને શિવજીનાં કર્ણરંધ્રમાં થઇને તેમનામાં પ્રવેશ કર્યો. પરિણામે શિવજીનું તપ ડગ્યું, અને તે થકી ઉદ્દ્ભવતી કામવિકાર ઉર્મી પરત્વે તેમને પૂર્વના ભવની તેમની પત્ની જે દક્ષ પ્રજાપતિની પુત્રી હતી અને જેણે આ ભવમાં હિમાલયની પુત્રી થઇને જન્મ લીધો હતો, તેનું પ્રેમયુક્ત સ્મરણ સ્ફૂર્યું, અને પાર્વતી આ ભવમાં જે પાર્વતીનાં સ્વરૂપમાં જન્મ પામ્યાં હતાં તે પૂર્વના જન્મની દક્ષ પુત્રી તરીકે શિવજીની સમીપ મનોમયસૃષ્ટિમાં આવી ઉભાં. અને પોતામાં ઉદ્દ્ભવેલી આ કામવાસનાનું જ્ઞાન શિવજીને તુરત થયું અને તે દૂર કરવા પોતાનાં તપોબળથી

તેમણે યોગમાયા ઉત્પન્ન કરી, અને તે યોગમાયા થકી કામદેવ બળવા લાગ્યો, અને શિવજીનાં શરીરમાથી તે બહાર નીકળી ગયો, પણ બહાર આવ્યા પછી તેણે શિવજી ઉપર મહા પ્રચંડ મોહનબાણ છોડયું. પોતે સર્વ ચરાચર જીવના પ્રભુ છતાં કામની પીડાથી આ પ્રમાણે પોતે તપમા વિઘ્ન પામેછે, એવા વિચારથી તેમને ક્ષોભ ઉત્પન્ન થયો, અને તે ક્ષોભ થકી તેમને ક્રોધ પ્રગટયો, અને તે ક્રોધાગ્નિથી એમનું ત્રીજું નેત્ર અગ્નિથી ઝળળી રહ્યું. એ નેત્રનો તાપ પ્રલય કાળે સર્વ જગતનો સંહાર કરવા સમર્થ હોવાથી, કામ એ તાપમાં તત્કાળ બળી ભસ્મ થઈ ગયો. કામની સ્ત્રી રતિને પતિનાં મૃત્યુની જાણ થતાં શિવજી પાસે રડતી રડતી ગઈ અને તેમને આરધવા લાગી: "ભકતજનો ઉપર પ્રીતિ રાખનારા એવા તમો વિશ્વમા પ્રસિદ્ધ છો. જગતનો સંહાર કરનારા કાળ રૂપ હોવા છતાં, સર્વના મન તમે અતિ પ્રિય છો. આપને કાળ તથા ત્રિગુણ બાધ કરી શકતા નથી, એવા સ્વયં પ્રકાશ, અનંત રૂપ શિવજીને હું પાયે પડુંછુ. આપની કૃપાથી મારા સ્વામી કામદેવ પાછા સજીવન થાય અને હું સોહાસણ બની સુંદર સ્વરૂપ અને સત્કીર્તિ ભોગવતી થાવું એટલું મને વરદાન આપવા કૃપા કરો." શિવજીએ પ્રસન્ન થઈ તેણીને ઇચ્છિત વરદાન આપ્યુ જેથી પોતાનો પતિ સત્વર પ્રાપ્ત કરવા તેણી હિમાચળનાં એક સ્થળમા તપમા પ્રવૃત્ત થઇ. હવે નારદજીની ઇચ્છાનુસાર પાર્વતિનું લગ્ન શિવજી સાથે કરાવવા તેણીના પિતા તેણીને લઇને શિવના આશ્રમે જવા નીકળ્યા હતા, ત્યારે માર્ગમા તેમણે કામની સ્ત્રી રતિને પતિના વિયોગથી તપમા વિલાપ કરતી જોઇ. તેણીની આવી દુઃખી સ્થિતિ માટે હિમાલયે પ્રશ્ન કરતા તેમણે જાણ્યું કે તેણીના પતિને શિવજીએ ક્રોધાવેશમા પ્રેરાઇને બાળી ભસ્મ કર્યો હતો..રતિની આ હકીકત જાણી તે હિમાલય તો શિવજીના મહા ક્રોધી સ્વભાવથી ત્રાસ પામ્યા અને પાર્વતીના લગ્ન તેમની સાથે નહી કરવાનો વિચાર કરીને પાર્વતી સંગાથે પાછા પોતાના મુકામે જવા વિચાર્યું. પાર્વતી તો શિવજી-નાં પૂર્વ ભવનાં પત્ની હતા એટલે શિવજી પ્રતિ એમના ઉરમા દ્રઢ પ્રીતિ વસેલી હતી તેથી પોતાના પતિથી હિમાલયને વિમુખ થતા જોઇ તેણી મહા ખેદ પામી, અને મર્યાદાનો લોપ નહી થાય તે માટે તેણીની સખી દ્વારા તાતને તેણીએ સમજાવવા પ્રયત્ન કર્યો કે જો શિવજી પ્રાપ્ત નહી થશે તો આ ભવમા તેણીના આ દેહનું તેણીને કાઇ પ્રયોજન રહેશે નહી. અને કોટિ પ્રયત્ને એ પતિ પ્રાપ્ત કરવા ઉગ્ર તપ આચરી એ પતિ પ્રાપ્ત કર્યા વિના તેણી નહી રહે. ત્યારે તેણીના તાત તેણીને સમજાવવા લાગ્યા કે તારૂં શરીર સુકોમળછે, તારાથી તપનું કષ્ટ સહન નહી થઇ શકશે, અને તપ સફળ નહી થશે, અને એ પ્રમાણે તપ અફળ જતા શિવ પતિની પ્રાપ્તિ નહી થશે. આ પળે આકાશવાણી થઇ કે આ પાર્વતી સર્વ લોકના મનોરથો સિદ્ધ કરવા સમર્થ છે તે પોતાનો મનોરથ પોતાનાં તપોબળથી સિદ્ધ નહી કરશે એ અસંભવિત છે. આવી આકાશવાણી સાંભળતાં હિમાલય પોતાની પુત્રીને ત્યાં તપ કરવા મુકી જઇ એકલા પોતાના મુકામે ગયા. પછી પાવર્તીએ ઉગ્ર તપ આરંભ્યું, અને

તેમા એટલા નિમગ્ન થઇ ગયા કે વસ્ત્રાભુષણો પણ ત્યાગ્યાં અને પાદડાંનું ભક્ષણ કરીને સો વર્ષ તપમા ગાળ્યા, અને સો વર્ષ વાયુ આહાર કરીને રહ્યાં. જ્યારે તેમનાં તપના અગ્નિથી પ્રાણી માત્ર બળવા માંડયા ત્યારે ઇંદ્રે સપ્તરૂષિઓને વિનવ્યા કે તપના ભંડારરૂપ આ પાર્વતીનો મનોરથ સિદ્ધ કરવા તમે સમર્થ છો તો તેણીની ઇચ્છા તમે પૂર્ણ કરો. ઇંદ્રની આ વિનંતીથી સપ્તરૂષિઓ પાર્વતી પાસે ગયા અને શિવ પ્રતિના તેણીના પ્રેમભાવની ખાતરી કરવા તેણીને કહેવા લાગ્યા: "શિવ તો નિરંતર નગ્ન રહેનારા અવધૂત જેવા છે, ભૂત પિશાચોની મૈત્રિમા સઘળો વખત ગાળેછે, તો એમનાથી તને કાંઇ સુખ પ્રાપ્ત થવાનું નથી." સપ્તરૂષિઓનાં આ વચનોનો ભાવાર્થ પાવર્તી નહી સમજેલા હોવાથી તેણીનાં નેત્ર ક્રોધથી રાતા થયા અને પ્રચંડ સ્વરથી ઉત્તર વાળ્યો ! "આવા અઘટિત શબ્દો અને અર્થનો ઉચ્ચાર કરવા તમે શું અહીં મારી આગળ આવ્યાછો ! હું મૂર્ખી છું, હું હઠીલી છું, અને પ્રેમમાં પણ હઠીલી છુ, તેથીજ શિવજી પ્રતિના પ્રેમમાં દુરાગ્રહ કરી રહીછું. પણ, તમે બ્રહ્મા સરખા જ્ઞાની થઇને જગતના સ્વામી શિવજીનેજ બરાબર જાણતા નથી, ઓળખતા નથી, અને આવા વિપરિત વચનો કહોછો, એ શું ! આકાશ, અગ્નિ, વાયુ, જેની પ્રતિમાઓ છે, સૂર્ય, ચંદ્ર આદિ જેનાં દિવ્ય નેત્રો છે, જેની આજ્ઞાને આધીન જગતના સકળ કાર્યોનો પ્રવાહ ચાલેછે, એવા શિવજીને હું તો પત્ની તરીકે શરણે ગયેલીછું, અને મારા એ દ્રઢ સંકલ્પમાં ડગાવવા તમે સમર્થ નથી, પછી ભલે તમે અહીં થોભો કે ચાલ્યા જાવો". પોતાના સ્વામી પ્રતિ તેણીનો આ પૂજ્યભાવ જોઇને સપ્તરૂષિઓએ તેણીનું આશ્વાસન કરતા કહ્યું: "માત્ર તારા પતિ પ્રતિના પ્રેમની પરીક્ષા કરવા શિવજી પ્રતિકૂળ અમે વચનો ઉચર્યા છીએ, અને તું શિવ પતિને અવશ્ય પામીશ." પછી સપ્તરૂષિઓ ત્યાથી ચાલી નીકળી શિવજી પાસે ગયા અને તેમને વિનવી કહેવા લાગ્યા: "દૈત્યોનો રાજા તારકાસુર દેવોને અત્યંત પીડેછે અને તેનો નાશ કરવા માટે તમારાં અંશભૂત પુત્રની આવશ્યકતા છે, તો હિમાલયની પુત્રી પાર્વતી જે તમારા પ્રેમ કાજે તપોનિધિ બનેલીછે તેનો કર ગ્રહણ કરવા અનુગ્રહ કરો. આ પ્રકારે જો તમે દેવોના થતા સંહારને નહી અટકાવો તો તમારી તપશ્ચર્યા નષ્ટપ્રાય થશે, અને તમે દયા દીલે નહી ધરશો તો સુજ્ઞજનો તમારો યશ કેમ ગાશે ? અને માત્ર દેવકાર્યાર્થે અમારી આ વિનંતિ છે તો તે માન્ય કરી કૃતાર્થ કરો". સપ્તરૂષિઓની આ વિનંતિ સાભળીને શિવજીએ તે માન્ય કરી, અને તેઓએ માંગળિક સમાચાર પાર્વતીને કહી સંભળાવ્યા, જેથી તેણી પિતાનાં ઘર પાછી વળી. અને સપ્તરૂષિઓના કહેવાથી હિમાલય પોતાની પુત્રી શિવજીને આપવા નીકળ્યા. અને પાવર્તી શિવજીને પામ્યાં. આ પ્રમાણે મહા ઉગ્ર તપ થકીજ પાર્વતી પોતાના પ્રિય પતિને પ્રાપ્ત કરી શક્યાં. તો, રાજમાતા, મારૂં કહેવું એટલુંજ છે કે રૂષિપુત્રને સ્વામી તરીકે પામવા તમે આ પ્રેમની લવરી છોડી દઇ તપ આચરો.

**સુરસુંદરી**—હવે પ્રેમ લવરીનો એક અક્ષર હું નહી ઉચરીશ, પણ, તમે મારી એક

વિનંતિ માન્ય કરો, અને તે એજ છે કે તમે મહેલેથી મારી પાસેથી ચાલી જવાનું હવે ફરીથી બોલશો નહી કે કરશો નહી. જો તમે મહેલથી ચાલી જશો તો હું પણ મહેલ છોડીને તમારી પાછળ પાછળ આવીશ. મહેલ માળીયાં, તાત, ભ્રાત, અને રૂષિપુત્ર સ્વામી, સર્વે સર્વે તજીશ પણ તમારાથી છૂટી નહી પડું. (રડી પડેછે).

**સુજાતા**—રાજ્યમાતા ! હું તમારી પાસેથી નહી ખસું, તમે શાંત થાવો.

**સુરસુંદરી**—તમે મારી પાસે રહો એટલુજ મને જોઇતું હતું, અને તમે મારી પાસે રહેવા કહોછો તો મને પુરી શાંતી વળીછે. પણ, બહેન, મને કહો કે સ્વામી પ્રાપ્તિ માટે હું તપ કરવા કયાં વનમા જાવું ?

**સુજાતા**—રાજ્યમાતા ! તમારે વનમા કે કયાંયે તપ કરવા જવાની જરૂર નથી. દુ:ખી જનોની સેવામા પોતાનું તન મન ધન સર્વસ્વ અર્પણ કરવું એજ ઉગ્ર અને પરમ તપ છે. માટે મેં તમને પ્રથમ કહ્યું તેમ તમારા મહેલે દુ:ખી જનોને લાવીને તેમનાં દુ:ખો દૂર કરો.

**સુરસુંદરી**—તે પ્રમાણે તો હું આ પળથીજ વ્રત લેવુંછું.

**સુધન્વા**—(આવતા). રાજ્યમાતા ! આપ હમણાંજ આવ્યા તેની ખબર મને મળી અને તુરતજ આપની સેવામાં આવ્યોછું. પૂજ્ય તાતજી, પૂજ્ય ભાઇ, સર્વ ખુશીમાં છેને ?

**સુરસુંદરી**—જગતશેઠ ! જગતની લીલામાં તો સુખદુ:ખ સંગાથે રહેલાંછે. તાતજી ખુશીમાંછે અને દલગીરીમાં પણ છે, એ કહેવુંજ સત્ય છે. તાતજી ખુશીમાં છે કારણકે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરેછે, અને દુ:ખી પણ છે, કારણકે ત્રસદસ્યુ ભાઇ મન્થાન હઠયોગીના આશ્રમે હઠયોગાભ્યાસમાં વળ્યાછે, અને હઠયોગ કાઇ હિતકારી નથી. તમે પોતે તો ખુશીમા છોને ? અને, આ મારી સાથે સુજાતા બહેન છે એ તો મને માર્ગમા ભેગાં થયાં અને મારી વિનંતિ માન્ય કરીને મારી સંગાથે રહેવા અહી આવ્યાંછે. આ બહેન કોઇ વિરલાં અલૌકિક બાઇ છે એટલુંજ એમના સબંધમા હાલ હું તમને કહીશ. હું જરા કુશાંબને બોલાવું. (બાજુએ). કુશાંબ ! કુશાબ !

**સુધન્વા**—(સ્વગત). આ સ્ત્રી તો રાજ્યમાતા કહેછે તેમ કોઇ દેવલોકની પુત્રી છે ! મારા છોકરાની મા મરી ગઇછે તો જો આ સ્ત્રીએ જગ્યા પૂરે તો મારાં સુખનો પાર રહે નહી ! છોકરાને શીખવવાના બહાને એમને મારાં ઘર મોકલવા રાજ્યમાતાને કહું, અને એ બાઇ ઘર આવતી થાય તો પછી ધીમે ધીમે હું તેણી આગળ લગ્નની વાત કહાડું. (રાજ્યમાતાને). રાજ્યમાતા ! આપ કહોછો તેવાં અલૌકિક આ બાઇ છે. અને આ પળે મને સ્વાભાવિક વિચાર આવેછે કે ઇશ્વરે એકજ પુત્ર મને દીધોછે, તો તેનાં મન ઉપર નાનપણથી આ બાઇના હાથના સંસ્કાર પડયા હોય તો મારાં મૃત્યુ પછી એ પુત્ર મારી કીર્તિ ઉજ્વળ કરે. માટે જો આ બાઇને મારા છોકરાને શિક્ષણ આપવા અડધો કલાક કે કલાક મોકલવા કૃપા કરો, અને એ બાઇ આવવા કૃપા કરે, તો બહુ ઉપકાર થશે.

**સુરસુંદરી**—મારા તાતજીનું આખું રાજ્ય શું, કે સકળ વિશ્વનું રાજ્ય, કોઇ મને આપે તોપણ હું મારાં આ બહેનને એક ઘડી પણ મારાથી છૂટાં થવા નહી દેવું. પણ તમારી ઇચ્છા આગળ હું લાચાર છું, અને તમારા કાજે હું મારાં બહેનથી દિવસમાં અડધો કલાક છૂટી પડીશ. (સુજાતાને). બહેન ! મારા તાતજીનાં રાજ્યના આ એક મૂખ્ય સ્થંભ છે. તાતજીને એમનો ઘણો આધાર છે, એમ કહું તો ચાલે. પોતે મહા ગુણીજન છે. ધર્મનું પાલન સંપૂર્ણ રીતે કરનારા છે. પ્રભુજીએ પુત્ર સંતાન એમને દીધુંછે. એજ એમનું સર્વસ્વ છે. એ પ્રિય બાળના ઉત્કર્ષ માટે એમની ઇચ્છાનુસાર એક અડધો કલાક દિવસમાં એ બાળનાં શિક્ષણ માટે પરિશ્રમ લેશો તો હું ખુશી થઇશ અને સુધન્વા શેઠ પણ ઘણા આભારી થશે.

**સુજાતા**—રાજ્યમાતા ! જનસેવા એ મારી દિક્ષા છે. બાળકને જ્ઞાન દેવું એ પણ જનસેવા છે, તો જગતશેઠની ઇચ્છાનુસાર તેમજ તમારી ઇચ્છાનુસાર હું એ બાળકનાં શિક્ષણ માટે જગતશેઠનાં ઘર જઇશ.

**સુધન્વા**—(સુજાતાને). બહુ કૃપા કરીછે. (સુરસુંદરીને). રાજ્યમાતા ! આપનો ઉપકાર પણ હું જેટલો માનું તેટલો થોડો છે.

**સુરસુંદરી**—જગતશેઠ ! કાંઇ ઉપકાર જેવું છેજ નહી. (કુશાંબ આવેછે. તેને). કેમ ભાઇ કયાં હતા ?

**કુશાંબ**—(ઉંઘમાંથી ઉઠવાનો ડોળ કરીને). રાજ્યમાતા ! આ પગને મેં પંપાળ્યોછે તે જરા જરાકમાં થાક ચઢયોછે કરીને ઉંઘી જવાનું કરેછે, તો મેં જાણ્યું લાવ જરી ઉંઘી જાવું અને એ પગની મરજી સાચવું.

**સુરસુંદરી**—ઉંઘી ગયા હતા એ તો સારૂં કર્યું. મારે તો કહેવાનું તમને એ હતુ કે આપણે અહીં મહેલે બીચારાં ગરીબ દુઃખીજનોને બોલાવવાનાં અને રાખવાનાછે તો તમે જરા જઇને એવાં દુઃખી માણસોને બોલાવી લાવો.

**કુશાંબ**—રાજ્યમાતા ! ગરીબ લોકોને બોલાવવા જવાનું તો મને કેમ ફાવશે ? હું તો કહો તો મોટા રાજા રજવાડાઓમાં જાવું અને તેમની સંગાથે ખુરશી ટેબલ ઉપર બેસીને વાત કરી આવુ. પણ આ ગરીબ લોકો સંગાથે તો વાત કરતાંજ મને શરમ આવેછે.

**સુરસુંદરી**—જા, ભાઇ, જા. આવી ઠાલી મોટાઇ ના રાખ. હવે તો હું અહીં ગરીબ દુઃખી લોકોને રાખવાની છું એટલે તારે એ લોકો સાથે રહેવું પડશે. જરા પ્રધાનજીને મોકલ તો.

**કુશાંબ**—હા, મોકલું. (જાયછે. જતાં. સ્વગત). આ સાળાં માંદલા મડદાંઓને મહેલમાં ઘાલવાનું આ સુજાતાએ કર્યું હશે ! એને મહેલેથી કહાડવી નહીતો કુશાંબભાઇ તમારે મહેલેથી નીકળવા વખત આવ્યો જાણો. એને શી યુક્તિથી કહાય ! (જાયછે).

**સુરસુંદરી**—(સુધન્વાને). આ કુશાંબ તો બહુ રમુજી છે. હું એની બોલીથી એવી રાજી થાવુંછું કે મારૂં સઘળું દુઃખ તેટલો વખત ભૂલી જાવુંછું. જગતશેઠ ! મને દુઃખ તો

શું હોય! પણ મને દુઃખ એકજ છે અને તે એ કે રૂષિપુત્ર વૈશાલની હું પત્ની થઇ નથી. એ રૂષિપુત્ર ખુશીમાં તો છે?

**સુધન્વા**—રાજ્યમાતા! એ રૂષિપુત્ર તો મારા ઇષ્ટદેવ છે, એમ કહું તો ચાલે. મારી સઘળી સમૃદ્ધિ એમના પ્રતાપથીજ છે. અને એ ગયાછે ત્યારથી મારી સઘળી સમૃદ્ધિ નષ્ટ થઇ ગએલી સમજાુંછું.

**સુરસુંદરી**—રૂષિપુત્ર ક્યાં ગયાછે?

**સુધન્વા**—કોઇને ખબર આપ્યા વિના, અને માત્ર મનેજ વાત કરીને, કયાંના કયાં નીકળી પડયાછે! એ તો મેં રાત દિવસ દેશોદેશ મારી પેઢીના માણસોને લખ્યુંછે કે એમની ભાળ કહાડે પણ કોઇને એમની ભાળ હજી મળી નથી.

**સુરસુંદરી**—(નિશ્વાસ અને હાય નાખીને). રૂષિપુત્ર સ્વામી! કયાં ચાલી ગયા! આપે આમ શું કરવા કયું! મને મારવાજ ધાર્યું શું! તમે જયા હોવો ત્યાં તમારી રક્ષા પ્રભુજી કરજો. હું તો હવે મુવેલીજ છું.

**સુધન્વા**—(ગભરાઇ જઇને, મોટા સ્વરથી વૈદને બોલાવતાં). અરે વૈદ છો કે! ઝટ આવો. ઝટ આવો. અરે કુશાંબ પણ મુવોછે કે નહી! (સુજાતાને). કેમ કરીશું હવે?

**સુજાતા**—(સુરસુંદરીને પંખો નાખતા). તમે ગભરાશો નહી. (સ્વગત). મારા મહાત્મા બાપ! જો હું પુત્રી તમને વહાલી હોવું તો મારાં આ રાજ્યમાતાને સત્વર સાવધ કરો.

**સુરસુંદરી**—(સાવધ થતાં. સ્વગત). રૂષિપુત્ર! તમે છેવટ મને તરછોડી! હશે. તમે સુખી રહેજો. (સુજાતાને). બહેન! હું તો કાંઇ બેભાન થઇ ગઇ હતી! હવે ભાનમા આવીછું. હવે કાંઇ પંખાબંખો ના નાખશો. (સુજાતાના હાથમાંથી પંખો લઇ લેછે. સુધન્વાને). જગતશેઠ! તમે પણ બીચારા બહુ ગભરાઇ ગયેલા લાગોછો!

**કુશાંબ**—(વૈદને લઇને આવતાં. વૈદને). દોડોને. તમારા પગ મારી પેઠે ભાગી તો નથી ગયા? રાજ્યમાતા તમને બોલાવે છે તે શું નથી સાંભળતા?

**સુરસુંદરી**—ના. ભાઇ ના. વૈદને, દોડાવીશ નહી. મારા જીવને સારૂં છે. (સુધન્વાને). બીચારા આ કુશાબને મારા માટે કેટલી લાગણી છે!

**કુશાંબ**—(હાફ્વાનો ડોળ કરીને). વૈદ ક્યાયે મહેલમાં ભરાઇને ઉંઘી ગયેલા તે ઓરડા ઓરડા અને દાદરા દોડતાં દોડતા થાકી ગયો, અને આખો થતો પગ પાછો અડધો થઇ ગયો! રાજ્યમાતા! તમને સારૂં થઇ ગયું તે બહુ સારૂં થયું. મારા જીવમાં જીવ આવ્યો. આ મારો ત્રિભુવનનાથ મારી સહાયતાએ આવ્યો અને મારી અરજી સાંભળી. આ વૈદને ત્યારે રવાના કરી દેવું?

**વૈદ**—બહેન! હું તો કાંઇ ઉંઘી ગયો નહી હતો અને પાસેના ઓરડામાંજ હતો, પણ મારા વિરૂદ્ધ બધું જોડી કહાડવાનું આ કુશાંબને ફાવી ગયુંછે, એટલે ગમે તે જોડી કહાડેછે!

**કુશાંબ**—(સુરસુંદરીને). રાજ્યમાતા! જો હું ખોટું કહેતો હોવું તો હુંજ ફાટી પડું. (સ્વગત). મારો બેટો વૈદ હવે બગડયોછે! હવે એનો કેડો ઝાલવામાં સાર નથી. (રડવાનો ડોળ કરેછે).

**સુરસુંદરી**—ભાઈ! તું સોગન્દ ખાઇશ ના અને ઉદાસી ધરીશ ના. તું બીચારો મારા માટેની ચિંતામા ઓરડે ઓરડે અને દાદરે દાદરે આંખ વિંચીને દોડયો હઈશ એટલે વૈદ પાસે હતા તેમને તેં જોયા નહી હશે એમાં તું શું કરે!

**કુશાંબ**—હા. રાજ્યમાતા. હું ગભરાઇ જાવું અને મને દેખાય નહી એમાં હું શું કરૂં! બાવરા માણસને કાઇ કદી દેખાય છે? રાજ્યમાતા! હવે વૈદ પાસે મારે મારા પગની દવા નથી કરાવવી. મારા માથે આવા ખોટા અપવાદો એ મેલેછે તો મારે એમને શું રોવાછે. (વૈદને). વૈદરાજ! મારા પગને આજથી હાથ લગાડયોછે તો તમે જાણો.

**સુરસુંદરી**—વૈદરાજ! હજુ તમારા હાથે આના પગને આરામ થતો નથી એ શું?

**કુશાંબ**—(વૈદને). લ્યો, હવે જવાબ આપોને, જોવુંછું. (સુરસુંદરીને). રાજ્યમાતા! હવે મારા પગનો ઝઘડો મારે વૈદ સાથે વધારે નથી લંબાવવો. બળ્યો પગ સારો નહી થશે તો એક દિવસ કપાવી નાખીશ તો પછી એનો સંતાપ તો આ પ્રમાણે રોજનો મને નહી રહે?

**સુધન્વા**—ભાઇ! તું તો ભગવાનનું માણસ છે! પગ તે કાંઇ સહેલાઇથી કપાયછે! સારે, રાજ્યમાતા, હું હવે રજા લેવુંછું. ૠષિપુત્રની તપાસ માટે વધુ ઉપાયો લેવુંછું. અને આ બાઇના માટે હમણા જઇને મોટર મોકલુંછું.

**સુરસુંદરી**—પધારજો જગતશેઠ. પણ આ બાઇએ કોઇ પણ વાહનમા નહી બેસવાનું વ્રત લીધું છે માટે મારાં માણસો સાથે ચાલતાંજ આપના પુત્ર માટે આપના ત્યાં આવ્યા કરશે. અને, સુધન્વા શેઠ, ૠષિપુત્રના કાંઇ પણ સારા સમાચાર મળે તો મને તુરત ખબર આપી જીવતદાન દેશો. (વૈદને). તમે હવે જાઓ, ભાઇ. મારા જીવને સારૂં છે. (વૈદ જાયછે.)

**સુધન્વા**—ૠષિપુત્રની ખોળ માટે મને કહેવું નહી પડે. (જાયછે)

**સુરસુંદરી**—(સુજાતાને). બહેન! જો તમારી આજ્ઞા હોય તો એટલું કહુંછું કે મહાત્મા બાપને સ્મરી વિનવો કે મારા ૠષિપુત્ર સ્વામી કયા છે અને ખુશીમાં છેને.

**સુજાતા**—રાજ્યમાતા! સંસારમાં આપ આટલો સાર પ્રથમ સમજી લ્યો અને ગ્રહણ કરી લ્યો કે આપણી જીજ્ઞાસા તૃપ્ત કરવી એ મહાત્માઓનું કાર્ય નથી. મહાત્મા તો જગતના શ્રેય અર્થ અને દુ:ખી જનોનાં સંકટ નિવારણના કાર્યમાજ પ્રવૃત્ત રહેછે. બહેન! એટલું યાદ રાખજો કે પ્રભુજીની કૃપાથી અને મહાત્મા બાપની સહાયતાથી સર્વ શુભ મનોરથો મનુષ્યના ફળેછે, અને આપણે ચિંતા કરવી યોગ્ય નથી. અને વળી તપનો જે માર્ગ તમે આચરવા તત્પર થયાંછો તે માર્ગમા ચિંતાને સ્થાનજ નથી. વળી, તપનો અર્થ પણ એ નથી કે આપણાં તપનાં બળથી આપણા મનોરથ સ્વતઃ સિદ્ધ થાયછે, કારણકે તપ ફળીભુત કરનારા માત્ર એક પ્રભુજી છે, માટે તમે જનસેવામાં પ્રવૃત્ત રહી, હરી ઇચ્છાને આધીન રહી, જગતમાં શાંત મનથી અને ધૈર્ય ધારણ કરીને રહો, અને સર્વ મનોરથો પૂર્ણ થશે. વળી, રાજ્યમાતા! રાજન લોકો મનથી

વિચાર કરેછે કે મોટા મોટા કાયદાઓ, મોટા મોટા નિયમો અને મોટાં મોટા બંધારણો દ્વારા, રાજ્યદ્વારી કાર્યો અને કોઇ પણ મનોરથો સિદ્ધ કરી શકાયછે. પરંતુ, વસ્તુતઃ કાંઈ પણ મહાન કાર્ય કે રાજ્યકારભાર તેમના અંગે ઘડી કહાડેલા માત્ર કાયદાઓ, નિયમો અને બંધારણોથી પરિપૂર્ણ થઇ શકતાં નથી. કોઇ પણ કાર્ય પાર ઉતારવા મૂખ્ય આવશ્યકતા આત્મિક પ્રવૃત્તિમય જીવન છે. આત્મિક પ્રવૃત્તિમય જીવન થકી મનુષ્ય તેનાં કાર્યમાં પોતાનું તનમનધન સર્વસ્વ અર્પણ કરી દેછે, અને પોતાની દેહ સબંધીનાં સુખદુઃખનો કે પોતાના સ્વાર્થ અને હિત સબંધીનો કાઇ પણ વિચાર કર્યા વગર તે કાર્યમા ઉદ્યુકત અને ઉત્સાહી બનેછે. આવી આત્મિક પ્રવૃત્તિ મનુષ્યને શકય અને લભ્ય કયારે હોયછે કે જ્યારે આત્મા આ દેહ સાથે સઘળો ગંધર્વ નહી રાખતા પરમાત્મા સાથે ઝાઝો સબંધ રાખે છે ત્યારે; અર્થાત, જ્યારે મનુષ્ય શ્રીહરી પરમાત્માની ઇચ્છા તથા આજ્ઞાને અનુસરીને આચરણ નહી કરતા આ દેહને મૂખ્ય લક્ષ્યબિંદુ કરી રાખેછે ત્યારે મનુષ્ય એ દેહના સુખદુઃખના વિચારોનેજ અગ્રસ્થાને સ્થાપેછે, અને માત્ર આ દેહના સુખને લગતી પ્રવૃત્તિઓમા મનુષ્ય પોતાને રાગી રાખેછે, અને પરિણામે તેની દ્રષ્ટિમર્યાદા કાઇ વિશાળ થવા પામતી નથી, તેમજ આ દેહ જે અલ્પ સામર્થ્ય ધરાવેછે તેના કરતા કાઇ અધિક આત્મિક સામર્થ્ય પ્રાપ્ત થતું નથી, અને તેથી મનુષ્ય તેનાં કાર્યમા બહુધા નિષ્ફળ જાયછે, અને તે નિષ્ફળતા થકી પરિતાપ પામેછે. પણ, જ્યારે મનુષ્ય તેની દેહનાં સુખદુઃખના વિચારોને નહી અનુસરતા, પરમાત્માની આજ્ઞા તથા ઇચ્છાને અનુસરેછે, ત્યારે તેને અદ્દભૂત રીતે સકળ સામર્થ્ય, સકળ વિશિષ્ટ વિચારો, સકળ સરળ માર્ગો, આવી મળેછે, અને કોઇ પણ કાર્યમાં તે વિજય પામેછે, અને એ રીતે સુખી થાયછે. વિષ્ટાના ઢગલામા મગ્ન રહેતો ઉકરડો સપાટ ભૂમિ કરતા કાઇક થોડુંક ઉચ્ચું સ્થાન પોતાના માટે સંપાદન કરી શકશે પણ પરમ ઉચ્ચું સ્થાન તો નિરંતર શ્વેત બરફ ધારણ કરી રાખનાર ગિરિરાજ હિમાલયજ પ્રાપ્ત કરશે; વગડામાં માત્ર કંટકની ઝાડીઓજ છે તો ઝાડીઓનાં ઝાંખરા અને કાટાઓમા થઇને માર્ગ કરનારા વરૂ વાઘ શિયાળ એવા વિક્રાળ અને ઝનુની જનાવરોજ વગડામાં જતા આવતાં રહેશે, અને સુશોભિત વસ્ત્રાલંકારથી સજ્જ થયેલી અને પગના ઝાંઝરના મનહર નાદ કરીને ચાલતી સુંદરી તો શહેરની સ્ફાટિક જડેલી શેરીઓમાંજ આવગ્મન કરશે; આખોમા અને ગળાંમાં પેસી જઇને અને મનુષ્યના વદનને ઉપદ્રવ કરનારી ધૂળજ ભૂમિ ઉપર નિવાસસ્થાન કરી રહેશે, પણ વિદ્યુત જે રાત્રિના અંધકારને વણસાડનારી છે તે તો વ્યોમમાજ મહાલશે. માટે, સ્થૂળ દેહમા પ્રીતિ થકી તો કાઇ પરમ અદ્દભૂત શકિત, સૌદર્ય, વિશિષ્ટતા, મનુષ્યને પ્રાપ્ત થવાનાં નથી. અને પરમાત્મા સાથે સબંધ જોડવાથીજ સાધારણ મનુષ્ય શું, કે મહાન ચક્રવર્તી રાજન શું, સર્વ કોઇને સકળ ઐશ્વર્ય અને બળની પ્રાપ્તિ થાયછે; અને તે થકી તેઓ કોઇ પણ મહાન કાર્યમાં સફળ થાયછે. માટે, રાજ્યમાતા, હવે

રાજન તરીકે પરમાત્મા સાથે વિશેષ સબંધમા આવી તમે આત્મિક જીવન ગાળતાં થાવો અને આત્મિક પ્રવૃત્તિઓમા રાગી થાવો; જેથી આપને સર્વ રૂડા કાર્યો સુજશે, અને તે કાર્યો પાર ઉતારવાનું સામર્થ્ય તમને આવી મળશે. અને તમારી પ્રજામાં જે કોઇ, નિર્ધન અને દુઃખી અને અશિક્ષિત જનો હોય, તે તેમના ભરણપોષણના મૂખ્ય સવાલ પરત્વે આ દેહ સાથનો સબંધ નિકટ ભલે ગણે, અને ભરણપોષણ વિગેરે પ્રવૃત્તિઓમાંજ તેમની સંકુચિત મતિ અને શકિત પ્રમાણે ઉદ્યોગી રહે, પરંતુ તમે જે રાજન વર્ગ છો તેમને ભરણપોષણ વિગેરેની પીડા છે નહી, તેમણે તો પરમાત્મા સાથે સબંધ અવશ્ય જોડવોજ જોઇએ, અને પ્રજાજનને ઉપયોગી તેમજ હિતકારી થઇ પડે એવું પ્રૌઢ, વિશાળ અને પરોપકારી આત્મિક જીવનં અંગિકાર કરવુંજ જોઇએ. મનુષ્ય માટે જે દારૂણ દોષ કહી શકાય તે માત્ર એકજ છે, અને તે દોષ એ છે કે પરમાત્મા સાથના આપણા ગાઢ સબંધનું આપણું વિસ્મરણ. એ એક દોષ પરત્વેજ અનેક દારૂણ દોષો આપણને આવી મળેછે. વસ્ત્રમાં એક છીદ્ર પડતા પછી તે માંહે અનેક પ્રસંગે હાથ પગ ભરાતાં તે આખું વસ્ત્ર ફાટોતૂટો ગાભો થઈ જાયછે; માત્ર એક નાનકડી ચક્ષુ કીકી અંધ થતાં, પછી જગતમાં અંધકાર મનુષ્યના મન વ્યાપી રહેછે; માત્ર એકજ વિષડંસ થકી શરીરના સકળ અવયવો અને ગતિ તેમના કાર્યોમાં શિથિલ બની જઈ પળ વારમાં આ દેહને શબવત્ કરી મુકેછે. માટે, પરમાત્મા સાથના આપણા સબંધના વિસ્મરણ દોષગ્રસ્ત આપણે કદી થવું નહી, અને પરમાત્મા સાથનો આપણો સબંધ આપણે અવશ્ય યોજવો જોઇએ. આ સબંધમાં મુડક ઉપનિષદમાં લખ્યું છે. " બે પક્ષીઓ જે એક સરખા અને પરસ્પર મિત્રભાવવાળાં છે તેઓ એકજ વૃક્ષનો આશ્રય લઇ રહ્યાછે. એ બે પક્ષીઓમાનું એક એ વૃક્ષ ઉપરના સ્વાદિષ્ટ ફળનો આહાર કરીને નિમગ્ન રહેછે, પરંતુ બીજું પક્ષી ફળાહારમા નિમગ્ન નહી થતા પેલાં પક્ષીને નિહાળી રહેછે. એ એકજ વૃક્ષના આશ્રમમાં—આ જગત રૂપી વૃક્ષના આશ્રમમાં—આત્મા તથા પરમાત્મા સાથે વાસ કરેછે. મનુષ્ય આત્મા તેની દેહનાં દુઃખો થકી કષ્ટ પામીને લાચાર થઇ જાયછે અને તેની લાચાર સ્થિતિ થકી મહા ઉદ્વેગ દીલમાં ધરેછે. પરંતુ જે પ્રભુજીને નિહાળતાં તેને આનંદ ઉદ્ભવેછે તે પ્રભુની ઉપર તેની નજર પડેછે ત્યારે તેનાં સઘળાં દુઃખો નષ્ટ થઇ જાય છે." આ શાસ્ત્ર વચનથી પણ આપણને સિદ્ધ થવું જોઇએ કે પરમાત્મા સાથ જે સબંધ પ્રત્યેક મનુષ્યને તેના જીવનમા આવશ્યક અને લાભકારી છે, તો રાજન વર્ગને પરમાત્મા સાથના સબંધ વિના એક પળ પણ નહી જવી જોઇએ. મનુષ્યના પરમાત્મા સાથના સબંધની ન્યૂનતા જે એક દારૂણ દોષ છે તે દોષ અસ્તિત્વ નહી ધરાવતો હોય તો દોષ શબ્દ માત્ર પણ વિશ્વમાં વિદ્યમાન હોઇ નહી શકે. જેમ સૂર્યનારાયણના પોતાનામાં અંધકારનો પાશ નથી, જેમ સરિતાનાં નિર્મળ મીઠાં જળમાં વિષબિંદુ નામે નથી, જેમ વ્યોમમાં કયાંયે સ્થળનો સંકોચ નથી, તેમ દોષ શબ્દ માત્ર પણ આ વિશ્વમાં અપ્રાસંગિક અને અયુક્તિકછે. માટે, આપણે તો

આત્મા તરીકે પ્રભુજી સાથે આપણો સબંધ જોડીને આ દેહમાં આપણાં કર્તવ્યો કરવાનાંછે. વળી, આપણે આપણો સંબંધ પરમાત્મા સાથે જોડવાનો છે તેનું વિશેષ કારણ તો એ છે કે પરમાત્મા સાથનાં આપણા આત્માનાં જોડાણથી પરમાત્માને પોતાને પરમ સુખ અને આનંદ થાયછે. લાખો અને કરોડો રૂપીયા ખરચી બાંધેલા મહેલને, પાઇનો પણ ખરચ કર્યા વિના ઉગેલાં મોટી ઘટાવાળાં લીમડા આંબા વિગેરે વૃક્ષો થકીજ, શોભા છાંયડો અને ગૌરવ છે; સરિતાને તેનાં તીરે હંસ ગતિથી અને શિરે પાણીનો ઘડો મુકીને પાણી ભરવા આવતી સુંદરી થકીજ સકળ સૌદર્ય છે; વિદ્યાવિલાસીના રાતદિવસના અભ્યાસ રૂપી સંગ થકીજ વેદના પ્રભુ પ્રેરિત ગ્રંથોનું મહાત્મય છે; તેમ જીવાત્મા થકીજ પરમાત્માનું સુખ અને ઐશ્વર્ય છે. માટે પ્રભુજી આપણા પોતાના માટે જેટલા સુખપ્રદ છે તેટલા આપણે જીવાત્માઓ પ્રભુજીને પ્રિય છીએ, તો પછી આપણે આપણા પોતાનાં સુખવૈભવ અને ઐશ્વર્ય માટે નહી તો પરમાત્માના સુખ અને આનંદ માટે પણ આપણા પ્રભુજી સાથે સબંધ જોડવો જોઇએ, અને એમની આજ્ઞા તથા ઇચ્છાનુસાર વર્તન કરીને આ મનુષ્ય અવતારને અને આ દેહને સફળ કરવાનાછે. અને પ્રભુજીએ પોતામાથી જીવાત્માઓને એવી આશામાં અને હેતુમા ઉત્પન્ન કર્યાછે કે એ જીવાત્માઓ સુખમાં અને આનંદમાં પાછા આવીને એમને મળે અને એમના થઈ રહે. માતા બાળકને પ્રેમથી પારણે હિંચોળેછે તે એટલાજ કારણ માટે કે બાળક શાન નિદ્રા લઈ, હસતું આનંદમાં ઉઠીને, પછી માતાને આવી મળે, અને માતા સાથે પ્રેમમા રમે, અને તેણીને દુભવે નહી; શૂરવીર કેડે કટારીને એટલા માટેજ બાંધેછે કે તેના શત્રુને હણીને અને વિજયી થઇને પાછી વળે, અને એને પોતાને લેશ હાનિ પહોચાડે નહી; વ્યાપારી વ્યાપારમાં પોતાનું દ્રવ્ય એટલાં માટેજ હોમેછે કે એ દ્રવ્ય બહારનું વધારાનું દ્રવ્ય ઉપાર્જીત કરી લાવી પછી પૂર્ણ જાહોજલાલીમાં પાછું તે વ્યાપારીને આવી મળે અને તેની પાસે પછીથી સદા માટે રહે. માટે, પ્રભુજીએ આપણને આ દેહ પ્રાપ્ત કરાવીછે તે એ દેહમા ઉજ્વળ તથા પ્રતાપી કાર્યો કરીને, પ્રભુજી તરફ પછી પાછા વળી, એમનામાં તન્મય થઇ રહેવા, અને તેમને આનંદથી ભરવા. વળી, જેમ કોઇ મોટાં અને દિવ્ય મકાનનો આધાર તેના પાયા ઉપર રહેલોછે, જેમ સકળ તારલા, ગ્રહો, રાશિઓ વિગેરેનું વ્યુત્પત્તિ સ્થાન વ્યોમ છે, જેમ સરિતાનું મૂળ સ્થાન ગિરિરાજ છે, તેમ આત્માનો મૂળ આધાર પરમાત્મા છે. આ રીતે આત્માનો પરમાત્મા સાથનો સબંધ તો એ આત્માના આ દેહ સાથના સબંધ કરતા અધિક અને વધુ નિકટનો છે. અને એ રીતે તો મનુષ્યની નજીક તો તેની આ સ્થૂળ દેહ કરતા પરમાત્મા વિશેષ નજીક છે. અને સવાલ માત્ર આપણે પ્રભુજી પ્રતિ વળવાનોજ છે. સાગરનાં મોજાં ગગનમાં ઉછળે પણ તેમને સબંધ તો સાગર સંગાથેજ વિશેષ છે; દિવાને તેની સમીપના પ્રદેશને પ્રકાશથી ભરવાનો સબંધ છે ખરો, પરંતુ તેની દિવેટ અને દિવેલ સાથે તેને અધિક સબંધ છે; વૃષ્ટિજળને ફળદ્રુપ ખેતર સાથે તેમને ધાન્યથી ભરવાનો સબંધ ખરો, પણ તેથી અધિક સંબંધ તેને પાતાળ સાથે

છે, કારણકે પાતાળમાં ઉતરી તેને ત્યાં સ્થાયી રહેવાનુંછે. માટે, રાજનવર્ગે અવશ્ય યાદ રાખવાનુંછે કે પરમાત્મા સાથનો સબંધ એજ મુખ્ય સબંધ છે. અને, રાજ્યમાતા, હું ફરીથી ભાર દઇને કહુંછુ કે મનુષ્યે પરમાત્મા સાથનો સબંધ જોડવાનોછે તેનો અર્થ એવો નથી કે મનુષ્યે આ દેહનો કાંઇ અનાદર કરવાનોછે. સૂર્યનું તેજસ્વી કિરણ રત્નમણિમા જઈ વિકસ્યું તો તેનો અર્થ એ નથી કે કાળા નિષ્ઠુર પથ્થર ઉપર પણ તેણે વિરાજમાન થવાનું નથી, કારણકે સૂર્યના કિરણે તો પૃથ્વી ઉપર સકળ સ્થાને જઈ પ્રકાશવાનું છે; કંકણે જઇ સુંદરીના કરનો સંગાથ કર્યો તેનો અર્થ એવો નથી કે કંકણે તો માસ માટી તથા રૂધિરની મનુષ્ય કાયા સાથે સબંધ જોડતાં પોતાને કલુષિત કર્યુ; કમળે કાદવ સાથે સબંધ જોડયો તેનો અર્થ એ નથી કે અધમ સ્થાને તેની કળા અને લીલા તેણે વૃથા વિકસાવી, કારણકે કાદવ એ તો કમળનું ઉત્પત્તિ સ્થાન નિર્માણ થયેલુછે. માટે દેહ સાથનો સબંધ તો અવશ્ય જાળવી રાખવાનોછે, અને એમા આપણું કર્તવ્ય સમજવાનુંછે. પરંતુ સવાલ એટલોજ છે કે પ્રભુજી સન્મુખ પણ થઇ રહી તેમની ઇચ્છા અને આજ્ઞાનુસાર વર્તન પણ આ દેહમા આપણે કરવાનુછે. આ દેહમાં આપણો વિકાસ છે, આ આત્મામા આપણો આનંદ છે, આ પરમાત્મામા આપણું સકળ સાફલ્ય છે. આ રીતે દેહ તથા આત્મા તથા પરમાત્મા એ ત્રણનો સબંધ એક ત્રિકોણની ત્રણ લીટીઓ પેઠે એક એકની સાથે જોડાયલોછે. હવે પરમાત્મા તરફ આપણે વળીએ છીએ ત્યારે આપણને જે જ્ઞાન થાયછે તે એ છે કે એ પરમાત્મા દયારૂપી તત્વ છે. માતા જેમ તેણીના બાળને પ્રિય ગણેછે અને તેના માટે અનેક કષ્ટો વેઠેછે, તેમ પરમાત્મા આપણા માટે અનેક કષ્ટો વેઠેછે અને આપણને પ્રિય ગણેછે. અને, તેથી, જ્યારે આપણે પરમાત્મા પ્રતિ વળીએ છીએ ત્યારે આપણાં એમના પ્રતિનાં માત્ર ગમન થકીજ એમને પરમ હર્ષ થાયછે, અને એમની સેવાચાકરીની એમને કાંઇ અપેક્ષા રહેતી નથી. વાયુ પાસેથી આપણે એટલુંજ માગીએ છીએ કે આપણાં વદન ઉપર વાય, અને નહીં કે આપણા ઉપર કાંઇ પુષ્પ માળાઓની વૃષ્ટિ કરે; સરિતા જળ પાસે આપણે એટલુંજ ઇચ્છીએ છીએ કે એના જળથી એ આપણી તૃષા ટાળે, અને નહી કે આપણને અમૃતપાન કરાવી આપણને અમર કાયા પ્રાપ્ત કરાવે: વૃક્ષ પાસે પક્ષીઓ એટલીજ આશા રાખેછે કે માળા કાજે તેનાંજ ડાળામાં સ્થાન આપે, અને નહી કે તેમના માટે મ્હેલ માળિયાં બાંધી આપે. પરમાત્માને વળી શાસ્ત્રમા તુત્રગણ તરીકે વર્ણવવામાં આવ્યાછે. અને તેનો અર્થ પણ એજ છે કે પરમાત્મા એટલુંજ ઇચ્છેછે કે મારી કળા અને લીલા જોવા મારા તરફ તમે વળો, અને એ રીતે મારી કળામાં અને મારી લીલામાં મને ઉત્સાહ પ્રેરો અને તમે પોતે મારી કળાનાં અને લીલાનાં દર્શનથી આનંદ પામી રહો. પ્રભુજી તો માત્ર આપણા સ્નેહભાવના ભૂખ્યા છે, માટે રાજનવર્ગે પ્રભુજી તરફ અવશ્ય વળીને રહેવું જોઇએ, અને તેમણે જીવન્મુકત જનક રાજાનું અનુકરણ કરવું જોઇએ. આ જનક રાજાની

વિખ્યાતિ દેશ વિદેશે એટલી પ્રસરી રહી હતી કે એમના ન્યાયી અને દયાળુ રાજ્યમાં રહેવા અનેક દેશોના લોકો એમનાં નગરમાં રહેવા આવતાં. એક પ્રસંગે કેટલાક ધર્માધ દંભીઓ જનક રાજાના નગરમા ચેષ્ટા જોવા આવ્યા. જનક રાજા દિવ્ય દ્રષ્ટિથી જોઈ શકયા કે તેઓ માત્ર ચેષ્ટા જોવા આવ્યા હતા, તેથી તેમણે પ્રધાનને આજ્ઞા કરી કે શહેરના રાજમાર્ગોમાં સર્વોત્તમ અને મહા મૂલ્યવાન વસ્તુઓનું બેઉ બાજુએ પ્રદર્શન ભરો, અને તે માર્ગોમાં થઇને એ દંભીઓને લઇ જઇને તેમને નગરનો મહિમા દેખાડો. વળી જનક રાજાએ આ દંભી માણસો માટે એવો હુકમ કર્યો હતો કે એ દરેક દંભીના માથા ઉપર એક પાણીનો ઘડો ટોચ સુધી ભરીને મુકવો અને નાગી તલવાર સાથના બે સીપાહીઓને દરેક દંભી સાથે રાખવા, જેથી એ ઘડામાંથી પાણીનુ એક પણ ટીપુ ઢળે તો તેજ ઘડી તે સીપાહીઓએ તે દંભીનું ધડ તલવારથી ઉરાડી નાખવું. આ પ્રમાણે જ્યારે મહા મૂલ્યવાન અસંખ્યાત વસ્તુઓથી શણગારેલા રાજ્યમાર્ગોમાં થઇને તે દંભીઓને ફેરવી લાવવામા આવ્યા. ત્યારે પછી જનકરાજાએ તે દંભીઓને પ્રશ્ન કર્યો કે તમે મારા નગરમા શુ શું જોયું. તે દંભીઓએ ઉત્તર આપતા કહ્યું કે અમારા માથા ઉપરના પાણીના ભરેલા ઘડામાથી ટીપુ જળ ભૂમિ ઉપર પડે તો તેજ ઘડી અમારો શિરચ્છેદ કરનારી નાગી ચળકતી તલવારોથી થનારાં અમારા મોતના ભયથી રાજ્યમાર્ગમાં અમે કયાંયે આડી અવળી નજર કરી નથી, પણ માત્ર નીચે નજર રાખી અમે રાજ્યમાર્ગોમા હીંડ હીંડ કર્યુંછે. ત્યારે જનક રાજાએ કહ્યું: "તમારા આ આચરણ પેઠેજ મેં મારૂ આચરણ આ ભવમા રાખ્યુંછે. જોકે હું રાજ્યગાદી ઉપર છું, રાજ્યકારભાર ચલાવુંછું, તોપણ મારો આત્મા તો સઘળો વખત પરમાત્મા સંગાથેજ છે; કારણકે હું જાણુંછું કે મૃત્યુરૂપી તલવાર મારા શિર ઉપર લટકી રહીછે તો કોઈ અણધારેલી પળની તે મારી ગરદન ઉપર કાંઇ આડા અવળા સુખ વૈભવો ઉપર મારી નજર જતાં આવી પડશે અને મારો સંહાર થશે." માટે, રાજ્યમાતા, રાજન તરીકે પ્રજાજનનું હિત, પ્રજાજનનું દુઃખ નિવારણ, એજ તમારૂ કર્તવ્ય છે, તો તમે તમારા રાજ્યની દુઃખી પ્રજાનાં દુઃખો હરો, અને તે કાજે હુ કહુંછું તેમ તમારાથી બની શકે તેટલાં દુઃખી જનોને બોલાવીને અહી મહેલમાં સુખથી રાખો. અને એ રીતે રાજનવર્ગે પરમાત્મા સંગાથે પોતાનો સબંધ જોડવાનો છે. આ પ્રમાણે મારૂં તો ધારવું છે, પછી તો આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.

**સુરસુંદરી**—બહેન ! હું તમારૂં સઘળું કહેવું બરાબર સમજીછું, હું મારી ભૂલ સમજતી થઇછું, હું તમારૂં અગાધ જ્ઞાન જોઈ વિસ્મય પામુછું. તમારી આજ્ઞા પ્રમાણે હું પ્રેમ લહરી નહી કરીશ, અને દુઃખી પ્રજા જનોને પણ મહેલે લાવી રાખીશ. ચાલો હવે આપણે જમવા જઇએ.

**કેશિનિ**—(આવતાં). રાજ્યમાતા ! આપને આપની આ દાસી પાયે પડેછે. રાજ્યમાતા ! મારૂં નામ કેશિનિ છે, હું એક વારાંગના હતી તે સતી સીતા થઇછું,

અને સતી સીતા થઇને આપની પાસે આવીછું, માટે આપ મારા માટે લેશ પણ શંકા નહી લાવશો કે કોણ જાણે કોણ હૂં કોઇ લુચ્ચી કે ધુતારી હઇશ. મારૂં આપની પાસે આવવાનું પ્રયોજન એ છે કે આપના પિત્રાઇ ભાઈ કુશાબ ભાયાતને હું મનથી વરીછું અને એ પણ મને મનથી વરી ચુકયાછે. માત્ર વિધિપૂર્વક લગ્નની વાર છે. અને વળી આપના ભાઇ મને તરછોડે નહી એવી સ્થિતિમા આવી પહોચે તેટલા વખતનો વિલંબ છે.

**સુરસુંદરી**—બહેન ' તમને જોઇને મને ઘણો આનંદ થયોછે. તમે સુખેથી મારા કુશાંબભાઇ સાથે લગ્નમા જોડાવો. એ દિવસ મહા રૂડો અને ધન્યભાગ્ય. તમારૂં દંપતિ સુખ દિનપ્રતિદિન વૃદ્ધિ પામજો.

**કેશિનિ**—આપના આશિષ અવશ્ય ફળશે. રાજ્યમાતા ! આજે આપ આપના પિતાશ્રીને મળીને હમણા હાલ આવ્યાછો તે સમાચાર સાંભળીને હું આપની સેવામાં તુરત હાજર રહીછું. આપના પિતાશ્રી કશ્યપ મહર્ષિના આશ્રમે છે, તો આપની રજા મારે આપના પિત્રાઇ ભાઇની સાથના મારા લગ્ન માટે લેવી જોઇએ, અને આપ એ રજા આપોછો તેથી આપનો શી પેરે ઉપકાર માનું તેની મને સમજ પડતી નથી.

**સુરસુંદરી**—સઘળા પ્રેમી જોડાં અખંડિત સુખમાં સ્થાપિત રહો. પ્રેમી જોડામા હું વિઘ્ન નાખું એવી મતિહીન હું નથી. બહેન ! હું મતિહીન પ્રથમ તો હતી, કારણકે સદ્બોધ અને સત્સંગ મને માત્ર આ સુજાતા બહેનને ભેગી થવા પછીજ પ્રાપ્ત થયોછે. આ સુજાતા બહેન મહાન ધર્માત્મા છે.

**કેશિનિ**—(સુજાતાને). પૂજ્ય બહેન ! પાયે પડુંછું.

**સુજાતા**—બહેન ! ઉભાં થાવો. માત્ર પરમાત્મા અને તેમના ભકતો જે મહાત્મા છે તેમને તમારે અને મારે બેઉએ પાયે પડવાનું છે.

**કેશિને**—માતાતુલ્ય બહેન ! મહાત્મા બાપ કોણ !

**સુજાતા**—જનસેવામાં સહાય રહેનારાં લોકોને જે મહાન આત્માઓ સદા સહાય કરેછે તે મહાત્મા બાપ હોયછે. એ મહાત્મા બાપનાં દર્શન તમને સહેજે શકય છે, જો માત્ર દુ:ખીના દુ:ખો ટાળવામાં તમે પ્રવૃત્ત રહો તો.

**કેશિનિ**—હા, હા. દુ:ખી લોકોને હું સદા મદદ કરીશ.

**સુજાતા**—દુ:ખીની સેવા માટેનો તમારો ઉત્સાહ જોઇ મને ઘણો આનંદ થાયછે. તમે જનસેવામાં મહા ઉત્સુક રહેશો એવું જાણે મારા મહાત્મા બાપ મને આ પળે સ્પષ્ટ કહી રહ્યાછે !

**સુરસુંદરી**—(કેશિનિને). બહેન ! તમે મહેલેજ રહો. આ સુજાતા બહેન તમને ઘણો ઉત્તમ બોધ દેશે. હવે તમે મારાં ભાભી છો તો મને પૂજનિય છો. તમે મારી સાથે મહેલેજ રહો.

**કેશિનિ**—રાજ્યમાતા ! આપની આજ્ઞા હશે તો મહેલે રહીશ.

**સુરસુંદરી**—ચાલો, ત્યારે, જમવા જઇએ.

( સઘળાં જમવા જાયછે ).

અંક ૨. પ્રવેશ ૧૯.

**મન્થાન**—(સ્વગત). ઓહો ! આ ત્રસદસ્યુના અલ્પ કાળના યોગનો પ્રભાવ કેવો ! યોગના પ્રભાવથી એનું વદન સુવર્ણમય વિકસ્યું છે ! યોગ સિદ્ધિ પરત્વે એનાં વદનમાંથી વિકસતી પરિમળ આ સ્થળને ભરી રહીછે ! હું બાર વરસનો બાળક હતો ત્યારથી બ્રહ્મચારી બાળ હઠયોગી આજ ૧૨૫ વર્ષની વયનો હઠયોગાભ્યાસમા થયોછું, તોપણ આ ત્રસદસ્યુના અડધા ભાગનું પણ યોગ ઐશ્વર્ય અને સામર્થ્ય મને પ્રાપ્ત થયુ નથી, અને આ ત્રસદસ્યુ તો જાણે નિમેષ માત્રમા મારાથી આગળ વધી ગયોછે ! હું પણ ખરો કે આ ત્રસદસ્યુનું ઐશ્વર્ય અને સામર્થ્ય પળમાં નષ્ટ કરૂં. એની પત્ની જેમાં એને પરમ પ્રીતિ હતી તેવી એક સ્ત્રી યોગબળથી હું એની આગળ ઉભી કરૂં, અને તેણીને આજ્ઞા કરૂં કે આ ત્રસદસ્યુને તેણીની પ્રીતમા રીઝવીને એને તપથી ભ્રષ્ટ કરે. (યોગબળથી પુલોમા જેવી સ્ત્રી ઉત્પન્ન કરેછે અને તેને કહેછે). આ હઠયોગ સમાધિ ચઢાવી બેઠેલા યુવાનને તારા પતિ સમાન રીઝવી તારા ઉપર પ્રસન્ન કર. એ કાર્યમાં તારે નિષ્ફળ જવું નહી. હું એ પુલોમાનું એની સ્ત્રી તરીકેનું જ્ઞાન તને પ્રાપ્ત કરાવુંછું. (પોતે ત્રસદસ્યુની સ્ત્રી પુલોમા હોય એવું જ્ઞાન તેણીને થાયછે.) કેમ તને પુલોમા તરીકેનું જ્ઞાન પ્રાપ્ત થયું ?

**અપ્સરા**—હા. પૂર્ણ પુલોમા તરીકેનું જ્ઞાન પ્રાપ્ત થયું. હું આ યુવાનની સ્ત્રી પુલોમાજ છું એમ મને પોતાને જાણે સિદ્ધ થાયછે. (તેણી ગાન અને નૃત્યથી ત્રસદસ્યુને સમાધિમાંથી જાગ્રત કરેછે).

**ત્રસદસ્યુ**—(સમાધિમાથી જાગૃત થતાં. સ્વગત). સમાધિનાં પ્રભુ ધ્યાનમાંથી હું એકાએક જાગૃત કેમ થઈ ગયો ! મારૂં ધ્યાન હુ ચૂકયો ! ચાલ, દ્દઢ પ્રયત્ન કરીને એ ધ્યાનને પાછું પ્રભુમાં પરોવું. મનના શા ભાર છે કે સચ્ચિદાનન્દનાં ચિંતવનમાથી લગીરે ચળિત થાય ! વાદળાંના શા ભાર છે કેરવિ પ્રભાને ઝાઝી ઘેરશે ! શિયાળવાંના શા ભાર છે કે સિંહના વનમા આડંબરથી હીંડશે ! વાનરના શા ભાર છે કે વિદ્યાલયમાં વિદ્યાર્થીઓની ચોપડીઓ ફાડી નાખશે અને પાટીઓ ભાગી નાખશે ! ઓહો ! મનને મારવું એમા શું કઠિન વાત છે ! મનડાં ! કાંઇ મદમાં રખે મરતું કે તારા જેવું ચળિત કરનારૂં કોઈ છેજ નહી ! અરે ! મનડાં ! મારૂં ધ્યાન ચૂકાવીને હરી ભગવાનમાથી મને વિમુખ કરેછે ! તું કેવું કૃતધ્ની છે કે જે શ્રી હરીને તારે નમવાનું, તેને તું નમતું નથી ! શું તું એટલી હદે પાતકી થઇ ગયુંછે કે સરજનહારથીજ વિમુખ થઇ બેઠુંછે ! શું સાકરને દુધ ઘી સાથેજ નહી ભળવાની મતિ સુઝી ! શું અંબાડીને હાથિ ઉપરથીજ ગબડી પડવાની મતિ સુઝી ! શું વૃક્ષને ભૂમિ ઉપરથીજ ઉખડી જવાનો વિચાર આવ્યો !

**અપ્સરા**—(ત્રસદસ્યુ પાસે જઇને. તેને). સ્વામીનાથ ! તમારાથી વિખુટી પડીછું ત્યારથી આટલા દિવસ વનમાં ઠારઠાર આથડી મારા દિવસો મેં પુરા કર્યાછે, અને આજે

અનાયાસે તમને ભેટવા ભગવાન કૃપાથી પામીછું. (પ્રેમથી આલિંગન કરવા જાયછે).

**ત્રસદસ્યુ**—અરે, બાઇ, તમે કોણ છો ? તમે જરા આઘે ઉભાં રહેશો તો હું બહુ આભારી થઇશ.

**અપ્સરા**—અરે ' આભારને ક્યા રડોછો ' હું તો મારા સ્વામીનો કર ઝાલીને એમનાં ગળે વળગીને બેસી રહીશ ત્યારે મારા જીવને શાંતિ થશે. તમારો કર હું ઝાલુંછું અને આલિંગન કરૂંછું તો શું તમને ખેદ થાયછે ? તમે શું મારા સ્વામી અને ત્રસદસ્યુ રાજકુમાર નહી ?

**ત્રસદસ્યુ**—હું તો યોગમા પોતાને પણ વિસરી ગયોછું. હા. હા. હું ત્રસદસ્યુજ પણ તેનું તમારે કેમ છે ?

**અપ્સરા**—ત્યારે શુ હું તમારી સ્ત્રી પુલોમા નહી ?

**ત્રસદસ્યુ**—પુલોમા નામની તરૂણી હું પરણ્યો હતો એવુ તમારા કહેવા ઉપરથી મને કાઇક યાદ આવેછે ખરૂં.

**અપ્સરા**—ત્યારે એ પુલોમા શું હું નહી ?

**ત્રસદસ્યુ**—(તેણીને તીક્ષ્ણીને નિહાળતા). હા. એ પુલોમા તમેજ. પણ, તમે મારા પત્ની પુલોમા છો તેથી તમારે કરવુંછે શું ?

**અપ્સરા**—પતિ પત્ની વળી કરતાં શું હશે ' વળી, પતિ પત્ની એક બીજાને સુખી કરે, એજ કરે, બીજું શું કરે '

**ત્રસદસ્યુ**—વળી, પતિ તે પત્નીનું સુખ કેમ કરતો હશે અને પત્ની તે પતિનું સુખ કેમ કરતી હશે ! હું તો એવું બધું ભૂલી ગયોછું. અને. એટલુ તો ખરૂંજ કહુંછું કે તમને સુખી કરવાનું મારાથી તો કાંઈ પણ નહી બનશે, કેમકે હું તો મારા હરી ભગવાનમાજ મારૂં ચિત્ત પરોવી શકુંછું. ( ગન્થાન યોગી મદિરા અને પકવાન યોગબળથી ઉત્પન્ન કરી તેણી આગળ મુકેછે અને તેણી ત્રસદસ્યુને ખવડાવવા પ્રયત્ન કરેછે ).

**અપ્સરા**— **ગાયન ૩૬.**

જુવો, સાથે કરી લાવીછું આ પકવાન,
વળી કરો મદિરા કેરૂં પણ જરા પાન,
પત્ની શું, તેનું થશે પછી તત્કાળ જ્ઞાન. જુવો.
લ્યો કોળિયો એક, ધરી વિનતિ કાન,
લઇશ ચુંબન. જો પડશે કાંઈ પીછાન. (ચુંબન લછે). જુવો
દીસે ધરો કાંઇ તમે પ્રીત કેરી સાન.
કરી બેઠાછો શું પ્રીતનું અવસાન ! જુવો.
મેલ્યો પૂળો શું પ્રીતમાં, ધરી યોગધ્યાન !
યોગમાં બન્યાછો જડ વૃક્ષ પાન ! જુવો.

(ત્રસદસ્યુ તેણીના હાવભાવથી ચળિત નહી થતાં યોગમાં લીન થતો જાયછે તે જોઇને. તેણી સ્વગત ). અરે ! આ તો યોગમાં એકતાન થતા જાયછે અને હુ

ફોકટ ગાનતાન કરૂંછું ! ( ત્રસદસ્યુને હલાવીને ). તમે અહીંથી ઉઠો અને મારી સાથે મહેલે ચાલો. મારાથી આ વગડામાં હવે વધારે થોભાતું નથી.

**ત્રસદસ્યુ**—વાહવાહ ! તમે ખરાં ! તમને અહીં ઉભાં રહેવા દીધાં ત્યારે તમેજ મને અહીંથી કહાડવા નીકળ્યાં ! જાવો, બાઈ, જાવો. પ્રભુજીનાં ધ્યાનમાં ચુકાવીને મને મહેલે લઇ જવામાં તમને પાતક લાગશે.

**અપ્સરા**—એમાં પાતક મને શાનું ચઢવાનું હતું ! પોતાના સ્વામીને ઘર લઇ જવા તેની સ્ત્રીને પૂર્ણ અધિકાર છે, અને તેમ કરવું તેણીની ફરજ છે, માટે હું તો તમને મારી સાથે લઇ જવા વિના નહી રહું. તમે આવા પ્રેમ વિનાના છો કે તમારી પત્ની તમને ક્યારની વિનવેછે તોપણ તમે સાંભળતા નથી !

**ત્રસદસ્યુ**—મારી સમાધિમાં હવે બહુ વખત ભંગાણ તમારાથી થયુંછે માટે તમારી વાતો હવે ઝાઝો વખત મારાથી સાંભળી નહી શકાશે. તમે તમારા મુકામે ચાલી જાવો, અને ચાલી નહી જવું હોય તો તમે પણ અહીં પ્રભુચિંત્વનમા ધ્યાનને જોડો.

**અપ્સરા**— **ગાયન. ૩૯.**

શાણા ! મેલો મેલોને આવી ખોટી જક,
શીદ સંતાપો મને આટલી નાહક ! શાણા !
પ્રિય લાગે કેમ તમને વન ભયાનક !
વૈભવથી થયા વિમુખ શું અચાનક !
પસ્તાશો જવા દેતાં આ એક તક,
થાકીછું તમને સમજાવતાં, જાણો બેશક. શાણા !
તરછોડે મને ચઢશે તમને પાતક,
સ્ત્રી હત્યાથી નવ તારે પ્રભુ તારક,
જાણી હવે તપ કેરી તમારી આવક,
હીડો મહેલે મુકી શેખાઇ ટક ટક. શાણા !

**ત્રસદસ્યુ**—(સ્વગત). શ્રીહરી ! શ્રીહરી ! તમને નમન કરૂંછું.

**અપ્સરા**—(સ્વગત). આ તો યોગધ્યાનમાંથી નહી ચળે અને મન્થાનયોગી મને નાહક પછાડા મરાવેછે !

**મન્થાન**—(તેણીને). તું તારા પ્રયત્નમાં પ્રવૃત્ત રહે. હું આ યુવાનમાં હવે કામ ઉત્પન્ન કરૂંછું. ( ત્રસદસ્યુમાં પ્રેમ ઉત્પન્ન કરેછે અને ત્રસદસ્યુ કામવશ થઈ યોગભ્રષ્ટ થાયછે ).

**અપ્સરા**—(ત્રસદસ્યુને). કેમ કાંઈ યોગધ્યાનમાંથી જરીકે સાવધ થયાછો ? (તેનો હાથ ઝાલીને). તમે જરા મારા સામી તો જુવો. તમે મારી એક વિનંતિ કાન નહી ધરો ? હું તમારી સ્ત્રી પુલોમા તમને વિનવુંછું. (પગે પડેછે).

**ત્રસદસ્યુ**—ઓહો ! તમે તો મારા વહાલા પુલોમા ! આ પ્રમાણે દીન થઇ શું ગયાંછો ! ઉભા થાવો. (તેણી પગે પડેલી હતી તેને ઉઠાડેછે). તમારૂં સ્વરૂપ પ્રથમ કરતાં પણ મને અધિક પ્રિય લાગેછે !

**અપ્સરા**—તમે પાસે બેસતા નથી અને મને બેસવા દેતા નથી ત્યારે પછી હું શું કરૂં !

**ત્રસદસ્યુ**—તમારી પાસે કેમ નહી બેસું ! લ્યો, આ બેસું. (પાસે બેસેછે). લાવો, તમારો કર પણ ઝાલું.

**અપ્સરા**—તમે મારો કર ઝાલોછો તો તમે મને હવે તરછોડશો તો નહી ? હું તમને વહાલી નથી લાગતી ?

**ત્રસદસ્યુ**—પોતાની સ્ત્રી જેને વહાલી નહી હોય એવો હૃદયશૂન્ય પતિ જગતમાં હું તો કોઇ માની શકતો નથી.

**અપ્સરા**—(તેની પાસેથી એકાએક ઉઠી જઇને). અરે, પણ, તમે તો મારી પાસે બહુ બેસી ગયાછો !

**ત્રસદસ્યુ**—પણ તમે આ પ્રમાણે ઉભા થઇ જાવોછો તેનું કારણ શું ?

**અપ્સરા**—કારણ એજ કે તમે અત્યાર સુધી મારાથી આઘે જતા હતા તેજ.

**ત્રસદસ્યુ**—તે વળી કયારે !

**અપ્સરા**—કયારે તો યોગને વળગી રહ્યા હતા ત્યારે.

**ત્રસદસ્યુ**—(એકાએક ચમકીને). ત્યારે શું હું હમણા યોગથી ભ્રષ્ટ થયોછું ! અરેરે ! શ્રી હરીને આરાધવાને બદલે હું તો તમને પંપાળી રહ્યોછું ! (ઉઠી ઉભો થઈ જઇ છેટે જઇ. સ્વગત). હાય ! હાય ! કામે મને ઘેર્યો ! કામ ! તારી લેશ સત્તા નથી કે હવે તું મને વધુ ઘેરીશ.

**ગાયન ૩૮.**

કામ ! જા, જા, નથી અહીં તારૂં કાંઈ કામ,
કાકરાને શું કરવો, જડતા મણિ અમૂલ્ય દામ !
ચાંદનિમાં ચોર નીકળવા, ધરશે શું હામ !
સૂર્યોદયમાં સર્પ પેસશે નહી શું દરમા તમામ ! કામ !
કામ ચોર પકડાયો તો નવ ભાર તુજ બે બદામ,
નાથ ઘલાયો ગોધો હીડે મુગો, ચીરાંતાં ચામ,
ભૂલાવ્યું તેં મને રામ કેરૂં રૂડું નામ,
શું કરૂં ! વૈર ન લેવું એજ મુજ ધર્મ પરમ. કામ !

કામ ! યોગથી ભ્રષ્ટ નહી થવા, હું તને બાળી મુકવાનું ઘોર કૃત્ય નથી કરતો માટે તું હવે છાનોમાનો ચાલ્યો જા. (પુલોમાને). બાઇ ! તમને પણ હું કાંઇ વધુ કહેતો નથી, પણ એટલુંજ કહુંછું કે તમે પણ છાનાંમાનાં ચાલ્યાં જાવો.

**અપ્સરા**—મને જવાની આજ્ઞા મન્થાન યોગીરાજથી થાય નહી ત્યાંસુધી મારાથી ચાલી જવાય નહી, નહીતો એ મને બાળી ભસ્મ કરી નાખે.

ત્રસદસ્યુ—(સ્વગત). આહા! સમજ્યો. આ તો મન્થાન ગુરૂએ મને યોગમાંથી ભ્રષ્ટ કરવા આ માયાવી અપ્સરા ઉત્પન્ન કરીછે! મને યોગમાં પ્રેર્યો પણ પોતે, અને વળી યોગમાંથી ભ્રષ્ટ કરવા પોતેજ નીકળ્યા! હશે, જેમ એમની ઇચ્છા. ગુરૂ સતત પૂજ્ય છે તો એમની કોઇ વાતમાં એમનાં મનનું કારણ પ્રશ્ન કરી શકાય નહી. મારૂં કામ તો પ્રભુનું ધ્યાન ધરવુંજ છે, પણ, હું ધારૂંછું કે મને યોગમાં ચળિત કરવા એમણે આ પ્રયત્ન કર્યો તો એમનાં મન મારા પ્રતિ કાંઇ ઇર્ષા ઉદ્‌ભવી હશે, માટે મારે એમના આશ્રમે રહેવું પણ ઉચિત નથી અને જે યોગમાં હું પ્રવૃત્ત થયોછું તે યોગ માર્ગમા રહેવું પણ ઉચિત નથી. એમને મારા પ્રતિ દ્વેશભાવ છે તો મારે એમનું કાંઇ નહી જોઇએ. (મન્થાનને). યોગીરાજ! તમે હઠયોગ સાધી સિદ્ધિઓ પ્રાપ્ત કરીને તમારી આ દેહનું અને તમારા આત્માનું પતન કર્યુંછે, કારણકે તમે માત્ર સિદ્ધિઓમાંજ રાગી થયાછો, અને તમારી પોતાની દેહનું, કે આત્માનું, કે અન્ય જીવાત્માઓનું, લેશ કલ્યાણ નથી કર્યું. ઉષ્ણ વાયુએ વેગે વાઈ, સરિતાના, સાગરનાં, સરોવરના જળ વરાળ કરી ગગનમાં ચડાવી દીધાંછે, અને કાંઈ સરિતા કે સાગર કે સરોવરને જળથી ભરીને સુખપ્રદ નથી કર્યા, તેમજ પોતે પણ હડખાયલાં કુતરાના જીવનનું અનુકરણ કર્યુંછે; બાવળે કંટક ધારણ કરીને પોતાને પણ અગ્નિમાં ભસ્મ થવાની ગતિ પ્રાપ્ત કરાવીછે, તેમજ સુજ્ઞ જનોને પણ કંટકની વેદના દઇને દુઃખીજ કર્યાછે; વનવગડા પોતે માત્ર ઝાડીઓ અને વિક્રાળ પશુઓથીજ ભરેલા રહેછે, તેમજ મનુષ્યોને પણ માર્ગમાં ભૂલાં પાડીને અનેક વ્યથા તથા કષ્ટ પમાડેછે. માટે, તમે આ હઠયોગની સિદ્ધિઓથી તમારાં જીવનનો ઉત્કર્ષ નથી કર્યો પણ તેની અધોગતિ યોજીછે. માટે આ હઠયોગની સિદ્ધિઓ જે ઇર્ષાને ઉત્પન્ન કરનારી છે તેને હવે તમે ત્યાગો, અને તમારાં જીવનના ઉત્કર્ષનો માર્ગ લ્યો. તમારાં પોતાનાં જીવનનો ઉત્કર્ષ કરતા તમે જનસમૂહનાં જીવનનો પણ ઉત્કર્ષ કરી શકશો. સૂર્યનારાયણ પોતે ગગનમાં ઉંચે વિરાજમાન થતાં પૃથ્વી ઉપરનાં લોકોને નિદ્રા તથા આળસમાંથી મુક્ત કરીને, વ્યવહારિક પ્રવૃત્તિઓમાં રાગી કરેછે, અને પોતે પણ પૂર્ણ પ્રભાથી પ્રકાશેછે; વૃક્ષ ઉંચું ઉગતાં પોતા માટે પણ પુષ્પ તથા ફળની પ્રાપ્તિનો વખત લાવેછે, તેમજ અન્ય જનો માટે પણ તેના છાયડામાં વિશ્રામ લઇ તાપનાં કષ્ટમાંથી મુક્ત થવા વખત લાવેછે; બાળની સહાયતાથી પતંગ પોતાને ગગનમાં ઉંચે લઇ જતાં પોતે ગગનના વિશાળ પ્રદેશમાં આનંદમાં મહાલતો થાયછે, અને બાળકને તેમજ અન્ય જનોને પણઆનંદથી ભરેછે. માટે, તમે પ્રથમ તમારો પોતાનો ઉત્કર્ષ કરવા માંડો. વળી, તમે મને પ્રથમ કહેતા હતા કે હું પરમાત્માને ઓળખતો નથી અને પરમાત્માને વંદન કરતો નથી, પણ તમે જરા વિચાર કરીને જુવો કે તમે પોતેજ પરમાત્માને જરા ઝાંખીને પણ જોતા નથી અને માત્ર હઠયોગની તમારી સિદ્ધિઓમાંજ રાગી થઇ રહોછો. સરોવર પોતાના માંહેનાં જળને ધારણ કરીને તે રીતે પ્રસન્ન થઇ રહેછે, પણ કાંઇ સરિતા પેઠે વહન કરીને સર્વત્ર જળ સિંચન કરવાનું અને સાગર સ્વામીને જઇ મળવાનું

રહસ્ય સમજતું નથી, તો તેનાં જળ ગંદકીથી ભરાશે; વાનરને વૃક્ષો મળ્યાં એટલે બસ વૃક્ષે વૃક્ષે કુદકા મારવામાંજ તે પોતાનું સાર્થક સમજેછે, પણ કાંઇ માળી બની વૃક્ષ પાનનું જતન કરવું નથી સમજતો તો તેનાં કુદવાથી વૃક્ષોનો તે માત્ર વિનાશજ કરી જાણશે, અને વૃક્ષોને લતામંડપમાં વિકસાવી નહી જાણશે; માટીની કોઠીને બસ પોતાના માંહે ભરેલું ધાન્ય સાચવી રાખવું છે અને પડી રહેવું છે, તો દયાવાન દાતાર જે તેની દેવડીએ સર્વ કોઇને ખોબલે ખોબલે અન્ન દેછે તેનો પુણ્યશાળી મહિમા તે કોઠી કદી સંપાદન નહી કરશે. માટે, તમારા આત્મા તથા એ આત્માને ઉત્પન્ન કરનારા પ્રભુજી, એ બેઉનું તમારાં ચક્ષુ ચોકશી પાસે ચિંત્વન કરાવો; તેમજ તમારા બે કર્ણ કુળગુરૂ પાસે એ આત્મા તથા પરમાત્માનાં કેવલધામની કેલીકળા કરાવો; તેમજ જીવ્હા જજમાન પાસે તમારા આત્મા તથા પરમાત્માના જયઘોષની જમાવટ કરાવો; તેમજ તમારી નાસિકા નાવિક પાસે નિયંતા નાથનું નિભ્રાંત નમન કરાવો; તમારા ઓષ્ટ ઓળગાણા પાસે આત્મા તથા પરમાત્માનાં ઓટલા આંગણો સ્વચ્છ કરાવો; તેમજ તમારા ભૂજ ભિષ્મ પાસે ભલાઇનાં ભદ્રની ભેંસો કાંઇ ચરાવો; એ રીતે સિદ્ધિઓના સેવક નહી થઈ રહેતાં આત્મા તથા પરમાત્મારૂપી સત્યના સેવક થાવો. અને આત્મા તથા પરમાત્મા તમારા હાથ આવ્યા તો તમે સિદ્ધિઓથી જે અલ્પ સત્તા ધારણ કરોછો તેથી એવી વધુ સત્તા સંપાદન કરશો કે વિશ્વને પણ ડોલાવી શકશો. પાણિયારી શાને ગર્વ કરશે કે શિરે ભરેલા ઘડાનાં જળથી જે કોઇ માગે તેને પાણી પાવું! એ ઘડા માંહેનું થોડુંક જળ ખાલી થતાં વાર નહી લાગે. પણ જે ગૃહિણીનાં ઘર મીઠાં જળનો કુવો તેનું ઐશ્વર્ય તો ખરૂં કે સદા સર્વ કોઇને પાર વિનાનું જળ આપી શકે. સાવરણીનો ગર્વ શું કે મારા ઝપાટાથી ભૂમિ ઉપરથી ધુળ બાજુએ કહાડી નાખું! અને મહિમા તો સાથિયાનો ખરો કે ભૂમિને તે મહા દેદિપ્યમાન કરે. કાગ કાકાનો કકળાટ કરી જાણે તેમાં તેની કારીગીરી શું! એથી તો સર્વ કોઇનાં મન ક્ષોભ પામે. પણ કોયલની લાવણ્યતા તો ખરી કે એક ટહુકામાં સર્વ જનનાં મન હર્ષથી ઉભરાવી નાખે. માટે, આત્મા તથા પરમાત્મામાં તમે સ્થાપિત થાવો. અને તોજ તમારૂં જીવન સર્વ કોઇને ઉપયોગી થઇ પડશે. તમે વિચાર કરો કે આ જીવનનો હેતુ શું છે? શું હઠયોગની સિદ્ધિઓ એ જીવનનો હેતુ છે? શું બાગબગીચાનો હેતુ સર્પોને ભરાવા છુપાવાની જગ્યાઓ યોજવાનો છે? બાગનો હેતુ તેનાં પોતાનાં સ્થળને અને તે સ્થળે વિહાર કરવા આવનારાં લોકોને વિમળ વાસથી પ્રફુલ્લ કરવાનો છે. શું અગ્નિનો હેતુ ઘરને લાય લગાડી તેને ભસ્મ કરી નાખવાનો છે? ના. અગ્નિનો હેતુ ઘરમાં ભોજન માટે ચૂલે ચઢાવેલાં ધાન્યને ઉષ્ણતા આપવાનો છે. શું ગુરૂનું કાર્ય વિદ્યાર્થીને વિના કારણે સોટીના પ્રહાર કરવાનો છે? ના. ગુરૂનું કાર્ય દયાભાવથી શિષ્યજનને જ્ઞાન આપી તેને સુજ્ઞ જન કરવાનો છે. તેમજ મનુષ્ય જીવનનો હેતુ રિદ્ધિસિદ્ધિઓ પ્રાપ્ત કરીને તેના દંભમાં દુરા-

ચરણ કરવાનો નથી, પરંતુ આત્માને તથા પરમાત્માને આપણા પોતાનામાં શોધી ક્હાડીને તેમનાં પડખે ઉચ્ચ આચરણ કરવું તે છે. માટે, તમે આત્મા તથા પરમાત્મા સાથે સબંધ યોજો. અને આત્મા તથા પરમાત્મા સાથે સબંધ યોજાતાં હઠયોગની સિદ્ધિઓ જાય તો જવા દો. મનુષ્યનું કર્તવ્ય એ છે કે આત્માને ઘટિત તથા પ્રભુજીને પ્રિય એવું તેનું આચરણ હોવું જોઇએ; કારણકે જ્યારે આપણે આત્મા તથા પરમાત્માની સંગાથે રહીએ છીએ ત્યારે આપણને માલમ પડેછે કે જીવન એ કાંઇ હઠયોગની સિદ્ધિઓ નથી, કે જીવન તો કાંઇ ધનમાલ ઐશ્વર્ય નથી, કે જીવન તો કાંઇ સુખ સંપત્તિ નથી, અને જીવન એ તો માત્ર પવિત્રાઇ છે. હઠયોગ સિદ્ધિઓ એ તો ખાધેલા રોટલાના ઉચ્છિષ્ટ ટુકડા છે. આખો રોટલો તો પવિત્રાઈ છે. રિદ્ધિઓના રગડામાં નહી રગદોળાતાં પવિત્રાઇના પ્રદેશમાં તમે પડાવ નાખો. પવિત્રાઈ થકી પરમાત્મા છે, અને પરમાત્મા થકી પવિત્રાઇ છે. અને હઠયોગ સિદ્ધિઓ એ તો અપવિત્રાઇ અને મલિનતા છે. અને પવિત્રાઈનું રહસ્ય એ છે કે તે થકી પરમાત્મા મનુષ્ય હૃદયમાં વાસ કરી શકેછે. અને પરમાત્મા પવિત્ર હૃદયમા વાસ કરી શકેછે એટલું જો મનુષ્ય યાદ રાખશે તો કોઇ દિવસ પણ તેને પવિત્રાઇ યોજવાનું અને તે દ્વારા પરમાત્મા સાથે પરિચય પાડવાનું તેને મન થશે. ગુંજવાંમાં ઘસાયલી પાઇ પણ હશે તો કોઇક દિવસે પણ ગુંજવું હાથ ઘાલીને તપાસી જોવા વિચાર આવશે; કુવામાં જળ હશે તો કોઇક દિવસ પણ તૃષા છીપાવવા કુવા પાસે જવા વખત આવશે. માતાએ બાળને જન્મ આપ્યો હશે તો કોઈક દિવસ પણ ખોળો વાળીને બાળને પયપાન કરાવવા તેણીને શાંત મનથી બે ઘડી બેસવા વખત આવશે. વળી આત્મા તથા પરમાત્મામાં આપણે રાગી થતાં આપણામાં એક નવીન ઉર્મી સ્ફુરી નીકળેછે, તે પ્રેમભાવ છે. અને એ પ્રેમભાવ આપણાં જીવનમાં પછી ઓતપ્રોત થઈ જાયછે ત્યારે આપણામાં જીવનમાં મૃદુતા, આનંદ તથા સ્વાર્પણ વૃત્તિઓ વ્યાપી રહેછે. આ પ્રેમભાવ તે સકળ જીવાત્માઓ પ્રતિ સ્વાર્પણ વૃત્તિ છે. કોઈ ચોર હોય કે શાહુકાર હોય, કોઈ વિદ્યાકુશળ પંડીત હોય કે મૂર્ખ જડવાદી હોય, કોઇ સતી સીતાજી હોય કે વ્યભિચારિણી પુંશ્ચલિ હોય, પણ પ્રેમભાવ તે સર્વ પ્રતિ સમાન સ્નેહથી સંચરેછે, અને સર્વ કોઇને સહાય થવા, ઉપયોગી થવા, તત્પર રહેછે. જેમ રવી રશ્મિ આવી ભુમિને ભેટે, જેમ સરિતા જઇ સાગર સ્વામીને મળે, જેમ રત્નજડિત હાર સુંદરીનાં ગળે જઇ બેસે, તેમ પ્રેમભાવ સર્વ જીવાત્માઓ પ્રતિ તેમને સહાયતા કરવા દોડેછે. જીવાત્માઓને ઉપયોગી થવામાં પ્રેમભાવનું અસ્તિત્વ રહેલુંછે. પ્રેમભાવનું સુખ તે તો અન્ય જીવાત્માઓનું સુખ યોજતું સુખ છે. માટે પ્રેમભાવ એજ તમારૂં જીવન, એવું ઉત્તમ તમારૂં જીવન કરો. પ્રેમભાવનાં સ્વાર્પણથી મનુષ્યનું મૃત્યુ નથી, પણ અમરપણું છે. પ્રેમભાવ અમર છે, અને પ્રેમભાવ વાળું જીવન પણ અમર છે. પ્રેમભાવ પ્રેરેછે કે મૃત્યુ તો આ સ્થૂળ દેહ માટે છે, પણ આત્મા તો અનાદિ અને અનંત અસ્તિત્વ

ધરાવેછે. આ પ્રેમભાવ થકીજ મનુષ્યનું સર્વોપરી શ્રેય કરનારી ભક્તિ પણ શક્ય છે. કુવાનાં મીઠાં શીતળ જળની પ્રાપ્તિ લોટા અને દોરી થકીજ છે; શૂરવીરનો વિજય તેણે કેડે બાંધેલી કટારી થકીજ છે; વદનના તાપની વિશ્રાંતિ વિંઝણા થકીજ છે. તે પ્રમાણે પરમાત્માની પૂર્ણ પ્રાપ્તિ પ્રેમભાવ યુકત ભકિત થકીજ છે. ભક્તિથી પરમાત્માના પ્રદેશમાં પ્રવેશ કરી શકાયછે. પાંખો થકી પક્ષી ગગનમાં ગમન કરી શકેછે; દ્રવ્ય થકી શ્રીમંત હીરામોતીમાં રમી શકેછે; આરોગ્યતા થકી બળવાન મનુષ્ય ડુંગરાને લાત મારીને ગબડાવી શકેછે. ભક્તિમાં મનુષ્ય પોતાને મહા ઉચ્ચ ભૂમિકા ઉપર લઇ જઈ મુકી શકેછે. એ ઉચ્ચ સ્થાન તો સૂર્ય તારલાઓનાં સ્થાનથી પણ વધારે ઉંચું છે, અને એ ઉચ્ચ ભૂમિકા ઉપર મનુષ્યે પોતાને લઇ જઇ મુકવો જોઇએ. કારણકે જેમ સ્થૂળ ભૂમિકા ઉપર ઉદર કાજ અન્ન વિના ચાલતું નથી તેમ ઉચ્ચ જીવન માટે ગ્રહો તારલાઓની પણ પેલે પાર એવી ઉચ્ચ ભૂમિકા ઉપર સ્થાન પ્રાપ્ત કર્યા વિના ચાલતું નથી. માટે ઉકરડા સમાનની હઠયોગની સિદ્ધિઓની ઉંચાઇએ જઈ મનુષ્યે બેસવાનું નથી, પણ મેરૂપર્વત સમાન ભક્તિની ઉચ્ચ ભૂમિકાએ મનુષ્યે જઇ બેસવાનું છે. માટે, તમે હઠયોગની સિદ્ધિઓ શીખવવા તમે શિષ્યો ના ઢુંડો, જેથી પછીથી તમને તે શિષ્યવર્ગ પ્રતિ ઇર્ષા ઉત્પન્ન નહી થાય, અને એ ઇર્ષા તમારી અધોગતિ નહી કરે. જેમ પુષ્પ ખીલે ત્યાં મધમાખીઓ આવી મળે, જેમ મધ બાઝે ત્યાં કીડીઓનો સમુદાય ભેગો થાય, જેમ મીઠાં જળનાં ઝરણાં વહે ત્યાં પશુ પંખીઓનું જળપાન કાજે આગમન થાય; તેમ જો ભકિતના માર્ગનું તમારૂં ઉચ્ચ જીવન હશે તો સર્વ કોઇ તમારાં શિષ્યજન થઇ રહેશે. અને પછી એ શિષ્યજન પ્રતિ તમને ઇર્ષા નહી ઉદ્‌ભવે, અને ઇર્ષા નહી ઉદ્‌ભવતાં તમારી અધોગતિ નહી થશે. અને તમે ઇર્ષામાથી મુકત થશો તો જેમ પાંજરાંમાંથી છુટું થયેલું પક્ષી ગગનમા ગાન કરે તેમ તમે ઇર્ષાનાં દુંદુભિ નહી વગાડતા પ્રેમભાવના પોકારો કરશો, અને સર્વને પ્રીતથી ભેટશો, અને સર્વનું પ્રીતથી પંપાલન કરશો. મનુષ્યનો અનંત જય તે ઇર્ષામાં નથી, પણ અન્ય જીવાત્માઓનું શુભ આચરવામા છે. માટે, તમે હઠયોગ મુકી દઈ પ્રભુ ભકિતમાં અને લોકોપયોગી કાર્યોમાં પ્રવૃત્ત થાવો. અને હું છેવટમાં તમને કહીશ કે હું જે કાંઇ ઉચ્ચ ભૂમિકાએ પોતાને પહોચાડી શકયોછું, અને જે થકી તમને મારા ઉપર ઇર્ષા થઇછે, તે ભૂમિકાએ હું માત્ર પ્રભુ ભકિતથી પહોંચ્યોછુ, અને તમારા હઠયોગનો આશ્રય મેં લીધો નથી. અને આરંભમાં મેં હઠયોગનો જે કાંઇ આશ્રય તમે દીધેલાં જ્ઞાનથી લીધોછે તે માત્ર ચિત્તને સ્થિર કરવા પ્રાણાયમ સબંધનોજ છે. પરંતુ હવે તમારા તરફથી પ્રાપ્ત થયેલાં પ્રાણાયમ જ્ઞાનનો આશ્રય પણ આ પળથી તજુંછું અને પ્રતિજ્ઞા લેવુંછું કે પ્રાણાયમમાં પણ હવે હું કદી પ્રવૃત્ત રહીશ નહી. માટે, હવે તમે મારા ઉપર લેશ ઇર્ષા રાખશો નહી. યોગેન્દ્ર! આપે જે યોગાભ્યાસ મને કરાવ્યોછે તે હું આ પળથી આપને પાછો સોંપી દેવુંછું.

આપના તરફથી પ્રાપ્ત થયેલી એ વિદ્યા સામે પણ હું હવે નહી જોઈશ, કારણ જે વસ્તુ સબંધમાં આપને ઈર્ષા થઇ તે મારે નહી જોઇએ. હું આપના શીખવેલા હઠયોગ ઉપર કદી નહી ચઢવાનું આ પળથી વ્રત લેવુંછું, જેથી આપની ઈર્ષાનું પાત્ર હું કદી નહી થઇ પડું. અને હવે હું મારા મુકામે જઈશ.

**મન્થાન**—(સ્વગત). હું યોગારૂઢ થયો પણ ઇર્ષા ન ગઇ! પણ એ ઈર્ષા આજે ગઇ, અને તે આ ત્રસદસ્યુ રાજકુમારના હાથે, તો રાજકુમાર મારા ગુરૂ અને હું એમનો શિષ્ય. (યોગબળથી અપ્સરાને અલોપ કરતાં તેને). તું અંતર્ધાન થઈ જા. (ત્રસદસ્યુને). રાજકુમાર! મેં તમારી ઇર્ષા કરીછે એ તમારૂં કહેવું સાચું છે. મેં ઈર્ષા કરી તેના માટે મને બહુ પસ્તાવો થાયછે. તમે મારો એ અપરાધ ક્ષમા કરો. અને આજથી હું તમારો ગુરૂ નહી પણ તમારો એક શિષ્ય થઇને રહુંછું.

**ત્રસદસ્યુ**—આપને મારા પ્રતિઈર્ષા થઈ તે માટે મને કાંઈ ખેદ નથી, આપ કાંઈ મનમાં મુઝાશો નહી. આપ મારા ગુરૂ હતા અને ગુરૂ છો. શિષ્ય હું છું, આપ નથી.

**મન્થાન**—જે પ્રમાણે આપે હઠયોગાભ્યાસ નહી કરવાનું વ્રત લીધુંછે તે પ્રમાણે હું પણ મારો હઠયોગ માર્ગ આ પળથી મુકી દેવાનું વ્રત લેવુંછું. હું તો આપની સંગાથે આપનો શિષ્ય થઇ રહીશ.

**ત્રસદસ્યુ**—ભલે, આપ મારા મુકામે ખુશીથી પધારો. મુકામ આપનો છે. (બેઉ જાયછે).



## અંક ૨. પ્રવેશ ૨૦.

**વૈશાલ**—ઘર તજીને આ વગડામા આવ્યોછું તેને કાઇક સમય થઇ ગયોછે, પણ અહીં આવ્યાને હજુ એક દિવસ પણ થયો નથી એવો સત્વર ગતિ કરતો કાળ મને આ વગડામાં લાગેછે! શહેરમાં અનેક પ્રકારની પ્રવૃત્તિઓમાં વખત જતો માલમ નહી પડે એ સંભવિત છે, પણ અહીં વગડામાં માત્ર પ્રભુજીનું નામ સ્મરવામા અને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવામાં કાળ એવો ત્વરિત પ્રયાણ કરેછે કે કાંઇક વખત અહી મને નીકળી ગયો તેની મને ખબર પણ પડી નથી! અને આ પ્રમાણે તો આખું આયુષ્ય, પછી તે અલ્પ હોય કે દીર્ઘ હોય, તે પણ વગડામા પ્રભુજી સેવનમાં અને પ્રભુજીની લીલાના આનંદમાં મહાલવામાં વ્યતિત થઇ જાય તેની પણ મનુષ્યને ખબર નહીજ પડે! આહા! પ્રભુજીનો મહિમા આવો અગાધ છે એ તો હું આ વગડામાં આવ્યો અને રહ્યો ત્યારેજ મેં જાણ્યું! સંસારી લોકો કાળને સર્વોપરી ગણેછે અને કાળને આધીન પોતાને માનેછે, પણ કાળ તો હું ધારૂંછું કે નિવૃત્તિવાળાં મનુષ્યોની શિથિલતાનું એક પ્રકારનું પ્રમાણ છે, કારણકે સંસારી જીવોની વ્યાપાર ઉદ્યોગની પ્રવૃત્તિઓ ગમે તેટલી લાંબી અને ત્વરિત હોય, તોપણ પ્રભુપૂજનમાં જે પ્રવૃતિ અને ઉદ્યોગ મનુષ્યને સ્વાભાવિક ઉત્પન્ન થાયછે તેની ત્વરા અને વિસ્તાર આગળ નિવૃત્તિ

સમાન છે. અને, વળી, પ્રભુપૂજનમાં તલ્લીન થયેલો મનુષ્ય ગર્વથી વચન પણ ઉચરી શકે કે કાળ જે અનાદિ અને અનંત કહેવાયછે તેનો તો હું એક કોળિયામાં ભક્ષ કરી જાવું એવો હું મારાં પ્રભુપૂજનના પ્રતાપથી સમર્થ છું. ખરે! જેમ બળવાન પગવાળા મનુષ્યના પગની આગળ લંગડા મનુષ્યની ગતિ કાંઇ બીસાદમાં નથી, જેમ સરિતાનાં ભરતીનાં જળના વેગ આગળ કુવાનાં જળની કુવા માંહેની સંકુચિત ગતિ કાંઇ બીસાદમાં નથી, જેમ હરણીની વેગવાળી ગતિ આગળ ગોકળગાયની મંદ ગતિ કાંઇ બીસાદમાં નથી, તેમ પ્રભુભક્તિ આગળ કાળ કાંઇ બીસાદમાં નથી અને માત્ર કલ્પનાજ છે. જો આ પ્રમાણે કાળ જેને જગતમાં સર્વને ઘેરનાર અને સંહારનાર કહ્યોછે તે આ પ્રમાણે વિના પ્રયાસે પ્રભુનાં ધ્યાનની રમતમાં હણાઇ ગયો તો પછી વગડામાં કામ ક્રોધ એવા બીજા શત્રુઓનો પરાજય કરતાં કે તેમને વશ કરતાં શી વાર! શત્રુનાં સૈન્યે સામેના રાજાનો ગઢ તોડી પાડયો તો પછી તે ગઢ માંહેની નાની ઝુંપડીઓ કે મોટી હવેલીઓ તોડી પાડવાને તેને વાર કેટલી! સૂર્યના જે તીવ્ર પ્રતાપે સાગર સરિતાનાં જળ સુકવી નાખ્યાં તેને વળી ભીનાં લુગડાંની ભીનાશ શોષી લઇ સુકાં કરી નાખતાં વાર કેટલી! જે ખેતરોએ હાથીઓનાં પેટ ભરવાને મણોભર અનાજ ઘાસ આપ્યાં તેને વળી કીડીનો કણ ઠાલવતાં વાર કેટલી! માટે કાળનું ક્રમણ જો મેં કર્યુંછે તો ષડરિપુઓનો પણ પરાભવ કરેલોજ થયો. ત્યારે શું આ વગડામાં પ્રભુજીમાં જે નિમગ્નતા મને ઉદ્દભવીછે તેમાં શું મારાં દુર્ભાગ્ય રૂપિ શત્રુ, પીડા, આપત્તિ, કષ્ટ, ઉપદ્રવ, તે પણ શું ટળી ગયાં, નષ્ટ થઇ ગયાં! આહા! ધર્મી અને સદ્દગુણી માતપિતાનાં પેટ અવતરતાં મને કાંઈ દુર્ભાગ્ય આવી મળ્યું નથી. અને એકજ દુર્ભાગ્ય આવી મળ્યુંછે તે આ સુરસુંદરીનો મારી સાથે લગ્ન કરવાનો દુરાગ્રહ છે, અને બીજી કાંઇ વિપત્તિ આ ભવમાં મને આવી નડી નથી. તો શું એ દુર્ભાગ્ય મારૂં ટળ્યું, અને શું રાજ્યમાતાએ એમનો દુરાગ્રહ તજી દીધો હશે! કોઇ પ્રતાપી રાજકુમાર સાથે લગ્ન કરી નાખ્યાં હશે! અને તેમ હોય તોજ હું મારાં શિર ઉપરની એકની એક વિપત્તિ ટળેલી, નષ્ટ થએલી, જાણું અને આનંદ આનંદ પામુ. અરે, પણ, વૈશાલ! તારૂં દુર્ભાગ્ય ટળ્યું હોય એમ લાગતું હોય તો તને આ પળે રાજ્યમાતા સાથનાં લગ્નના વિચારો આવેજ નહી. રણવાદ્યોનો અવાજ થઇ રહ્યોછે તો સૈનિકો અને યુદ્ધની પ્રવૃત્તિ હશેજ, નિર્મળ વાદળ ધૂળના ગોટાઓથી છવાઇ રહ્યુંછે તો વંટોળિયાનું જોર થઇ રહેલુંજ હશે; પહાડમાં ચોરો ભરાઇ રહ્યાછે તો પહાડમાં કાંઇ અંધકાર ભરેલી ગુફાઓ હશેજ. અરે! પણ જો આ મારૂં દુર્ભાગ્ય હજુ નિર્મૂળ નથી થઈ ગયું તો શું તેનો અર્થ મારે એવો કરવો કે હિણભાગ્યને વણુસાડવા પ્રભુજીનું ધ્યાન પણ સમર્થ નથી! શું ત્યારે કર્મ જેના થકી હીણભાગ્ય પરિણમેછે તે એવું બળવાન છે કે ધ્યાન, તપ, એ સર્વ એની આગળ લાચાર છે! અરે! પણ. કર્મ કહેતાં તો આપણાં અમુક કૃત્યનું ફળ, એટલે એ રીતે કર્મ આપણે પોતે ઉત્પન્ન કરેલી વસ્તુ, તેજ શું આપણા ઉપર અને વિશ્વમાં એવી પ્રબળ સત્તા ધરાવેછે કે આપણે કોટિ પ્રયત્ને

તેમાથી છુટી શકીએ નહી અને ધ્યાન તપ પણ આપણને તેમાંથી મુક્ત નહી કરી શકે ! કુંભારનું ઘડેલું માટીનું હાંલ્લું શું એવું બળવાન કે સાત સમુદ્રનાં જળ પોતા માંહે સમાવી દેશે ! ભિક્ષા માગી પેટ ભરનારી હીણભાગી વયોવૃધ્ધ ડોશીની કોડિયાની દિવેટ શું એવી બળવાન કે જગતનો પ્રલય સમયે સંહાર કરનાર સૂર્યતાપ તેને કહેશે કે હું તને બાળી ભસ્મીભૂત કરી નાખીશ ! માતાએ પોતાના બાળ માટે બાંધેલું પારણું તે શું એવું પરાક્રમી કે કહેશે કે હું તો આખા વિશ્વને ડોલાવું ! પણ, આ રીતે મનુષ્યની લાચારી તેનાં કરેલાં કૃત્યનાં કર્મરૂપી ફળ આગળ હોય તોતો એનો અર્થ એટલોજ થાયછે કે ઇશ્વર પણ તે નષ્ટ કરવા સમર્થ નથી ! પણ, પ્રભુજી મનુષ્યનાં પાપીષ્ટ કર્મનું દુઃખરૂપી ફળ નષ્ટ કરવા સમર્થ ન હોય એ હું સ્વપ્ને પણ કલ્પી શકતો નથી. ત્યારે પ્રભુજીનું હું આ જે ધ્યાન ધરૂંછું તે મારા ઉપર આવી પડેલી આ એક વિપત્તિ કેમ ટાળી નહી શકતુ હશે ? (વિચાર કરેછે). સમજ્યો. સમજ્યો. પ્રભુજીમા મારાં ધ્યાનને હજુ માત્ર ટુંક સમયની મુદત થઇછે એટલા ટુંક સમયમા એ ધ્યાનરૂપી બળ આ મારા દુર્ભાગ્યને હણી શકયું નહી હોય, પણ હું આ ધ્યાનારૂઢ જીવનપર્યંત રહીશ, તો પ્રભુજી મારા દુઃખનો અંત લાવશેજ. લાવ, ત્યારે પ્રભુજીનાં ધ્યાનમા દઢ થાવું. અરે, પણ, મારૂં ધ્યાન આજે પ્રભુનાં ધ્યાનમા સ્થિર કેમ થતું નથી અને રાજ્યમાતાના મારા ઉપરના પ્રેમના તર્કમાં કેમ આવડું તણાયછે ! અરે, મનડાં ! પ્રભુજીના ધ્યાનમાં સ્થિર રહેતાં તને શું થતું હશે ! શું નિજ માતાના સુખપ્રદ ખોળામાં પણ બાળને અકળામણ આવેછે ! શું સરોવર તીરની વિમળ શીતળ લહેરીમાં પણ જ્વર વ્યાધિગ્રસ્તનો વદનનો તાપ ટળતો નથી ! શું છાપરે છાપરે કુદી કાળ નિર્ગમન કરનાર વાદરાને રાત્રે વૃક્ષના ડાળામાજ શાંત નિદ્રા નથી આવતી ! મનડાં ! પ્રભુજીનું ધ્યાન મુકી તને બાહ્ય વિષયોમા ભટકણુ કેમ ઘટે ! લહાય લગાડવામાં ચંચળ બુદ્ધિવાળી દીવીની દિવેટ પણ કોઇકજ પળે મર્યાદા મુકી ઘરને વળગવા અને બાળવા જાયછે; ભરાઇ છુપાઇને ચુપકીથી ડંસ દેનારો સર્પ પણ કોઇક પળનોજ તેનો ડંસ મનુષ્ય જીવાત્માને દેવા તત્પર થાયછે; સરિતાનાં જળ જેનું કર્તવ્ય વહન છે તે પણ કોઇક પ્રસંગેજ શહેરની શેરીઓમાં પ્રવેશ કરી વિનાશ પ્રસરાવેછે. (વિચાર કરેછે).

**ત્રસેદસ્યુ**—(મન્થાન સાથે આવી ચઢતાં. તેને). યોગીરાજ ! જરા આ સ્થળે બેસીએ પછી ચાલવા માંડીએ. અરે, પણ પેલુ કોણ ! મને તો આપણાં રાજ્યના પેલા દૈવિ શકિત ધરાવનારા બ્રાહ્મણ પુત્ર વૈશાલ લાગેછે ! લાવ, બાજુએ રહી સાંભળું કે એ અહીં વગડામાં શામાટે આવી રહ્યાછે. (બાજુએ ઉભો રહી સાંભળેછે).

**વૈશાલ**—(સ્વગત). મનડાં ! જો તું મને આધીન નહી રહ્યું તો હું તારો ત્યાગ કરીશ, તારૂં ઉચ્છેદન સમૂળગું કરીશ, અને પછી તું મહા પરિતાપ પામીશ. મનડાં ! હું તને સચ્ચિદાનંદની ચાળણીમાં ચાળી ચાળી પૂરૂં કરી નાખીશ, તપમાં તપાવી

તને દુર્બળ નિર્બળ પૂરૂં કરી નાખીશ, સમાધિ સરકટમાં તને જરૂર સળગાવી મુકીશ, રામરટણમા તને રગદોળી નાખીશ, હું તને પ્રભુ પુજનમાં એવું પછાડી દઇશ કે તારાં હાથ પાગોટા ભાંગી જઇને તને બાહ્ય વસ્તુઓના વિચારમાં દોડવાનું ભાનજ નહીં રહેશે. મનડા! મારી આગળ તારૂં કાંઇ ચાલવાનું નથી. રાજ્યમાતા તને પરણવા આગ્રહ કરેછે, તો તને શહેરમાં તારાં ઘર નહી જોઇને તારા માટે ચિંતા કરતાં હશે, ક્ષોભ પામતાં હશે, એવા વિચારો તારે કરવાજ હોય તો આજનોજ દિવસ કરી લે, કારણકે કાલથી તારો પૂર્ણ સંયમ કરી ભગવાનની ભક્તિમા, સચ્ચિદાનંદનાં ચિંતવનમાં, ત્રિભુવન નાથની તપમા, દયાનિધિનાં દાસત્વમા, હું તને એવુ તન્મય કરી દઇશ કે તું આડું અવળું ખસી શકવાનું નથી. અરે, મારા મનડાને તો હું મારીશ. પણ, રાજ્યમાતા, આપને મારી રાજ્યભક્તિ જોઇને એવો એકજ વિચાર શું ઉદ્ભવ્યો કે મારી સાથે લગ્ન કરીનેજ મારી રાજ્યભક્તિનો બદલો વાળવો? રાજ્યમાતા! કયા તમે ગગનના પ્રતાપી સૂર્ય, અને કયા હું ઝુંપડીની ઝુંફતી દિવેટ! કયા તમે ગોળ, કયાં હું ખોળ! કયા તમે નિર્મળ વ્યોમ, અને કયા હું ઢેકાળા ઇંટાળા ભરેલી ધરતી ભૂમિ! શું કરૂં! રાજ્યમાતાને પગે પડીને, કકળીને, રોઇ રોઇને, વિનવ્યાં કે મારી સાથે લગ્ન એવા શબ્દો પણ ના ઉચરો, એથી મારો જીવ કંપેછે, મારા શિર દોષ ચઢેછે, પણ એમણે માન્યું નહીં તે નહીજ, અને છેવટે એમનો એ ભૂલ ભરેલો વિચાર ભૂલાવવા એમને ખબર નહી પડે તેવી રીતે છાનોમાનો અહીં વગડામાં ચાલી આવ્યોછું. અને હવે પણ એમનો ભૂલ ભરેલો વિચાર એમણે મનથી વેગળો કર્યો હોય તો સારૂં. અને જો એ વિચાર એમણે વિસારી નહીંજ દીધો હશે તો હું તેમા શું કરીશ! હું તો કાલથી પ્રભુપૂજનમા મારૂં મન સ્થિર કરી દઇશ. પણ, હું એમ કેમ ભૂલુંછું! મારે ચિત્તને પ્રભુધ્યાનમા પરોવી દેવું ઠીક નથી. કારણકે મારૂં કર્તવ્ય તો એ છે કે રાત દિવસ રાજ્યમાતાને આશિષ દેવા કે તમારો એક ભૂલ ભરેલો વિચાર દૂર થજો અને તમે સુખી રહેજો. જેવો રાજ્યભક્ત રાજ્યમાતા મને ગણેછે તેવો રાજ્યભક્ત જો હું હોવું તો મને પ્રભુધ્યાન ઘટતું નથી પણ માત્ર રાજ્યમાતાના અહર્નિષ સુખ માટે પ્રભુજીની યાચનામાં મારે હાથ જોડીને રહેવું જોઇએ.

**ત્રસદસ્યુ**—(સ્વગત). આ સઘળું હું શુ સાભળુંછું! રાજ્યમાતા સુરસુંદરી, મારી બહેન, એ શું આ પ્રતાપી બ્રાહ્મણ પુત્રને વરવા તૈયાર થઇછે! તો તો મારી એ બહેનનાં અહોભાગ્ય! આ ભલા રૂષિ પુત્ર શા માટે મારી બહેનને વરવા ના પાડતા હશે! હું કોટિ પ્રયત્ને એમને સમજાવીને મારી બહેન સાથે લગ્ન કરવા હા કહેવડાવીશ, મહેલે લઇ જઈશ, મારી બહેનનાં લગ્ન એમની સાથે કરાવીશ. (વૈશાલને). રૂષિપુત્ર! તમે અહી! અહીં છો તો ઠીક થયું કે હું તમને ભેગો થવા પામ્યો. મારા તાતજી કશ્યપ મહર્ષિના આશ્રમે છે ત્યાં હું જાવુંછું માટે તમે પણ મારી સાથે ચાલો.

**વૈશાલ**—ચક્રવર્તી મહારાજાના પ્રતાપી રાજકુમાર ! હું તો અહીંજ રહીશ. મને આગ્રહ કરશો નહીં.

**ત્રસદસ્યુ**—ભાઇ ! મારી બહેન સુરસુંદરી સાથ તમારાં લગ્ન કરવા હું તમને મારી સાથે તેડી જઇશ ત્યારેજ હું અહીંથી જઇશ એ તમે મારા બોલો સત્ય માનજો.

**વૈશાલ**—કદાચ આપની રાજ્યસત્તાથી મને હાથીના પગ તળે કચડાવી નાખશો તો મારે હા છે, પણ આપની સાથે આવવાની આપની આજ્ઞાનો મારે અનાદર છે. વધુ શું કહું ? રાજકુમાર ! આપના માર્ગે ચાલી જાવો. હું આપનાં કે રાજ્યમાતાનાં ખોટામાં નથી તો આપ મારૂં ખોટું ઇચ્છિશો નહી, કારણકે મને અહી વગડામાથી નગરમા લઇ જવો એ મારા માટે મહા ખોટું છે. મત્સ્યને શુષ્ક ભૂમિ ઉપર લઈ જઇ મુકવામાં સાર નથી, દડાને ગગનમાં ઉરાડવામાં સાર નથી, એ તો બીચારો પાછો ભૂમિ ઉપરજ પડી રહેવાનો; છાપરા ઉપર બેસાડેલા ચાડિયાને ઘરમા કે ખુરસી ઉપર લઇ જઇ બેસાડવામાં કાંઇ સાર નથી.

**મહાત્મા**—(એકાએક સ્થૂળ દેહમા દર્શન દઇ. વૈશાલને). રૂષિપુત્ર ! તમારી કુલિનતા, તમારી સુજનતા, અને તમારી ધર્મપરાયણતા છે એથી વિશેષ સદા હોજો. તમે સાત ભવથી રાજ્યમાતા સુરસુંદરીના સ્વામી છો. અને આ ભવમા અને હવે પછીના બહુધા અનેક ભવોમાં એમના સ્વામી થશો. તમે પ્રજાજન છો, રાજ્યમાતા રાજન જન છે, એ પંક્તિ ભેદ તમને દુભવેછે. પંક્તિ ભેદથી દુભાશો નહી. બળવાન ભાવી સામે, શ્રી પરમાત્મા ઇચ્છા સામે, બાથ અજ્ઞાનતામાં ભીડશો નહી ત્રસદસ્યુ કુમાર સાથ સત્વર જાવો, અને રાજ્યમાતા સુરસુંદરી સાથે લગ્ન કરો. મારા ઝાઝા સમાગમમા તમે હવેથી આવશો. પણ હાલમાં તે માટે ઉત્સુક થશો નહી. વૈશાલભાઇ ! અહંકાર તો સહસ્ત્ર શિરનો એવો રાક્ષસ છે કે જો એનુ એક શિર કાપી નાખવામા આવે તો તેજ ઘડી તે કપાયલાં શિરની જગ્યાએ બીજું શિર ઉગી નિકળેછે. અર્થાત, જો મનુષ્ય એક વાતમાં અહંકારનો પરાજય કરે તો એ અહંકાર તુરતજ બીજી કોઇ વાતમાં અને બીજા કોઇ રૂપમા પગટી નીકળેછે. અર્થાત, જો મનુષ્ય ' સંસારની માયાનો અહંકાર નષ્ટ કરી વનવગડામાં નીકળેછે, તો વનવગડામાં તપ જપ થકી પ્રાપ્ત થતી કાંઈ સિદ્ધિઓનો અને જ્ઞાનનો અહંકાર તેનામા પ્રગટી નીકળેછે. માટે, અહંકાર એવો શત્રુ છે કે એની સામા યુદ્ધ કરવું એ વ્યર્થ છે. અને એનું ઉન્મૂલન કરવાનો માર્ગ માત્ર એકજ છે, અને તે એ છે કે એના ઉપર લક્ષ નહી આપતા એનું પોષણ નહી થશે, એટલે પોષણ વિના એનાં અસ્તિત્વનો એની મેળે અંત આવશે. અહંકાર બહુધા આ સ્થૂળ દેહ સબંધનો હોયછે. આ સ્થૂળ દેહમાં પ્રીતિ થકી અહંકાર ઉત્પન્ન થાયછે. માટે જો મનુષ્યે આ સ્થૂળ દેહમાં પ્રીતિ નહી ધરી, અર્થાત, આ સ્થૂળ દેહના સ્વાર્થ નહી યોજ્યા, અને પોતાના સ્વાર્થને બદલે અન્ય જનોનાં હિતનો આશય હૃદયમાં સ્થાપિત કર્યો, તો અહંકારને પછી પોતાની સત્તા ચલાવવાનું કાંઈ રહેતુંજ નથી, તેમજ અહંકારને પ્રગટ થવાનું કાંઇ પ્રયોજન રહેતું નથી, તેમજ અહંકારને ઉદ્-

ભવવાનું સ્થાનજ રહેતું નથી. માટે જે અહંકારને ઉખેડી નાખવા તમે સજ્જ થયાછો તે અહંકાર આ વગડામાં આવી રીતે પ્રભુભક્તિમાં રહેવાથી પણ નહી ટળશે, કારણકે જેમ જેમ તમે ભક્તિમાં દ્રઢ થશો તેમ તેમ તમારામાં તમારા ભક્તિબળનો કાંઇ વધારે પ્રચંડ અહંકાર સ્ફુરી નીકળશે. બાવળનાં વૃક્ષની અગણિત શૂળો હાથથી કાપી તોડી દૂર કરતા તે અગણિત શૂળોનો પાર આવવાનો નથી, અને હાથ પગ શરીર વળી વિંધાશે અને તેની વેદના થશે તે વધારાની; બાવળની શૂળોમાંથી મુક્ત રહેવાનો માર્ગ એટલોજ છે કે બાવળના વૃક્ષથી છેટે, શૂળો વિનાનાં કાંઇ આંબા કે લીંબડા એવા ઉપદ્રવ રહિત રમણીય વૃક્ષોનો આશ્રય લેવો; જુવારને ઘંટીમાં દળી નાખી આટો કરી નાખશો તોપણ જુવારજ રહેવાની, અને કાંઇ ઘઉ કે ચોખા તે નહી થવાની; રેતીનાં રણને પાતાળ સુધી ખોદી નાખો પણ રેતીજ અને પથ્થરાજ નીકળવાના, અને નહી કે રેતીનાં રણમાં જે મીઠાં જળની જરૂર તે કદી નીકળવાનું. માટે, અહંકારને દૂર કરવા એને કચડી નાખવાથી એ દૂર થવાનો નથી. અહંકારને ટાળવા માટે નિસ્વાર્થી અને દુઃખીનાં દુઃખ નિવારણ કરવાની વૃત્તિ અંગિકાર કરો, અને દુઃખીજનોનાં દુઃખો દૂર કરવાનાં કાર્યોમાં પ્રવૃત્ત થાવો. તમે કહેશો કે ભક્તિ જેવા ઉત્તમ માર્ગમાંથી વિમુખ થવા હું તમને કહુંછું તો હું કોઇ ખરેખરો મૂર્ખ અને અવિચારી પુરૂષ હઇશ. પણ, ભાઇ, હું તમને ભક્તિમાંથી વિમુખ થવા નથી કહેતો. હું તો માત્ર એટલુંજ કહુંછું કે અહંકાર તજવા તમે ભક્તિ માર્ગમાં વળ્યાછો એ તમારી ભૂલ છે. શરીરની તાવની વ્યાધિ દૂર કરવા સરોવરનાં શીતળ જળમાં સ્નાન કરવા જવું નિરર્થક છે એટલુંજ નહી પણ હાનિકારક છે; રાત્રિએ ચક્ષુથી દેખાતું નથી એવો ચક્ષુમાં રોગ છે તો રાત્રિએ દેખવા કાજે પૂરો પ્રકાશ કરવાના હેતુથી પોતાનાં ઘરને સળગાવી મુકવું એ મહા વિપરિત કૃત્ય છે; બાગમાં સર્પ ભરાયોછે તો સર્પને કહાડવા, બાગનાં સ્થાને વેરાન ભૂમિ કરી મુકવી એ મહા શોચનીય ભૂલ છે. માટે, ભક્તિમાં તો તમે ભલે દ્રઢ અને પ્રીતિ વાળા થાવો, પરંતુ અહંકારનું ઉન્મૂલન કરવાનો માર્ગ ભક્તિ નથી. અહંકારના ત્યાગનો માર્ગ એટલોજ છે કે પોતાનાં માટેનાં કાંઇ પણ ઇષ્ટની ઇચ્છા રાખ્યા વિના અન્ય જનોનું સુખ યોજવામાં તમે તમારૂં તન મન ધન સમર્પણ કરી દો, એટલે પછી અહંકાર નામ માત્ર પણ નહી રહેશે. નિસંદેહ પ્રભુજીની ભક્તિમાં મનુષ્યે દરરોજ પ્રવૃત્ત રહેવુંજ જોઇએ, પરંતુ તે માટે કાંઇ વનવગડામાં જવાની લેશ આવશ્યકતા નથી. ભક્તિનું સ્થાન ખાસ કાંઇ વનવગડા નથી, પણ આપણું પોતાનું હૃદય મંદિર છે, કેમકે હૃદય મંદિર પ્રભુજીનું નિવાસસ્થાન છે. માટે, શહેરમાં રહીને, પોતાનાં ઘરમાં રહીને, જગતના વ્યવહારમાં પ્રવૃત્ત રહીને પણ, મનુષ્યને પ્રભુ ભક્તિ શક્ય છે. પ્રભુ ભકિત આપણા આત્માને પ્રભુજી સાથે જોડવા અને સમાગમમાં લાવવા માટે આવશ્યક છે. વળી આપણાં હૃદય મંદિ-

રમાં પ્રભુજીની વાણી સાભળી શકાયછે, અર્થાત, ઉત્તમ વિચારો, ઉત્તમ સદ્‌ગુણો, પ્રૌઢ વૃત્તિઓ, એ સર્વનું જ્ઞાન, એ સર્વનો સાક્ષાત્કાર, આપણને માત્ર હૃદય મંદિરમાંજ થાયછે. આ સ્થૂળ દેહમાં તો આપણા પૂર્વના ભવોની પરંપરા અનુસાર સાધારણ કે હલકા વિચારોજ, ટુંક દ્રષ્ટિનું જ્ઞાનજ, અને સંકુચિત વૃત્તિઓનુંજ. સ્ફુરણ, થાયછે. અને માત્ર આ સ્થૂળ દેહે અને મને પ્રેરેલાં જ્ઞાન તથા સમજ તથા વૃત્તિ પ્રમાણે આચરણ કરતા, આપણું જીવન ઉચ્ચ, નિર્મળ અને વિશાળ થવાનો કાઇ સંભવ નથી. અને આપણે હૃદય મંદિર સન્મુખ જ્યારે થઇએ છીએ ત્યારેજ આપણા વિચારો પ્રૌઢ થાય છે, આપણી દ્રષ્ટિ નિર્મળ અને વિશાળ થાયછે, આપણુ મનોરાજ્ય ભ્રમરહિત અને ભયરહિત થાયછે. વળી, આપણાં જીવનની માત્ર સપાટી ઉપરજ આપણે તરવાનું નથી; અર્થાત, આ સ્થૂળ દેહ તથા વ્યાકુળ તથા ઉચ્છંખલ ચિત્તવૃત્તિઓ અનુસારજ આપણે વર્તન કરવાનું નથી. પરંતુ, આપણે આપણા જીવનની ઉંડાણમાં ઉતરવાનું છે, અર્થાત, ઉચ્ચત્તમ આશયો, વિશિષ્ટ વિચારો, ધાર્મીક ધ્યેયો, જે સર્વ આપણાં હૃદયની ઉંડાણમાં છે, તે સર્વ આપણે આપણા જીવનમાં અવશ્ય ધારણ કરવાનાં છે. આપણા જીવનની ઉંડાણ આપણા હૃદયની ભૂમિકામાં છે. મોટી વસ્તીવાળાં શહેરના લોકોના વદનના તાપ ટાળવા તેમણે જ્યાં જવાનું છે તે શહેર બહારની વૃક્ષલતાઓ અથવા સરોવર કે સરિતા તીર છે; ભૂમિને જળથી ભરવા વૃષા જળે છેક પાતાળમા ઉતરી ત્યાં પોતાનો સંચય કરવાનો છે; સુવર્ણે સુંદરીનાં કરે કંકણ થઇ મહાલવા પોતાને અગ્નિમાં લઇ જઇને હોમવાનું છે. માટે, આ જીવનના વિકાસ માટે મનુષ્યે હૃદય મંદિરમાં વાસ કરવાનો છે. આ જીવનનું માપ એ માત્ર શ્વાસોશ્વાસની સંખ્યામાં રહેલું નથી, પણ ઉચ્ચ આશયોમા અને કર્તવ્યોમા રહેલુંછે, તો પછી વગડામાં માત્ર પ્રભુ ભકિતમાં પણ પડી રહેવામા કાઇ સાર હોઇ શકેજ નહી. માટે, હૃદય મંદિરમા વાસ કરીને તમે શુભ કાર્યો અને શુભ આચરણથી ભરપુર થાવો, એટલે પછી અહંકારનો કે અહંકારના ઉન્મૂલનનો સવાલજ નહી રહેશે. આ સંસારમાં તો આ જગતના શુભ વ્યવ્હારોમાજ મનુષ્યનું કર્તવ્ય સમાયલુંછે, અને મનુષ્ય તેના કર્તવ્યને પાર કયારે પાડી શકે છે કે જ્યારે માત્ર સર્વોત્તમ અને મહા વિશિષ્ટ વિચારો, ભાવો અને વૃત્તિઓથી તે ભરેલો હોયછે ત્યારે. એક પ્રસંગે બે દેવો વચ્ચે હરીફાઇ ઉભી થઇ, અને તેઓએ શરત કરી કે જેનું છોડેલું તીર વધારે દૂર જઇ પડે તે વધારે બળવાન. એક દેવે તીર છોડયું તે પૃથ્વીની પૂર્વ દિશાના એક છેડેથી છોડેલું છેક પશ્ચિમ દિશાના બીજે છેડે જઈ પડયું. પરંતુ, બીજા દેવે તો પોતાનો એક પગ પૃથ્વીના એક છેડા ઉપર મુકયો અને બીજો પગ પૃથ્વીના બીજા છેડા ઉપર મુકયો એવી લાબી ફલંગ એણે ભરી, અને પછી કહેવા લાગ્યો કે હવે તીર છોડવાની જગ્યાજ કયાં રહી છે કે હું તીર છોડું. સારાંશ એ છે કે મનુષ્યે સારા વિચારો અને સારા આશયોથી પોતાને ભરી દેવો, તો પછી અહંકાર જેવી વૃત્તિને મનુષ્યના કોઇ

ભાગમા કયાંયે ઉભા રહેવાનું પણ સ્થાન નહી મળશે; અને પછી મનુષ્ય સારા વિચારો થકી નિસ્વાર્થી અને પરોપકારી કૃત્યો કરવામાજ પ્રવૃત્ત રહેશે. માટે નાનુ કે મોટું પરોપકારી કૃત્ય કરવા તમે ઉદ્યુકત થાવો. એક સમયે એક માણસ કોઇ દેવી પાસે કાંઈ યાચના કરવા ગયો તો તેણે જોયું શું કે તે દેવી તો એક નાનકડી માખીનો ભાગેલો પગ આખો કરવામાં એવી રોકાયલી હતી કે તેણીની નજર તે માણસ ઉપર કાઇ કેટલા લાંબા વખત સુધી પડીજ નહી. સારાશ એ છે કે મનુષ્ય નાના કે મોટાં પરોપકારી જીવનમા તેનું આયુષ્ય ગાળે એજ એના જીવનનુ સાર્થક છે. વળી, જીવનનું રહસ્ય એ છે કે મનુષ્યે ઉચ્ચ વિચારોથી અને ઉચ્ચ ભાવનાઓથી આ જડ દેહની ગુરૂતા દૂર કરી પોતે હલકા બની, પછી અન્ય જનોને તેમનાં પૂર્વનાં દુષ્કૃત્યો થકી આવી મળેલી વિપત્તિઓમાથી મુકત કરીને, તેમની ગુરૂતામાંથી મુકત કરીને, તેમને ઉચ્ચ આશયોમાં અને ઉચ્ચ આશયોમા ઉંચે ચઢાવવાને તેમને ટેકો કરવાનો છે. મનુષ્યે પોતે એકલાએજ ગગનમા ઉંચે જઇ મહાલવું ઉચિત નથી, પણ સર્વને પોતાની સાથે ઉંચે સુખમા લઇ જઇ રાખવા એ તેનું કર્તવ્ય છે. સરિતાએ ઠાર ઠાર સંકડો ગાઉના પ્રદેશ ઉપર વહન કરીને ભૂમિની શુષ્કતા તથા જીવાત્માઓની તૃષા ટાળવાની છે; હિમાલયે બરફનું સિંચન પોતા માંહે કરીને મહા પ્રતાપી ગંગાજીને જળથી ભરીને તેમને જળ ભરેલી ગતિ પ્રાપ્ત કરાવવાની છે; શેરીના કુતરાને કોઇના ઘરથી ટુકડો રોટલો મળતાં અને તેની ક્ષુધા તૃપ્ત થતાં, તેણે નિદ્રા ત્યાગી આખી શેરીનાં લોકોનાં ધન માલનું રક્ષણ કરવાનું છે. વળી, આપણે અન્ય જનો માટે પરોપકારી કૃત્યો કરીએ તો તેમા આશ્ચર્યકારક પણ શું છે? જુવો, પરમાત્મા પોતાનું સ્વાર્પણ પ્રત્યેક જીવાત્મામા કેવું કરી દેછે? પ્રત્યેક જીવાત્મા એ તો બીચારા પ્રભુજીએ પોતાના અંશમાથી ઉત્પન્ન કરેલી, અને પોતાના આશ્રય હેઠળ સદા રાખેલી, એક વ્યકિત છે. ત્યારે કહો કોટાનકોટિ જીવાત્માઓની સંભાળ જે પરમાત્મા રાખેછે તે પરમાત્માને આપણે કેવા પરોપકારી કહેવા? ટુંકમા, મનુષ્યે જીવવાનું છે તે અન્ય જનો માટે પોતાનું સ્વાર્પણ કરીને, અને મનુષ્યે મરવાનું છે તે અન્ય જનોના આશિષ લઇને. વળી, પ્રભુ ભકિત રહસ્ય પણ જનસેવા છે. પ્રભુ ભકિતમાં માત્ર પ્રભુજીને આરાધવાના નથી. પ્રભુજીને આરાધવામા તો આપણે આપણાં મનની મગ્નતા યોજીએ છીએ. પરંતુ પ્રભુ ભકિત ઉર ધરી તો તો તે એટલાજ માટે કે દુ:ખી જનોની સેવા કરવા માટે. સામાન્ય રીતે મનુષ્ય એવો વિચાર કરશે કે જે જને સકળ દુ:ખી જનોની સેવામાં સ્વાર્પણ કર્યુ, તેણે પોતાનું હિત તો આ ભવમાં નહીજ આદર્યું કે નહીજ સુધાર્યું. પણ આ વિચાર ભૂલ ભરેલો છે. મનુષ્યે યાદ રાખવાનું છે કે અન્યજનો માટેનાં સ્વાર્પણથી આત્મદ્રષ્ટિ વિશાળ થાયછે, હૃદય ભાવના વધુ પ્રફુલ્લ અને મનોવિચારો વધુ વિશિષ્ટ, થતા જાયછે, જેથી મનુષ્યનું જીવન વધારે બળવાન, વધારે વિપુલ અને વધારે વિશિષ્ટ થતું જાયછે. અને આ હકીકત જો મનુષ્યે પોતાના માટે સિદ્ધ કરવી હોય તો

માત્ર એકજ ઉપાય છે, અને તે એ છે કે મનુષ્યે જનસેવા ઉર ધરી તેમાં પ્રવૃત્ત રહેવું. અને પછી તેને આપોઆપ સિદ્ધ થશે કે જોકે તે પોતે એક પામર પ્રાણી છે તોપણ જનસેવા થકી અને સ્વાર્પણ થકી સાક્ષાત બ્રહ્મા અને વિષ્ણુ સરખો તે સમર્થ છે. રાઇના દાણા જેટલું વૃક્ષ બીજ જો પોતાને તે સુક્ષ્મરૂપમાં રહેવા દે તો તેટલું નાનુંજ રહેવાનું, પણ જો ભૂમિમા પોતાને દાટે તો ફળપાનથી ભરેલું, દીર્ઘ આયુષ્યવાળું, મનહર, વિશાળ વૃક્ષ તે થશે; વિદ્યાર્થી આલસ્ય તજી બારખડીમાં ધ્યાન ધરશે તો પછી ક્રમે ક્રમે વેદવેદાંતના પારને પામનારો પંડીત થશે; જનની વંધ્યા નહી રહેતા બાળને જન્મ આપશે અને તેને નીતિથી કેળવણી આપશે, તો વીરલા નરની જનની તરીકે પોતાની વિખ્યાતિથી તેણી વિશ્વને ભરશે. વળી, તમારે યાદ રાખવાનુંછે કે દુઃખી જનોની સેવા કરવા જો તમારે નથી નીકળવું તો કાંઇ તમારા વિના ચાલશે નહી એવું છેજ નહી, કેમકે પ્રભુજીની વિશાળ સૃષ્ટિમા દુઃખી જનોની સેવામાં પોતાનું સ્વાર્પણ કરનારા ઘણા નરનારીઓ છે. કુવો ભલે કહે કે મનુષ્યને ગરજ હોય તો દોરી લોટો નાખી મારાં જળ લોકો બહાર કહાડે અને મને કાંઇ ગરજ નથી કે હું મારૂ પાણી દેહ ઉચે કાંહા સુધી ચઢાવવાનો પરિશ્રમ લેવું; કુવો તેનાં જળ ભલે પાતાળમા છોને ભરી અને સાચવી રાખતો, કારણકે સરિતા તથા સરોવરો તેમનાં અમૃત જળ મહા વિસ્તારમા પૃથ્વી સપાટી ઉપર પાથરી પડયાછે તો સકળ જીવાત્માઓને જોઇએ તેટલું પાણી પીવા માટે તૈયાર છે. મેરૂ ગિરિરાજ ભલે કહે કે સૃષ્ટિ સૌંદર્ય નિહાળવા હું તો કોઇ મનુષ્યને મારાં શિર ઉપર ચઢવા નહી દેવું. પણ વિશાળ ભૂમિ માત રમ્ય નભોમંડળનું દર્શન કરાવવા બીચારી સદા મનુષ્યના પગ આગળ પાર વિનાના વિસ્તારમા પથરાઇ પડયાછે; જુગારના પાસાઓ ભલે કહે કે અમે તો ઘડીકમા સવળા પડીએ અને ઘડીકમા અવળા પડીએ, અને એ રીતે જુગારીને ઘડીકમા ધનવાન કરીએ અને ઘડીકમા ભીક્ષા માંગતો કરીએ. પણ ઉદ્યમ કહી રહ્યોછે કે જે કોઇ મારો આશ્રય લે અને પ્રમાણિકપણાથી વર્તે તેની સેવામા હું સદા તત્પર છું, અને તેને દાળ રોટલીનું દુઃખ તો નહીજ પડવા દેવું. માટે, ભાઇ વૈશાલ, જગતમાં જનસેવા કરવી હોય તો કરી લ્યો, અને માત્ર આ તમારા અહંકારને ટાળવા અહી વગડામા આવ્યાછો તો તમારાં ઘર પાછા જાવો, અને રાજ્યમાતા સાથે લગ્ન પ્રસંગ આવ્યોછે તો તેથી મુખ મરડો નહી; અને એ એક કર્તવ્ય તમને આવી મળ્યુંછે માટે એ કર્તવ્યથી વિમુખ નહી થાવો. (અદૃશ્ય થઇ જાયછે).

**વૈશાલ**—(સ્વગત). કાંઇ સ્વપ્નુ આવ્યુ ! કાઇ મને મૂર્છા આવી ! ના. ના. મેં દિવ્ય પુરૂષ જોયા ! કાઇ મેં તેમની દિવ્ય વાણી સાંભળી ! એમની આજ્ઞાનો અનાદર કરવા મને હામ નથી ! (ત્રસદસ્યુને). ચાલો. રાજકુમાર, હું આપની સંગાથે આવુંછું.

**ત્રસદસ્યુ**—આ દિવ્ય મહાપુરૂષ આપણને દર્શન દઇ ગયા, આપણને સઘળી વાત

સમજાવી ગયા, પછી આપણને કાંઇ બોલવાનું કે સાંભળવાનું રહ્યું નથી. આ દિવ્ય પુરૂષને હું સારી રીતે ઓળખું છું. હું જ્યારે પ્રભુભક્તિમાં મગ્ન રહેતો ત્યારે મને ઉત્તેજન આપવા એ મારી પાસે આવી બેસતા. એમનું નામ મહાત્મા ગાર્ગવ છે. જનસેવાજ એજ એમનું કર્તવ્ય છે.

**વૈશાલ**—આપ એમના દર્શન પામ્યાછો! ત્યારે, હું એમના દર્શન આ પળેજ પામ્યો! હું કોણ કે એમના વચનનું ઉલ્લંઘન કરીશ! (બેઉ જાયછે).

---

## અંક ૧. પ્રવેશ ૨૧.

**વૈરાજ**—(સ્વગત) આહા! રાત દિવસની સતત આરાધના છતા પ્રભુજી પાઇ પણ પરખાવતા નથી તે નથીજ! નથી પરખાવતા તો હવે મારે એમની પાસે કાંઇ માગવું પણ નથી અને કાંઇ મારે જોઇતુ પણ નથી. હું મારે લુંટફાટનો, ખુનીનો, ચોરનો ધંધો કરીશ, મારાં જાત બળથી એ રીતે દ્રવ્ય પેદા કરીશ, અને મારી કેશિનિને આપીશ. આવાં અધમ કાર્યો કરતા આ પળે જીવ બહુ મુઝાયછે! પણ હવે મારે કાંઇ પણ મુઝાવાની જરૂર નથી. જગતમાં જરૂર પડતાં શું યોગ્ય ઉપાય યોજવો નથી પડતો! ભૂમિમાતની સપાટી ઉપર સરિતા સરોવર રૂપે જળ નહી હોય તો એ ભૂમિમાતને પાતાળ સુધી ખોદી નાખી કુવાનાં જળ કહાડવા પડેછે. શરીરે વ્યાધિ થઇ તો જે ગળે મીઠાં અને સ્વાદિષ્ટ પકવાનો અને પાન ઉતારવાના છે, તે ગળે કડવી વિષ જેવી ઔષધિઓ આંખ મિંચીને ઉતારી લેવી પડેછે; દુધમા માખી પડી તો પુષ્ટિકારક અને સ્વાદિષ્ટ દુધને ઢોળી દેવું પડેછે. એટલું તો ખરૂ કે કોઇ પણ પ્રકારે મારે કેશિનિ માટે દ્રવ્ય તો મેળવવું, કારણ કેશિનિ વિના મને ઘડી જતી નથી, અને એને આપવા મારી પાસે દ્રવ્ય હોય નહી તો કેશિનિ હું પામી શકું તેમ નથી. લાવ, છુપાઇને બેસું, એટલે કોઇ અહી થઇને જાય અને તેની પાસે કાંઇ વધારે દ્રવ્ય તો શું પણ એક રાતો પઇસો હોય તો લુટું, અને જરૂર પડે તો જીવથી એને મારૂં, પણ એનો એક રાતો પઇસો પણ લીધા વિના નહી રહું. (નિશ્વાસ નાખીને બેસેછે).

**રબારણ**—(માથાં ઉપર લાકડાંનો ભારી ભારો તથા કેડમા છોકરૂં લઇને આવે છે. બેસેછે. સ્વગત). અરે ભગવાન! આટલું બધું કષ્ટ એક સ્ત્રી જાતિનાં શિર તમે શું નાખોછો? આ છોકરીના બાપ બે માસથી હરીનાં ધામ સીધાર્યાછે ત્યારથી જંગલમાં જઇને લાકડાં કાપીને, ભારા વેચીને, મારૂં અને મારી આ બાલુડીનું ભરણપોષણ હું કરૂંછું. પણ મારાથી રોજનું આ કષ્ટ હવે નથી વેઠાતું. ભગવાન! મારી આ બે માસની પુત્રી દુધ વિના ટવળી મરે તેટલાં માટેજ આ કષ્ટ હું વેઠું છું, નહીતો હું તો આ દુ:ખી જીવતરથી એવી કંટાળી ગઇછું કે કુવા નદીમાં પડીને ક્યારનો મારો અંત હું લાવી હોત. (બાળકને). બેટા! બેટા! પોઢી રહેજે, હો. મારી કેવી શાણી બાલુડી

છે! જાણે કાંઇ પચાસ સો વરસની ઘરડી સમજુ ડોશી હોય તેમ તું તો સમજુ છે અને લગીરે રોતી નથી કે મને સતાવતી નથી! બેટા, તું આ બે માસમાં આટલી સમજણી છે તો મોટી થઇશ ત્યારે તું આ તારી દુઃખીયારી માતાની કેટલી દયા ખાઇશ! બેટા, છાની માની પોઢી રહેજે. હોં. હું પણ જરા ઉંઘી જાવુંછું. થાકથી મારાથી બેસી પણ નથી શકાતું. પ્રભુજી! પ્રભુજી! મારા જે કાંઇ અપરાધો હોય તે હવે તો માફ કરો અને હવે મારૂં કષ્ટ કાંઇ ઓછું કરો.

ગાયન ૩૯.

પ્રભુજી પ્યારા! અશ્રુ આ ધારા,
હાયના અંગારા, નિરખો નેહથી મારા.—પ્રભુજી.
સ્વામી સીધારી સ્વર્ગે, થઈ ગયાછે ન્યારા,
પૂરે કરૂંછું પેટનું, માથે ઉંચકી કાષ્ટના ભારા,
તાપ તડકાથી હાલ થઇ ગયાછે મારા હત્યારા,
કાષ્ટનાં દામથી નથી ભરાતા પેટના કયારા,
કોઇ લ્યો કાષ્ટ, કરવા પડેછે એવા લવારા,
નિશદિન મને તો કલ્પાંતનાજ વારા,
ભાગ્ય ભૂંડાં! કષ્ટ સકળ મોકલ તુજ દ્વારા,
મોકલ ગમે તો મને મારવા દારૂણ મારા—પ્રભુજી.

(ઉંઘી જાયછે.)

**અઘોરી**—(ત્યાં આવી ચઢતા, સ્વગત). ભૂતપિશાચોને મનુષ્ય જાતિનાં રૂધિર વિના કોઇ રીતે ક્ષુધા તૃપ્તિ થતી નથી. મનુષ્ય રૂધિર એજ એમનો આનંદ, એજ એમની તૃપ્તિ છે. એમણે મને જે સિદ્ધિઓ આપી છે તે જો હવે હું એમને વધુ વખત મનુષ્ય રૂધિરની પ્રાપ્તિ નહી કરાવીશ તો તેઓ મારી પાસેથી જરૂર લઇ લેશે, માટે હવે તો મારે એમને મનુષ્ય રૂધિર ધરવુંજ જોઇએ! (રબારણ અને તેણીની છોકરી ઉપર નજર પડતા). આહા! પેલી રબારણ કોઇ સુતીછે અને પાસે તેનું બાળ છે! એ બાળનો પ્રાણ લેવો અને એ બાળનું રૂધિર ભૂતપિશાચોને અર્પણ કરવું આજે શકય છે. પણ, મારા પોતાના હાથે તો એ બાળકનો જીવ લેવાનું બને તેમ નથી, કારણકે મેં સો મનુષ્ય ભોગ આપવાનું વ્રત લીધું હતું તે સો મનુષ્ય ભોગ આપ્યાછે અને હવે તો મારે બીજાઓ પાસે મનુષ્ય ભોગ કરાવી મનુષ્ય રૂધિર મારા ભૂતપ્રેતોને અર્પણ કરવાનું રહ્યું.

**વેરાજ**—(અઘોરી ઉપર નજર પડતાં. સ્વગત). અરે, આ પેલું કોણ ઉભુંછે! જે હોય તે. જઇને લુટું એટલીજ વાત. (પાસે ધસેછે). (સ્વગત). અરે! આ તો કોઇ અઘોરી છે! એને તો કેમ લુંટાય!

**અઘોરી**—(તેને જોઇને). કયું બચ્ચા! કહાંસે ચલા આયા હય? કયા દેખ રહ્યા હય? તેરા ઉદય કાળ એ પળ હય તો શુભ પળ જાને મત દે.

**વેરાજ**—મારો ઉદય કાળ! શું ત્યારે મને મન માન્યો પઇસો મળશે?

**અઘોરી**—દ્રવ્યસે તું કાયર હોગા ઈતના દ્રવ્ય તેરેકુ મીલેગા. દેખ બચ્ચા, મેંને ભૂત પિશાચ સાધે હયે. મેં તેરેકો મંત્ર દેવુંગા, તો ભૂતપિશાચ તેરે ઓસીકે નીચુ રોજ દ્રવ્યકી થેલી રખ જાઇગે. પરંતુ, તેરેકો એક કામ કરના પડેગા.

**વૈરાજ**—જો મને પાર વિનાનું દ્રવ્ય મલે તેમ છે તો જે કાઇ કામ તે માટે કરવાનું હશે તે હું આ પળે કરવા તૈયાર છું. આપ આજ્ઞા કરો એટલી વાર છે.

**અઘોરી**—સચ બોલતા હયે? વચન દેતા હય?

**વૈરાજ**—વચન આપુચ્છું, મહારાજ. (વચન આપેછે). બોલો મહારાજ, શું આજ્ઞા છે?

**અઘોરી**—જા. બચ્ચા. ઓ બાલક ઉસકી મા પાસ સોતા હય, ઉસકો છુરી લે, (છરી આપેછે), ગલેસે કાટ કર, ઉસકા રૂધિર મેરે પાસ લે આ. મનુષ્ય રૂધિરકા ભોગ મેરેકુ મેરે ભૂતપિશાચકો દેનેકી આવશ્યકતા બહોત હય.

**વૈરાજ**—(બાળક ઉપર નજર પડતા). બાળક મેં જોયુ. આજ ઘડી એ બાળનું રૂધિર લઇ આવી આપની આગળ ધરૂંછું. (બાળક અને એની માતા પાસે તેઓ જાગે નહી તેમ જાયછે સ્વગત). માતા! તુ જાગ્રત થઇ તો તારા પણ પ્રાણ જશે બાળ! તું તો જાગ્રત થશેજ શાનું! (બાળકનાં ગળા ઉપર છરી ફેરવી મોટી નસ કાપી તેમાથી વહેતું રૂધિર વાસણમાં ભરી અઘોરી પાસે લઇ જતા. તેને). મહારાજ! આ બાળનું આ રૂધિર.

**અઘોરી**—(રૂધિરનો પ્યાલો લેતાં). શાબાશ. બેટા! તું ઇદર ઠેર. મેં ભૂતપિશાચકા આવાહન કરકે ઉનકો મનુષ્ય રૂધિરકા ભોગ દે કર તેરેકો દ્રવ્ય પ્રાપ્તિકા મંત્ર દેતા હું. (અઘોરી આઘે જાયછે).

**કેશિનિ**—(આવતાં. હાંફળી ફાંફળી. સ્વગત). ભિક્ષુક માતાએ કહ્યું કે રાજકુમાર દ્રવ્ય કાજે આ વગડામાં નીકળી પડી, લોકોને મારી લુંટીને મારા માટે પઇસા લાવવાના હતા, તો હું એ હકીકત સાંભળીને આ વગડામા એમને ક્યારની ઢુંઢું છું, પણ કાઈ દેખાતા નથી, તો એમને કઈ પેરે હવે કાંઈ મારફાડનું ઘાતકી કામ કરતા અટકાવું! (બાળક ઉપર નજર પડતાં). અરે! આ શું! આ બાળનાં ગળામાંથી રૂધિર નીકળેછે! શુ થયુ હશે! (વાંકી વળી જુવેછે). અરે! કોઇએ એની આ નસ આ છરીથી કાપી નાખીછે અને લોહી વહેવાથી આ બાળક મરી ગયુછે! ના ના. મરી નથી ગયુ! હજી શ્વાસ ચાલેછે. લાવ, મારાં શરીરમાંનું રૂધિર આ એની કાપેલી નાડીમા ઉતારી એને સજીવન રાખું. (પોતાના હાથની નસ કાપી તેનો છેડો બાળકની કાપેલી નસ સાથે જોડી બાળકના શરીરમાં પોતાનાં શરીરમાંનું રૂધિર રેડેછે).

**વૈરાજ**—(સ્વગત). કેશિનિને આપવા દ્રવ્ય મેળવવા આ અઘોરીના કહેવા પ્રમાણે આ બાળકના પ્રાણ તો મેં લીધા પણ હવે એ પાપી કૃત્યથી મારો જીવ બહુ કંપેછે!

**કેશિનિ**—(સ્વગત) અરે! આ તો રાજકુમારનો અવાજ આવ્યો! (તેને જોતાં). અરે! હા. આ તો રાજકુમાર છે, અને એ કહેછે કે એમણેજ મારા કાજે દ્રવ્ય મેળવવા આ બાળકનો ભોગ લીધોછે! અરેરે! આ શું બન્યું! હું જરા વહેલી આવી હોત તો આ નિર્દોષ બાળકનો જીવ મારા કાજે જાત નહી.

**વૈરાજ**—(સ્વગત). દ્રવ્ય નહોતું મળતુ તો ધૂળ નાખી, કેશિનિ નહોતી મળતી તો ધૂળ નાખી, પણ આ બાળકનો પ્રાણ મેં શા માટે લીધો! (પશ્ચાત્તાપ કરેછે).

**અઘોરી**—(ભૂતપીશાચોને બાળકનુ રૂધિર અર્પણ કરી આવીને. વૈરાજને). લે, બચ્ચા. એ મંત્ર લે. (ગુંજવામાંથી એક મંત્ર કહાડી આપેછે). રાતકુ સોતી વખત એ મત્રકા જાપ એકસો એક વખત કરકે ઉસીકે નીચુ રખના, ઓર પ્રાતઃકાળ મેં ચાર બજે ઉઠ કર ઉસીકા ઉઠાના તો દ્રવ્યકી થેલી રોજ પાયગા. અબ મેં જાવુંગા. કોઇ સરકારી માણસ આયગા તો એ ખુન દેખ કર દોનુંકો પકડેગા. (જાયછે).

**વૈરાજ**—(મંત્ર લેછે). બહુ મહેરબાની થઇ, મહારાજ. બાળકનો પ્રાણ લેવાનો ખેદ પળ વાર થયો! પણ આ મંત્ર મળ્યો તો હવે મારો ખેદ જતો રહેછે, જીવને આનંદ થયો લાગેછે. આ મહારાજ કહેછે તેમ અહી વધારે વખત થોભવું સલાહ ભરેલું નથી તો લાવ હું પણ અહીંથી ચાલવા માંડુ (ચાલી નીકળેછે તો તેની નજર કેશિનિ ઉપર પડેછે). (સ્વગત). અરે, આ શું! આ તો કેશિનિ! એ શું કરેછે! આ મેં જીવ લીધેલા બાળકને પોતાના શરીરનું લોહી રેડી તેને સજીવન કરેછે! અરે! બાળક તો હાલેછે ચાલેછે અને રૂવેછે! ભલે, ભલે, બાળક જીવ્યુ તો સારૂં થયું.

**કેશિનિ**—(પોતાનું લોહી જતા પોતે અશક્ત થઇ ગઇછે. સ્વગત). અરે! બાળક તો હાલેછે, અને આ રોયું પણ ખરૂં! ભલા ભગવાન! તમારો પાડ! ભગવાન! આ બાળકને પૂરેપૂરૂં જીવતુ અને એની માતાના ખોળામાં સુખે આનંદમાં રમતુ કરી દો. લાવ, હવે એની કપાયલી નસ બાધી દેવું અને એની માતાનું ધાવણ અપાવું જેથી એ બાળકમાં વધારે હોશીઆરી આવે. (બાળકની કપાયલી નસ બાધેછે. પછી તેની માતાને). બહેન! ઉઠો. તમારાં બાળકને ધવાડોને.

**રબારણ**—(જાગી ઉઠીને). ઓહો! આટલી બધી ઉંઘ આવી!

**વૈરાજ**—(તેણી પાસે જઇને. તેણીને). બાળની માતા! તમારા બાળનો મેં તો પ્રાણ લીધો હતો. હુ પોતે મારો અપરાધ કબુલ કરૂછુ.

**રબારણ**—અરે, ભાઈ! મારા બાળનો પ્રાણ લેનાર જગતમા કોઇ છેજ નહી, કારણકે ત્રિભુવનનાથ જો રક્ષક છે તો એનો વાળ વાકો કરનાર કોઇ નથી.

**વૈરાજ**—માતા! ત્રીભુવનનાથ તમારા બાળની રક્ષા કરનારા છે એ તો સત્ય છે, પરંતુ તમારાં બાળનાં ગળા ઉપર છરી ફેરવીને તેનું રૂધિર મે લીધુ એ પણ સાચી વાત છે.

**રબારણ**—(હાફળી ફાફળી બની જઇ. બાળકનું ગળું તપાસતા). મારા બાળને તમે ગળે છરી ભોકી! હા. હા. તમે સાચું કહોછો! પણ ભાઇ, એ બાળે તમારૂ કાંઈ બગાડયું નહી હતું તે છતા તમે એનું રૂધિર શા કારણે વહેવડાવ્યું હશે! મારૂં રૂધિર વહેવડાવ્યું હોત તો વધારે સારૂ. પણ મારૂં બાળ સલામત છે એટલે બસ. મારે તમારા ઉપર કાંઇ દ્વેશ નથી. હીણભાગીને આવાંજ દુઃખો ભાગ્યમાં લખ્યા હોયછે અને તેમને વેઠવાનાં હોયછે, પણ ભગવાન

સદ્બુદ્ધિ તમને આપજો. (કેશિનિને). બ્હેન ! તમે કોણ ! અને આ તમારા હાથમાંથી લોહી વહેછે તે શું ?

**કેશિનિ**—તમારાં બાળકના પ્રાણ શરીર માંહેનું લોહી જતા જતા હતા તે જોઇ મારી નસ કાપી તેમાંથી તમારા બાળકના શરીરમા મારૂં રૂધિર મેં સિંચ્યું. પ્રભુ કૃપાથી બાળના પ્રાણ જતા અટક્યા, આટલુંજ જાણુંછું. બીજું તો સઘળું આ રાજકુમાર જેમણે તમારાં બાળનું રૂધિર રેડયું તે જાણતા હશે. (વૈરાજને પગે પડીને કલ્પાત કરતી). રાજકુમાર ! તમને આ શું ગમ્યું ! બાળના પ્રાણ લેવા પ્રયત્ન કર્યો ! મેં તો તમને પ્રભુભકિતમાં, અને સજ્જનતાના માર્ગે ચઢાવવા, મારા માટે દ્રવ્ય લાવવાનું તમને માત્ર ખોટું નિમિત્ત બતાવ્યું. હું કરવા ગઇ સારૂં અને થઇ ગયું અવળું ! પણ અવળું થયું તેમાં દોષ તો મનેજ થશે તમને નહી. તમે નિર્દોષ છો. પણ જે રીતે હું તમારી કસોટી કરતી આવીછું તે રીતમાં હવે આજથી પુળો મુકુંછું, કેમકે એ કસોટી કરવા જતાં તમે તેમાં પાર ઉતર્યા નથી અને ઉલટું અનિષ્ટ થાયછે.

**રણારણ**—બ્હેન ! ભાઇ ! હું જાવુંછું. મને તો ઘર પહોચતાં આજ બહુ મોડું થઈ જશે. હજી તો મારે દળવુંછે. પણ, બ્હેન, તમે કે મારા આ ભાઈ હવે લગીરે ચિંતા આ વાતની કરશો નહી. (જાયછે).

**કેશિનિ**—ક્ષમા દેવીની પ્રતિમા ! ધન્ય છે તને. તારાં બાળના પ્રાણ લેનારને પણ તું કહેછે કે કાંઇ ચિંતા કરશો નહી ! રાજકુમાર ! આવી ક્ષમાવૃત્તિ દીલે ધરો. આ દાખલો નજરોનજર તમે જોયોછે. તમે બેસો. ગભરાવો નહી. પ્રથમ પેલા અઘોરીએ આપેલો મંત્ર ફેંકી દેવો. (વૈરાજ તેમ કરેછે). તમારી પાસેથી ચાર લાખ રૂપીયા મેં લીધા હતા તે એટલાંજ કારણ માટે કે એ રૂપીયા જો તમારી પાસે હોય તો તમે દુષ્ટ મિત્રોની શીખવણીથી દુરાચારમાં ઉડાવી દો નહી. એ ચાર લાખ રૂપીયા હું તમને તમારા સ્વાધીન સોંપુછું. (રૂપીયા પાછા આપેછે). આપણને જગતમાં મનુષ્ય અવતાર પ્રાપ્ત થયોછે તો એ અવતારનું ખરૂં રહસ્ય યોગેશ્વરો શાસ્ત્રોમાં સમજાવી ગયાછે તે રહસ્ય આપણે પ્રથમ સમજવાનુંછે અને પછી તદનુસાર આપણે વર્તન કરવાનુંછે. આર્યભૂમિ, પૃથ્વી ઉપર પ્રભુને પ્રિય ભૂમિ છે કારણકે એ મહાન યોગીઓનું જન્મસ્થાન અને નિવાસસ્થાન છે. વળી યોગેશ્વરોનું શું, પણ આ પૃથ્વી ઉપર જે જે વિષ્ણુ અવતારો થાયછે તે પણ આર્યભૂમિ ઉપર નિવાસ કરેછે. મહાભારતનાં શાંતિ પર્વમા વર્ણવવામાં આવ્યુંછે કે શ્વેતદ્વીપ એ નારાયણનું પોતાનું નિવાસ સ્થાન છે. અને જ્યારે આપણે અનીતિના તથા અધર્મનાં કાળાં કર્મો કરી મનુષ્ય અવતારનું આયુષ્ય પૂરૂં કરીએ છીએ ત્યારે શ્વેતધ્વીપ જેવાં દિવ્ય સ્થળનાં લોકો કેવી રીતે હરી સેવામાં મગ્ન રહી આયુષ્ય ગાળેછે તે વિષે શાસ્ત્રમાં શું લખ્યુંછે તે હું તમને કહું અને તમે સાંભળો. પૂર્વે બ્રહ્માના ત્રણ પુત્રો, નારાયણનો સાક્ષત્કાર કરવા ઉગ્ર તપ કરતા હતા. જ્યારે તેમનું તપ પરિપૂર્ણતાએ પહોંચ્યું ત્યારે એક અમાનુષી ઘોષે તેમને સંબોધીને કહ્યું: “ તમે નિરાશ થયા

વિના ઉગ્ર તપ કર્યુંછે તે તમારો પ્રયત્ન અત્યંત પ્રશંસનીય છે. ક્ષીર સાગરના ઉત્તર કીનારા ઉપર શ્વેતદ્વીપ નામનો એક રમ્ય દ્વીપ છે. તે સ્થળે રહેનારાં લોકોની કાંતિ ચંદ્રનાં કિરણ જેવી રમણીય છે અને તેઓ નારાયણમાંજ સતત મગ્ન રહેછે. સર્વ દેવતાઓમા શ્રેષ્ટ એવા નારાયણના પરમ ભકતો એ લોકો હોવાથી તેઓ સ્વાર્પણયુકત નારાયણની ભકિત કરેછે. તેઓ સ્થૂળ ઇંદ્રિયો રહિત છે. આહાર માટે કાંઈ ભક્ષ્ય પદાર્થની તેઓને ઉપેક્ષા નથી. તેઓના ચક્ષુ કદી બીડાતાજ નથી. તેઓના વદનમાથી સતત સુવાસનુંજ વહન થાયછે. માટે તમે એ સ્થળે જાવો, કારણકે ત્યા હું મારો સાક્ષાત્કાર કરાવુંછું." પછી તે રૂષિપુત્રો શ્વેતદ્વીપમા ગયા, અને પછી પોતાને અનુભવ સિદ્ધ થએલા જ્ઞાનનું વર્ણન કરતા કહેવા લાગ્યાઃ "મહા માંગળિક કાંતિનાં કેટલાક મનુષ્યો અમે એ સ્થળમાં જોયા. તેઓ રંગે શ્વેત હતાં અને ચંદ્રમાના તેજસ્વી પ્રકાશ જેવાં દેદિપ્યમાન દેખાતાં હતાં, તેમજ સુખશાંતિનાં પ્રત્યેક ચિન્હયુકત તેઓ હતાં. તેઓના કર સતત પ્રભુ સ્તવનમા જોડાયલા હતા. આ જપ જે તેઓ કરી રહ્યા હતાં તે માનસિક જપ હતો. તેઓ હરીમા સમગ્ર તન્મય થયેલાં હોવાને લીધે હરી તેમના ઉપર પ્રસન્ન હતા. તેઓ દરેકમાથી જે દિવ્ય પ્રભા પ્રગટતી હતી તે જ્યારે જગતના પ્રલય સમયે સૂર્ય જે પ્રભા ધારણ કરેછે તેવી હતી. પછી જાણે સહસ્ત્ર સૂર્યના એકત્ર થવા જેવો પ્રબળ પ્રકાશ અમને દેખાયો અને તે સ્થાનનિવાસીઓ તેની આરાધનામા કર જોડી હર્ષયુક્ત બનેલાં 'તમને નમન કરીએ છીએ,' એવો ઘોષ કરતાં તેને વિંટળાઇ ગયાં. અને એ દિવ્ય પ્રભા સમક્ષ અમારી સર્વ જ્ઞાનેન્દ્રિયો અમે ખોઇ બેઠા. જ્યારે એ લોકોનો જપ પૂરો થઈ રહ્યો ત્યારે એ સાત્વિક વૃત્તિનાં લોકો એ દિવ્ય પ્રકાશમા લીન થઇ ગયાં હતાં, અને તેઓએ કોઇએ અમારા તરફ પણ જોયું નહી. એ સંત લોકો જેઓ નમ્ર પ્રકૃતિનાં હતાં, અને ભકિતભાવથી ભરપૂર હતા, અને પોતાની ચિત્તવૃત્તિઓને બ્રહ્મમય કરી હતી, તેઓએ કાંઇ પણ લાગણી અમારા તરફ દર્શાવી નહી. અમે તો પછી મહા કંટાળી ગયા. એ પ્રસંગે ગગનમાથી કાંઇ અદૃશ્ય શકિતએ અમને સંબોધીને કહ્યું: 'આ શ્વેત વર્ણના લોકો જેઓ બાહ્ય ઇંદ્રિયોની સત્તામાંથી મુકત છે તેઓ નારાયણના દર્શન પામી શકેછે. માત્ર જે મહાન સર્વોપરી જીવાત્માઓ ઉપર આ લોકો દ્રષ્ટિપાતનો અનુગ્રહ કરેછે તેઓજ આ નારાયણનો સાક્ષાત્કાર કરી શકેછે.' નારાયણ એમના જાજવલ્યમાન પ્રકાશને લીધે ચક્ષુથી દેખાઇ શકે તેમ નહી હોવાને લીધે જેઓ પોતાનું સ્વાર્પણ એમને દીર્ઘકાળ પર્યંત કરેછે તેમને એમના દર્શન પ્રાપ્ત થઇ શકેછે." આ દ્રષ્ટાંતનું પ્રયોજન એ છે કે મનુષ્ય અવતારમાં પ્રભુ ભકિત અને ઉત્તમ કાર્યો એજ મનુષ્ય ધર્મ છે. અને આ જગત ઉપર નારાયણ જેવાનો વાસ છે અને એમની સેવામાજ સદા પ્રવૃત્ત રહેનારાં લોકોનો વાસ છે, તો આપણે શા માટે દુષ્ટતા કે અધમતા આદરવી જોઇએ? માટે આપણે જે કાંઈ મનુષ્ય અવતારમાં કરવાનું છે તે એજ છે કે પ્રભુમા પ્રીતિ રાખીને આપણે સુનીતિથી ચાલવું, અને

એ રીતે આપણે સુખી થવું અને બીજાને સુખી કરવા. હું બીજુ દ્રષ્ટાંત કહું. મનુષ્યનું વર્તન આવું ઉછાછલું અને નિંદાપાત્ર હોવાને બદલે કેવું ધીર અને શાંત પ્રભાવયુકત હોવું જોઇએ તે તમે સાભળ્યું. શ્રીમદ ભગવતી ભાગવતના દસમ સ્કંધના અધ્યાય ૨-૭ માં અગસ્ત્યમુનિની પ્રૌઢતાનું દ્રષ્ટાંત છે તે સર્વ કોઇએ ઘટમાં વસાવવું આવશ્યક છે. સુત રૂષિઓને કહે છેઃ "પર્વતોમા માન્ય, મોટા વૃક્ષોથી ભરપૂર, પૂષ્પલતાઓ તથા ગુચ્છોથી ઘેરાયલો, નદીઓ, તથા નદોના જળથી સુશોભિત, દેવ, ગાંધર્વ, કિન્નર, અપ્સરા, કિંપુરૂષો, વિગેરેથી સેવાતો, વિંધ્યાચળ નામનો એક સુપ્રસિદ્ધ પર્વત છે. નારદજી સ્વેચ્છાનુસાર એક પ્રસંગે ત્યાં જઇ ચઢયા, વિધ્યાચળે તેમનો પૂર્ણ સત્કાર પાદ્ય, અર્ધ્ય આસન વિગેરેથી કર્યો અને નારદજી પ્રસન્ન થયા. પરંતુ નારદજીના મુખ ઉપર કાઇ ઉદાસીનતા જણાઈ હતી તેથી વિંધ્યાચળે તેમને સ્વાભાવિક રીતે તે સબંધમા પ્રશ્ન કર્યો, ત્યારે નારદજીએ ઉત્તર વાળ્યો અને ઉધ્વેગનું કારણ કહેતાં બોલ્યાઃ " હું મેરૂ પર્વત ઉપરથી આવું છુ. પાર્વતિના પિતા હિમાલય, મહાદેવ શંકરના સસરા હોવાથી પુજ્ય છે, તેમજ કૈલાસ પણ પર્વતોમાં પૂજ્ય ગણાયછે. અને તેઓ પૂજ્ય છે પણ ખરા. તેમજ નિષધ, નીલ અને ગંધમાદન વિગેરે અન્ય પર્વતો પણ પોતાના સ્થાને સર્વ પૂજ્ય છે. પરંતુ તેઓમાંના કોઈ પૂજ્યપણાનુ અભિમાન કરતા નથી. પરંતુ મેરૂપર્વતના ગર્વનો પાર નથી અને એવો મદ કરેછે કે સર્વ પર્વતોમાં હું અગ્રણી છું. એના આવા મદાભિમાનથી મારૂ મન મહા ઉદાસ બનેછે કારણકે શાસ્ત્રની આજ્ઞા છે કે કોઇએ અભિમાન કરવું નહી, તો શાસ્ત્રની મર્યાદા આ મેરૂ શું ઉલ્લંઘન કરતો હશે, અને તેથી એ શુ સુખી થશે"!, આ પ્રમાણે પોતાનાં મનમા થતા ઉધ્વેગનુ કારણ વિંધ્યાચળને સમજાવી નારદજી ત્યાંથી ગયા. નારદજીના જવા પછી વિંધ્યાચળમા ઇર્ષા પ્રગટ થઇ કે મેરૂપર્વત આટલો બધો અગ્રગણ્ય છે તો મારે લાજી મરવાનું છે અને મારી કીર્તિ જે મહાત્મા પુરૂષો ગાઇ ગયાછે તેમાં ધુળ વળેછે. પછી આ ઇર્ષામા વિંધ્યાચળને એવી મતિ સુઝી કે ગ્રહો અને નક્ષત્રોના સમૂહ સહિત સૂર્ય મેરૂની નિત્ય પ્રદક્ષિણા કરેછે, અને તે રીતનાં સન્માન થકીજ મેરૂનું અભિમાન છે, તો હું મારાં શિખરોને એટલા ઉચા કરી દેવુ કે સૂર્યનો માર્ગ રોકે, જેથી સૂર્યનારાયણ એ મેરૂની પ્રદક્ષિણા કરી શકશે નહી અને તેથી મેરૂનું અભિમાન તુટી જશે. આ પ્રમાણે સંકલ્પ કરીને વિંધ્યાચળે પોતાનાં શિખરોથી આકાશને ઘેરી લીધું અને મેરૂ આસપાસની સૂર્યનારાયણની પ્રદક્ષિણા અટકાવી. અને સૂર્યનારાયણનો જાજ્વલ્યમાન પ્રકાશ આ પ્રમાણે અટકાવવાથી જગત અંધકારથી હતપ્રાય જેવું થઇ ગયુ. અંધકારવાળા પ્રદેશના લોકો રાત્રિજ ચાલુ છે એમ સમજવા લાગ્યાં, અને પૂર્વના તથા ઉત્તરનાં લોકો ઉગ્ર તાપથી બળવા લાગ્યાં. આ પ્રમાણે મનુષ્ય, દેવ, પિતૃઓ, સર્વના કાર્યવ્યવ્હારો બંધ પડી ગયા અને સર્વત્ર જગતમા હાહાકાર વર્તી ગયો. તેથી ઇંદ્રાદિ દેવતાઓ બ્રહ્મા પાસે ગયા અને આ વિપત્તિમાથી મુકત કરવા તેમને

આરાધ્યા ત્યારે તેમણે કહ્યું કે વિંદ્યાચળની વૃદ્ધિને અટકાવવા આપણે કોઇ સમર્થ નથી, માટે આપણું કાર્ય સિદ્ધ કરવા લક્ષ્મીજીના પતિ શ્રીવિષ્ણુ પાસે જઇએ. અને તેઓ સર્વે વૈકુંઠમા ગયા, અને વિષ્ણુને ભક્તિ પૂર્વક સ્તુતિથી આરાધ્યા અને તેમને પ્રસન્ન કરી પછી તેઓએ પોતાનું દુઃખ તેમને નિવેદન કર્યું. ત્યારે શ્રી વિષ્ણુ ભગવાને તેમને કહ્યું કે કાશીમા મુનિઓના ઉત્તમ અગત્સ્ય મુનિ રહેછે તે મહા પ્રભાવશાળી છે અને વિંદ્યાચળની વૃદ્ધિને અટકાવવા સામર્થ્ય ધરાવેછે માટે તમે તેમને તમારૂ દુઃખ નિવારણ કરવા વિનવો. પછી ઇંદ્રાદિ દેવતાઓ વૈકુંઠમાથી નીકળી કાશીમાં અગત્સ્ય મુનિના આશ્રમે આવ્યા અને તેમની સદ્‌ભાવથી સ્તુતિ કરીને પોતાનાં દુઃખનું વૃત્તાંત કહી સંભળાવ્યુ. ત્યારે બ્રહ્મતેજ ધરાવનારા અગત્સ્ય મુનિએ તેમનું તે કાર્ય કરવા વચન આપ્યું. જેથી તે દેવતાઓ પોતાના મુકામે ગયા. અગત્સ્ય મુનિએ જોયું કે દેવતાઓનું કાર્ય કરવા કાશી છોડીને જવું પડશે અને તેથી તે મનમાં ખીન્ન થયા અને પૂર્વનું શાસ્ત્ર વચન 'મુમુક્ષોએ સર્વથા કાશીને છોડવીજ નહી પણ કાશીમા વાસ કરનારા સત્પુરૂષોને વિઘ્નો પ્રાપ્ત થશે,' એ શાસ્ત્ર વચનનું એમને સ્મરણ થયું, અને ઉદ્વેગ પામતા કાશીમાંથી પોતાની સ્ત્રી લોપામુદ્રા સહિત નીકળી ચાલ્યા. અને વિંદ્યાચળ આગળની સમીપમા જઇ પહોચ્યા અને વિંદ્યાચળે તેમને જોતા પોતાના શિખરો નીચાં પાડી દઇને તેમને પ્રણામ કર્યા. અને આ પ્રણામ કરતા વિંદ્યાચળનાં શિખરો નીચે ઉતરી ગએલાં જોઇને અગત્સ્ય મુનિએ હસતા મુખથી વિંદ્યાચળને કહ્યું. 'હું પાછો આવું ત્યાં સુધી તું આ પ્રમાણે નીચો રહેજે કારણકે તારા ઉચા શિખરો ઉપર ચઢવાની મારી શક્તિ નથી.' અને આ પ્રમાણે વિંદ્યાચળે તેનાં શિખરો નીચા નમાવ્યાં." સાર એ છે કે જે મહાન ધીર પ્રૌઢ પુરૂષો હોય છે તેઓ આગળ પર્વત સમાન મહાન પુરૂષો પણ નમ્ર બની જઇ તેમની સેવામા શિર ઝુકાવી સર્વ અભિમાન તથા સત્તા તજી દઈ દાસ થઇ રહેછે. માટે, તમે એવા પ્રૌઢશાળી બનો કે સર્વ કોઇ તમને દેખતા તમારૂ સન્માન કરે, અને તમારો પ્રભાવ એવો પ્રગટાવો કે સર્વમાં તમારા પ્રતિ સન્માન ભરાય. વહાલા! હવે બીજું અગત્યનું કહુંછું તે સાંભળો. મેં તમારા ઘર તમારી સાથે તમારી પત્ની થઇ રહેવા કહ્યું હતુ, તે પ્રમાણે આજથી અને આ પળથી હુ તમારી પરણેત સ્ત્રી થઇને તમારી સંગાથે તમારાં ઘર આવુંછું. તમે જેવી પ્રીત મારા ઉપર રાખીછે તેવી રાખશો. અને હવેથી તમે સદાચરણમાંજ સ્થાપિત રહેજો. અને આ પળે હું તમને સદાચારનો બોધ કરૂંછું તે એટલાજ માટે કે મનુષ્યનાં આયુષ્યનો અંત કયારે છે તે મનુષ્ય જાણી શકતુ નથી તો પછી કદાચને હું કાલ સવારે મરી જાવું તો પછી તમને મારા મનની વાત કયા કહેવા આવું! માટે તમે જો મારા પ્રેમી હોવો તો મારાં વચન પ્રમાણે ચાલજો. હું તમને આજ સ્થળે એક પ્રશ્ન પણ તેજ કારણથી કરી લેવુંછું. પ્રશ્ન એ છે કે તમને મારા ઉપર પ્રીતિ ઉત્પન્ન થાયછે તે શું કારણને લીધે.

**વૈરાજ**—પ્રથમ કારણ તો એ કે સૂર્ય ચંદ્ર તારલા એથી વધુ સુંદર તમારૂં મનહર સ્વરૂપ; બીજું તો સકળ શાસ્ત્રમાં વર્ણવેલા સદ્‌ગુણો કરતાં વિશેષ સદ્‌ગુણોનો તમારામાં ભંડાર; અને ત્રીજું કારણ તો દુરાચારી જીવાત્માઓને સન્માર્ગે દોરવાની તમારી પરોપકાર વૃત્તિ. આવાં આવા કારણોને લીધે હું તમારામાં તન્મય થઈ ગયોછું. વાયુ આવી મળ્યો તો તણખલું માહે ઉંચે ઉડશે અને વિહાર કરશે; ભૂલા પડેલા વટેમાર્ગુને વળાવાનો સંગાથ થયો તો શું વટેમાર્ગુ એ વળાવા સાથે વેગે આનંદમાં નહી હીંડશે? શૂરવીરને શસ્ત્ર મળી આવ્યું તો શત્રુ સામા ધસવા તેને શૌર્ય સ્વભાવિક નહી આવશે? અને હું કહુંછું કે જો કોઈ પતિ પોતાની પત્નીમાં સકળ સૃષ્ટિસૌદર્ય, ગોવિંદ ગૌરવ, નિહાળે, તેતો તે પતિ કદી કોઇ દીનનું દુઃખ સંસારમાં અનુભવશેજ નહી. જેનાં ઘર આગણે મધુર ટહુકા કરનારી કોયલ પાજરે પુરાયલીછે તેનાં આંગણે સ્મશાનની શૂન્યતા કદી સંભવતીજ નથી; જે વનમાં સિંહનો વાસ છે ત્યાં શિયાળવાંનો શોરબકોર સંભવતોજ નથી; જેના બાહુ બળવાન છે તેને લાપટ મારવા કોઈ તેની પાસે આવી શકનાર નથી.

**કેશિનિ**—તમે તો ખરા પ્રેમી છો, અને તમે મને તમારૂં સર્વસ્વ અર્પણ કરી દોછો, તેમ મારે મારૂં પણ સર્વસ્વ તમને અર્પણ કરવું જોઇએ.

**વૈરાજ**—ના. ના. પત્નીને પોતાના પતિ માટે કાંઇ પણ અર્પણ કરવાનું છેજ નહી. પત્નીએ તેણીના પતિ માટે સુખરૂપ, ગુણરૂપ, કાંતિરૂપ, પ્રભુલીલારૂપ છે. એટલે પતિને તેના થકી આપોઆપ સર્વ પ્રાપ્ત થઈ જાયછે. અને પતિ માટે પત્નીને કાંઈ કરવાનું હોતુંજ નથી. સરિતાને પોતાના મીઠાં જળમાં સાકર ઉમેરવાની જરૂર ના હોય; બાવનાચંદનને પોતાના ઉપર બાહ્ય અન્તરના લેપનની જરૂર ના હોય; ટોચે ભરેલા જળના ઘડાને વિશેષ જળનું પ્રયોજન નહી રહે.

**કેશિનિ**—ત્યારે.. પત્ની તેણીના પતિ કાજે પોતાનું સ્વાર્પણ નહી કરશે તો શું તે હાથ જોડીને આખો દિવસ બેસી રહેશે?

**વૈરાજ**—પત્નીએ જે કામ કરવાનું છે તે એટલુંજ છે કે તેણી જે પ્રભુજીના મહિમાની સાક્ષાત મૂર્તિ આ અવનિ ઉપર છે તેણે પતિની દ્રષ્ટિ આગળ હર પળે રહેવું, જેથી જેમ વૃષા જળમાં જીવજંત નાહી આનંદ કરે, જેમ પ્રાતઃકાળની સૂર્ય પ્રભામાં બીડાયલી કળીયો વિકસી પ્રફૂલ્લ થાયે, જેમ ચંદ્રમા થકી ભૂમિ પ્રમુદિત બને, તેમ પત્નીમાથી સ્ફુરતા અલૌકિક પ્રભાવથી પતિ તેમાં રાગી થઈ સુખી થઇ રહે. ચાલો, હવે આપણે ઘર જઇ સુખી થઇ આનંદમાં રહીએ.

**કેશીની**—સુખમાં અને આનંદમાં આપણાથી કયારે રહેવાશે કે જે આ ચાર લાખ રૂપીયા તમારા છે તે આપણે દુઃખી જનની સેવામાં આપી દઇએ ત્યારે. પઇસો એજ દુર્ભાગ્ય છે.

**વૈરાજ**—પઇસા આપી દઇશું તો ખાઈશું શું?

**કેશિનિ**—લોકોના દુ:ખ દૂર કરીશું, લોકોની સેવામા તત્પર રહીશુ, અને પછી આપણને કકડો રોટલો લોકો આપશે તે ખાઈ આપણે રહીશું. જનસેવા એ પરમ દૈવત છે. ચાર લાખ રૂપીયા કાંઈ પરમ દૈવત નથી.

**વૈરાજ**—એ રૂપીયા તમારા હાથે ધર્માદામા આપી દો, અને તમે કહોછો તેમજ આપણે બીજાને મદદ કરીશું અને બીજા આપશે તે ખાઇને રહીશું. અને હું ધારૂંછું કે પેલી માતા જેનાં બાળનો પ્રાણ લેવા હું નીકળ્યો તેની સેવા તેના ઘર જઇ આપણે નિત્ય કરશું.

**કેશિનિ**—હા, બરાબર છે. હવે મને ખાતરી થઇછે કે તમે સુખી થશો, સાચા પતિ થશો, પ્રભુના પુજારી થશો અને મહાત્મા બાપ તમને વળી સહાય થશે.

**મહાત્મા**—(પ્રગટ થઇને. કેશિનિને તથા વૈરાજને). તમારા બેઉના હસ્થ હુ તમારા અન્યોઅન્યના સાચા પ્રેમમા જોડુંછું. (બેઉના હાથ જોડેછે). તમે બેઉ પ્રભુજીની રક્ષામા સદા સુખી રહેજો. (કેશિનિને). બહેન ! તારા પતિની સેવામાં તું સદા તત્પર રહેનારી છે તો દિનપ્રતિદિન તારી ચઢતી કળા થશે. (વૈરાજને). ભાઇ ! તમે તમારી પત્નીમાં પ્રીતિ ધરાવોછો તો વિશ્વમાં તમને વિઘ્ન કરનારી કાંઈ વસ્તુ કે કોઇ જીવાત્મા નથી. તમે સુખી રહો, એજ આ ગાર્ગવના આશિષ છે.

**કેશિનિ**—(મહાત્માને. પાયે પડી). આપ મહાત્મા ગાર્ગવ બાપ ! આપના માટે મને સુજાતા બહેને સમજ પાડી ત્યારે મેં જાણ્યું. હવે હું હાથ જોડીને વિનવુંછું કે (હાથ જોડેછે) મને અને મારા સ્વામીને હર પળે સહાય રહેવા કૃપા કરશો. (વૈરાજને). સ્વામી ! સકળ દુ:ખી જીવાત્માઓનાં દુ:ખ નિવારણમાં પોતાનું ત્રૈલોકયનું સુખ સમર્પણ કરનારા મહાત્મા બાપને નમન કરો. (વૈરાજ મહાત્માને પાયે પડેછે). સ્વામી ! આપણે મૂર્ખજનો જન્મ ધરી તે એળે ગાળીએ છીએ. આપણે અવિચારી જનો મતિહીન બની સંસારમાં કાંઇ ઉપયોગી કાર્યો કરતાં નથી, અને માત્ર આપણા પોતાનાં સુખમા રાગી થઇ રહીએ છીએ. આપણે આપણા પોતામાજ વિશ્વની સીમા આવી ગયેલી માનીએ છીએ, અને હવેજ આ મહાત્મા બાપના દર્શનના પ્રતાપથી તથા એમના તરફથી મળતા જ્ઞાનના પ્રતાપથી આપણે જાણીએ છીએ અને જોઇએ છીએ કે સકળ જીવાત્માઓ તેજ આપણે પોતે છીએ, અને માત્ર આપણે પોતેજ તેજ આપણે નથી. (મહાત્માને). પૂજ્ય મહાત્માપિતા ! મારા સ્વામી તથા હું આપનાં દાસો છીએ તો આપની જે કાંઇ આજ્ઞા હશે તે પરિપૂર્ણ કરવામાં હવે અમે અમારૂં આયુષ્ય પુરૂં કરીશું. માટે જે કાંઇ આજ્ઞા હોય તે કહો.

**મહાત્મા**—બહેન ! મારા તરફથી આજ્ઞા ના હોય. મારા તરફથી માત્ર પ્રીતિયુકત સમજણ અને સૂચનાજ હોય. અને હું તને માનુષી અવતારનાં સાફલ્ય માટે કાંઇ પણ કહું એવી તારી ઇચ્છા છે તો, બહેન, તને અને તારા સ્વામીને હું એટલુંજ કહીશ કે આ જન્મ દુ:ખી જનોની સેવામાં ગાળજો. ગુલાબ પુષ્પને માળી વિનવેછે કે સતત સુવાસિત પરિમળથી ભરપૂર રહેજો; ચંદ્રને પૃથ્વી પ્રાર્થના

કરેછે કે તમારી શીતળ પ્રભા રાત્રિના અંધકાર વખતે સદા પ્રસરાવજો; મંદિર તેની ટોચ ઉપરના સોનાના કળશને વિનવેછે કે સુવર્ણનો તારો મહિમા તારા પ્રકાશથી સદા ધારણ કરી રાખી છેટેથી પણ લોકોને પ્રભુજીની પ્રીતિમાં આકર્ષી લાવજે. બ્હેન કેર્શિન ! ભાઇ વૈરાજ ! મનુષ્યે યાદ રાખવાનું એ છે કે આ જન્મમા તેણે હરપળે સાવધાન રહી એક પળ પણ ઉપયોગી કાર્ય કર્યા વિનાની જવા દેવાની નથી. અને ઉપયોગી કાર્યોમાં સ્વાર્પણ આવશ્યક છે. અને આપણે આપણી પોતાની જાતનું પ્રથક્કરણ કરીશું તો આપણને સહેજમાં સમજાશે કે આપણી જાતમા આપણું પોતાની માલકીનું કાંઇ નથી અને સર્વ પ્રભુજીનું છે. આપણું શરીર પંચ મહાભૂતોનું બનેલુંછે તો આપણું સ્વાર્પણ એવું હોવું જોઇએ કે આપણે પૃથ્વી, જળ. તેજ, વાયુ અને આકાશ, એ પંચમહાભૂતોને પણ કહેવું જોઇએ કે કૃપા કરીને આપની ચીજો મારામાંથી લઈ લ્યો, અને તમારી ચીજો મારી દેહ કાજે વાપરી તમે ન્યૂનતાગ્રસ્ત કે હેરાન થશો નહી. આ રીતે સ્વાર્પણની સીમા નથી, માટે જેટલા અંશે સ્વાર્પણ કરી શકાય એટલા અંશે કરતા રહેજો. અને પ્રભુજીને આપણું સ્વાર્પણ કરતાં આપણે કહેવાનું છે કે પ્રભુજી અમારૂ શરીર પણ તારૂ છે અને અમારો આત્મા પણ તારો છે, અને અમારૂં સ્વાર્પણ કરતા અમે અમારૂં તો કાંઇ તમને અર્પણ કરતાંજ નથી પરંતુ તમને પોતાનેજ અમે તમને અર્પણ કરીએ છીએ. આ રીતે આપણે સ્વાર્પણમાં આપણું કાંઇ પણ ખરી રીતે જોતાં કોઇને આપતાં નથી, કારણકે આપણે પોતે આપણા પોતાના નથી, પણ અન્ય જીવાત્માઓના અંશમાંનાં અને પ્રભુજીની માલકીના છીએ. આપણે સતત યાદ રાખવાનું છે કે આપણું ઘર જનસેવા તથા પ્રભુભક્તિના રાજમાર્ગો ઉપર આવેલુંછે, માટે આપણે જનસેવા અને પ્રભુ ભક્તિમાંજ વાસ કરી રહેવાનું છે અને ક્યાંયે આડેઅવળે કાંઇ અનીતિના આગણોમા કે સ્વાર્થની શેરીઓમા સંચરવાનું નથી. અને પ્રભુ ભક્તિમા અને જનસેવામા સ્થાપિત રહેવાનો માર્ગ એ છે કે આપણે આપણા અંતઃકરણને હમેશાં વિશુદ્ધ અને વિશિષ્ટ ઉર્મીઓથી ભરેલું રાખવું. અંતઃકરણની વિશિષ્ટતામાંજ ધર્મ રહેલોછે. એક સમયે પાર્વતીએ શ્રી શંકરને પ્રશ્ન કર્યો કે શું સઘળા પાપી જીવો ગંગાજીનાં જળમાં સ્નાન કરવાથી મુક્ત થાય છે અને તેમ હોય તો જગતમા શું કોઇ પાપી જીવાત્મા હોતોજ નથી ? ત્યારે શ્રી શંકર પાર્વતીને લઇને ગંગાના કિનારા ઉપર ગયા અને ત્યાં પાર્વતિએ એક સ્ત્રીનું રૂપ ધારણ કર્યું અને શ્રીશંકરે એક વૃદ્ધ રોગી પુરૂષનું રૂપ ધારણ કર્યું. હવે જે જે લોકો ત્યાં સ્નાન કરવા આવ્યાં તેને પાર્વતી કહેવા લાગ્યાં કે જે કોઇ સમૂળગું પાપમુક્ત મનુષ્ય મારા સ્વામીને સ્પર્શ કરશે તે તેના સ્પર્શથી મારા સ્વામીને તેના મંદવાડમાંથી મુક્ત કરી શકશે. સ્નાન કરવા આવનારાં લોકોમાંથી કોઇએ તે રોગી પુરૂષને સ્પર્શ કરવા હામ ધરી નહી, કારણકે સર્વ કોઇનાં મન ખાતરી હતી કે ગંગાજીમાં સ્નાન કરવા છતાં પણ તેઓ સઘળાં પાપથી ભરેલાંજ હતાં. પણ છેવટે એક માણસ આવ્યો અને તેણે કહ્યું કે હું પોતે પાપથી ભરેલો છું

પણ ગંગાજીમા સ્નાન કરીને પાપમાંથી મુક્ત થઇશ અને પછી આ માંદા માણસને સ્પર્શ કરી શકીશ. આ દ્રષ્ટાંત ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે આ ભવમાં જો આપણે આપણાં અંતઃકરણમા શુભ અને પવિત્ર વસ્તુઓમા શ્રદ્ધા રાખી, તો તે થકી આપણે સર્વ શુભ કાર્યોમાં નિર્વિધ્ને સફળ થઇ શકીએ છીએ, અને જગતમાં અન્ય જનોને ઉપયોગી થઇ પડીએ છીએ. અંતઃકરણમા આપણે શુભ ઉર્મીઓ અને ઉચ્ચ મહત્વાકાક્ષાઓ ભરીને આપણે આપણી જીવન દોરી આપણા હાથમાં લેવાની છે. વળી એટલું તો ખરૂં છે કે આ પ્રમાણે આપણાં અંતઃકરણને નિર્મળ કરવા પછી પણ અને મનને વિશુદ્ધ વિશાળ કરવા પછી પણ, આપણને અનેક સ્થળે અને અનેક પ્રસંગે કોટિ વિઘ્નો અને નિષ્ફળતા આવી મળેછે. પરંતુ તેથી આપણે હામ હારી જવાની નથી, કારણકે પૂર્વના અનેક ભવોમા થયેલા આપણા અનેક દોષો પરત્વે તેના ફળ રૂપે આપણને એ સઘળા વિઘ્નો અને પરાજય આવી મળવાજ જોઇએ અને આપણે તે ભોગવવાજ જોઇએ. પરંતુ, જો આપણે આપણા પ્રયત્નમા ડગીશું નહી તો વિઘ્નો અને પરાજયો આપોઆપ ઓછાં થતા જશે. માટે વિઘ્નો વિપત્તિઓથી નહી ડરતા આપણે આપણા પ્રયાસમા ચાલુ રહી અંતઃકરણને તથા મનને વિશુદ્ધ તથા નિર્મળ તથા ઉચ્ચ કરવાં, અને પ્રભુ ભક્તિમાં અને જનસેવામા હરપળે પ્રવૃત્ત રહેવું. અને આપણે વળી યાદ રાખવાનું એ છે કે આપણી ઉન્નતિનો માર્ગ સીધી લીટી જેવો નથી, અર્થાત, આપણે એકદમ સીધાં અને સત્વર અને પાધરાં આપણી ઉન્નતિની ટોચે જઇ શકતા નથી. પરંતુ, ઉન્નતિનો માર્ગ તે સાગરના મોજાં સમાન છે, જે ઉચાં ઉછળે છે અને પછી હેઠે બેસેછે, અને વળી પાછાં ઉચા ઉછળેછે. અર્થાત્, આપણે જોકે આપણા હાથમાં ઉન્નતિનો માર્ગ લીધા તો આપણે આપણા વિકાસમા થોડીક વાર આગળ વધીશુ તોપણ પૂર્વના ભવોના કાંઈ દુષ્કૃત્યો આપણને નિરાશા તથા વિઘ્નોના રૂપે વળી પાછા હઠાવી લઇ જશે. પરંતુ, આ પ્રમાણે આપણને આપણાં પૂર્વનાં દુષ્કૃત્યોએ પાછાં લઈ જઇ પછાડયાં હોય ત્યારે આપણે પાછા આપણા પગ ઉપર ઉભા થઇને ઉન્નતિના માર્ગમા આગળ વધવું. અને છેવટમાં હું એટલુંજ કહીશ કે પરમાત્માને તમે અવશ્ય સત્ય જાણો. જેમ બીમાથી વૃક્ષ ઉત્પન્ન થતુ તમે જુવોછો; જેમ માતાના ઉદરમાંથી બાળકનો પ્રસવ થાયછે; તેમ મનુષ્ય હૃદયમાથી પ્રભુજીનો જન્મ થાયછે. અર્થાત્, આપણું હૃદય નિર્મળ અને શુદ્ધ હશે તો પ્રભુજીના જન્મ, પ્રભુજીની વૃદ્ધિ, અવશ્ય આપણા પોતાનામા થશે, અને તે થકી આપણે સુખી થઈ શકીશું અને અન્ય જનોને સર્વત્ર સુખી કરી શકીશું. (અદશ્ય થાયછે). (કેશિનિ તથા વૈરાજ જાયછે).

---

## અંક ૨. પ્રવેશ ૨૨.

કશ્યપ—(શાકાયન્યને). મહારાજાધિરાજ! પ્રભુજીની કળાનો પાર પામવો તે અશક્ય છે. અને આપણું જ્ઞાન એટલું વિશાળ હોય કે ત્રિકાળ જ્ઞાનરૂપ તે થઇ ગયું હોય તોપણ આપણે પરમાત્માની કળાના પારને પામેલા નહી કહેવાઇએ. પ્રભુજીની કળા આગળ ત્રિકાળજ્ઞાન પણ અલ્પ છે. વિવિધ મનહર રંગ અને શોભા પૃષ્ઠ ઉપર ઉપજાવતી પીછી આગળભૂમીને તેની ઉપરની ધુળને ઝપાટાથી દૂર કરનારી સાવરણી તુચ્છ છે; શત્રુનો સંહાર કરનારી શૂરવીરના હાથમા હવામા ચળકતી તલવારના અવાજ વગરના સપાટા આગળ સાળેલાંનો તેના ખાડણિયામા ધમધમ કરતો અવાજ માત્ર અધમ અને કઠોર ઘોંઘાટજ છે; જંગલની વ્યાધિ કરનારી જડીબુટ્ટી આગળ જાર બાજરીનો દાણો કાંઈ મહત્વનો નથી. માટે પ્રભુ કળામા જ્યા કરોડો અને અબજો કલ્પોના કાળની સંખ્યા છે ત્યા એકમ દસક સોના એકમ રૂપી ત્રિકાળ જ્ઞાનની શ્રેષ્ટતા શું? આવી રીતે પ્રભુજીની કળા અકળિત છે ત્યારે મનુષ્ય માત્ર એટલુજ પોતાના મન થકી પ્રથમ વિચાર કરી શકે કે તેની અલ્પ બુદ્ધિથી તે આ ભવમા માત્ર સદાચરણથી વર્તવાનું જાણી શકે અને કરી શકે. અને સદાચરણનો હેતુ એ છે કે મનુષ્ય સર્વ જીવાત્માઓને એકજ પરમાત્માના અંશો ગણી સર્વ જીવાત્માઓ પ્રતિ ભ્રાતૃભાવથી વર્તવાનું છે. મનુષ્યે પોતાનું સામર્થ્ય અને હિત માત્ર પોતાનામા જોવાનું નથી, પણ અન્ય જનોનાં સામર્થ્ય અને હિતમા પોતાનુ સામર્થ્ય અને હિત જોવાનું છે. અર્થાત, મનુષ્યે સમજવાનું છે કે અન્ય જીવાત્માઓ થકી તેનું પોતાનું શ્રેય શકય છે, અને નહી કે પોતાનાં એકલાના બળથી. ટુંકમાં, મનુષ્યે પોતાને એક વ્યકિત તરીકે નહી ગણતાં પોતાને અન્ય જીવાત્માઓથી બનેલી સમષ્ટિ રૂપે સમજીને અન્ય જીવાત્માઓનાં હિતમાં પોતાનું હિત સમાયલું સમજવાનું છે. મહાન પુરૂષે જનસમૂહની ઉન્નતિના શુભમા પોતાનું સાર્થક સમજવાનું છે. તેમજ વળી શુભ શબ્દનો અર્થ મનુષ્યે એ પ્રમાણે સમજવાનો છે કે જે સદાચારથી જનસમૂહનું હિત આદરાય અને સધાય તેજ શુભ, અને નહી કે જે ભ્રષ્ટાચારથી પોતાની મનોવાંચ્છિત વસ્તુ આવી મળે તે અને તેજ પ્રમાણે મનુષ્યે અશુભનો અર્થ એ પ્રમાણે કરવાનો છે કે જે ભ્રષ્ટાચાર થકી જનસમૂહનું હિત નહી સધાય તે, અને નહી કે જે કાર્ય થકી તેને પોતાની ઇચ્છા પ્રતિકૂળ કાંઇ પ્રાપ્તિ થાય તે. વળી મનુષ્યે યાદ રાખવાનું છે કે સદાચારનો હેતુ એ છે કે મનુષ્ય પ્રભુજી પ્રતિનું પોતાનું દાસત્વ સમજે, જેથી તેણે એવાં કાર્યમાં પ્રવૃત્ત રહેવું જોઇએ જે પ્રભુજીને પ્રિય હોય, જે પ્રભુજીની લીલામાં વિઘ્નકર્ત્તા નહી હોય, અને જે પ્રભુને અર્પણ કરતાં પ્રભુજી તેથી આનંદ પામી શકે. હવે, સદાચારની પ્રાપ્તિ મનુષ્યને શકય થવા મનુષ્યે પ્રથમ તેના દુરાચરણ રૂપી દોષોનું ઉન્મૂલન કરવું જોઇએ. અને દુરાચરણ રૂપી દોષોનું ઉન્મૂલન, તેનો અર્થ એ છે કે દુરાચરણરૂપી દોષોનું સદાચા-

રમા રૂપાંતર કરવું. ડુંગરાની ભૂમિને ફળદ્રુપ કરવી તેનો અર્થ એ નથી કે ડુંગરાને ખસેડી લઇ જઇને દૂર નાખી આવવો, પણ કૃષિ શાસ્ત્રના પ્રયોગો દ્વારા, તેને કાંઇ ખેડીને, કાંઇ ખાતર નાખીને, તેને કાંઇ વારંવાર જળસિંચન કરીને, ક્રમે ક્રમે ફળદ્રુપ સ્થિતિમાં લાવવો; શરીર ઉપરના ધુમડાંને દૂર કરવાનો અર્થ એ નથી કે તેને કાપી કહાડી ફેંકી દેવું, પણ તે ધુમડાં માંહેનો મલિન પદાર્થ જુગ્તિથી બહાર કહાડી નાખી પછી માહેના ભાગને યોગ્ય ઔષધિથી રૂઝ આવતો કરવો; જ્ઞાન સંપાદન કરવાનો અર્થ એ નથી કે જે બુદ્ધિ પ્રથમ અજ્ઞાનતાથી ભરેલી હતી તે મસ્તકમાથી કહાડી ફેંકી દેવી, પણ એજ બુદ્ધિશક્તિ ઉપરથી અજ્ઞાનતાનાં પડો કહાડી નાખી તેમાં પછી જ્ઞાન રૂપી પ્રકાશનું સિંચન કરવું. ટુંકમા, સદાચાર પ્રાપ્ત કરવા આપણા શરીરને, તથા મનને, તથા હૃદયને તેમા રહેલા મળ રહિત કરવાનાં છે, અને પછી આપોઆપ સદાચાર પ્રગટ થશે. અને આપણી આર્યભૂમિ ઉપર મહાન યોગેશ્વરો તપાચરણ કરેછે તેનો હેતુ પણ એજ છે કે તપ થકી શરીર તથા મન તથા હૃદયમાં જે કાંઇ દોષો હોયછે તેમાંથી મનુષ્ય પોતાને મુક્ત કરી શકેછે. અને પછી નિર્મળ તથા વિશિષ્ટ રૂપ પોતાને પ્રાપ્ત કરાવી શકેછે. અને સંસારમા શું કે પ્રત્યેક ઉચ્ચતર ભુમિકામાં કર્તવ્ય એ જીવાત્માનું લક્ષણ છે, અર્થાત, જીવાત્મા કર્તવ્યરહિત સંભવતોજ નથી. મોજાં વિના સાગર સંભવતો નથી; શિખર વિના ગિરિરાજ સંભવતો નથી. નીરની લીલા વિના સરોવર સંભવતું નથી; તેમ મનુષ્યે કર્તવ્યપરાયણ સદૈવ રહેવાનું છે. અને કર્તવ્યનું રહસ્ય એ છે કે મનુષ્યે જે કાંઇ કાર્ય કરવું તે પ્રભુજીની તે કર્તવ્ય માટેની ઇચ્છા અને આજ્ઞાથી પ્રેરિત થઇને કરવું. અર્થાત, કર્તવ્યમા મનુષ્યે પ્રભુજીની આજ્ઞાનાં પાલનનો સવાલ છે અને નહીં કે પોતાના કાંઈ હિત અને સ્વાર્થનું પ્રયોજન. આ રીતે જોતા આપણાં કર્તવ્યમા સ્વાર્થબુદ્ધિનો લેશ પાશ નહી હોવો જોઇએ. અને પ્રભુજીની આજ્ઞાનુસાર નિર્મિત થયેલાં કર્તવ્યોનું રહસ્ય એ છે કે એ કર્તવ્યો કરવા થકી મનુષ્યનું શરીર, મન તથા હૃદય વિશુદ્ધ તથા નિર્મળ તથા પવિત્ર થાયછે. અને આ રીતે જોતા કર્તવ્યનું મહત્વ ઘણું છે કારણ કે શરીરના તથા મનના તથા હૃદયના જે મળો દૂર કરવા ઉગ્ર તપની આવશ્યકતા રહેછે, તે મળો આવા પ્રભુ ઇચ્છાનુસાર આપણાં કર્તવ્યો કરવાથી પણ દૂર થાયછે. અને એ રીતે જોતાં જે મનુષ્ય સ્વાર્થ બુદ્ધિથી પ્રેરાઇને તથા પ્રભુજીની ઇચ્છાનુ તથા આજ્ઞાનુ ઉલ્લંઘન કરીને જે કાંઇ કૃત્ય કરેછે, તે તેના શરીરના તથા મનના તથા હૃદયના મળોને વૃદ્ધિ પમાડેછે, અને તે રીતે પોતાને ભ્રષ્ટ કરી, આ સંસારમા એક પિશાચરૂપી જીવન ગાળેછે. અને ટુંકમા કહી શકાય કે મનુષ્યે પોતાની જે ઉન્નતિ કરવાની છે તે કાંઇ માત્ર વિશિષ્ટ વિચારોમા, વિશિષ્ટ ધ્યાનમા, પોતે મગ્ન રહેવા માટે નહી, પણ ઉન્નતિ એ કાજે છે કે એ ઉન્નતિની ભૂમિકાએ પહોંચતાં પછી મનુષ્ય પ્રભુજીની ઇચ્છા તથા આજ્ઞાનુસાર તેનાં સઘળાં કર્તવ્યો કરે, અને એ રીતે પોતે સુખી થાય અને સર્વ

કોઇને સુખી કરે. વળી હું વધારામાં કહીશ કે મોક્ષનો પણ અર્થ એ નથી કે મનુષ્ય પોતાના આત્માનાં સ્વરૂપમાં જે આનંદ છે તે આનંદજ ભોગવે અને બીજું કાંઈ કરે નહી. પણ મોક્ષનો અર્થ પણ એજ છે કે જીવાત્મા પોતાને એવી સ્થિતિ પ્રાપ્ત કરાવે કે તે પછી પ્રભુજીની પ્રત્યેક ઇચ્છા તથા આજ્ઞા જાણી તથા સમજી શકે, અને તે પ્રમાણે પછી વર્તન કરે, અર્થાત, પ્રભુજીને પ્રિય એવા કર્તવ્યો સમજે અને એવા કર્તવ્યો વિશેષ અને વિશેષ કરે. માટે, કર્તવ્યનો મહિમા પાર વિનાનો છે, અને કર્તવ્યમાંથી સદાચાર પરિણમેછે, તો મનુષ્યે હરપળે પોતાનું કર્તવ્ય, અથવા, પ્રભુજીની આજ્ઞા તથા ઇચ્છાનુસાર જે કાર્ય તે કરવું, અને નહી કે પોતાના એકલાના લાભનું કાર્ય કરવામા પ્રવૃત્ત રહેવું. અને પ્રભુજીની આજ્ઞા તથા ઇચ્છાનુસાર જે કર્તવ્યો છે તે વિષે તૈતરીય ઉપનિષદમાં કહેવામા આવ્યુંછે; "ધ્યાન, દાન, પ્રમાણિકતા, અહિંસા અને સત્ય, એ મનુષ્યે પોતાનાં કર્તવ્યો સમજવા." આવા કર્તવ્યો કરવા એ સહેલું નથી, અને એમા આપણે આપણો ભોગ કોઇને કોઇ રીતે આપવો પડેછે. અને એ રીતે જોતા મરવું સહેલુ અને આનંદકારી છે: પણ કર્તવ્યપરાયણ જીવન જેમા હરપળે પોતાનો અનેક પ્રકારનો ભોગ આપવાનો છે તે મહા કઠિન છે. વળી, તે કર્તવ્યનો અંગિકાર કરતા મનુષ્ય પોતાને બ્રહ્મજ્ઞાનના ચેલાની પંક્તિએ સ્વાભાવિક રીતે લઇ જઇ મુકેછે. અર્થાત, કર્તવ્યમા પ્રવૃત્ત રહેનાર મનુષ્યને સહાય કરવા મહાત્મા ગુરૂઓ હરપળે તૈયાર હોયછે. અને તે ગુરૂઓની સહાયતાના અધિકારી થવા મનુષ્યે કર્તવ્યતા સાથે જ્ઞાન તથા ભક્તિ પણ અંગિકાર કરવાનાછે. અને જેમ ખેતરના ધાન્યના પાક માટે રૂપા અને સૂર્યનો તડકો વારાફરતી જરૂરનાં છે, તેમ કર્તવ્ય બુદ્ધિવાળાને પ્રભુજી માટેનું જ્ઞાન તથા પ્રભુજી પ્રતિની ભક્તિ પણ આવશ્યક છે. અને જ્યારે કર્તવ્ય, જ્ઞાન તથા ભક્તિ, એ ત્રણે સદ્‌ગુણયુક્ત મનુષ્ય થાયછે ત્યારે તે મહાત્મા ગુરૂના શિષ્યપદે પોતાને લઈ જઈ મુકેછે, અને ગુરૂ મળતાં પછી તેની ઉન્નતિના ક્રમમા તેને પુરતો ટેકો મળેછે. માટે. આપણને આવી મળેલા કર્તવ્યો આપણે અવશ્ય કરવા, અને એ રીતે આ જગનિયંતાની જે મહાન લીલા છે તેમા આપણે વૃદ્ધિ કરનારા થવું. અને કર્તવ્ય બુદ્ધિનું રહસ્ય તો એ છે કે તે પ્રભુભક્તિમાં હરપળે એટલુંજ માગેછે કે શ્રી હરી ભગવાન તમારી ઇચ્છા અને આજ્ઞા મને કહો અને તે પ્રમાણે કરવા હું તત્પર છું. અને મનુષ્યે યાદ રાખવું જોઇએ કે પ્રભુજીનું સ્પષ્ટ કહેવુંછે કે મનુષ્યે પ્રથમ તેના બંધુજનોને આરાધવાના છે, અને પછી પ્રભુજીને. અને જેણે પ્રથમ તેનાં બંધુજનોને દુઃખમાંથી મુક્ત નથી કર્યા તેણે પ્રભુજીની ભક્તિ ફોકટ હાથ ધરીછે. જનસેવા પહેલા પ્રભુભક્તિ નિરર્થક છે એમ કહેવામાં લેશ અતિશયોક્તિ નથી. ચાલો, આપણે પ્રભુધ્યાનમા બેસીએ. (શાકાયન્ય તથા કશ્યપ આશ્રમમાં જરા છેટે છેટે પ્રભુધ્યાનમાં બેસેછે).

**પુલોમા**—(પતિ વિરહમાં પોતાને એકાંત સ્થળે પોતાના તાતના આશ્રમની નજીકમાં

મહા કષ્ટ દેતી. સ્વગત). શું મારા સ્વામી ત્યારે મને નહીજ આવી મળશે! શું ભગવાન પણ મારા સ્વામીને મારી પાસે એમનો હઠયોગ ચુકાવી નહી લઇ આવશે! શું પ્રભુપિતાનો મહિમા ગાનારી, શું પ્રભુપૂજનમાં શિર ઝુકાવી પડી રહેનારી પુત્રીની આ એક અભિલાષા તેણીના પ્રભુપિતા પૂરણ નહી કરશે! શું પતિ પત્નીનાં પ્રેમના કાર્યમાં પ્રભુજી વચમા નહી પડતા હશે, અને પ્રેમીજનોને તેમના પ્રેમના કામમાં પોતાના હાથેજ કાઢી લેવું પડતું હશે! અરે, ઉંડા મૂળના મોટા ઝાડને પોતા માટેનું જળ પોતાના પ્રયત્નથીજ પાતાળ ભૂમિમાથી શોષી લેવાનું છે, અને કોઇ માળી કે તરૂણી તેને જળ સિંચન નથી કરતી; ગમનના તારલાઓએ પોતાનો દિવ્ય પ્રકાશ પોતેજ પોતાની દિપિકા સ્વચ્છ કરી પ્રગટાવવાનોછે, અને કોઈ ડોશી કે નોકર ચાકર તેને સાફ કરી આપવાના નથી; વાયુએ વિહાર કરવા પોતાના બળથીજ હીંડવાનુંછે, અને કોઇ સમૃદ્ધ શેઠિયો તેને પોતાની ગાડીમાં કે કોઇ વહાણવટિયો તેની નૌકામા વાયુને નથીજ લઇ જવાનો. પતિ પત્નીના પ્રેમની આવીજ સ્થિતિ હશે! હશે શા માટે! છેજ. પતિ પત્નીનો પ્રેમ એ બેઉએજ નિભાવવાનો છે, પોષવાનો છે. પતિ પત્નીના પ્રેમને જો પ્રભુજીની સહાયતા નહી તો શું એ પ્રેમ દોષિત તથા કલુષિત હશે! પતિ ઉપરનેનો પ્રેમ પ્રભુજીનાં મન દોષિત તથા કલુષિત હોય પણ પત્નીના મન તો તેથે નહીજ હોઇ શકે. સાગરને પોતાની સપાટી માટે સીસું ભારી લાગે અને તેને ડુબાડી ભલે નાખે, પણ સીસાંનાં ઘાટ ઘડનાર લુહારને તો તે ઘણુ હલકું અને પ્રિય છે; જે ગાય ઢોરો શહેરના રસ્તાઓને ઉપદ્રવ કરનારાં તે વગડાને એવા પ્રિય કે તેમને ઘાસ ચારો સદા કાળ ચરાવે; જે કાગ મહેલ માળિયામા કકળાટ કરનારો કહેવાય તે વૃક્ષને એવો વહાલો કે તેનું નિવાસસ્થાન પોતાનાં ડાળામાં કરાવે. અરે! પત્ની પ્રેમ! તું પત્નીમાથી નિસરી, જાય પણ ક્યા બીચારો! બીચારો કાચબો પોતાની ઢાળ રૂપી પીઠમાથી નીકળી વળી મરવા જાય ક્યા! રત્નજડિત હાર સોહાસણનાં ગળેથી તૂટી પડી બીચારો ભૂમિ ઉપર પડી પગ તળે રગદોળાવા જાય ક્યા! નિર્મળ રાખમારી ગાગરમાંથી ઢળી, બીચારા જળ ભૂમિ ઉપર નીકળી ગંધાવા જાય ક્યા! પત્ની પ્રેમ! તુ આ પુલોમા પત્નીમાજ સુખે વાસ કરી રહે. પુલોમા પત્ની, પ્રીતથી તારૂં પૂજન કરેછે, ધ્યાન ધરેછે, મનન કરેછે, શ્રવણ કરેછે, ગુણગાન કરેછે, તને ઉચ્ચપદારોહણ કરાવેછે અને તારૂં રૂડું રૂપાંતર કરેછે. પ્રભુજી! મારા પતિ ઉપરના પ્રેમમા તમારૂ નામ લાવી મુકતા હું કૃતઘ્નતાના દોષને પાત્ર થાવુંછું; તમને લાગતું હશે કે તમારી સેવામા શિર ઝુકાવી રહેનારી હું તમારી પ્રિય કિંકરી તે હવે તમારાથી વિમુખ થાવુંછું, અને તમારી અપાર દયાનો બદલો અપકારથી વાળુંછું. પણ, પ્રભુજી, રખે મને એવી ભ્રષ્ટ ગણતા. પત્ની પ્રેમ પગથિયે ચઢતા તો હું પ્રભુની પાદુકા લેશ અળગી ક્યાંયે નથી કરતી; પત્ની પ્રેમ પાતાળમાં પેસતાં તો હું પ્રભુજીના પ્રાસાદમાથી લગીર પણ પગ બહાર મૂકતી નથી; પતિ પ્રેમ પાંજરે પુરાતાં હું મારા સરજનહાર ત્રિભુવન નાથના મહિમાના મારા કંઠે સ્થપાયલા કલરવો તો હું કરીજ રહીશું. પણ,

પ્રભુજી, એટલું તો છેજ કે મારાથી મારા પતિનો વિયોગ ખમી નથી શકાતો, તો હવે મારો પતિ તમે ગમે તે પ્રકારે લાવી આપો. (થોડી વાર થોભીને. નિશ્વાસ નાખતી). અરેરે! પ્રભુજી! તમે મારા કાલાવાલા કાન નથી ધરતા તો ભલે. હવે, મારો કાંઇ તમને આગ્રહ છેજ નહી કે મારી વિરહ વેદના ઓછી કરો. એ મારી વિરહ વેદનાને હું તો હવે કહુંછું કે તું જરૂર વધતી થતી જા જેથી એમા એક ફેરાની બળી ભસ્મ થઇ જાવું. આહા! પતિ! પતિ! પતિ તે કોણ! મારા મનના, મારાં આ તનના ધનના, મારાં સર્વસ્વના અધિકારી, અને હું એમની પત્ની તે એમને સ્વાધીન એમની દાસી. મારા સ્વામી એ તો મારાં મન આ વિશ્વના પતિ, અને એમની સંગાથે તો હુ આકાશ પાતાળમાં, કે અંતરિક્ષમાં, કે દેવલોકમા, કે જનલોકમાં, કે મહરલોકમાં, કે તપલોકમા, કે બ્રહ્મલોકમાં, કે કૈલાસમા, કે ગોલોકમાં, ક્યાયે વિહાર કરૂં તો કોઇ મને રોકનાર નથી કે તુ કોણ અને ક્યાંથી આવી! મારા પતિ એ તો મારાં માથાંના મુગટ, મારાં લલાટના શુભ લેખ, મારાં ચક્ષુની કીકી, મારા કેશના નાજુક બંધ, મારી નાસિકાનું વિમળ પુષ્પ, મારા કર્ણના રહસ્યયુક્ત મહાત્મ્યયુક્ત રૂગવેદ, મારી ગ્રીવાના અમૂલ્ય હાર, મારા સ્તનના શયન કરનાર મહા પ્રતાપી શેષનાગ, મારાં ઉદરના ઉજ્વળ ઉલાસ, મારી કેડની કંચન કટારી. મારા પતિ મારી પાસે, એટલે બસ મને પૃથ્વીનું રાજ્ય મળ્યું, સ્વર્ગનું સુખ મલ્યું, આત્માનું આત્મજ્ઞાન મળ્યું, પ્રભુજીનો પ્રસાદ પામી! અરે! પણ, હું આ પતિ પતિ તો કરૂંછું અને પતિ તો પાસ મળે નહી! પતિ ના કેમ હોય! પતિ ના હોય તો પત્ની હોયજ શાની! વૃક્ષ નહી તો ફળ ક્યાંથી! સરોવર નહી તો તીરની શીતળ છાંય કયાંથી! કોયલ નહી તો કંઠનું માધુર્ય કયાથી! પુલોમા! તુ તારા પતિ વિના પળવારનું પણ અસ્તિત્વ ધરાવી શકેજ કેમ! પુલોમા! તું તો બસ હવે નષ્ટ થઇ જા. તારા સ્વામીનાથ આવે ત્યારે પછી તુ પાછી અસ્તિત્વમાં આવજે. શું કરૂ! કપાળ પછાડું! (કપાળ પછાડેછે). કપાળ પછાડે શું થયું! આ કપાળમા વાગ્યું અને લોહી નીકળ્યું. કાઈ હું નષ્ટ ના થઇ ગઇ! વાળ પીંખી નાખું! શું કરૂં! (વાળ પીખી નાખેછે). વાળ પીખી નાખે શું થયું! એથી તો વાળ અને આંખો તાણાઇ ગયાં, પણ હું અમૂળગી નષ્ટ ના થઈ ગઇ. છાતી અફાળું, શું કરૂં! (છાતી અફાળેછે). છાતી અફાળે શું થયું! એથી તો મારી નાડીના અને મારાં હૃદયના ધબકારા વેગે થવા લાગ્યા, પણ હું તો જીવતીજ રહી! અરે, પણ, મારા પતિ વિના તો મારાથી જીવાયજ નહી ત્યારે કેમ કરૂ! હા. પેલા ડુંગરા ઉપર ચઢી ત્યાંથી એની નીચેની ખીણમાં પડું. એટલે હાથ પગ ગરદન પાસળાં સર્વ એકે વખત ભાગી જાઇ હું નષ્ટ થઇ જાવું. (ટેકરી ઉપર ચઢવા જાયછે).

**કશ્યપ**—(સમાધિમાંથી જાગ્રત થઇને). (સ્વગત). મને સમાધિમાં જ્ઞાન થયું કે ત્રસદસ્યુ મારી પુત્રીને હમણા આ પળે આવી મળેછે તો લાવ પુત્રીને જઇને દીલાસો દેવું. (પુત્રી પાસે જતાં તેણીને ટેકરી ઉપર ચઢતી જોઇને હાંક પાડેછે). બેટી પુલોમા! તું આ ડુંગરા ઉપર કયાં જાયછે!

**પુલોમા**—તાતજી ! સ્વામી વિના મને પળ અશક્ય છે. અશક્યને શક્ય નહી કરશો.

**કશ્યપ**—બેટા ! તું સ્વામી વિનાની નથી. તું ઝટ નીચે ઉતર તારા સ્વામી આ પળેજ આવેછે તેમને ભેટ.

**પુલોમા**—શું મારા સ્વામી આવેછે ! (ટેકરી ઉપરથી વેગે નીચે ઉતરતા પગ સરી જાયછે. ત્રસદસ્યુ તેજ સ્થળે તે પળે આવી પહોંચતાં પોતાના હાથમાં તેણીને ઝીલી લેછે). (ત્રસદસ્યુને). કોણ સ્વામીનાથ ! શ્રી પરમાત્મા ! શ્રી જગદીશ્વર ! સકળ વિશ્વ મને તૂલ્ય, મારા સ્વામીનાથ ! હવે હું જીવવા બહુ ખુશી છું. નહીતો હું તો આ ડુંગરા ઉપર ચઢી હતી તે ત્યાંથી નીચે ખીણમા પડી મારો અંત લાવવા.

**કશ્યપ**—તું અને તારા સ્વામી ઘણું જીવો અને સુખી રહો.

**ત્રસદસ્યુ**—(સસરાને પગે પડી). તાતજી ! મારી નાની વયને લીધે, મારી ટુંક બુદ્ધિને લીધે, મારા કાઇ હીણભાગ્યને લીધે, હું દુઃખી થવાના રસ્તા મારા હાથે લેવુંછું, પણ પ્રભુજી મને ઉગારી લેછે.

**કશ્યપ**—ભાઈ ! પ્રભુજીની કૃપા તો આ વિશ્વને સ્રજે છેજ અને પાલેછેજ. ભાઇ ! હું જરા હમણા જાવુંછું. શાકાન્ય મહારાજા પ્રભુધ્યાનમા બેઠા છે તેમને તારા આવવાની ખબર આપુ. (જાયછે).

**ત્રસદસ્યુ**—(કશ્યપને). જેમ આપની ઇચ્છા. (પુલોમાને). સ્વામીથી વિયોગ થતાં પત્નીએ પોતાનું જીવન આ પ્રમાણે નાશ કરવું એ તમારા મતને હું માન્ય કરી શકતો નથી. સર્વ જીવાત્માઓનો મૂળ સબંધ પરમાત્મા સાથનો છે, માટે એ સબંધ સર્વ જીવાત્માઓએ જાળવી રાખવાનો છે અને નહી કે પત્નીએ પતિ સાથનો સબંધ.

**પુલોમા**—મને નથી જોઇતો મારો આત્મા, મને નથી જોઇતા મારા પરમાત્મા, મને તો જોઇએછે માત્ર એક મારા પતિ. બોલો, હવે તમારે શું કહેવું છે ? જે પત્નીએ પતિ સાથનો સબંધ જાણ્યો નહી, જાળવ્યો નહી, તેણે પરમાત્મા સાથનો સબંધ નહીજ જાણ્યો, નહીજ જાળવ્યો, નહી પાર ઉતાર્યો, એટલુંજ મારૂં માનવુંછે, મારૂં કહેવુંછે, મારૂં પ્રતિપાદન કરવુંછે, મારૂં સિદ્ધ કરવુંછે. તમે આટલો વખત યોગારૂઢ થયા હશો તો તમે યોગનો મૂળ સિદ્ધાત, સકળ જીવાત્માઓની એકતા સબંધનો છે, તે તમે પોતાને માટે સિદ્ધ કર્યો હશે. માટે આત્મા આત્મા સાથે એક થવું, અને નહી કે આત્મા આત્મા ભિન્ન થવું. અને હું તમને તમારી પત્ની સાથની એકતા સબંધિજ કહુંછું, બીજું કાઇ કહેતી નથી. હું તમારામાં પત્નીના સબંધમાં લય પામુછું, તે એક આત્માના બીજા આત્મા સાથના લયરૂપેજ. કહો. યોગથી વિરૂદ્ધ મારૂં કહેવુંછે ? અને પતિ પત્નીના આત્માઓ એકતા પામતાં, પછી તે એક થએલા બે આત્માઓને પછી જે કાંઈ કરવાનુંછે તે પોતાના એકતાયુક્ત આત્માને પરૂમાત્મામાં હોમી દેવાનોછે. માટે પતિ પત્નીનો સબંધ

એ મહા રહસ્યનો છે. એ સબંધ થકી યોગ સધાયછે, એ સબંધ થકી પરમાત્મામાં લય પમાયછે.

**ત્રસદસ્યુ**—પુલોમા ! મન્થાન હઠયોગીના આશ્રમે મેં હઠયોગાભ્યાસ કર્યો તો તેમાં મેં અલ્પ સમયમાં સારી પ્રગતિ કરી, અને તે જોઈ મન્થાન યોગીરાજે મારી ઈર્ષા કરી, તે જાણી એમને હઠયોગ પડતો મુકવાનું વ્રત લઇ હું અહીં ચાલી આવ્યોછું. અને એમને ઇર્ષા ઉત્પન્ન થઇ તેથી પોતે પાછળથી બહુ પસ્તાયા અને ઇર્ષા નહી કરવાનો બોધ જાણે મેં શીખવ્યો હોય તેમ મને ગુરૂ માનવા લાગ્યા અને મારી પાસે શિષ્ય તરીકે રહેવા આવ્યાછે. અને મારાં રાજ્યના એક રૂષિપુત્ર જે દૈવિશક્તિ ધરાવેછે અને જે મારી બહેન સુરસુંદરીના ગયા સાત ભવના સ્વામી છે અને જે આ ભવમાં નિર્માણ થએલા તેણીના સ્વામી છે તે પણ મને માર્ગમા ભેગા થયા, તો એ અને મન્થાન યોગી પાછળ આવેછે, કારણકે, માર્ગમાં સ્નાન કરવા થોભ્યાછે. અરે, આ એ બેઉ આવ્યા ! (તેમને સામે તેડવા જાયછે. પુલોમા પણ સંગાથે જાયછે).

**પુલોમા**—(મન્થાનને તથા વૈશાલને). પધારો. પધારો. બહુ કૃપા કરી.

**મન્થાન**—માતા ! તમારો અપરાધી છું, કારણકે તમારા પતિને તમારા ઉપરથી પ્રેમ વિસરાવી હઠયોગમાર્ગે મેં ચઢાવ્યા. તમારા નિશ્વાસ પતિ વિરહથી જે નીકળ્યા તેનાં પરિણામે ઇર્ષા રૂપી મનોવિકાર મારામાં સ્થાપિત થયો અને હું યોગભ્રષ્ટ થયો. તમારી સેવા કરી એ અપરાધની માફી માગીશ.

**પુલોમા**—યોગીરાજ ! તમે મારા અને મારા સ્વામીના પૂજ્ય ગુરૂ છો. (**વૈશાલને**). ભાઇ ! રાજ્યમાતા સુરસુંદરી થોડા દિવસ ઉપરજ તાતજીને મળવા આવી ગયાં. તમારી સાથના એમનાં લગ્ન માટે એમના તાતજીએ પૂર્ણ પ્રસંશા દેખાડીછે અને મહેલે તો તમારા લગ્નની તૈયારીઓ મોટા પાયા ઉપર થતી હશે અને તમે વનમાં મારા સ્વામીને કયાંથી ભેગા થયા ! રૂષિપુત્ર ! સુરસુંદરી રાજ્યમાતા તો આ અવનિ ઉપર દેવલોકનાં અવતાર છે. એમની મુખાકૃતિ તો ચંદ્રમાની ચાંદનીને લજાવનારી છે, એમની મૃદુતા સાકરનાં ગળપણને વિસરાવનારી છે, એમનું ડહાપણ નિરવધિ આકાશ સમાન હદપાર છે, એમનો આત્મા કોઈ રૂષિરાયનો આત્મા છે. તમે પણ તેવાજ પ્રતાપી ભાગ્યશાળી હશો, નહીતો તમારા બેઉનો પતિ પત્નીનો સબંધ સંભવેજ કેમ !

**કશ્યપ**—(શાકાયન્યને લઇ આવતાં). મહારાજાધિરાજ ! સર્વ ભેગા મળ્યાંછે. તમે પણ ભેગા થાવો.

**ત્રસદસ્યુ**—(તાતને ગળે વળગી). તાતજી ! હું ખુશીમાં છું, તમે લગીરે ચિંતા હવે કરશો નહી.

**શાકાયન્ય**—(તેને છાતીએ દાબીને). તું ખુશીમાં છે તો ભલે, ભલે.

**વૈશાલ**—(મહારાજાધિરાજ). આપનો એક પામર પ્રજાજન આપને પાયે પડેછે.

**શાકાયન્ય**—ભાઇ ! મારી એકની એક પુત્રીના તમે પતિ છો. તમે મારાં મન મારી પુત્રી અને મારા પુત્ર ત્રસદસ્યુ સમાન વહાલા છો.

**કશ્યપ**—મહારાજાધિરાજ! હવે આપને મારી એક વિનંતિ છે. બ્રહ્મ વિદ્યાનું જેટલું જ્ઞાન આપના માટે આવશ્યક છે તેટલું આપે પ્રાપ્ત કર્યુંછે. એ જ્ઞાનાનુસુર પ્રજાજનનું ભલું કરવા રાજ્યની લગામ પાછી હાથમા લેવા મહેલે સીધારો; વળી, સુરસુંદરી પુત્રીના ખુશી આનંદમા લગ્ન કરો.

**શાકાયન્ય**—આપની આજ્ઞા મારાં શિર છે, પણ મારી એક વિનંતિ છે કે આપ મારા ત્યાં મારી પુત્રીના લગ્ન પ્રસંગે પધારો.

**કશ્યપ**—હું ખુશીથી આવું છું, કાંઇ મારે વનમાંજ રહેવું જોઇએ એવું કાંઇ છેજ નહી.

**શાકાયન્ય**—ત્યારે તો મારાં અહોભાગ્ય.

**કશ્યપ**—ચાલો. ફળાહાર કરી બધાં ચાલવા માંડીએ.

(બધા જાયછે.)

---

## અંક ૩. પ્રવેશ ૨૩.

**કેશિનિ**—(એક આંધળી ઘરડી ડોશીને). માતા! હું તમારા માટે ગરમ પાણી લાવીછું. તમને આજે મારા હાથે સાબુ ચોળીને નવાડું.

**ડોશી**—બેટા! તું મને નાહવાનું કહેછે! ઓહો! કોણ જાણે કેટલાં વરસ ઉપર મારી છોકરી જીવતી હતી તેણે મને નવાઠી હતી ત્યાર પછીની હું નાહીજ નથી. હું આંધળી દેવતા પાસે પાણી ગરમ કરવા જાવું તો દેવતામાં પડી બળી મરૂં. અને નદીએ નાહવા જાવું તો કાંઈ ઝાઝાં પાણીમાં જતાં ડુબી મરૂં. એટલે પછી મને નાહવાનું કયાંથી બને! બહેન! મને આંખે દેખાતું હતું ત્યારે તો રોજ દિવસના એક ફેરા નાહતી હતી એટલું મને નાહવાનું સારૂં લાગતું હતું; પણ આ આધળી થઇ અને એકની એક છોકરી મરી ગઇ ત્યારથી નાહવાનું નામ નહી.

**કેશિનિ**—માતા! તમે કહેશો તો હું હવે તમને રોજ નવડાવીશ, કેમકે હું પણ તમારી બીજી છોકરીજ છુંને. માતા! નવા લુગડા લાવીછું અને તમને નવડાવી લેવું તો પછી એ લુગડાં પહેરાવુ, અને આ કાંસકી લાવીછું તેનાથી તમારા વાળ પણ પછી હોળી આપુ.

**ડોશી**—બેટા! મારી આગળ પાણીનો ઘડો અને લોટો મુક એટલે હું મારા હાથે આશરે આશરે નાહી લઇશ.

**કેશિનિ**—અને મારા હાથે હું તમને નવડાવીશ તો શું મારા હાથ ઘસાઇ જવાના છે? હું તો તમને મારા હાથે આ સાબુ પણ લાવીછું તે વડે ખુબ ચોળીને નવડાવીશ.

**ડોશી**—બેટા! તારી મરજી ત્યારે. તું નવડાવ. તારી આ દયાથી મારો જીવ તો કહેછે કે જાણે હું આ ઘડી જીવતીજ સ્વર્ગે ગઇ.

**કેશિનિ**—(ડોશીને નવડાવતાં). માતા! તમે મારાં શિર ઘણું જીવો અને હું તમને રોજ મારા હાથે નવાડું.

**ડોશી**—પણ, બહેન, તું અહીં મને નવડાવવા રહેછે તો તારાં ઘરનું કામ પડયું રહેશે તો તારો પતિ તને વઢશેને ?

**કેશિનિ**—માતા ! મારા પતિ પણ મારી પેઠેજ અપંગ પુરૂષોનું કામ અહીં કરી રહ્યાછે, એટલે ઘર આગળ મારે કાંઇ કામ એમનું કરવાનું નથી.

**ડોશી**—પણ, બહેન, તમે બેઉ આ રીતે અમારા અપંગોની સેવા ચાકરી કરોછો તો હું મનથી વિચાર કરૂંછું કે તમે આવો અપંગ આશ્રમ કર્યોછે તો તમારી પાસે પઇસા પુષ્કળ હશે, તો પછી સુખમા ઘર મહાલવાને બદલે અપંગ જનો પાછળ દુઃખી થવા તમે બેઉ ઘણી બાયડી કેમ નીકળ્યાં હશો ?

**કેશિનિ**—માતા ! તમારા જેવા દુઃખી જનોનું દુઃખ દૂર કરી અમારે સુખી થવા.

**ડોશી**—બેટા ! ત્યારે મારા તો તને આશિષ છે કે ભવોભવ તું પૈસે ટકે અને બાળબચ્ચાંથી અને ધણીનાં સુખથી ભરપુર રહેજે. અને મારો ભગવાન તારી અને તારા ધણીની સેવામાં હજારો નોકરો ચાકરો અને ગાડી ઘોડાઓ આપજે.

**કેશિનિ**—માતા ! આપણે નોકર ચાકરોને અને ગાડી ઘોડાઓને શું કરવાંછે ! આપણે તેજ આપણા નોકર ચાકર અને આપણા ગાડી ઘોડા. અને મારો જીવ કહેછે કે મનુષ્ય દેહમા તો કોઇનું પણ કામ મારે કરી છુટવું, અને નહી કે મારા માટે કોઇને મહેનત આપવી. આપણા પોતાના જીવ માટે બીજાંઓને શ્રમ આપવો એ તો મારાં મનને મહા પાતક લાગેછે અને હું તો થરથરૂંછું. લ્યો, માતા, હવે તમે નાહી રહ્યાંછો તો હુ આ લુગડા પહેરાવું. (લુગડાં પહેરાવેછે).

**ડોશી**—બેટા ! તેં મને નવડાવી અને સારાં લુગડાં પહેરાવ્યાં તો હવે હું સારી લાગતી હઇશ, નહી વારૂ ?

**કેશિનિ**—હા, માતા. તમે મારાં મન ઘણાં રૂપાળાં લાગોછો અને મારો જીવ કહેછે જાણે ભગવાનનાં ઘરનાં કોઈ દેવી પૃથ્વી ઉપર ઉતર્યાછો એવાં ભલાં અને નિર્દોષ તમે લાગોછો.

**ડોશી**—બહેન ! તેં આ સારા લુગડાં મને પહેરાવ્યાંછે તો મારા જીવને એવો આનંદ થાયછે કે જાણે હું આંધળી છું તોપણ દેખતી થઇ ગઇછું ! અને મારો જીવ કહેછે કે તું બહેન મારી સેવા ચાકરી કરનારી મળીછે, તો મારો અંધાપો ભલે આવ્યો. અને, બહેન, તું નહોતી મળી ત્યાં સુધીની મારાં દુઃખની કહાણી તને શું કહું ! માર્ગમાં એકલી હીંડું તો ક્યાંની ક્યાં પડી જાવું, અથડાવું, હાથમાં વાગે, પગમાં વાગે, અને વેદના થાય, પણ કોઇ રસ્તે જતું શ્રીમંત જન કહે નહી કે આ બાપડી આંધળી ડોશીને વાગ્યું હશે તો જરા એને જોઇએ અને એને કાંઇ જોઇતું હોય તે આપીએ. અને લગીરે વિચાર ના કરે કે આપણે આંધળાં હોત અને આપણી આવી દશા થાત તો આપણો જીવ શું કહેતે !

**કેશિનિ**—હા. માતા. હા. ખરૂં કહોછો.

**ડોશી**—અને, બહેન, પડતી, આખડતી, માદી, મરતી હોવું, પણ કોઇ ક્યાંયે ઉભી પણ

મને રહેવા ના દે, અને ગાળો ભાંડે અને કહે જાને દૂર જઇને ઉભી રહેને. અહી ડાકણ જેવી શાને આવીને ઉભીછે?

**કેશિનિ**—ખરૂં છે, માતા. ભગવાન સર્વને સદ્બુદ્ધિ આપે કે દુઃખીના દુઃખથી દાઝે, અને તમો માતા બીચારા અંધાપાને લીધે આટલો વખત ઘણા દુઃખી થયાંછો તો ભગવાન હવે તમને દેખતાં કરે અને તમે સુખી થાવો.

**ડોશી**—મારે દેખતી નથી થવું, કેમકે તારી આ દયાથી દેખતી જેટલુંજ સુખ મને મળેછે. અને હું દેખતી થાવુ તોતો પછી તું મને અહીંથી કહાડીજ મુકે તો! ના, બહેન, ના, મારે દેખતી નથી થવું.

**કેશિનિ**—અરે, માતા, તમે સદા મારી પાસે રહો, અને ભગવાન તમને દેખતા પણ કરો. માતા! હવે તમને જમાડવા લઇ જાવું.

**ડોશી**—પણ, તુ મને પહેલી જમાડેછે તો તું કયારે જમીશ?

**કેશિનિ**—આશ્રમની બધી બહેનોને જમાડીને.

**ડોશી**—તોતો સવારની રાત પડી જશે પણ તને જમવા વારી નહી આવે, માટે તું મારી સાથે ખાવા બેસે તોજ હુ ખાઇશ.

**કેશિનિ**—વારૂ, માતા, તમારી સાથે ખાઈશ. ચાલો રસોડામા ખાવા જઇએ.

**ડોશી**—હા. તુ સાથે જમવાની હોય તોતો હું હીડું. (ઉભી થઈ હીડવા જાયછે). અરે! આ શુ! આ તો જાણે હું દેખતી હોવું તેમ મારાથી હીંડાયછે! અરે બહેન, આજે પચીસ વરસે કાઇ મને લગીર લગીર દેખાયછે! અરે, બહેન, તારૂં મોટું મને બરાબર દેખાયછે! બહેન! તું તો જાણે ઇંદ્રની અપ્સરા! અરે, આ શું! મને બધુ બરાબર દેખાયછે!

**કેશિનિ**—માતા! તમે દેખતા થયા તે જોઈ મારા હર્ષનો પાર રહેતો નથી. (સ્વગત). મહાત્મા બાપ! તમારો આ મહિમા હું જોઇ ચકિત થઇ જાવુંછું. મને તમારી પાસે રાખો, એટલુંજ, મહાત્માબાપ, તમારી પાસે માગુંછુ.

**ડોશી**—બેટા! જો. આ હું દેખતી થઇછું તો જેવી ચાકરી તેં મારી કરીછે તેવી ચાકરી હું જીવીશ ત્યાં સુધી તારી કરીશ. તારા ઘરના વારીદાં કહાડીશ. તારા ઘરના પાણી ભરીશ, તારા માટે રસોઇ તૈયાર કરીશ, અને ભગવાન તને સંતતિ આલશે તેને આખો દિવસ ખોળામાં લઇને રમાડયા કરીશ. મારો ભગવાન તને સંતતિનું સુખ આપે.

**કેશિનિ**—માતા! તમારા અંતઃકરણના આશિષો સફળ થાવો. ચાલો, હવે રસોડામા જઇએ. (બેઉ જાયછે).

**વૈરાજ**—(પુરૂષ દરદીને લઇને આવતાં. તેને). ભાઇ! આ પગનું દરદ તમને બહુ થતુ હશે! તમે કાંઈ ધર્માદા દવાખાનામાં પણ આટલો વખત ના ગયા શું કે પગનો સડો આટલો બધો વધી ગયો?

**દરદી**—ભાઇ! દવાખાનામાં તો મારા જેવા ગરીબને કોઇ ઉભો રાખે! હું તો કેટલી ફેરા દવાખાનામાં ગયો તો ત્યાંથી મને કહે કે અહીથી હીંડયો જા, હીંડયો જા. આવો સડેલો પગ કાઇ સારો થનો હશે! તારા બાપના કાંઈ નોકર

છીએ કે અહીં તારો સડેલો પગ રોજ ધોઇશું અને સાફ કરશું અને દવા લગાડીશુ ! પગ કાપી નખાવવો હોય તો વળી આવજે તો વળી એક દિવસ કાપી નાખીશું.

**વૈરાજ**—એ લોકોએ એમ નહી કરવું જોઇએ. પણ, ભાઇ, તમારા પગમા આ સડો ક્યારનો છે અને ક્યાથી પેઠો ? લાવો, હુ પગ ધોવું. ( ધોયછે. )

**દરદી**—બાપા ! એ સઘળું સાભળશો તોતો આપ મને અહીથી કહાડીજ મુકશો.

**વૈરાજ**—ભાઇ ! તમારા માટે એવા વિચારો તમે લઇ જશો નહી. દુઃખીનાં દુઃખનો અહંકાર કોઇ મૂર્ખ ગમાર કે બ્રહ્મહત્યારો હોય તે પણ નહી કરે.

**દરદી**—ત્યારે, બાપા, મારી હકીકત સાંભળો. મારા મા બાપ મને સાત વર્ષનો મુકીને મરી ગયા એટલે પછી હું હરામખોર ચોર અને લુટારા લોકોની સોબતે ચઢીને ચોરી અને લુટફાટનો ધંધો લઇ બેઠો. કાઇક બીચારી ઘરડી લાચાર સ્ત્રીઓનાં ઘર રાત્રે ફાડી તેમનાં મોઢે ડુચો દઇ તેમના પઇસા કહાડી લઇ ગયો, કાંઇક શેઠ શાહુકારોને ઘેરી, રસ્તામાં કે એકાત જગ્યાએ મારી, તેમના પઇસા પડાવી લીધા. કાઇ પચીસ વરસ સુધી આ પ્રમાણે કર્યુ પણ ચોરને પોટલે ધુળની ધુળ, કારણકે લોકોને લુટીને જે લાવું તે પછી બધા સંગાથીઓ ભેગા થઇને ખાઇ જાય, અને બધો પઇસો બારેવાટ થઇ ગયો. અને પચીસ વર્ષ સુધી આવા કાળા કર્મો મેં કર્યા તોપણ તે વખતે એક દિવસ પણ એવો વિચાર ના આવ્યો કે હું આ ખોટું કરૂછુ અને મારા કરેલાં મારે ભોગવવાં પડશે. પણ એક દિવસ એક જણનુ ઘર ફાડીને તેનાં ઘરમાથી પાંચસો રૂપીયા લઇને બહાર નીકળ્યો ત્યારે મેં દારૂ બહુ પીધેલો હતો અને મને ભાન હતું નહી તેથી એક ખાડામા પડયો, અને આ પગ બધો બાવળથી વિંધાઇ ગયો અને પાક ઉપર ચઢ્યો. અને પછી ચોરી કરવા જવાનું બની શક્યું નહી, એટલે ભૂખે મરવા વખત આવ્યો, તે આ વીસ વર્ષથી આ પગે પીડાવુંછું અને ભૂખે મરૂછુ, અને ભિખ માગવા આથડી આથડી મરૂંછું. અને જ્યારે આ પ્રમાણે હું દુઃખી થયો ત્યારે મારી આખ ઉઘડી કે ચોરી કરીને, કે કોઇનો જીવ લઇને, તેની હાય લેવી નહી. પણ, બાપા, પ્રથમ હું ના સમજ્યો અને પાછળથી સમજ્યો, તે શા અર્થનું ! બાપા ! તમે જરા અળગાં હાથે આ બધા સડેલા ભાગના ઘા સાફ કરો લગીરે હાથ આ પગને અડતાં મારો જીવ નીકળી જાયછે. ના. ના. બાપા. મારે પગ સાફ નથી કરાવવો. મને તમારો હાથ અડકેછે, એટલે વેદના બહુ થાયછે.

**વૈરાજ**—ભાઇ ! આ બધું પરૂ દાબીને કહાડુંછું કારણ એ બધું અંદર રહી નહી જવું જોઇએ એમ વૈદ કહેછે. અને બધુ પરૂ સાફ કરીને પછી વૈદે આ દવા લગાડવા કહીછે. અને ભાઇ, તમારા કહેવા પ્રમાણે તમે તો પ્રથમ વાઘ જેવા હશો તે હવે બકરાં જેવા શું થઇ ગયાછો !

**દરદી**—બાપા ! હું બળિયો હતો તોજ આ બાવળિયો મને ભોકાયોને ! અને બાપા,

હવે તો મારા આ પગના સડાની વેદના કરતા મેં લોકોને માર્યા, લુટયા, તે પાપોની વેદના મને બહુ સાલેછે.

**વૈરાજ**—ભાઇ! જેમ આ પગનું ઓસડ થાયછે, તેમ એ તમારાથી થએલા અપરાધોનું ઓસડ પણ થઇ શકે તેમ છે. હું કાંઇ જ્ઞાની કે પંડિત કે ૠષિ કે મુનિ નથી કે કાંઈ ધર્મનું જ્ઞાન તમને આપી શકું અને તે થકી તમને દીલાસો મળે. તોપણ મારા પોતાના અનુભવ સિદ્ધ હું જેટલું જાણુંછું તેટલાં ઉપરથી કહી શકુંછું કે ગમે તેવા દારૂણ અપરાધો પણ હરીભગવાનનાં સ્મરણથી અને સદાચરણ તેમજ પવિત્રાઈમા દૃઢ રહેવાથી પળમા ક્ષમા થાયછે, પળમાં બળી ભસ્મ થાયછે.

**દરદી**—જો મારા અપરાધ ક્ષમા થતા હોય તોતો આ પળે આપની સમક્ષ પ્રતિજ્ઞા લઇને કહુંછું કે મારો પગ સારો થતા જે જે લોકોનું મેં જે કાંઈ લુટયુંછે તે હું પ્રમાણિકપણાથી ઉદ્યમ કરીને તે તે લોકોને ભરી આપીશ. અને જે લોકોને મેં પીડયાછે તેમના પગ જઇને આપીશ, અને જેમના ઘરબાર મેં લુટયા છે, તેમના ઘર હું જીવીશ ત્યા સુધી રાત્રે જઇને ચોકી કરીશ.

**વૈરાજ**—જો તમારી આ પ્રતિજ્ઞામા સત્ય હશે તો હું કહુંછું કે તમારા પગનું દરદ મટતા લગીર પણ વિલંબ નહી થાય. વગડામા માર્ગ ગમે તેટલો આપણે ભૂલ્યા હોઇએ પણ વળાવાને જે પળે ઝાલ્યો તે પળથીજ જાણે ઘર જઈ નીરાંતે સુતા એમ જાણવુ; દાવાનળ ગમે તેટલો ઉગ્ર સ્વરૂપથી પ્રગટી રહ્યો હોય પણ ગગનથી વાદળી વરસી તો તેજ પળથી દાવાનળ શાંત થઇ ગયો જાણી લેવું; રેતીના રણ ગમે તેટલા શુષ્ક હોય પણ જો જળાશય જડી આવ્યું તો પછી રણના વિસ્તારનો ભય નહી રહ્યો; તેમ દુષ્ટ કૃત્યોરૂપી ગમે તેટલા પાપો હોય તોપણ તેમનો ત્યાગ કરવાનો નિશ્ચય કરીને હરીનું નામ લીધુ તો કરેલાં દુષ્કૃત્યો કોઇ પેરે લગારે બાધ કરી શકનાર નથી.

**દરદી**—તો, બાપા, મેં જે પ્રતિના લીધીછે તે મારો પ્રાણ જતાં પણ આ ભવમા હું તજીશ નહી. પણ બાપા, આ તમે બધું પરૂ દાબી દાબીને કહાડયુ તો હવે મારો પગ ઘણો હલકો લાગેછે! પણ, બાપા, હું કહું છું કે, બાપા, તમે આ મારા પગનો સડો તમારા હાથે ધોવોછો, અને વૈદ તો કહેતો હતો કે દસ ગાઉ દૂરથી પણ મારો સડો બીજાને ઉડે એવો છે, તો પછી કાંઇ તમારાં શરીરને મારો સડો લાગશે તેનું કેમ?

**વૈરાજ**—જ્યારે મારી દેહમાંથી પ્રાણ જશે ત્યારે એક કલાકમાંજ એ દેહને આપોઆપ સડો લાગવાનો છે તો પછી હમણા તમારા પગનો સડો લાગશે તેમાં શું? માટે, ભાઇ, મારી દેહમાં સડો લાગશે તેનું કાંઈ નહી. કાદવને વળી ઉકરડાનો ભય શું! વાઘને વળી વાડીઝાડીના કંટકનો ભય શું! ગડબડતા ગોળાને વળી નીચાણમા પડતા ઢોળાવનો ભય શું! માટે, મારી દેહમાં સડો લાગે તેનો મને ભયજ નથી.

**દરદી**—ત્યારે મારા સડાનો ભય પણ મને ના હોવો જોઇએ અને મારા સડાને મટાડવાને બદલે તમે રહેવા દો, બાપા.

**વૈદરાજ**—ભાઇ! દુઃખથી ડરવું નહી તે જુદી વાત છે, અને દુઃખથી દાઝવું એ જુદી વાત છે. હું તમારા પગનો સડો મટાડવા તમારો પગ ધોવુંછું તે મનુષ્ય તરીકેની અન્ય મનુષ્ય પ્રતિની મારી દાઝ અને દયા પરત્વે. કૃપા એ આત્મા તથા પરમાત્માનું લક્ષણ છે, અને જો મારામા દયાનો અંશ ના હોય તો હું મનુષ્ય શાનો કહેવાવું? માટે, ભાઇ, દુઃખ જોઇને સામાવાળા મનુષ્યને દયા તો અવશ્ય આવેજ. પણ તેનો અર્થ કાંઇ એવો નથી કે આપણે જાણી જોઇને પોતાને દુઃખી કરવા. સ્વચ્છતા માટે આપણે સ્વચ્છ લુગડાં પહેરીએ અને બીજાને પહેરાવીએ, પણ તેનો અર્થ એવો થતો નથી કે કોઇ પાસ પઇસા ના હોય અને ફાટાતૂટા વસ્ત્ર પહેરે તેને જીવથી મારી નાખવાં; જંગલે જડીબુટ્ટી ઉગાડી તેનો અર્થ એવો નથી થતો કે શહેરનાં લોકો બધાં માંદા પડે એવું તેણે ઇચ્છવુ; સાવરણી આગણાંને વાળી સાફ કરે તેનો અર્થ કાંઇ એવો નથી થતો કે ત્યા ઉભેલા માતાનાં લાડલાં સુંદર બાળને પણ તેનાં ઝાંખરાના ઝપાટાથી લોહી ઝરઝરતું કરે. માટે, કોઇનાં દુઃખ પ્રતિ આપણી દયા તો હોવીજ જોઇએ. માટે, જે દુઃખી નથી તેણે અવરનાં દુઃખની દયા ખાવાની છે, અને જેને દુઃખ છે તેણે ધૈર્યથી પોતાનું દુઃખ સહન કરવાનું છે, અને પ્રભુ પાસે યાચવું કે દુઃખમાથી મુક્ત કરે. માટે તમારા હાથે થયેલા કેટલાક અપરાધોની વેદના તમારે સહન કરવાની છે, તેમજ તે દુઃખમાંથી વેગળા રાખવા પ્રભુને વિનવવાના છે. અને હું ધારૂંછું કે દુઃખ સમયે જો કોઇ પણ મનુષ્ય આ પ્રમાણે આચરણ કરે તો તેનું દુઃખ ઝટ દૂર થયા વિના રહેજ નહી. ભાઇ! હવે તમારો પગ હું ધોઇ રહ્યોછું અને હવે પાટો બાંધવાનો છે, માટે તમે જરા ઉભા થાવો એટલે પગમા કાંઇ પાણી ભરાઇ રહ્યું હોય તે બધુ નીકળી જાય.

**દરદી**—(ઉભો થતાં). રોજ તો પગ જરા હલાવાતો પણ નહી હતો અને આજે તો સાજા પગ પેઠે ઉભું થવાયછે! જાણે સડો પણ સમૂળગો ગયો અને દરદ પણ સમૂળગું ગયું! અને, બાપા, જો પગ સારો થઇ ગયોજ હોય! તોતો આજથીજ હું મેં આપની સમક્ષ હમણા લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે જેને જેને મેં લુટયાંછે તેમનાં દ્રવ્ય પાછાં ભરી આવવા માટે પ્રમાણિકપણે ઉદ્યમ કરવા લાગી જાવું! પણ, બાપા, આ બધો ચમત્કાર શું, તે કાંઇ જરા મને કહેશો?

**વૈદરાજ**—શ્રી પરમાત્માનો પ્રતાપ, અને શ્રી પરમાત્માની અહર્નિષ સેવા કરનારા અને દુઃખીનાં દુઃખથી દાઝનારા મહાત્મા બાપનો પ્રતાપ. ભાઇ! આ પાટો બાંધ્યોછે તે હવે આઠ દિવસ પછી છોડવાનો છે. ચાલો, હવે તમે તમારા મુકામે જઈ આરામ લ્યો, કારણકે મારે બીજા દીરદીઓની જતન હજુ કરવાની છે. (બેઉ જાયછે).

**ડોશી**—(કેશિનિ તથા એક વૃદ્ધ ડોશી આવતાં. કેશિનિને). બહેન! મારામાં એક અક્ષર પણ બોલવાની શક્તિ નથી તેનું કારણ એટલુંજ છે કે મને દિવસ ભરમાં એક લૂખો ટુકડો રોટલો ખાવાનો મળતો, અને ટાઢમાં રસ્તામાં ઉઘાડી પડી રહું, અને ચોમાસામાં ભીંગાતી પડી રહું, એટલે મારૂં શરીર ભૂખથી અને કષ્ટથી અશક્ત થઇ ગયુંછે. અને તમે જો તમારાં પડખે મને નહી લીધી હોત તો હવે હું મરી ગઇ હોત. બહેન! તમે મને જીવતદાન દીધુંછે.

**કેશિનિ**—બહેન! જીવતદાન દેવું એ તો એક જગનિયંતાના કે જગનિયંતાનો જપ કરનારા મહાત્મા બાપોના હાથમાંજ છે. હું તો બહુબહુ તો કાંઇ ખાવા પીવાનું કે પહેરવા ઓઢવાનું, કે સુખે સૂવાનું ઘરનું ઠામ, એવાં સાધનો મેળવી આપી શકું, અને એ તો મારી તમારા તરફ ફરજ છે. લ્યો, બહેન, આ શીરો લાવીછું. થાળી ભરીછે તે પુરી કરો. (થાળી આગળ મુકેછે).

**ડોશી**—(શીરો ખાતાં). બહેન! તું શીરો ખવડાવેછે તો હું ખાવુંછું, પણ આ થાળી ભરીને શીરો ખાવાનું કહેછે તો મારાથી તો બહુબહુ તો બે કોળિયા ખવાશે એવું મારૂં પેટ શીરાના એક કોળિયાથી ભરાઇ જાયછે.

**કેશિનિ**—અરે, માતા, આટલાં વર્ષોનાં ભૂખ્યાં છો અને એક થાળી શીરામાં પેટ શાનું ભરાઇ જવાનું છે! તમે ઝટ ઝટ ના ખાવો તો મારા સોગન્દ છે.

**ડોશી**—બહેન! તું સોગન્દ ખાઇશ નહી. તું કહેછે તો હું તો થાળી શીરો ખાઇશ પણ હું માંદી પડીશ કે મરી જઈશ તો પછી તને ચિંતા થશે.

**કેશિનિ**—તમે ખાવાથી માંદા થશો તેની ચિંતા મને નહી થાય. અને જુવો, બહેન, આ શીરો પૂરો કરો તો આ બરફી પેંડા ખાજાં લાવીછું તે પછી તમારે ઝટ ઝટ ખાઇ લેવાના છે.

**ડોશી**—બહેન! તું તો ખવડાવી ખવડાવીને મને મારી નાખવાજ બેઠી છે, હોં! શીરા ઉપર વળી બરફી પેંડા ખાજાં, એ બધુ!

**કેશિનિ**—હા, એ બધું. અને પછી રોટલી, દાળભાત, બેચાર જાતના શાક ખાઇ લ્યો, એટલે પછી હું કહેવાની નથી કે હવે બીજું ખાવો.

**ડોશી**—પણ, બહેન, આવું બધું તે કાઇ મારાથી ખવાય! અને તું મને આટલું બધું ખવડાવેછે એનું કારણ શું તે મને કહેશે?

**કેશિનિ**—કારણ એટલુંજ કે તમે ખાવોછો એટલે હું પોતે ખાવુંછું એવી મારી ક્ષુધા તૃપ્ત થાયછે.

**ડોશી**—ત્યારે, બહેન, હુ ખાવું અને તને ક્ષુધા તૃપ્ત થાય તેના કરતા તો ત્યારે તુંજ એટલું ખાને.

**કેશિનિ**—ના, બહેન, હું ખાવુંછું તો મારી ભૂખ તૃપ્ત નથી. બીજાને ખવડાવુંછું ત્યારેજ મારી ભૂખ ભાંગેછે.

**ડોશી**—બહેન! કોઇને કહું તો માને પણ ખરૂં કે ખાવું હું અને ધરાય તું!

**કેશિની**—બ્હેન ! એમા નવાઇ જેવું શું છે ! સઘળા મનુષ્ય આત્માઓ એકજ છે તો તમે અને હું જુદાં નથી, એટલે તમે ખાવો તે મેં ખાધા બરાબરજ. અરે ! પણ, બ્હેન, તમે ઝટઝટ કોળિયા મોઢાંમાં મુકોને. હજુ તો શીરો હમણા પૂરો કરોછો તો આ બરફી પેંડા દાળ ભાત સર્વે ક્યારે પૂરૂં કરશો !

**ડોશી**—ખાવુંછું, બ્હેન, ખાવુંછું. બલા જાણે હું પણ કેમ આ ખાતી જાવુંછું પણ જાણે ધરાતીજ નથી અને જાણે ભૂખીની ભૂખી ! પણ, બ્હેન, હું તો કહુંછું હવે આટલું ખાધું તે બસ, નહીતો માદી પડીશ. પેટ તો બળ્યું કાંઇ તળાવ કુવો નથી કે એમાં જેટલું નાખો તેટલું સમાઇ જાય.

**કેશિનિ**—બ્હેન ! જતે દિવસે તળાવ કુવા તો પુરાય, પણ જીવીએ ત્યાંસુધી આ પેટ ના ભરાય અને રોજ ખાલીને ખાલી, એ તમે કેમ ભૂલી જાવોછો ? માત્ર, તમે તમારે જમ્યા જાવો. અને તમારાં પેટમાં લગીરે ભાર લાગે તો મને વદજો.

**ડોશી**—લાવ, બ્હેન, ત્યારે હું તો મારે આ બરફી પેંડા અને દાળ ભાત અને શાક બધુ તું લાવીછે તે બધુ ખાઇશ. તને ના પાડીને કયાં ઉભી રહું !

**કેશિનિ**—બ્હેન ! તમે કાંઈ ખાશો તો શરીરમાં શક્તિ આવશેને, અને શરીરમાં શકિત હશે તો કાઇ ઉદ્યમ કરી શકશોને ? ( સ્વગત ). મહાત્મા બાપ ! આ બ્હેનને એમના કંઇકિ દિવસના ભૂખમરા સાટે આજે બધું ખવડાવવા મારો જીવ તલપેછે તો તમે એમને લગીરે શરીરે વિશેષ ખાવાની પીડા થવા દેશો નહી. એમને ખવડાવવા મારૂં મન બહુ ઇચ્છેછે. ( ડોશીને ). બ્હેન ! તમે ખાવોછો તેથી મને અત્યંત આનંદ થાય છે. ભૂખ્યાંને ભોજન, એ સૂત્રનું મહાત્મય જો દરેક ગૃહસ્થ અને તેની સન્નારી સમજે તો હું નહી ધારતી કે તેમનાં ઘરના કોઠારમાં કલ્પ પર્યંત પણ ધાન્ય ખૂટે. ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, એ સૂત્રમા કુબેરના ભંડારની પ્રાપ્તિ આવી જાયછે એમ કહેવામા લેશ અતિશયોક્તિ હું જોતી નથી, કારણ અનાજનો વાવેલો એક કણ કાઇ મણ અનાજ દેછે, પણ ભૂખ્યાને કરાવેલું એક કોળિયાનું ભોજન અનંત ગાઉના વિસ્તારનાં ક્ષેત્રો ધાન્યથી ભરેછે. પણ હું બોલુંછું તો તમે મને સાંભળવા રહોછો તેથી તમને જમતાં વાર થાયછે, માટે હવે હું મૂગી રહીશ અને હવે આ દાળભાત સર્વે રહ્યુંછે તે ઝટ પૂરૂં કરો.

**ડોશી**—બ્હેન ! તેં હમણાજ ભૂખ્યાંને ભોજન એવો બોધ કર્યો તો હું પણ કાંઇ બીજાંઓને જઇને ખવડાવું કે બસ હુંજ પાડાની પેઠે ખાયા કરૂં ?

**કેશિનિ**—પણ, માતા, તમે ભૂખ્યાંને ભલે જમાડજો. બીજું, ખાવાનું પુષ્કળ છે, પણ આટલું આ તો તમારેજ જમવું પડશે.

**ડોશી**—હા. બેટા, હા. હું તો જમીશ, પણ આ ડાકણની પેઠે હું ખાવુંછું તે છતાં મારૂં પેટ આજે ધરાતુંજ નથી એનું કારણ શું હશે !

**કેશિનિ**—મહાત્મા બાપનો પ્રતાપ.

**ડોશી**—મહાત્મા બાપ તે કોણ ?

**કેશિનિ**—માતા ! ભગવાનની લીલામાં સર્વત્ર પોતાનાં બળથી, પોતાનાં **ઔદાર્યથી**, શાંતિ પ્રસરાવનાર, સુખ આપનાર, દુઃખી જનોને સહાય થનાર, ગુણીજનોનું કાર્ય પોતે કરી આપનાર, તે મહાત્મા બાપ. માળી જેમ શેઠના બાગમાં છોડોને જળ સિંચન કરે, વાદળી જેમ શુષ્ક ખેતરમાં વરસી તેની શુષ્કતા ટાળે, કલમ જેમ લેખકના હાથમાં રહી પ્રષ્ઠોનાં પ્રષ્ઠોનો પંથ કાપે, તેમ આ જગતમાં સર્વે સ્થળે નિઃસ્વાર્થી સહાયતા કરનારા તે મહાત્મા બાપ.

**ડોશી**—તો, બહેન, એ મહાત્મા તો કયાં વગડામાં કે ડુંગરામાં રહેતા હશે ત્યાં મારા જેવીથી તો કેમ જઈ શકાય?

**કેશિનિ**—ના. માતા. ના. મહાત્મા બાપને મળવા જવા આપણે કયાંયે જવું પડતું નથી. એ તો બીચારા પોતે આપણા ત્યાં આવેછે અને આપણી પાસે ઉભા રહેછે. તમને ભેગા થવા એ જરૂર કાંઇ દિવસ આવશે. અને એ આવશે ત્યારે કહેશે કે ડોશી મા તમને જે જોઇતું હોય તે માગો તો તમે શું માગશો?

**ડોશી**—હું તો માગીશ કે મારી આ કેશિનિ બહેનને ભવોભવ સઘળાં સુખ વૈભવોથી ભરેલી રાખજો, અને એના સઘળાં દુઃખ હરજો, અને એને મનનું માગ્યું દ્રવ્ય, પતિના પ્રેમનું સુખ, બાળબચ્ચાંનું સુખ, જગતમા નામનાનું સુખ, એ સર્વ આપજો.

**કેશિનિ**—પણ, માતા, એ બધું મારા માટે માગો તો મને મળે. પણ તમારા માટે કાંઈ માગો તો તમને મળે, માટે તમારા માટે શું માગશો?

**ડોશી**—મારા માટે એટલું માગીશ કે હું જીવું ત્યાંસુધી મારી આ કેશિનિ બહેનની સંગાથે રાખજો.

**કેશિનિ**—એમાં તો શું માગવાનું હતું! હું જીવીશ ત્યાસુધી તમારી સાથેજ છુંને. હું આ ભવમાં તમારાથી અળગી થવાની નથી. માટે, માગો તો બીજું કાંઇ માગજો.

**ડોશી**—બીજું તો મારે કાંઇ નથી માગવું, અને મહાત્મા બાપને કહીશ કે બાપા આજે આવ્યાછો તો આવ્યા કરજો.

**કેશિનિ**—માતા! એ તો તમે કહેશો તેટલો વખત આવશે, પણ તમને ત્યારે એમની પાસે કાંઇ માગવાનું તો છે નહિ તો પછી એ બીચારા ઘડી ઘડી શા માટે આવે?

**ડોશી**—પણ, બેટા, લે આ ખાઈ રહી. હવે બસ ને?

**કેશિનિ**—જમી રહ્યાં તો બહુ સારૂં. હું બહુ રાજી થઇ. હું રોજ મારા હાથે તમને જમાડયા કરીશ. ચાલો. માતા, હવે તમારો હાથ ઝાલીને હું તમને તમારા સૂવાના ઓરડામાં લઈ જાવું અને ત્યાં તમે જરા વાર ઉંઘો.

**૧. ગુમાસ્તો**—(આવતાં). માતા! આ રાજ્યમાતાએ દસ લાખ રૂપીયા આ આપના અપંગાશ્રમ માટે મોકલી આપ્યાછે.

**૨. ગુમાસ્તો**—(આવતાં). માતા! આ જગતશેઠે આપના ઉપર બે લાખ રૂપીયા આપના આશ્રમ માટે મોકલી આપ્યાછે.

૩. **ગુમાસ્તો**—માતા ! આ પાંચ લાખ રૂપીયા કાપડબજાર તરફથી આપના ઉપર મોકલી આપ્યાછે.

૪. **ગુમાસ્તો**—માતા ! આ સવા લાખ રૂપીયા શરાફ મહાજન તરફથી આપના આશ્રમ માટે મોકલ્યાછે.

**કેશિનિ**—( સઘળાને ). સર્વને, મારો સવિનય આભાર કહેશો. ( ગુમાસ્તાઓ જાય છે ). ( સ્વગત ). મહાત્મા બાપ ! પ્રભુજી બાપ ! આ સર્વ આપની કૃપા છે. આ આપનો જયજયકાર છે ! (ડોશીને). ડોશી મા ! ચાલો, જઇએ. (પોતાના મુનિમને). આ બધા રૂપીયા લઇ જઇ ઠેકાણે મુકો. ( મુનિમ રૂપીયા લઇને જાયછે.) (કેશિનિ તથા ડોશી જાયછે).

**વૈરાજ**—( દરદીને લઇને આવતાં. દરદીને ). ભાઇ ! તમને આખે શરીરે અશક્તિ બહુ થઇ ગઇછે, પણ ભાઇ તમે લગીરે ગભરાશો નહી. તમને થોડા વખતમા ઇશ્વર કૃપાથી અને મહાત્મા બાપ સહાયતાથી સઘળી શક્તિ આવી જશે. લ્યો, આ વૈદની આપેલી દવા પીવો. (દવા પાયછે. દરદી દવા ઓકી કહાડેછે, અને બેભાન જેવો થઇ જાયછે. વૈરાજ તેને સાવધ કરવા તેનાં મુખ ઉપર પાણી છાટતા. સ્વગત ). અરે મહાત્મા બાપ ! આ ભાઇને ઝટ સાવધ કરો અને સાજા પણ કરો. ( વૈરાજ ઓકારી વાસણમા ભરી લઇ જગ્યા સ્વચ્છ કરેછે.)

**દરદી**—( સાવધ થતાં વૈરાજને ). હવે, બાપા, મને હોશિયારી બરાબર આવીછે. પણ, ભાઇ, આ તમે શું કરોછો ? ઓકારી તે તમારે સાફ કરવાની હોય ? ( પોતે સાફ કરેછે ).

**વૈરાજ**—( તેને રોકીને ). ભાઇ ! ઓકારી સાફ કરવામાં શું ખોટું છે ? શું હું કોઇ દિવસ ઓકારી નહી કરીશ અને મને કોઇ દિવસ મંદવાડ નહી થશે ? તમે મારા ભાઇ છો. ભાઈ ભાઇનું કામ કરતાં કાઇ મરી જતો નથી. દવા નીકળી ગઇ તો કાંઇ નહી.

**દરદી**—પણ, બાપા, એ તો તમે મને મદદ કરોછો ! અને દુનીયામા બીજાં તો કોઈ સામે પણ નથી જોતા.

**વૈરાજ**—બીજાં કોઇ તમારી ઉદવેદ નહી કરે તેથી કાઇ મારે નહી કરવા એવું હોઇ શકેજ નહી. વટેમાર્ગુને વગડામા સૂર્યે છાંયડો નહી દીધો તેથી વૃક્ષે પણ છાંયડો નહી દેવો એવું કાંઇ છેજ નહી; ગિરિરાજ અળસાઇને એક સ્થળે પડી રહ્યો તેથી કાંઈ સરિતાએ પોતાનું જળ અનેક સ્થળે પાન કરાવવા વહન નહી કરવું એવું કાંઇ છેજ નહી; કુવાનાં જળ શુષ્ક ખેતરને ફળદ્રુપ કરવા ઉભરાઈ ખેતરોમાં પથરાયાં નહી તેથી ગગનની વાદળીએ ખેતરમાં વરસવું નહી એવું કાઇ છેજ નહી. માટે, ભાઇ, હું તો એટલું જાણું કે માંદાઓની ચાકરી કરી મારે માંદાઓનું દુઃખ ઓછું કરવું. પણ, ભાઇ, હું આ બોલુંછું તે સાંભળવાનો અને સમજવાનો તમને શ્રમ પડતો હશે, માટે તમે નિરાંતે જરા ઉંઘો.

**દરદી**—ના. ના. બોલો. મારે તો કાંઈ ઉંઘવું નથી. મને તો એકાએક એવી શક્તિ આવીછે કે જાણે તમે બોલતાં થાકો પણ હું સાંભળતાં નહી થાકું !

**વૈરાજ**—(સ્વગત). જય મહાત્મા બાપ! આ સઘળા આપના પ્રતાપ છે. (દરદીને). તમને બોલવા તથા સાંભળવાની શક્તિ આવીછે તે જાણીને મારો આનંદ માયો સમાયો રહેતો નથી, માટે તમે ભલે મારી સાથે વાતો કરો.

**દરદી**—બાપા! મને તો વાતો કરતાં શું આવડે! પણ હું તો એટલુંજ કહુંછું કે અહી બધા માંદાંઓની તમે આટલી જતન જાતે કરોછો તો તમે થાકી જતા હશો, માટે તમે જરા ઉંઘી જાવો તો હું તમારી પાસે બેસી તમારા પગ ચાંપું. કારણ હું તો જાણે આજે સમૂળગો સાજો થઇ ગયો અને મને શક્તિ બરાબર આવી ગઇ એવું મને લાગેછે! પ્રીતથી ભોજન કરાવનાર ગૃહસ્થનાં બારણે તેની રક્ષા કરવા શ્વાન બીચારો બેસશેજ; સુંદરીએ કોમળ કરથી દાણા આગણે વેર્યા તો વૃક્ષ ઉપરનો મોર અવશ્ય આગણે નૃત્ય કરી તે બાળાને રીઝવવા ઉતરશેજ; બાર માસે દિવાળી આવી તો સન્નારી તેના સન્માન કાજે ઘરનાં વાસણ કુસણો માજી સ્વચ્છ કરવા દોડશેજ.

**વૈરાજ**—ભાઇ! તમે માદા છો તો મારેજ તમારી ચાકરી કરવાની ઘટે. હું કાઇ માંદો નથી કે મારી ચાકરી તમારે કરવી પડે! માળિયાને સરકટનો ટેકો શુ! મદિરાને જળનું મિશ્રણ શું! બળદને બકરાંનો ટેકો શું!

**દરદી**—દ્રવ્ય ભરેલી થેલીનેજ સાચવવાની વિશેશ જરૂર છે અને ભિક્ષુકની ફાટીતૂટી ઝોળી તો ખોવાઇ ગઇ તોપણ બળી; દૂરના પ્રદેશનું દર્શન કરાવનારા મીનારાનુંજ મહત્વ છે અને ઉકરડાનો ઉચો ટેકરો તો ખોદાવી નખાયો તોજ ઠીક છે; નિર્મળ સરિતાના જળના મહિમાને સતત વહેતો રાખવો ઉચિત છે પણ ગંદકીની નીક તો પરાઈ ગઈ તોજ ઠીક થયું. ભાઇ! આ પળે તમને મારા તરફ આટલા માયાળુ જોઇને મને મારા પ્રતિ આવાજ માયાળુ મારા માતપિતા આ પળે યાદ આવેછે. મારા હીણભાગ્યમાં કોણ જાણે શું ઉંધા પાતકી દારૂણ લેખ લખ્યા હશે કે મને જન્મ આપનારાં મારાં પરમપૂજ્ય માતપિતાનું મનજ મેં મારી આખી જીંદગી દુભવ્યુંછે! હવે એ વાતનો મને અત્યંત પશ્ચાતાપ થાયછે. એ મારી કૃતઘ્નતાનું મને સ્મરણ થતા મારા ચર્મ નહી પણ જાણે મારો આત્મા પણ ચીરાઈ જાયછે! મારા નેત્રમા અંધારી ઘોર શૂન્યતા વ્યાપી રહેછે! મારૂં શરીર થરથર કંપે છે! મારૂં મન બાવરૂં અને બેચેન બની જાયછે! એ પશ્ચાતાપના દુઃખમાથી છુટવા હરી ભગવાન પાસે હુ હાથ જોડીને માગુંછું કે ભગવાન મને હવે મોત આપો. બાપા! મારા માતપિતા મારાં સઘળા સુખો માટે, મારા વિદ્યાભ્યાસ માટે, મારી સારી સોબત માટે, મારાં સંસારમાં સદ્‌વર્તન માટે, અનેક સારી શીખામણો આપતા, પણ હું તેમને વઢતો, કનડતો, નારાજ કરતો, અને મેં નવ કાઈ શીક્ષણ લીધુ, નવ કાંઇ સારાં લોકમાં સન્માન મેળવ્યું, નવ કાઇ લોક વ્યવ્હારમા મર્યાદાથી ચાલ્યો, અને છેવટે મારા માટેના બળાપામાં અને કલ્પાતમા મારા માતપિતા બીચારા બેઉ મરી ગયાં! નથી મેં કોઇ દિવસ મારાં માતપિતાને લગીર એક લોટો પાણી પાયું, નથી કોઈ દિવસ મેં મારા માતપિતાના લગીર ચરણ તળાંસ્યાં,

નથી મેં કોઇ દિવસ રાતી બદામ મારાં માતપિતાને કમાઇને લાવી આપી. હાય, હાય, હવે મારો જીવ કહેછે કે જો ભગવાન મારાં માતપિતાને સજીવન કરી આપે, તો હું એમના ચરણમાંથી મારૂં શિર નહી ઉચકું, તેમને ભોજન કરાવ્યા વિના એકે દિવસ નહી જમુ, તેમની ઇચ્છિત વસ્તુઓ પાતાળમાંથી પણ લાવીને પેદા કરૂં. પણ, હાય, મારાં માતપિતા સજીવન થઇ ક્યારે આવે! (મસ્તક કુટેછે). બાપા! મારી સારવાર કરવી પડતી મુકો અને મારાં માતપિતા મને લાવી આપો. હું તમારો પાડ નહી ભૂલીશ. (પગે પડેછે).

**વૈદરાજ**—ભાઈ! તારા મૃત્યુ પામેલાં માતપિતા તારાથી અળગાં નથી. પ્રભુની એકજ સૃષ્ટિમા તું એક ભાગમાં છે અને તારા માતપિતા બીજા ભાગમાં છે. જાણે ઘરના એક ઓરડામા તું બેઠોછે અને બીજા ભાગમા તારાં માતપિતા છે. વચમા માત્ર દિવાલ કે મેડા છે. માટે તમારાં માતપિતા જીવતા હોય એમજ સમજો, તેમની જે જે આજ્ઞાઓ હતી તેનું હવે પાલન કરો. તેમની આજ્ઞાઓનું હવે પણ પાલન થતાં તેઓ રીઝશે, તેઓનો આત્મા શાંત થશે, તેઓને પરમ હર્ષ થશે, તેઓના આશિષથી તમે સુખી થશો, તમારો જયજયકાર થશે.

**દરદી**—અરે, બાપા, એમની આજ્ઞા પ્રમાણે તો હુ જીવીશ ત્યાં સુધી હર પળે ચાલીશ, પણ મારે એક ફેરા એમનાં દર્શન કરવાંછે અને એમનાં મુખથી મારા ઉપર પ્રસન્નતા સાંભળવીછે. ભેટવાનો માર્ગ બતાવો. બાપા! હું સત્ય કહુંછું કે હું ભગવાન પાસે એટલુંજ માગુંછું કે જન્મમરણના કલ્પોના કલ્પો પર્યંતના જેટલા મારા ફેરા હોય તે બધામાં મને એજ મારાં પૂજ્ય માતપિતાના ઘર જન્મ આપજો અને એમની ચાકરી કરવા મને સદ્બુદ્ધિ આપજો. (મહાત્મા તેને માતપિતાના દર્શન કરાવેછે).

**માતપિતા**—બેટા! તું અમારા લીધે જરા પણ ખેદ કરીશ નહી. અમે તને જન્મ દીધોછે તો તને ખેદ પામતો જોઇને અમારો આત્મા વધુ દુઃખી થાયછે. તુ પ્રસન્ન ચિત્તથી રહે અને સંસારમાં સદ્બુદ્ધિ અને સદ્વર્તનથી રહી સદા સુખી રહેજે અને સર્વને સુખી કરજે.

**દરદી**—માતપિતા! તમારા દર્શન મને પ્રાપ્ત થયાં! મારા અપરાધ માટે તમારી માફી માગુંછું. તમારા મુખથી માફી સાભળી મારો આત્મા શાંત થયોછે. માતપિતા! તમે હવે મારી સંગાથે રહો તો હું તમારી સેવામાં ચૂક નહી કરૂં.

**માતપિતા**—બેટા! અમે તારી સંગાથે નથી તો કયાં છીએ! બેટા, અમે રાત દિવસ હર પળે તારી સંભાળજ રાખીએ છીએ, અને તારી ઇચ્છા છે તો તું કહેશે ત્યારે ત્યારે તને આવી મળશું. પણ અમે મૃત્યુ પછી સુખમાં છીએ તો અમારાં સુખી સ્થાનમાં અમને રહેવા દે. હવે અમે જઇશું. બેટા! અમે જીવતાં હતાં ત્યારે તો તું મુખથી બોલાવે ત્યારે અમે આવી શકતાં, પણ અમારાં મૃત્યુ પછી તો તું મનથી અમને યાદ કરીશ એટલે તુરત અમે તારી આગળ હાજર રહીશું, કારણકે અમારાં સ્થાનની એવી રચના છે. અને અમે

કાંઇ મરી નથી ગયાં, અમે જીવતાંજ છીએ. અમે ત્યારે હવે જઇશું.

**દરદી**—સ્મરણ માત્રથી જો દર્શન દેવા કહોછો તો તમારાં સુખી ધામે સીધારો. હું તમને શું સુખી કરી શકવાનો હતો! (માતપિતા અદશ્ય થઇ જાયછે.)

**વૈરાજ**—(સ્વગત). મહાત્મા બાપ! આ ભાઇને આપે એમનાં માતપિતાનાં દર્શન કરાવ્યા અને એનાં દુઃખી મનને શાંત કર્યું, આ આપની કેવી દયા! દયા સાગરા! સદા દયાજ દયા તમારાં ઉરે!

**દરદી**—બાપા! મારાં મૃત્યુ પામેલા માતપિતાને તમે મેળવી આપ્યા!

**વૈરાજ**—ભાઇ! એ સઘળો પ્રતાપ પ્રભુજીનો અને મહાત્મા બાપનો છે. પણ, ભાઈ, હવે તમે તમારા માતપિતાએ જે જે આજ્ઞાઓ કરી હોય તે સર્વનું પાલન કરો, અને જગતમાં શુદ્ધભાવથી, શુદ્ધ મનથી સંચરો, તો તે થકી તમારાં માતપિતાના દર્શન પણ તમને લભ્ય થશે. ચાલો, આપણે પેલા હમણા આવેલા એક દરદી પાસે જઇએ. (બેઉ જાયછે).

## અંક ૩. પ્રવેશ ૨૪.

**સુધન્વા**—(સ્વગત). મનુષ્યનાં ચિત્તને સ્ત્રીજાતિ આટલી હદે હરેછે એ તો જ્યારે હું આ સુજાતાની કાંતિથી ભ્રમિત થયોછું ત્યારેજ જાણ્યું! અને વળી હું જે સદા કહેતો હતો કે જે પુરૂષો સ્ત્રીની પ્રીતમાં ઝંપલાયછે તેઓ મૂર્ખ અવિચારી આંધળા મતિહીન છે, તે હવેથી કહીશ કે સ્ત્રીના પ્રેમમાં પડેલા પુરૂષોને ધન્ય છે! આટલી વય સુધી મારૂં મન હર પળનુ દ્રવ્યમા પ્રેરાયલું રહેતું, અને જાગ્રતાવસ્થામાં કે નિદ્રાવસ્થામા કે સ્વપ્નાવસ્થામાં હું દ્રવ્યનાંજ સ્વપ્નાં જોતો હતો, અને દ્રવ્યનાજ હીસાબો ગણતો હતો, કે આ ભાવ આટલો વધ્યોછે તો આટલો નફો મારો થઈ ચુકયો, અને આ ભાવ આટલો ઘટયોછે તો આટલા હજાર કે લાખનું નુકસાન થવાનું, અને આટલા બાવન કરોડ મારી પાસે છે તો બીજો ફલાણો વ્યાપાર કરીશ તો બીજા બાવન કરોડ થાય ખરા! પણ જે પળથી આ સુજાતાનું સૌંદર્ય મેં જોયુંછે ત્યારથી હું દ્રવ્ય નામે ભૂલી ગયોછું, અને સ્ત્રી સુખની પ્રાપ્તિના વિચારોમાંજ લુબ્ધ બની ગયોછું! અને એ સુંદરીનો પ્રેમ રસ પીતા કરોડો રૂપીયાના વ્યાપાર ઉપર ધ્યાન નહી અપાશે, અને વ્યાપાર બગડશે, અને નાણાંનું નુકસાન થશે, એમ છે, તોપણ જીવ કહેછે કે ભલેને કરોડોની ખોટ જાય, રૂપીયાને શું રોવાછે! અને સુજાતા લગ્ન કરવા હા પાડે તો મારાં મરણની છેવટની ઘડી સુધી એની સાથનાં પ્રેમ સુખમાંજ આનંદ માનું. અરે, પણ, એ સુજાતા તો મહાત્મા અને પરમાત્માની પૂજારી છે તો માનુષી પ્રેમની પૂજારી કેમ બનશે અને મારી સાથે લગ્ન કરવા હા કેમ પાડશે! કામ! તને શાસ્ત્રમાં બ્રહ્માનો પુત્ર કહોછે તો ખરે તું બ્રહ્માનોજ પુત્ર છે. અને બ્રહ્મા જેમ પ્રત્યેક દેહધારીમાં વાસ કરેછે તેમ તું પણ પ્રત્યેક દેહધારીની કાયામાં વાસ કરવા

શકિતવાન છે, અને તારા પિતાની પેઠે તું ભલે મનુષ્ય હૃદયમાં નિવાસ કર. તારૂં સ્વરૂપ અદભૂત ચીતારવામા આવ્યું છે. અને તું અનાદિ કાળનો છે તોપણ એક બાળકની બાલ્યાવસ્થાનું તરૂણ રૂપ આજની ઘડી સુધી તું ધારણ કરી રહ્યોછે એવો તું તરૂણ, પ્રિય અને અદભૂત કળા વાળો છે! અને તું મારી દેહમાં હમણાંનો પ્રવેશ કરી રહ્યોછે તો હુ તને કહું છું કે તું મારાં હૃદયમાં સદા સુખે મહાલજે, કારણ તું એક તરૂણ કોમળ પ્રિય બાળ તેને હું મારાં બાહુ બળથી કહાડી મુકું એવો હું અવિવેકી નથી. પરંતુ, કામ, તને મારી આટલી એક વિનંતિ છે કે જેવો તેં મારી દેહમાં પ્રવેશ કર્યોછે તેવો તું સુજાતાની કાયામાં પણ સાથેસાથે પ્રવેશ કર અને તેણીને પણ પ્રેમમાં લુબ્ધ કર. કામ! તેં શીવજી સરખાને તેમની ઉગ્ર તપમાં ડોલાવ્યા, ચુકાવ્યા, તો શું તું આ એક સુજાતાને પ્રેમથી ચળિત ભ્રમિત નહી કરી શકીશ!

**મુનિમ**—(આવતાં. સુધન્વાને). શેઠજી! રૂનો ભાવ બે ટકા વધીને આવ્યોછે. રૂમાં પચીસ લાખનું નુકસાન આપણને થાય એમ છે માટે વેચવો કે રહેવા દેવો?

**સુધન્વા**—મુનિમજી! આજથી મારા તમામ વ્યાપારનું કામ તમને સ્વાધીન કરૂંછું. તમને ઠીક લાગે તેમ વેચો અને લ્યો, મને પુછવા આવશો નહી.

**મુનિમ**—આપનાં ભાગ્યબળથી આપને લાભ પ્રાપ્ત કરાવનારી વ્યાપાર બુદ્ધિ આપને સુજે તે અમને ટુંક ભાગ્યના પગારદાર માણસને ના સુજે. માટે વ્યાપારમાં કામ નહી તો આપની જીભના એક બે અક્ષર વિના તો ના ચાલે તે નાજ ચાલે.

**સુધન્વા**—તમારી બુદ્ધિથી તમારાથી મારો વ્યાપાર ચલાવી નહી શકાતો હોય તો વ્યાપાર બંધ કરો. મારે તો વ્યાપારની સામે આડી નજરે પણ નથી જોવું. આ તમને છેવટનું કહી દીધું.

**મુનિમ**—તો, શેઠજી, મારાથી તો મારી ટુંક બુદ્ધિથી આપનો કરોડોનો વ્યાપાર નહી ચલાવી શકાય અને હું તો નોકરીમાથી રજા માગુંછું.

**સુધન્વા**—તો, ભલે, ત્યારે ઘર બેસો. અને તમે એમ કરો કે આપણી પેઢીઓ ગામે ગામ જ્યા જ્યાં છે તે બધી એકદમ બંધ કરી નાખો, અને સર્વ કોઇ માણસોને તાકીદે રજા આપી દો. બળ્યો, વ્યાપાર તો તમે અને મેં બહુ વર્ષો ચલાવ્યો અને હવે વધુ શું ચલાવવો હતો! સદા કાળની વ્યાપારની પીડા શું હોરેલી રાખવી!

**મુનિમ**—ના. શેઠજી. આપનો વ્યાપાર સમૂળગો બંધ કરવો એ આપનું કામ આપના હાથે કરશો. મારા હાથે એ કામ નહી બની શકે. (જતા. સ્વગત). કાંઇ સમજ પડતી નથી કે શેઠજીની વૃત્તિ એકાએક કેમ આટલી ફરી ગઇછે! એમનું ચિત્ત હમણા સ્વસ્થ નથી એટલું તો ખરૂં! પણ, હમણા એમને ખાધ છે તો એ ખાધ જેટલો નફો કોઇ વ્યાપારમાં હું મેળવી લેવું અને શેઠજીની સઘળી પુંજી અનામત અને સલામત થઇ જાય એટલે નોકરી બંધ કરૂં. હાલ તુરત નોકરી ઉપરથી ખસી નહી જાવું. (જાયછે).

**સુધન્વા**—(સ્વગત). મુનિમને વ્યાપાર પ્રતિના મારા અણગમાનો ખરો ભેદ કહેવા મારૂં મન થયું તો બહુ, પણ એ ભેદ એમને નહી કહ્યો તો સારૂં. પ્રેમની વાતોજ એવી છે કે એ તો પરસ્પર બે પ્રેમીઓએજ જાણેલી સારી.

**છોકરો**—(આવતા. તેને). બાપા! મારા માટે તો મહેતીજી આવવાની છે તો મહેતાજી નહી લાવતા મહેતીજી લાવ્યા એનું શું કારણ?

**સુધન્વા**—કોઇ હુશીયાર મહેતો નહી મળ્યો હશે તે માટે મહેતીજી લાવ્યા હઇશું. તારે તો શીખવા સાથે કામ છે, પછી મહેતો હોય કે મહેતીજી હોય.

**છોકરો**—ત્યારે તો મહેતીજી બહુ વિદ્વાન હશે અને મને પણ મોટો વિધ્વાન કરશે ખરા! મને તો ભણવા બહુ ગમેછે અને મહેતીજી હુશીયાર હશે તો હું જરૂર એમની પાસે ઝટ બધુ શીખી જઇશ. અને, બાપા, તમને વ્યાપાર સિવાય બીજુ કાઇ આવડતું નથી, કારણ, મારી ઇતિહાસ, ભુગોળ, કાવ્ય વિગેરે ચોપડીમા કાંઈ મને સમજાવવા કહુછું તો તમને આવડતું નથી, તે માટે તમે પણ એ મહેતીજી પાસે થોડું થોડું શિક્ષણ લ્યો તો કેવું સારૂં?

**સુધન્વા**—તારા વગર કીધે મારે પણ રોજ કલાક બે કલાક ચાર કલાક દસ કલાક, જેટલા કલાક મહેતીજીને ફાવે તેટલા કલાક, મારે એમની પાસે શિક્ષણ માટે બેસવા નક્કી વિચારજ છે.

**છોકરો**—તો, બાપા, તમે જો આ પ્રમાણે ચોવીસ કલાક મહેતીજી પાસે શીખવા બેસો તો હું પણ ચોવીસે કલાક તમારી પાસે બેસીશ અને તમે શીખશો તે સાભળીશ.

**સુધન્વા**—(સ્વગત). સારૂ છે કે હજી નાનો છે નહીતો હું પરણવા નીકળું તો મારી સાથે એ પણ પરણવા નીકળે એવો દેખાયછે! (સુજાતા આવેછે. સ્વગત). અરે, આ દિવ્ય મુગ્ધા તો આવ્યા! (તેણીને). પધારો, પધારો. આપનીજ વાતો હું અને મારો છોકરો કરી રહ્યા છીએ. આ મારો છોકરો. (છોકરાને ઓળખાવેછે) (છોકરાને), આ તારા પૂજનીય મહેતીજી.

**સુજાતા**—(છોકરાને). ભાઇ! સુખી રહો. સૂર્યનારાયણ પ્રસન્ન થઇ તમને અપાર વિદ્યા પ્રાપ્ત કરાવો. ભાઇ! તમારા તાતજીના કહેવા પ્રમાણે હું તમને શીખવવા આ-વવાનીછું તો ભાઇ તમારા પાઠો અને ચોપડીઓ મારી આગળ લાવજો. હુ કાંઇ શીખેલી નથી પણ જે કાઇ થોડું ઘણુ મને આવડતું હશે તે હું શીખવીશ અને બતાવીશ. (સુધન્વાને). શેઠજી! આપ આપના વ્યાપારનાં કામે પધારો. આપના પુત્ર વિદ્યાવિલાસી છે તો વિદ્યાદેવી એમના ઉપર અવશ્ય પ્રસન્ન રહેશેજ.

**સુધન્વા**—(સ્વગત). હાય! બાપ. મને વિદાય થવાનું આ વગર સમજનું શાને કહેતી હશે! (સુજાતાને). એમ છે કે એ છોકરો તમારી આગળ નવો છે એટલે હું ધારૂંછું કે હું પાસે થોડા દિવસ રહીશ તો તમને બેઉને ઠીક પડશે.

**સુજાતા**—શેઠજી! ગુરૂ જે જ્ઞાન શિષ્યને દેછે તે જ્ઞાન ગુપ્તજ રહેવું જોઇએ અને એકાં-

તમાં અપાવું જોઇએ. જ્ઞાનનું એ પ્રમાણેનું રહસ્ય છે તો આપના હાજર રહે-
વાથી જ્ઞાન માર્ગનું યોગ્ય રીતે અવલંબન થશે નહી. માટે, આપ આપનાં
બાળ માટે લગીરે ચિંતા કરશો નહી અને આપનાં કામે સીધારો.

**સુધન્વા**—બાળ માટેની ચિંતાનું તો કાંઇ નહી, પણ મને તમારી પણ ચિંતા ખરીને !

**સુજાતા**—મારી ચિંતા શી રીતની ! શું બીચારૂં આ બાળ મને ગાળ ભાંડશે, કે મને
લાકડી લઇને મારશે, કે મારી લાજ લુટશે ?

**સુધન્વા**—ના, ના. એવું તો એની મકદૂર છે કે કરે. પણ વાત એમ છે કે મારાં
મનથી હું વિચાર કરતો હતો કે આ છોકરો તમારી પાસે બરાબર પાઠ શીખેછે
કે નહી તે જોવું.

**સુજાતા**—વિદ્યાર્થી પાઠ બરાબર સમજેછે, શીખેછે કે નહી તે ગુરૂએ જોવાનું જાણ-
વાનુંછે, માટે એ કારણુસર તો આપની કાંઇ પણ જરૂર હોય એમ છેજ નહી.

**સુધન્વા**—હા. તે તમારૂં કહેવું બરાબર છે, પણ વાત એમ છે કે મેં જાણ્યું હું જાતે જોવું
કે આ છોકરો બુદ્ધિશાળી છે કે કેમ.

**સુજાતા**—શિષ્યની ચેષ્ટા અન્ય જનને નહી જોવા દેવી એ તો ગુરૂનું પ્રથમ કાર્ય છે, માટે
ગુરૂ શિષ્યની ચેષ્ટા જોવા આપ અહીં બેસો એ તો એક સદ્‌ગૃહસ્થ તરીકે
આપને યોગ્ય નથી, અને હું એ પ્રમાણે થવા દેવું પણ નહી.

**સુધન્વા**—એ તમારૂં કહેવું વ્યાજબી છે, પણ વાત એમ છે કે મને જરા નવરાસ હતી
તે માટે મેં જાણ્યું કે લાવ જરા અહીંજ બેસું.

**સુજાતા**—શેઠજી ' નવરાસનો અર્થ એવો નથી કે ગમે તે ઠેકાણે નકામા ઉભા રહેવું.
નવરાસનો અર્થ તો એ છે કે કોઇ સારાં કામમાં તેટલો વખત ગાળવો.

**સુધન્વા**—તે તો ખરૂં છે. પણ વાત એમ છે કે મારા મનને લાગ્યું કે આપને કાંઈ
અહી જોઇતુ કરતુ હોય, અને આપ અહીના અજાણ્યાં તો કાંઇ મુઝાવો,
અને હું હાજર હોવું તો આપને જે કાંઈ જોઇતું હોય તે હું ખુશીથી હાજર કરૂં.

**સુજાતા**—શેઠજી ! હું અહીં જમવા કે રમવા કે રાગરંગના ખેલ કરવા નથી આવી કે
મારે અહી કાંઈ ચીજની જરૂર પડે. મને તો મારો વિદ્યાર્થી લક્ષ દઇને શીખે
એટલે સર્વ ચીજો મળી ગઈ એટલુંજ હું તો જાણું.

**સુધન્વા**—એ તો હું ના પાડી શકતો નથી. પણ વાત એ છે કે મેં એમ જાણ્યું કે
છોકરાને શીખવી રહ્યા પછી તમે તુરત ચાલી જાવો તે ઘડી મારાથી તમને
વિનયપૂર્વક સત્કારથી વધારે વખત અહીં થોભવા માટેનું કહેવાનું બની નહી
શકે તો તમને ખોટું લાગે, તે માટે હું હાજર રહું તો સારૂં.

**સુજાતા**—બાળકને શીખવવાનાં કામની એક મીનીટ પહેલાં એક મીનીટ પછી મારાથી
અહીં વધુ વખત નહી થોભાય, કારણ અવર પુરૂષનાં ઘરમાં સ્ત્રી જાતિને
થોભવાનો અધિકાર નથી.

**સુધન્વા**—(સ્વગત). આ તો સ્પષ્ટ બે બોલોમાંજ મારી ગએલી શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવી
દેતી દેખું ! (સુજાતાને). ભલે, ત્યારે, તમે જાણો અને તમારો વિદ્યાર્થી જાણો.

(જતાં. સ્વગત). આ તો છોકરાને શીખવ્યા પહેલાં કે પછી એક મીનીટ પણ થોભવાની ના પાડેછે તો લગ્નની વાત સવિસ્તર કરવા કલાકોના કલાકો અને દિવસોના દિવસો જોઇએ તે ક્યાંથી મળશે ! આનું કામ ભારે જબરૂં છે ! (જાયછે).

**સુજાતા**—(બાળકને). ભાઇ ! તમારા તાતજીના કહેવાથી કાંઇ થોડું ઘણું જ્ઞાન તમને આપવા રોજ હું એક કલાક તમારી પાસે આવવાની છું. તમે ઇતિહાસ, ભુગોળ કાવ્ય વ્યાકરણ વિગેરેના વિષયો તો લક્ષ આપીને નિશાળમાંજ શીખશો તો આવડશે, અને મને એ વિષયો આવડતા પણ નથી. પણ હું જે જ્ઞાન તમને આપવાની છું તે નૈતિક અને ધાર્મીક જ્ઞાન છે. અને નૈતિક તથા ધાર્મીક જ્ઞાન એવું છે કે એ માટે વિદ્યાર્થીએ પ્રથમ યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. એ યોગ્યતાના મુખ્ય લક્ષણો એ છે કે મનની વિકારરહિત નિર્મળતા તથા શુદ્ધ અંતઃકરણની પવિત્ર સાચી ભાવનાઓ. આ પ્રમાણે મન તથા અંતઃકરણની વિશુદ્ધતા પ્રાપ્ત કરવા કયા સદ્ગુણો ખીલવવા આવશ્યક છે તે હું તમને સમજાવું. પ્રથમ તો વિદ્યાર્થીએ યાદ રાખવાનુંછે કે આ જગતમાં જન્મ આપનારા, જીવાડનારા, સકળ સુખ આપનારા, સકળ શુભેચ્છાઓ પૂર્ણ કરનારા, એક પરમ કૃપાળુ પરમાત્માજ છે એ પરમાત્માજ આપણા ઉત્પન્ન કરનારા, અને આપણા તમામ કષ્ટો હરનારા છે, અને આપણે જે તેમની ઉત્પન્ન કરેલી વસ્તુઓ તે માત્ર પામર જીવાત્માઓ છીએ. એ પરમાત્માનું તત્વ દયા છે, અર્થાત, એ દયાભાવ નિરવધિ સાગર છે જેમાંથી વહન થતા દયાના વ્હેળિયા વિશ્વમાં પ્રત્યેક ગુણી જીવાત્માને જઇ મળેછે, અને આ જગત અને આ જીવાત્માઓ એ પરમાત્માના દયા રૂપી સાગરમાંજ તરેછે. માટે આપણે કાંઈ પણ ખોટો વિચાર, ખોટો શબ્દ, કે ખોટું કૃત્ય, આદરીશું તો એ દયાનો સાગર તેથી મલિન થશે અને પરમાત્મા પોતે પણ મહા દુભાશે. માટે, ભાઇ ! પરમાત્મા, દયાના તત્વરૂપે, સતરૂપે, ચિત્તરૂપે, આનંદરૂપે, વિશ્વમાં અને આપણાં હૃદયમા નિવાસ કરી રહ્યાછે, એ સિદ્ધાત તમારાં મન વિશે સ્થાપી, તમારે એ પરમાત્માના પ્રેમી અને ઉપાસક બની, સંસારમા રહેવું. ભાઇ ! પરમાત્માનો પાર પામવા વેદો સમર્થ નથી, રૂષિઓ સમાધિમા પણ પરમાત્માનાં રહસ્યો પૂરાં સમજી શક્યા નથી, તો મારા થોડા બોલોથી પ્રભુ મહિમા હું તમને જે એક તરૂણ વયના બાળ છો તેને શું સમજાવી શકીશ અને તમે શું સમજી શકશો ? પણ જેમ સરિતાના જળનો તેણીના વહનના સઘળા માર્ગમા રક્ષક અને સાથી કીનારો છે; જેમ વાયુ, વગડાને વિમળ લહેરીના વિલાસથી ભરી તેમાંજ વાસ કરી રહેછે, જેમ ગગનમા ગ્રહો તારલાઓ અનંતકાળ પર્યંત પ્રગટી ગગનને તેજોમય કરેછે; તેમ પરમાત્મા પોતાની દયાના તત્વથી આપણા મનમાં ઉરમા કૃત્યમાં આચારમાં વિચારમા શબ્દોમાં આપણી રગેરગ માં વ્યાપી રહેછે, તો એવા દયાવાન પ્રતાપી પરમાત્માના આશ્રય હેઠળ સતત સત્કાર્યમાં તત્પર અને પ્રવૃત્ત રહેજો, અને કાઇ પણ નિમિત્ત નીતિમાંથી ચલાયમાન થશો નહી. હવે, ભાઇ, પરમાત્મા સબંધમાં આટલું કહ્યા પછી આપણે

જે જીવાત્મા છીએ તેના સબંધમા હું થોડુંક કાંઈ તમને કહું. ભાઇ ! જીવાત્મા એ તો પરમાત્માની સ્રજેલી એક કૃતિ છે. ભાઇ ! કુંભારનું બનાવેલું જેમ હાંલ્લું છે, ધનવાનની દ્રવ્યથી ખરીદેલી તેની માલકીની જેમ ગાય ભેંસ હોયછે, જેમ બાળકનો ઉરાડેલો પુકો હવામાં મહાલેછે; તેમ આપણે પરમાત્માની માત્ર કૃતિઓ છીએ. કુંભાર તેની આજીવિકા માટે હાલ્લા ઘડે છે; ધનવાન દુધ ઘીનું ભોજન કરવા ગાય ભેંસ ખરીદેછે; બાળક પોતાના આનંદ માટે પુકાને હવામાં ઉરાડેછે. આ પ્રમાણે આપણે જીવાત્માઓ સઘળાં કૃત્યો આપણા પોતાના કાંઇ સ્વાર્થ પરત્વે કરીએ છીએ, પણ પરમાત્મા તો જીવાત્માઓને સ્રજેછે તેમાં તેમનો સ્વાર્થ નથી. એમનું એ કૃત્ય નિઃસ્વાર્થી છે, અને જીવાત્માઓ ઉત્પન્ન કરવાનું કાર્ય તેમણે એટલાં માટેજ હાથ ધર્યુછે કે પોતે જેવાં સ્વયંભૂ અનંત અવિનાશી છે તેવા જીવાત્માઓ પણ સુકૃત્યો દ્વારા પવિત્રાઇ દ્વારા પ્રતાપશાળી અને ઐશ્વર્યવાન થાય. આ જીવાત્મા, પરમાત્મા સાથે તેમના અંશનો નિકટ સબંધ ધરાવેછે, અને એ રીતે જીવાત્મામા અપાર શક્તિઓ હોવા છતા પણ જીવાત્મા તો પ્રભુજીની અપાર શકિત આગળ તૂચ્છ છે, અને પૂર્ણ પરમાત્માનો પૂર્ણ પ્રતાપ, એ પરમાત્માનો એક અલ્પ અંશ જે મનુષ્ય તે કદી પ્રાપ્ત કરી શકવાનો નથી. માટે જીવાત્માએ પોતાને કદી પણ પરમાત્મા સમાન પ્રતાપી, બળવાન, ઐશ્વર્યવાન, માનવાનો મદ મનથી કરવો નહી કે કૃત્યથી આ- ચરવો નહી. "તત્વમસી" જે શ્રુતિનું મહા વાક્ય છે તેનો અર્થ એવો નથી કરવાનો કે "જીવાત્મા તેજ પરમાત્મા છે", પણ તેનો અર્થ એ પ્રમાણે કરવાનો છે કે "જીવાત્મા તું પરમાત્મા થકી ઉત્પન્ન થએલોછે," "જીવાત્મા તું પરમાત્માની સેવા માટે છે", "જીવાત્મા તું પરમાત્માની માલકી છે." આ પ્રમાણે જીવાત્માએ તો સરજનહાર પરમાત્મા પ્રતિ પોતાનું ગૌણપદ અને દાસત્વ સ્વીકારી રહેવાનુંછે. હવે જોકે પરમાત્મા સાથની સરખામણીમાં જીવાત્માને લેશ મહત્વયુક્ત શક્તિ કે ઐશ્વર્ય નથી, તોપણ જીવાત્માએ યાદ રાખવાનુંછે કે પોતે પ્રભુજીનો ઉત્પન્ન કરેલો એમના અંશરૂપી આત્મા છે. અને આત્મા તરીકેની જીવાત્માની શકિત એટલી અગાધ છે કે માત્ર પરમાત્માનાં ઐશ્વર્યથીજ તે ઉતરતી છે. માટે, મનુષ્યે તેનાં મન તથા ઉર વિષે દ્રઢતાથી અને શ્રદ્ધાથી સ્થાપિત કરવાનુંછે કે એ પોતે આત્મા છે અને આ સ્થૂળ દેહ જેમાં તેણે વાસ કર્યોછે તે કાંઇ જીવાત્મા નથી. અને મનુષ્ય તો ચૈતન્ય છે તો તેણે આ દેહને પંપાળવાનું કાર્ય માનુષી અવતારમાં ઘટતું નથી. અને આત્માની સતત ઉન્નતિ અને વિકાસ કરવા માટેજ આ મનુષ્ય અવતાર છે. ત્યારે મનુષ્યે લક્ષમાં રાખવાનુંછે કે પ્રભુજીના અંશરૂપી આત્મા તરીકે એ મહા સત્તાવાન છે, તો નથી એને કોઇ જાતનું દુઃખ સંભવતું, નથી એને કોઇ જાતની ગ્લાનિ સંભવતી, નથી કોઇ જાતની અજ્ઞાનતા એને સંભવની; ટુંકમાં, કોઇ જાતની આપત્તિઓ, દુર્બળતા, તેજોહીનતા, દરિદ્રતા, એને સંભવતી નથી. પરંતુ, તે છતાં જીવાત્મા દરિદ્ર, દુઃખી, અજ્ઞાન, શોકગ્રસ્ત, અને ટુંકમાં દરેક રીતે દુઃખી છે, તો આ વિશ્વમા એ એક અવનવી, વિચિત્ર, અશુભ અને અયોગ્ય ઘટના

ક્યાયેથી આવી મળીછે, અને દુઃખ નામ જીવાત્માને ઘટતું નથી. આ પ્રમાણે જો દુઃખ મનુષ્યને નિષ્પ્રયોજન છે, તો દુઃખ જે વસ્તુસ્થિતિ છે તેનું કેમ ! જગતમા કોઇક આધળાં પાગળા, કોઇક માંદા, રીબાતા, કોઇ ધનહીન, બુદ્ધિહીન, કોઇક પ્રપંચી, દ્વેશી, એ સઘળી શોચનીય વસ્તુસ્થિતિ છે, તો એ વસ્તુસ્થિતિનું સત્વર ઉન્મૂલન કરવું આવશ્યક છે. માટે, દુઃખની વસ્તુસ્થિતિ જે રીતે નષ્ટ થાય તેના ઉપાયો મનુષ્યે યોજવાનાછે. અને ઉપાયમાં માત્ર એટલોજ છે કે આ સ્થૂળ દેહને આત્મા નહી પ્રમાણવો, અર્થાત, આ સ્થૂળ દેહની અશુભ વાસનાઓ જે દુઃખ માત્રનું ઉત્પત્તિ સ્થાન છે તે નિર્મૂળ કરવી, અર્થાત કામ ક્રોધ મોહ એવી અનિષ્ટ વાસનાઓ મનુષ્યે દૂર કરવાનીછે, તેમનાથી વિમુખ થવાનુંછે, અને એ રીતે મન તથા દેહને મલિન વાસનાઓના પાશમાંથી મુક્ત કરીને નિર્મળ કરવા, જેથી આત્માને એ મલિન વાસનાઓ થકી થયેલું આવરણ નષ્ટ થતા, પછી આત્મા આપણા નિર્મળ તન મનમાં, સકળ બળ, ઐશ્વર્ય, બુદ્ધિથી પ્રગટી શકે. અને મનુષ્યમાં જો બળ, ઐશ્વર્ય, બુદ્ધિ, વિશુદ્ધતા, આવી મળ્યા તો દુઃખ માત્ર તેનાથી દૂર નાઠું અને જગતમાથી પણ નાઠુંજ જાણવું. દેહમા મલિન વાસનાઓનો ઉદ્ભવ નહી થવા દેવા એક અગત્યની વાત લક્ષમાં રાખવાની એ છે કે તામસ તથા રજોગુણ ઉત્પન્ન કરનારો આહાર તજવો અને સાત્વિક તત્વની વૃદ્ધિ કરે એવો આહાર કરવો. માંસાહાર અને મદિરા-પાન એ આહાર તરીકે મહા અધમ ભોજ્ય પદાર્થો છે કારણ એમાં હિંસાનો દોષ વ્યાપી રહેછે અને મલિન પદાર્થોનો આપણી દેહમા સંચય થાયછે. મનુષ્ય સમજેછે કે પૌષ્ટિક પદાર્થોથી આ દેહ બળવાન તથા દીર્ઘ આયુષ્ય-વાન થાયછે. પરંતુ આ દેહનાં એ રહસ્યો નથી. એ દેહનું રહસ્ય તો એજ છે કે માત્ર સાત્વિક આહાર, અને તે પણ અલ્પ પ્રમાણમાંજ લેવો. તેમજ ચિંતા, ભય, પરિશ્રમ, ગ્લાનિ વિગેરેથી દેહને છિન્નછિન્ન નહી થવા દેવી. અને તે સંગાથે વદનને શાંત સ્વસ્થ રાખે એવું જાતિ વર્તન રાખવું. એટલાં વાનાં થકીજ દેહનું રક્ષણ જતન થાયછે. આ દેહની રચના કેટલી સુક્ષ્મ છે અને આ દેહમાં કેટલી અદ્ભુત શક્તિઓ રહેલીછે, અને તે શક્તિઓ કેવી રીતે ખીલવી શકાયછે, એ સઘળું જ્ઞાન તમે મોટા થાવો ત્યારે હઠયોગ રાજયોગ વિગેરેને લગતા ગ્રંથોમા વાચશો. ટુંકમા, ભાઇ, આ સ્થૂળ દેહને નિર્મળ રાખવા સાત્વિક પદાર્થોનુંજ સેવન આહાર કાજે થવું જોઇએ. અને મનને નિર્મળ રાખવા માટે જે સૂત્ર ગ્રહણ કરવાનુંછે. તે એ છે કે મનને કોઇ પણ ઉચ્છંખલ વૃત્તિઓથી દોરાવા ઘસ-ડાવા નહી દેતા, એવી વૃત્તિઓનો નિરોધ કરી, એ મનને ઉચ્ચ પ્રવૃત્તિઓમા સ્થિત કરવાનુંછે. અને ઉચ્છંખલ વૃત્તિઓમાંથી મનને મુક્ત રાખવાનો માર્ગ એ છે કે કોઇ પણ દુષ્ટ વિચારો મનમાં પ્રવેશ કરતાં તે વિચારો પ્રતિ લેશ લક્ષ આપવું નહી, એટલે એ પ્રમાણે દુષ્ટ વિચારોનું સન્માન નહી થતાં તે માનભંગ થયેલા પરોણાઓની પેઠે પોતાની મેળે, થાકીને, નારાજ થઇને, હારી જઇને, પાછા ચાલી જવાના. અને કદાચ જો એ વિચારો પાછા વળી વળીને આવે તોપણ તેમનો કોઈ પણ પ્રત્યે સત્કાર નહી. શના, તેઓ

સદા માટે આપણું દ્વાર છોડી ચાલી જવાના. દુષ્ટ વિચારોનો નિરોધ કરવાનો આ એકજ માર્ગ છે. દાખલા તરીકે જો આપણને કોઇક પળનો વિચાર આવ્યો કે આ અમુક બાબતમા મારે જુઠું બોલવુંછે, તો એવા ઉદ્‌ભવતા વિચાર ઉપર લક્ષજ નહી આપવું અને સત્ય પ્રતિજ દ્રષ્ટિ રાખવી, એટલે અસત્ય બોલવાનો વિચાર આપોઆપ અદૃશ્ય થઇ જશે, અને, વળી, સંજોગો પણ દૈવેચ્છાથી એવા રચાશે કે એ અસત્ય બોલવાની જરૂર પણ આપણને નહી પડે. આ રીતે દુષ્ટ વિચારોરહિત બની, મનુષ્યે દ્રઢ સંકલ્પથી મનને સારા વિચારોમાં પ્રેરવાનુંછે. માતપિતાના ઉપકારનો બદલો હું શી પેરે વાળું, સગાંવહાલા સ્નેહી સબંધિનું શ્રેય હું શી પેરે સાધું, જગતનું કલ્યાણ હું કઇ પેરે આદરૂં, દુઃખી જનના કષ્ટ હું કઇ રીતે ટાળું, મેરૂ ડગે પણ હું સત્યથી નીતિથી નહી ડગું એવો સત્યવાન અને નીતિવાન હું કયારે થઇ રહીશ, એવા વિશિષ્ટ વિચારોમા મનુષ્યે મનને દ્રઢતા પૂર્વક રીતે નિમગ્ન રાખવાનું છે, જેથી પરિણામે આત્માને મનોવિકારના જે આવરણો છે તે પણ દૂર થતાં, મન એક નિર્મળ આરસા સમાન બની જશે. અને આ પ્રમાણે મન નિર્મળ થતાં તે દિવ્ય જ્ઞાનનું પ્રતિબિંબ પાડી શકશે, અને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થતાં તે આત્માને ઓળખી શકશે, અને આત્માને ઓળખતાં આત્મા પોતાનાં સ્વરૂપમાં આજ સ્થૂળ દેહમાં ચિત્તમાં આનંદથી વિહાર કરશે, અને પોતાના પૂર્ણ પરિબળથી પ્રગટી શકશે. અને પોતાનાં પૂર્ણ પરિબળથી પ્રગટતાં તેને કાઇ પણ કલેશ, ક્ષોભ, દરિદ્રતા વિગેરે અનિષ્ટ ઉપદ્રવ, સંકટ, ભય, સંભવશે નહી. જોકે આત્મા દેહધારી છે તોપણ જીવાત્માએ પોતાની દેહને અને ચિત્તને વિકારરહિત કરતાં, સકળ દુઃખમાથી મુક્ત થઇ શકેછે, અને અન્ય જીવાત્માઓને પણ દુઃખમાંથી મુક્ત કરી શકેછે. માટે, ભાઇ, તમે બાળક છો તોપણ દેહની વાસનાઓને તથા મનના વિકારોને પગ તળે કચડી નાખજો એટલે પછી જગતમાં તમે સુખની મૂર્તિ રૂપે થશો અને સકળ જીવાત્માઓને સુખી કરી શકશો. આ પ્રમાણે પ્રભુજીને તથા આત્માને ઓળખ્યા પછી સંસાર વ્યવ્હારનાં અને મનુષ્ય અવતારને ઘટિત આચરણ સબંધમા કેટલીક સમજણ મારે તમને આપવાનીછે અને તમારે તે લક્ષમાં લેવાનીછે, તે હું તમને કહી સંભળાવું. આત્મા તરીકે આપણી ઉન્નત્તિ માટે આપણે જેટલા પરમાત્માના આભારી છીએ, તેટલાં આપણે આપણા આત્માને ધારણ કરનારી આપણી સ્થૂળ દેહ માટે આપણે આપણાં માતપિતાનાં આભારી છીએ. અને માતપિતા પ્રતિ તેની સંતતિને સંપૂર્ણ દાસત્વ ઘટેછે, અને આજ્ઞાંકિતપણાંયુક્ત એ દાસત્વનું વર્ણન કરતાં હું કહીશ કે માતપિતાને જે બાળે એક વાર પણ આખી જીંદગીમાં દુભવ્યાં તે બાળ તેની આખી જીંદગીમા કદી સુખી થશે નહી, અને મહા શ્રમયુક્ત જીવન ગાળી આ ભવમા કયાંયે સુખ બેસશે નહી, કદી મનવાંચ્છત અભિલાષા પ્રાપ્ત થયેલી જાણશે નહી, ધાર્યું કામ કદી પાર ઉતારશે નહી, અને દુઃખમાં અને કલેશમાંજ પોતાનું આયુષ્ય પૂરૂં કરશે. પરંતુ જે બાળે પોતાનાં માતપિતાનું મન કદી દુભવ્યું નહી, તેને પૃથ્વી ઉપર કુદ-

રતનો કોપ, કે ભાગ્યના માઠા લેખ, કે મનુષ્યનું તાડન, કે પશુપંખીનું પીડન, દુભવશે નહી, અને તેની સેવામાં પ્રભુજી, દેવો, મહાત્માઓ, પશુઓ, પક્ષીઓ, નદીઓ, સરોવરો, સર્વ કોઇ રહી તેનું જીવન સુખનો સાગર કરશે. માતપિતા પ્રતિ આજ્ઞાંકિતપણાંનું મહત્વ જે બાળના મનમા વસ્યું તેણે આ એક જન્મ નહી પણ અનેક ભાવીના જન્મો સફળ કર્યાં, અને જે બાળે માતપિતાનાં આજ્ઞાંકિતપણાંનું મહાત્મ્ય નહી જાણ્યું તેણે આ ભવ અને ભાવીના કોટાનકોટિ ભવો ધૂળમાં મેળવ્યા, એવું કહેવામાં લેશ અતિશયોક્તિ હું જોતી નથી. ભાઇ! તમે ઠામ ઠામ ફરીને સર્વ બાળકોને આ એક બોધ દેવાનું કાર્ય હાથ ધરો, અને તેમને આ એક સૂત્રનું પાલન કરાવો કે માતપિતા પ્રતિ આજ્ઞાંકિતપણું જો ઉર વસ્યું તો જગતમા તમારા ધન માલ, ઐશ્વર્ય, નિરવધિ થશે, અને જો માતપિતાના આજ્ઞાંકિતપણાનું પાલન નહી કર્યું, તો જગતમાં કોઇ પણ સ્થળે કોટિ પ્રયત્ને પણ તમને કાંઈ પણ સુખ પ્રાપ્તિ ક્યાંયે થવાની નથી. હવે, વળી, મારે તમને સમજ પડવાની છે કે સત્યનો આશ્રય તમે સદા લેજો. કાંઈ પણ કાર્યસિદ્ધિ માટે, કાંઈ પણ સ્વાર્થ માટે, કાંઇ પણ હેતુ પરત્વે, કાંઈ પણ ભૂલ માટે કરીને, તમે સત્યનું છત્ર શિરથી આઘું કરશો નહી. ભલે ઘરબાર તણાઇ જાય, ધનમાલ લુટાઈ જાય, સુખ સંપત્તિ નષ્ટ થાય, પણ સત્યનું તો સતત સેવન કરજો. અસત્યનાં આંગણે ઉતરશો નહી, અસત્યના ઓટકારો ખાશો નહીં, અસત્યની હુંફમાં આનંદ મહાલશો નહી, અસત્યની આરસીમાં તમારા મુખનું પ્રતિબિંબ નિહાળી આનંદ પામશો નહી, અસત્યના આભમા ઉડવાનો ઉમંગ દીલે ધરશો નહી. કારણ એટલુંજ છે કે સત્ય એવું પ્રબળ તત્વ છે કે તેના સ્થંભ થકીજ આ વિશ્વ પણ ઉભું રહી શકેછે, ગતિ કરી શકેછે. સત્ય આવું બળવાન છે તેનું કારણ એટલુંજ છે કે સત્ય પરમાત્માનું પોતાનું અસ્તિત્વ છે, અને તેથી તે નિર્મળ તેજોમય અને સર્વ શક્તિવાન છે. સત્ય એ તો પ્રભુજીનું શાશ્વત તત્વ છે, માટે જ્યાંસુધી પ્રભુજીનું આયુષ્ય ત્યા સુધી સત્યનું સ્થાપિતપણું અને સર્વોપરિપણું. વળી સત્યનો મહિમા તમારા પોતાના માટે તમારે સિદ્ધ કરવો હોય તો તમે સતત સત્ય વચન ઉચરો, અને તમે જોશો કે અલ્પ સમયમાં કોઇ પણ જીવાત્મા તમારા વચનનો કદી અનાદર કરશે નહી. અને સૂર્યચંદ્રને તેમનાં સ્થાપિત સ્થાન ઉપરથી ભૂમિ ઉપર આવવા તમે કહેશો તો તમારાં વચનનો અનાદર કરવા સૂર્ય ચંદ્ર પણ સમર્થ નથી, અને તમારી આજ્ઞા થતાં સૂર્યચંદ્ર તતક્ષણ ભૂમિ ઉપર આવી પડશે. તમે કહેશો કે જગતમાં ઘણાંએ મનુષ્યો સત્ય બોલતાં હશે તો તે લોકો તો કાંઈ સૂર્ય ચંદ્રને તેમનાં આજ્ઞા રૂપી વચનોથી ભૂમિ ઉપર લાવી શકતાં નથી, તો ભાઇ, હું તમને એટલુંજ કહીશ કે આપણે સંસારી જીવો સત્યનું અનુકરણ અને સેવન કદી પરિપૂર્ણતાએ કરી શકતાં નથી, અને તેથી એ ન્યૂનતા પરત્વે આપણે સંસારી જીવો સૂર્ય ચંદ્ર તારલાને આપણાં વચન બળથી ભૂમિ ઉપર લાવી શકતાં નથી. પણ જે મહાન મહાત્માઓ છે, જેઓ રૂષિજનો છે,

જેઓ સત્યના શાશ્વત સેવકો છે, જેઓ સત્યને તેના ઉજવળ સ્વરૂપે પ્રત્યક્ષ જોઇ શકેછે, તે લોકોનું વચનબળ એવું હોયછે કે સૂર્ય ચંદ્રને ભૂમિ ઉપર લાવે તેમાં તો શું નવાઇ, પણ ઇચ્છે તો બ્રહ્માંડને ઉત્પન્ન કરવા અથવા વિનાશ કરવા પોતાના વચનબળથી સમર્થ છે. હવે આપણાં હૃદયની કોમળતા સબંધમાં મારે કાંઇક કહેવાનું છે. હૃદય એ નિર્મળ કોમળ અને ઉચ્ચ ઉર્મીઓનું સ્થાન હોવું જોઇએ. અપવિત્ર, ક્રૂર, મલિન વૃત્તિઓનું તે નિવાસ-સ્થાન હોવું નહી જોઇએ. હિંસાની ક્રૂર વૃત્તિ મહા પાતકી છે એ કહેવું નિષ્પ્રયોજન છે, કારણ આપ પોતે તે સમજોછો. જેમ ધૂળ હવામા ઉરાડો તો ધૂળ પાછી આંખમાં પડે; જો કોઇને પાડવા ખાડો ખોદો તો તમેજ તે ખાડામા પડો; જેમ કંટકની વાડ જે કોઈ વાવે તેનાંજ ચર્મ વસ્ત્ર પ્રથમ તેમાં ચીરાય; તેમજ જે મનુષ્ય આહાર કાજે પશુપક્ષીની હિંસા કરે તે મનુષ્યને કાઇ મંદવાડની કે કાઇ કોપની ગોળી અચાનક આવી વાગવાની અને તેનો વિનાશ થવાનો. મનુસ્મૃતિમા લખ્યું છેઃ " જે મનુષ્ય પશુપંખીની હિંસા રાજી ખુશીથી બીજાને હાથે થવા દેછે, અથવા પોતાના હાથે પશુ-પંખીની હિંસા કરેછે, અથવા પોતાના હાથે તેના કકડા કરેછે, તેમજ જે મનુષ્ય પશુપંખીનું માંસ વેચાતું લેછે તથા વેચેછે. તેમજ જે માંસા-હારની રસોઈ કરેછે અથવા પીરસેછે અથવા ખાય છે, તે સઘળા હિંસાનાં કૃત્યમાં સામેલ હોવાના અપવાદથી દોષિત ઠરેછે." સઘળા જીવાત્માઓ એકજ શરીરના જુદા જુદાં અંગો છે, અને જેમ શરીરના એક અંગને કાપી નાખતાં તે શરીર સુખમાં રહી શકતું નથી, તેમજ જે મનુષ્ય બીજા જીવોને ઉપદ્રવ કરેછે તે પોતે સુખી રહી શકતો નથી. વળી, સઘળા જીવાત્માઓ એકજ છે, તો મનુષ્યે પશુપંખીનો ભક્ષ કરવો તે પોતાનીજ દેહનું ભક્ષણ કરવા બરાબર છે. માટે, હું અને સકળ જીવાત્માઓ જુદા નથી, એવી દૃષ્ટિથી સકળ જીવાત્માઓને નિહાળીને તેમને ઉપદ્રવ જેણે નહી કર્યો તે મહા જ્ઞાની અને પ્રતાપી પુરૂષ થયો, એ સત્ય જાણવું. વળી, મનુષ્યે યાદ રાખવાનું છે કે જેવો આપણો જીવ આપણને વહાલો છે તેવો સર્વ જીવજંતનો જીવ તેમને વહાલો છે, અને આપણો જીવ જો કોઇ લે તો તે અન્યાય છે, તો કોઇ પણ જીવજંતનો જીવ લેવો તે પણ અન્યાય છે. વળી, આહાર કાજે જે પશુપંખીનો જીવ મનુષ્યે લીધો તે જીવને પાછો સજીવન કરવા મનુષ્યને સત્તા નથી તો પછી એ જીવ લેવા પણ મનુષ્યને સત્તા નથીજ. માટે; આહાર કાજે પશુ-પંખીનો પ્રાણ નહી લેતા, મનુષ્યે તો કોઇ પશુપંખીનો પ્રાણ જોખમમાં દેખી પોતાના પ્રાણ સાટે તેને ઉગારવા પ્રયત્ન કરવાનો છે. વળી, આપણે યાદ રાખવાનું છે કે જે ઉપદ્રવ આપણે અન્ય જીવોને કરીએ છીએ તે પડછાયા પેઠે આપણી પાછળ પાછળ આવેછે, અને આકાશમાં પેસો કે પાતાળમાં પેસો, ધરતી ઉપર ધૂમો કે અંતરીક્ષમાં આથડો, પણ એવું કોઇ સ્થાન વિશ્વમાં નથી કે જ્યાં જવાથી એ પડછાયા રૂપી પ્રાણ લેનારા રાક્ષસથી દૂર નાસી જઇ બચી શકીશું. જે ખાબોચિયાંનાં ગંદાં જળમાં સ્નાન અહિતકારી

તે જળનું આચમન કયાથી પુણ્યશાળી! જે વગડામા વિહારસ્થાન નહી ત્યાં વળી મહેલ માળિયાંની કલ્પના શું અર્થની! જે ઝાડીમાં વસ્ત્ર ચીરાય તેમાં વળી કોમળ ચર્મ કેમ ના ચીરાય! માટે હિંસા જે મહા દુષ્ટ દુર્ગુણ તેમાં મનુષ્યનું મંગળ સ્વરૂપ કદી પ્રગટી શકેજ નહી. હિંસાનું અસારત્વ સમજાવીને હવે સ્નેહભાવનું રહસ્ય હું તમને સમજાવુંછું. સ્નેહભાવ એ વિકારરહિત હૃદયની નિર્મળ ઉર્મી છે. સ્નેહભાવ કદી કલુલિત થઇ શકતો નથી કારણકે જે હૃદય ઝરામાંથી એનો નિર્ઝર થાયછે તે પોતે તો તેનાં મૂળ સ્વરૂપમાં મહા ઉજ્વળ અને નિર્મળ છે. અને જોકે બ્રહ્માંડને પ્રકાશ અને ઉષ્ણતાથી ભરવા સૂર્યનાં અગણિત કિરણોની આવશ્યકતા છે, તોપણ સ્નેહભાવ તો એવો પ્રબળ છે કે એનું માત્ર એકજ રશ્મિ આખાં વિશ્વને તેનાથી રેલછેલ કરી નાખવા સમર્થ છે. સ્નેહભાવનું સામર્થ્ય એવું છે કે શત્રુનો વૈરભાવ ભૂલાવી તેનામાં મિત્રભાવ ઉત્પન્ન કરેછે; વિક્રાળ પશુઓને તેમનું ઝનુનીપણું ભૂલાવી બકરાં સમાન નમ્ર કરી મુકે છે; અને કુદરતની પ્રતિકૂળ બળવાન શક્તિઓને પણ મંદ કરી તેમને આધીન વર્તાવેછે. વળી સ્નેહભાવથી મોક્ષ સધાયછે એમ કહેવું લેશ અતિશયોક્તિ નહી કહેવાય. કારણકે શાસ્ત્રમાં કહ્યું છે કે આત્મિક ઉન્નતિ માટે જે અસંખ્ય વિશિષ્ટ આચરણો મનુષ્યને આચરવાનાં છે, તે સઘળાં સંગાથે કરતાં પણ, સ્નેહભાવના એક સોળમા ભાગની પણ સરખામણી કરી શકતાં નથી. વળી, સ્નેહભાવ એજ અમૃત છે, મૃતસંજીવની ઔષધિ છે; અને જેમ અમૃતપાન કરનારનો નાશ નથી તેમ સ્નેહયુકત માણસનો વિનાશ કોઇ કાળે સંભવતોજ નથી. વળી, સ્નેહભાવનો મહિમા એવો છે કે જો સ્નેહભાવ હૃદયમાં નહી હોય તો દિવ્ય જ્ઞાન હૃદયમાં પ્રકાશી શકતું નથી. જે ચક્ષુમાં કીકી નથી તે ચક્ષુમા સૂર્યનું તેજ ઉતરી શકતું નથી; જે બાગમાં સુગંધિદાર પુષ્પો વેલા વૃક્ષો નથી ત્યાં વિહાર કાજ મનુષ્યો પગ મુકતાજ નથી; જે સ્થળે સરિતાનાં નિર્મળ મીઠાં જળનું વહન નથી ત્યાં માથે ઘડો લઇ સુંદરી પાણી ભરવા જઇ શકતી નથી. વળી, જુવો, શાસ્ત્રમાં લખ્યુંછે કે પ્રભુજી પોતે દયારૂપ હોવાથી એમણે પોતાના દયાભાવથી ઇચ્છા કરી કે અન્ય જીવોને સ્રજું અને તેઓ આનંદથી ભરપૂર થઈ રહે, તો મનુષ્યની ફરજ છે કે મનુષ્યો એક બીજા પ્રતિ એ સ્નેહભાવથી વર્તે અને રહે. વળી, સ્નેહભાવનું રહસ્ય એ છે કે જેમ મનુષ્યમાં તેના જીવન માટે પ્રાણ હોવોજ જોઇએ તેમજ સ્નેહભાવ પણ હોવોજ જોઇએ, અને એ સ્નેહભાવ ચારેકોર વિશ્વમાં ગતિમાન હોવો જોઇએ, અર્થાત, પાપી કે પુણ્યશાળી, જ્ઞાની કે અજ્ઞાની, રૂપવંત કે કુબડા, સર્વ પ્રતિ સદા દોડવો જોઇએ. છેવટમાં, જો સ્નેહભાવ તમારામાં હશે તોજ પ્રભુ તમારામાં વાસ કરશે, અને તમારૂં સર્વત્ર સદા કાળ શ્રેય થશે. હવે ધૈર્ય સબંધિ હું થોડીક સમજણ તમને આપીશ. ભાઇ! આ નાની વયમાં તો તમારાં માતપિતા તમારૂં ભરણપોષણ કરેછે, અને વિદ્યા પ્રાપ્ત કરવાના પરિશ્રમ સિવાય તમને કાંઈ કષ્ટ નથી. પણ જેમ જેમ તમે મોટા થશો, અને સંસારમા વ્યવહારિક કાર્યો જાતે કરવા વખત આવશે, તેમ

તેમ તમને અનેક કષ્ટ પડશે, વળી ભાગ્યાનુસાર કાંઈ આપત્તિઓ પણ અણધારી આવી ઘેરશે, તે સમયે તમારે ધૈર્ય ધારણ કરવાનું છે. ધૈર્ય એક એવું બળ છે કે એની સમક્ષ સકળ વિપત્તિઓ ટુંક વખતમાં બહુધા વિખરાઇ જાયછે, અબળ થઇ જાયછે. અનંત આકાશ એવું વિશાળ નથી કે ધૈર્યને પોતામાંહે ધારણ કરી શકે. માટે, ભાઇ, કાંઇ પણ વિપત્તિમાંથી કાંઇ પણ વ્યથા પામ્યા વિના નિકળવું હોય, તો વિપત્તિ સમયે અને જીવનમાં હરપળે ધૈર્ય ધારણ કરી રાખજો. ધૈર્ય ધારણ કર્યું તો પછી વિપત્તિ આપત્તિ દૂર કરવા, વણસાડવા, તમને બીજાં ઝાઝાં સાધનો ઢુંડવાં નહી પડે. ગગનમાંથી જળ વૃષ્ટિ થઇ તો કુવામાંથી કોશ જોડીને જળ કહાડવાનું પ્રયોજન નથી; મૃદુ વિમળ લહેરીઓ વિકસી તો તાપમાંથી મુકત થવા વિંઝણો હાથમાં લઈ તે હલાવવાનો પરિશ્રમ લેવાની જરૂર નથી; રાત્રિએ ચંદ્રમા પ્રગટયો તો પછી મધરાત્રિએ બહાર નીકળતાં દિવેટની જ્યોતિની જરૂર નથી. ધૈર્ય આવું બળવાન છે તેનું કારણ એ છે કે એનું મૂળ સ્વરૂપ જુવો તો પ્રભુજીશરણ છે. ધૈર્ય મનુષ્યને પ્રભુજી પ્રતિ દોરેછે અને તેને કહેછે કે તારાં રક્ષણનું કાર્ય તારા પ્રભુજીને સોંપી દે. અને આ પ્રમાણે પ્રભુજીને શરણ થતાં પ્રભુજી જે શરણાગતના રક્ષક છે તે મનુષ્યનું અવશ્ય રક્ષણ કરેછે, અને આ પેરે મનુષ્યનાં દુઃખો આપોઆપ ટળેછે. અને એ રીતે જોતાં ધૈર્ય જો પ્રભુજીને આધીનતાનાં લક્ષણરહિત હોય, અને જો ધૈર્યનું અસ્તિત્વ કાંઇ અનુકૂળ તથા હિતકારી સંજોગો ઉત્પન્ન થવાની આશા ઉપર રહેલું હોય, તો એ ધૈર્ય કાંઇ પણ કષ્ટ હણવા માટે પુરતું બળવાન શસ્ત્ર નથી. માટે પ્રભુજીની ઇચ્છાને આધીન થનારી શરણબુદ્ધિમાંથી ઉત્પન્ન થતું ધૈર્ય, એજ સર્વથી પ્રબળ બળ છે. પુષ્પ ડાળી પોતાની ઉપરની બીડાયલી કળીઓને પ્રાતઃકાળની મનહર વિમળ લહેરીઓને સોંપી દેછે, તો તે લહેરીઓ તે બીડાયલી કળીઓને સહેજે પુષ્પ સ્વરૂપમાં વિકસાવી દેછે, સુવાસથી ભરી દેછે; અશ્વ જો પોતાની ગતિ સબંધમાં સારથીને પોતાની સ્થિતિ સોંપી દેછે તો વિચિક્ષણ સારથી તેને સપાટ ભૂમિ ઉપર વેગે ગતિ કરાવેછે અને ખાડાખડીયાવાળી જગ્યામાં તેને મંદ ગતિથી દોડાવેછે, અને આ પ્રમાણે અશ્વ કયાંયે અથડાયા કે પડયા આખડયા વિના ગતિ આનંદમાં કરી શકેછે અને પોતાનું કર્તવ્ય બજાવી શકેછે; વગડામાં તાપમાંથી મનુષ્યે વૃક્ષનો આશ્રય લેતાં વૃક્ષ તેનાં અસંખ્ય પલ્લવોથી સૂર્યનો તાપ અટકાવી તેને વિશ્રાંતિ આપેછે. હવે જનસમાજ સાથના વ્યવહારમાં મનુષ્યનું આચરણ શું હોવું જોઇએ તે હું તમને કહું. જગતમાં કોઇ પણ સાથે તમે મલિન મનથી વર્તશો નહી. કોઇને કાલે પાંચ રૂપીયા આપવાના હોય તો દસ આપવાનું આજે તેને કહેશો નહી કોઇનું કામ નહી કરવું હોય તો કરીશ કહીને નહી કરો એવું થવા દેશો નહી. કોઇને લુટવા હોય તો તેમને પાસે બેસાડીને કૃત્રિમ પ્રેમનાં વચનો ઉચરશો નહી. મલિન ભાવ આ સંસારને દુઃખનો દરીયો કરેછે. અને શુદ્ધ ભાવથી તો આ સંસાર સુખનો સાગર થઇ રહેછે. પુષ્પની શૈયામાં સર્પ નહી પેઠો તો શૈયા મહા સુખપદ છે; આંગણમાં ખાડા નહી

પડ્યા તો ઘરને તે દિપાવનારૂં છે; દુધમાં માખ નહી પડી તો તેનું પાન સુખાકારી આપનારૂં છે. અને ભાઈ, તમેજ કહોને કે જનસમૂહ સાથે મલિન ભાવથી વર્તવામાં શું સાર છે? શું આપણે કે સકળ જનસમૂહ અનંત કાળ જીવવાનાં છીએ કે આપણે મલિન ભાવથી એકબીજાં સાથે વર્તવું? અને મૃત્યુ પછી તો જનસમૂહ સાથે વ્યવ્હાર સંભવતોજ નથી, તો જ્યાંસુધી વ્યવ્હાર સંભવેછે ત્યાં સુધી ભલો વ્યવ્હાર શુદ્ધ ભાવથીજ ચલાવેલો ભલો અને વાસ્તવિક. સાયંકાળે માત્ર બે ઘડીનુંજ વિહાર કાજે બહાર નીકળાય તેમ છે તો પછી મધરાત્રિએ કે મધ્યાન્હે નીકળવાનું પ્રયોજન ક્યાં રહ્યું! મીઠાં જળ માત્ર પીવા કાજેજ કુવામાંથી કહાડવાનાંછે તો પછી કુવાને નકામો ઉંડો દેખી તેને કચરાથી પૂરી નાખવાનું પ્રયોજન ક્યાં છે! નાવણ કાજે પાણી ગરમ કરવા ચૂલામાં ધીમુંધીમું બળતણ કરવાનુંછે તો વળી પોતાનાં કે પારકાંનાં ઘરોને તેટલું પાણી ગરમ કરવા સળગાવી મુકવાની આવશ્યક્તા શું છે! માટે, ભાઈ, આપણી જીંદગી ટુંકી છે તેથી આપણે જનસમૂહ સાથે શુદ્ધ ભાવથી વર્તન કરવું જોઇએ, જેથી આપણા હાથે કાંઇ ભલાઇ થાય. વળી, ભાઈ, શુદ્ધ ભાવ વિનાનું કૃત્ય તમને ગમતુંજ નહી જોઇએ એવી તમારાં ચિત્તની વિશુદ્ધિ હોવી જોઇએ; લવણ વિનાનું ભોજન સ્વાદિષ્ટ નહી; તારલા વિનાનું રાત્રિનું ગગન રળિયામણું નહી; તીરની લીલા વિના સરોવરની સુખપ્રદ શાંતિ નહી; તેમ શુદ્ધ ભાવ વિના જીવનનું રહસ્ય, સાફલ્ય, આનંદ નહી. વળી, ભાઇ, તમે શુદ્ધ ભાવ રાખી વર્તન કરો, પણ બીજાં તો દુષ્ટ ભાવથી તમારી સાથે વર્તન કરતાં તમે દુઃખી થશો, તો તે થકી તમે તમારા શુદ્ધ ભાવને મલિન કરશો નહી; દરીયાનાં મોજાં સામે ધસવાથી અફળાવાથી પહાડ કાંઇ દૂર જઇ પડવાનો નથી; પવનના વેગથી કાંઇ તારલારૂપી ગગનના દિવાઓ બુઝાઈ જવાના નથી; સાગરનાં જળ ખારાં હોવાથી સાગરમાં ભળનારી સરિતા પોતે કાંઇ ખારાશ ધારણ કરતી નથી. માટે, આપણે કોઇનું અપલક્ષણ દેખી આપણું સુલક્ષણ તજવાનું નથી. ગરીબને તેની ફાટી ધાબળી ખભે નાખતો જોઇને ધનાઢ્ય શેઠે પોતાની કસબી શાલ ખભેથી ફેંકી દેવાની નથી; વિશાળ વગડાને ઉજ્જડ જોઇને નાનકડા બાગે તેની મનહર પુષ્પલતાઓ સુકાવી નાખવાની નથી; ગધેડાંને દફણા પડતાં જોઇને અશ્વને પણ દફણા ખાવા ધીમે ધીમે હીંડવાનું નથી. અને, ભાઇ, શુદ્ધભાવરહિતનું જીવનજ વ્યર્થ છે, કેમકે તમે અનુભવથી જોશો કે સુખ અને આનંદ તો શુદ્ધ ભાવમાંજ સમાયલાંછે, અને નહીકે મલિન ભાવમાં. જે મીઠાશ કુવાના સંકુચિત જળમાં છે તે સાગરનાં વિશાળ જળમાં નથી; જે ઉપયોગીતા ઘર માંહેના ઓરડાઓમાં રાત્રિએ નાનકડી દીપ્તિમાં છે તે ચંદ્ર તારલાની પ્રભામા નથી; જે ગળપણ ગોળનાં અણુમાં છે તે ખોળના ઢગલામાં નથી. ભાઈ! હવે હું વિદ્યા પ્રાપ્તિ સબંધમાં થોડુંક કહીશ. ભાઇ! વિદ્યા કહેતાં જ્ઞાન, અને જ્ઞાન કહેતાં પ્રભુજીની પ્રાપ્તિનો અને મોક્ષની પ્રાપ્તિનો માર્ગ થયો, માટે જ્ઞાનનું મહાત્મ્ય તો જ્ઞાન શબ્દમાંજ સંપૂર્ણ રીતે સમાઇ જાયછે. ભાઇ! જ્ઞાન એક એવી કુંચી છે કે જે વડે

સંસાર વ્યવ્હારની કુશળતાનાં દ્વાર, હૃદયની શુદ્ધ ભાવનાના વિશાળ પ્રદેશનાં દ્વાર, મનનાં અમર્યાદિત અને ઉત્તરોત્તર આનંદકારી સુખનાં દ્વાર, સકળ નીતિયુક્ત સુખના કોઠારનાં દ્વાર, સ્વર્ગનાં દ્વાર, મહાત્મા બાપની માયાનાં દ્વાર, જનસમાજની પ્રીતિનાં દ્વાર, એ સઘળાં દ્વારો સઘળે સ્થળે હરપળે ખોલવા એ સમર્થ છે. ભાઇ! જ્ઞાન વિના માહિતિ નથી, જ્ઞાન વિના સમજણ નથી, જ્ઞાન વિના નીતિ નથી, જ્ઞાન વિના વિવેક નથી, જ્ઞાન વિના ધર્મ નથી, જ્ઞાન વિના પ્રભુજી નથી. માટે, ભાઈ, જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરો, અને જે અજ્ઞાની છે તેને જ્ઞાન પ્રાપ્ત કરાવો, કારણ વિદ્યાદાન એ સોનામહોરનાં દાન કરતાં પણ શ્રેષ્ટ છે. જુવો, અજ્ઞાનતાને લીધે ગરીબ લોકો કેવાં દુઃખી થાયછે. નથી એમને બીચારાંને ભરણપોષણનું પુરતું સાધન મળતું, રહેવાને નથી કાંઇ સ્વચ્છ કે સગવડવાળું મકાન મળતુ, ભરણપોષણ માટેના રાત દિવસના ઉગ્ર પરિશ્રમમાંથી મુક્ત નહી થતાં, નથી તેમના જીવને કાંઇ આનંદ રહેતો. મંદવાડ આવેછે તો ઔષધિના પૈસા વિના દુઃખી થઇ રીબાઇ મરેછે. વળી અજ્ઞાનતા પરત્વે અનેક જાતના દુર્ગુણો આવી વસેછે. કૃપણતા, ક્રોધ, મોહ, વ્યભિચાર, અસત્ય, એ સઘળા દુર્ગુણોનું મૂળ અજ્ઞાનતા છે. અને દુર્ગુણ થકી મનુષ્ય પોતે દુઃખી થાયછે અને સર્વને દુઃખી કરેછે; હડખાયલાં કુતરાં પેઠે પોતે બધાંને કરડવા જાયછે અને લોકોના હાથે માથાં ઉપર લાકડીઓ ખાઇ ભૂમિ ઉપર પડી મરેછે. માટે, જો તમને ગરીબ જનોની દાઝ દીલે હોય, જો તમને દુઃખી જનોને તેમનાં દુઃખમાંથી મુક્ત કરવાની લેશ પણ ઇચ્છા હોય, જો તમને તમારૂં શ્રેય વહાલું હોય, જો તમને પ્રભુજી વહાલા હોય, તો અજ્ઞાની જનોને જ્ઞાનનું દાન દેજો. વિદ્યા એ લોઢું નથી, લાકડું નથી, સોનું નથી, રૂપું નથી, અમૃત નથી, કૈલાસ નથી, મોક્ષ નથી, આત્મા નથી, પણ વિદ્યા એ પ્રભુજી પરમાત્મા પોતે છે, કારણકે પ્રભુજીનું તત્વ જ્ઞાન છે, અને જેને તમે જ્ઞાન દીધું તેને તમે પ્રભુજી મેળવી આપ્યા એમજ જાણજો. હવે વ્યવ્હારિક બાબદમાં મારે કાઇક તમને સમજ પાડવાની જરૂર છે. યુવાન વયમાં મનુષ્ય માત્રને ઉચ્છંખલ વૃત્તિઓ આવી મળેછે, અને એ ઉચ્છંખલ વૃત્તિઓ અનેક પ્રકારના મિથ્યા આભાસો કરાવેછે, અને અનેક પ્રકારની મોહ જાળ ઉત્પન્ન કરેછે, તો એ ઉચ્છંખલ વૃત્તિઓને તમારે આધીન થવાનું નથી. એ ઉચ્છંખલ વૃત્તિઓ યુવાન વયમાં એકાએક કોણ જાણે કયાંથી સ્ફુરી આવેછે અને પોતે સત્ય છે એવી દ્દઢતા હૃદય વિશે સ્થાપેછે, જેથી આપણે તેમને સત્ય માનીને મૂર્ખતામાં તેમની આજ્ઞા પ્રમાણે વર્તન કરવા ઉત્સુક તથા પ્રવૃત્ત થઇએ છીએ. એ ઉચ્છં-ખલ વૃત્તિઓમાં કામ ક્રોધ વિગેરે છે. તેમાં કામ વિશેષ કરીને મહા બળવાન છે અને તેનું દમન કરવા કોઈ વિરલા યોગીજ સમર્થ થાયછે. કામ, યુવાનને સ્ત્રિજાતિ તરફ ખોટા મોહથી દોડાવેછે, અને યુવાન દોડેછે, અને તેણી સાથનાં અધમાચરણમાંજ પોતાનું કર્તવ્ય અને જીવન સાફલ્ય સમજેછે. માટે, ભાઈ, તમારે યાદ રાખવું કે કામ એ તો દારૂણ પિશાચ છે, અને યુવાનને ફોસલાવી પટાવીને પોતાની સત્તામાં લઈ, પછીથી તેને દુઃખનાં કારાગ્રહમાં પુરેછે. કામ

જ્યારે એની પ્રબળ સત્તા ચલાવે ત્યારે તમે તેની સામે પુરતી હામથી, બુદ્ધિથી અને સમજણથી લડત ચલાવજો અને તેનો પરાજય કરજો. કામનું પૂજન સેવન એ મનુષ્ય અવતારમાં મહા અધોગતિ છે. કામ કેવો કનિષ્ટ છે તે તેનું સ્વરૂપ અવલોક્તાં તમે પોતે સમજી શકશો. સ્ત્રીજાતિ, જેને આપણી પોતાની વિધિપૂર્વક પરણેલી અર્ધાંગના સિવાય, પૂજ્ય માતા તથા બહેન સમાન ગણુવાનીછે તેના પ્રતિ કામ આપણુને કુદ્રષ્ટિ કરાવેછે, અને આપણામાં કુટિલતા લાવી વસાવેછે. વળી કામ એવું પ્રચંડ સ્વરૂપ ધારણ કરેછે કે એના સામે થવું મનુષ્યને અશક્ય થઇ પડેછે. પણ તેને હંફાવવાનો એક સરળ માર્ગ છે, અને તે એ છે કે જ્યારે જ્યારે આપણાં હૃદય દ્વારમાં પ્રવેશ કરવા કામ દ્વાર ઠોકે અને ઠેલે ત્યારે આપણે તે દ્વાર ખોલવુ નહી કે તેને સામો લગીરે ઉત્તર આપવો નહી, અને આપણે કાંઇ શુભ કાર્યમાં શુભ વિચારમા નિમગ્ન રહેવું, જેથી કામ આપણું દ્વાર ઠેલી ઠેલી થાકતાં પોતે ચાલી જશે. અને હું તો ધારૂંછું કે મનુષ્ય બીજા દુર્ગુણો ગમે તો ભલે આચરે, પણ કામનું પાલન કરી ભ્રષ્ટ વ્યભિચારી તો તેણે નહીજ થવું. અને કામ પરત્વે મેં જે કાંઇ કહ્યું તે બીજા સઘળા દુર્ગુણોને પણ લાગુ પડેછે, કારણકે એ ષડરિપુઓ તો આપણને વાનર પેઠે અહીં તહીં કુદકા મરાવનારા અને એ રીતે આપણા હાથ પગ ભાંગનારા, અંધકારમાં અથડાવનારા, ઠોકરો ખવડાવનારા, અને આપણો વિનાશ કરનારા, છે. માટે, કોઈ પળે પણ ક્રોધને વશ નહી થતાં સદા ક્ષમા ધારણ કરી રહેજો, મોહને વશ નહી થતાં દ્રઢ સંકલ્પ અને સદ્‌બુદ્ધિથી મોહ રૂપી જાળમાથી મુક્ત રહેજો; ઇર્ષા રૂપી ઇંટ હાથમા લઇને નહી દોડતાં સુવર્ણ રૂપી સ્નેહ ધારણ કરી સંચરજો. સંસારમાં આ સઘળા ઉપયોગી સારો મેં તમને સમજાવ્યા તેનું એકત્ર મહત્વ હવે મારે તમને છેવટ આ સમજાવવાનુ રહ્યું છે. પ્રભુજીને પ્રીતથી પ્રીછવા, આત્માની જ્યોતિથી પ્રકાશવું, સકળ સદ્‌ગુણોથી દિપવું, એ સઘળાં કાર્યો અને પરિશ્રમોનો હેતૂ એ છે કે જ્યારે એ સઘળાં કાર્યો અને પરિશ્રમોમાં મનુષ્ય સફળ થાયછે, ત્યારે આ માનુષી અવતારની કાયા, પછીથી મન બુદ્ધિ અને હૃદયની સંકુચિત સીમાઓનો વિકાસ થતાં, વિસ્તિર્ણ પ્રદેશમાં પ્રવેશે છે, અર્થાત, મનુષ્યનું શરીર સાત્વિક બનેછે, તેનું મન સ્થિર અને વિચારવંત બનેછે, તેનું ઉર આકાશ સમાન નિર્મળ થાયછે, તેની બુદ્ધિ સકળ જ્ઞાનનો પ્રકાશ ધારણ કરવાની શક્તિ ધરાવનારી થાયછે, અને આત્મા પણ પરમાત્માનાં કાંઇક રહસ્યોનો પાર પામતો થાયછે. અને મનુષ્ય અવતારને મહા ઉત્તમ વર્ણવવામાં આવ્યોછે તે એટલાં માટેજ કે એ અવતારમાંજ તન મન બુદ્ધિ અને આત્માનો વિકાસ થતાં, મનુષ્ય મનુષ્યત્વમાંથી પસાર થઈ મહાત્મા પદની નિસરણીનાં પગ-થિયે પગ મુકતો અને ચઢતો થાયછે. અને જ્યારે ક્રમે ક્રમે મહાત્મા પદે પહોંચેછે ત્યારે સકળ જીમાત્માઓનું હિત આદરી તેમના પ્રતિ પોતાના આશિષના સુક્ષ્મ પ્રવાહે તે રેલે છે. અને વળી મનુષ્ય મહાત્મા પદે પહોચતાં પ્રભુજીનો દીન સેવક બની પ્રભુની લીલા વધારવામાંજ રોકાય છે, અને પ્રભુ કોણ, આત્મા શું, જગત ક્યાથી, એ સઘળા સંશયોનું ઉચ્છેદન થતાં, આપણે જગતને, આત્માને અને

પરમાત્માને જાણે તેમનાં મૂળ સ્વરૂપમાંજ જાણી લઇએ છીએ, જોઈ લઇએ છીએ. માટે, ભાઇ, તમે મહાત્મા પદે પહોંચો અને અન્ય જીવાત્માઓને એ પદે પહોંચાડો. ભાઇ, આટલું શિક્ષણ હવે આજના અભ્યાસ માટે પુરતું છે.

**સુધન્વા**—( આવતાં. સ્વગત ). અધધ !આટલી બધી વાર લેસન ! એ શીખવનારી પણ જબરી અને એ શીખનારો પણ જબરો ! ( સુજાતાને ). ઓહો ! તમે આટલો લાંબો વખત સુધી મારા પુત્રને શીખવવા આજે પહેલે દિવસેજ શ્રમ લીધોછે, એ મારા ઉપર તમારી અત્યંત મહેરબાની થઇછે, અને મારા છોકરા માટે તમારા જેવાં શિક્ષક મળ્યાં તેથી હું પોતાને મોટો ભાગ્યશાળી સમજાુંછું. (છોકરાને). હવે જે જે તને શીખવવામાં આવે તે તું ધ્યાન દઇને શીખજે અને ભૂલી જઇને તારાં ગુરૂને ઝાઝો શ્રમ આપીશ નહી. ( સુજાતાને ). ભાઇ ! આ મારો છોકરો કોઇ પણ મહેતાજી પાસે એક અડધો કલાક પણ લેસન વાંચતાં કંટાળી જતો અને તમારી પાસે તો શાંત મનથી બહુ લાંબો વખત બેસેછે, તો હું તો કહુંછું કે તમે ચોવીસે કલાક અહીં મારાં ઘરજ રહીને એના અભ્યાસ ઉપર ધ્યાન આપો તો બહુ કૃપા.

**સુજાતા**—તમારા પુત્ર બહુ બુદ્ધિશાળી છે. હું સ્ત્રી જાતિ છું તે છતાં મારી તરફ જાતિભેદની જરા પણ દ્રષ્ટિ કર્યા વિના નીચી નજરેજ મેં જે જે કહ્યું તે એમણે કાન દઇ સાંભળ્યુંછે. મને પોતાને પણ એમને ઝાઝો વખત શીખવવા મન થાયછે એવા એ પ્રિય શિષ્ય મને લાગેછે, પણ આપ કહોછો તેમ ચોવીસે કલાક મારાથી આ મારા પ્રિય શિષ્યને શિક્ષણ દેવા કાજે મારાથી અહીં નહી રહેવાય, કારણકે જો એ પ્રમાણે હું અહીં આપના ત્યાં રહું તો રાજ્યમાતાને મેં તજેલાં કહેવાય અને રાજ્યમાતા એકલાં પડી જાય.

**સુધન્વા**—ઓહો ! રાજ્યમાતા એકલાં શાનાં પડી જવાનાં ! એમને સતરસો નાના મોટા નોકરો, સાહેલીઓ અને સર્વ કોઇ. સાગરમાં કોટાનકોટિ મત્સ્ય ઉછળે, વિહાર કરે, અને વાસ કરે, પછી સાગરને એકલડો ખળભળતો કેમ કહેવાશે ! ગગન અગણિત તારલાઓથી ભરેલું તે છતાં તેને અંધકારથી વ્યાપ્ત કેમ કહેવાશે ! રાજ્યમહેલ ઉપર કીર્તિધ્વજ હર પળે ગગનમાં ઉડી રહ્યોછે તે છતાં કેમ કહેવાશે કે બીચારો ફાટાં ચિંથડાં પેઠે ખૂણામાં પડી રહ્યોછે ! માટે, બાઇ, રાજ્યમાતાને કોઈ પણ રીતે તમારી ખોટ પડવાની નથી, પણ મારાં બાળને અને મને તમારી ખોટ અવશ્ય પડશે, માટે હું તમને ફરીથી વિનવુંછું કે તમે ચોવીસે કલાક મારા ત્યાંજ રહો.

**સુજાતા**—પણ, જગતશેઠ, આપનાં ધર્મપત્ની સ્વર્ગવાસ પામ્યાં છે અને બીજાં કોઇ વડીલ ભગિની પણ આપનાં ઘરમાં છે નહી, તો હું એક સ્ત્રીજાત તમારાં ઘર કેમ રહી શકું ? દુનીયાં મને દંડે, શાસ્ત્ર મને સંતાપે, લોકાપવાદ મને લાંછન ચઢાવે, એવા એવા અનેક અનર્થો કહો હું કેમ મારાં માથે હોરી લઈ શકું ? મનુષ્યનું કર્તવ્ય એજ છે કે જગતમાં જે કૃત્ય દોષિત માન્ય થયું તે કૃત્ય કદી નહીજ કરવું.

**સુધન્વા**—અરે ! સંસારમાં જગતે કયાં કાર્યને દોષિત નથી કહ્યું ! કોઇ પોતાના જીવે ખાતું પીતું હશે, તો જગત કહેશે આ તો ખાધરો છે; કોઇ ભૂખો રહેતો હશે તો જગત કહેશે કે આવો કૃપણ આ અવનિ ઉપર કયાંથી જનમ્યો, કોઇ પ્રસન્ન ચિત્તથી વિહાર કરતાં હશે તો બીજાં કહેશે આ બધા છેલબટાઉઓ કેવી સહેલ અહીં કરવા નીકળ્યાછે; કોઇ જરૂરી પઇસો ખરચે તો કહેશે આ એનો પઇસો ઉરાડી મુકવા કેવો તૈયાર થયોછે. જો લગીર ટાઢ શિયાળામાં પડી તો કહેશે બળી આ ટાઢ; જો ઉનાળામાં લગીર તાપ પડયો તો લોકો કહેશે બળ્યો આ તાપ; જો લગીર વરસાદ પડયો તો લોકો કહેશે કે બળ્યો આ વરસાદ. આ પ્રમાણે જગતનાં બોલવાનો કશો ધડો નથી તો તેના બોલોનો સમજુ જને વિચાર શું કરવો ?

**સુજાતા**—જગતશેઠ ! મને ચિંતા થાયછે કે તમારાં દ્રવ્યનો મદ તમને લોકલજ્જાના વિવેક પ્રતિ આવાં તિરસ્કારનાં વચનો ઉચ્ચરાવેછે, પણ અવશ્ય જાણશો કે લક્ષ્મીજીએ પ્રસન્ન થઇ તમને દ્રવ્ય દીધુંછે, તે તમારો મદ જે ઘડી જાણશે તે ઘડી પળમાં દ્રવ્ય હરી લેશે, તમારો દ્રવ્યનો મદ ઉતરી જશે. આવા મદમાં તો તમે શું દુષ્કૃત્ય નહી કરો તેનો કાંઈ ખિયાલ હું કરી શકતી નથી. જગતશેઠ ! તમારાં ભલાં માટે હું તમને મારા બે હાથ જોડીને યાચું છું કે તમે દ્રવ્યથી ઉપજતો ઉન્માદ આ પળે કહાડી નાખો. જેમ જેમ તમને વધારે દ્રવ્ય પ્રાપ્ત થતું જાય તેમ તેમ વધારે નમ્ર થતા જાવો. જુવો, વૃક્ષની ડાળે જેમ મહોર વધારે આવે તેમ તે વધારે નીચી નમે; ગગનમાં જળ જેમ એકઠાં વિશેષ થાય તેમ તે ભૂમિને ફળદ્રુપ કરવા અવશ્ય પડે; સૂર્યનારાયણ બીચારા પ્રકાશના ભર્મા પોતે, તોપણ અહોના દાસ થઇને તેમની સેવામાં હરપળના સદા ઉભા રહે, હાજર રહે. ગર્વ તો ધનવાનને ઘટે નહી, સજ્જનને ઘટે નહી, ધર્મીને ઘટે નહી.

**સુધન્વા**—બાઇ ! લોકમાં કોઇને પણ પુછશો તો કોઇ નહી કહેશે કે મારામાં ગર્વ છે. સર્વને હું નમન કરતો આવ્યોછું, સર્વનાં દુઃખ સુખમાં ભાગ લેતો આવ્યોછું. આજે તમેજ મને ઉન્માદ ભરેલો જુવોછો અને કહોછો !

**સુજાતા**—તમે પોતાને ઉન્માદરહિત સમજોછો એજ તમારા ઉન્માદની પરાકાષ્ટા પુરવાર કરેછે. બાવળની શૂળો જે વેદના પમાડનારી તેજ ભોંકાતી જવાની અને કહેવાની કે હું તો વદનને પંપાળનારી છું; છાપરાંનાં નળિયાં જે વૃષાજળને ભૂમિ ઉપર પાડે તેજ કહેવાનાં કે વૃષા જળ ઝીલનારાં અને ખેતરમાં ધાન્ય ઉગાડનારાં તે અમેજ; સાગરનાં ખારાં જળ જે અસંખ્ય વહાણોને ડુબાડે તેજ કહેવાનાં કે અમે તો એવાં વિવેકી કે અમારી મર્યાદા મુકીને કદી અમે બહાર ઉછળતાં પણ નથી. માટે, જગતશેઠ, તમારામાં મદ પ્રગટ રીતે નહી તો ગુપ્ત રીતે પણ છે. (સ્વગત). જગતશેઠની દ્રષ્ટિ કામ વિકારગ્રસ્ત થયેલી પૂરી મને દેખાયછે ! આવા રાજ્યમાં સ્તુતિપાત્ર ગણાતા જગતશેઠ, આવા લક્ષ્મીદેવીના વહાલા, તે શું એક નિર્લજ કામી કે અવર સ્ત્રી પ્રતિ કુટિલ

કામની દ્રષ્ટિથી જુવે ! (સુન્ધવાને). જગતશેઠ! મારાથી તમારા ત્યાં સઘળો વખત રહેવું અથવા આ તમારા વાહલા પુત્રને અભ્યાસ કરાવવા માટે એક ઘડી ભર પણ આવવું હવે મને અશક્ય છે, સિવાય કે હું તમારી પત્ની થઇ રહું.

**સુધન્વા**—અરે, પણ, તેમ કરો તોતો દરેક રીતે સારૂં, અને મારૂં કહેવું પણ એજ છેને!

**સુજાતા**—જગતશેઠ! બોલતાં જરા લજવાવો, પ્રભુનો ડર રાખો, જગતના મહાન નિયમો જે દુષ્કૃત્યનું ફળ તનમન અને ધનનાં દુઃખમાં, આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક દુઃખમાં આપેછે તેનાથી ડરો. (સ્વગત). પુરૂષ ! શું સ્ત્રી જાતિ તરફ તારી માત્ર કામનીજ દ્રષ્ટિ! (સુધન્વાને). શું મને તમારા પુત્રની ગુરૂ કરી બોલાવી તે તમારી સ્ત્રી કરી મને તમારા ત્યાં રાખવાના હેતૂથી? પોતાની પરણેત સ્ત્રીનાં મરણ પછી બીજી સ્ત્રી કરનાર પુરૂષ સમાન હું કોઇ અધમ પુરૂષ ગણુતી નથી, અને આ પળથી હું તમને એવા અધમ પુરૂષની પંક્તિમાં જોવુંછું. એક પ્રસંગે પત્નીના પતિ તમે થયા, પણ પતિ રહસ્ય તો નવ જાણ્યું, એવા તમે અધમ! હીરો હાથ આવ્યો અને જવાહીરેજ તેનું મૂલ્ય કરી નહી જાણ્યું તો તેના જેવો અધમ કોણ! વૃષા વૃષ્ટિ થઇ પણ પોતાને ફળદ્રુપ કરી નહી જાણી એવી પાષાણ ભૂમિથી વધુ અધમ ભૂમિ કઇ! સૂર્ય પ્રકાશ્યો તોયે અંધ ઘુડ આંધળું અથડાયું તો તેનાં કરતાં અધિક અધમ કોણ! સાંભળો, પતિ પત્નીનું રહસ્ય એ છે કે એ બે વચ્ચેનો પ્રેમ નિર્મળ દૈવિ પ્રેમ હોવો જોઇએ, જેથી એ પ્રેમ એકએકનું મૃત્યુ પણ ટાળે, અને પુરૂષ પોતાનું આયુષ્ય અર્પી તેની પત્નીને જીવાડે, અને પત્ની પોતાનું આયુષ્ય આપી પતિને જીવાડે, અને નહી કે પત્ની મરી જાય એટલે પતિ બીજી પત્ની લાવે. સુધન્વાશેઠ! જાવો, તમારાં મૃત્યુ પામેલાં પત્નીનું પ્રેમપૂર્વક ધ્યાન ધરો, તમારા પ્રેમથી તમે તેણીને સ્મશાન ભૂમિમાંથી તેણીની રખ્યામાંથી સજીવન કરી લાવો. ઝટ કરો.

**સુધન્વા**—બે વરસથી મરણ પામેલી મારી પત્ની જેની રખ્યા પણ હવે સ્મશાન ભૂમિમાં નહી રહી હશે તેને કેમ કરી સજીવન કરી લાવીશ?

**સુજાતા**—તેણી પ્રતિના તમારા શુદ્ધ ભાવથી.

**સુધન્વા**—અરે। એવું તો કોઈ કાળમાં બનેલું સાંભળ્યું નથી!

**સુજાતા**—એ મૂર્ખતાભરેલું તમારૂં કહેવું છે.

**સુધન્વા**—ત્યારે શું તમે કહોછો તે સત્ય છે?

**સુજાતા**—સત્યની ખાતરી કરવાને માટે પ્રયત્નની જરૂર છે.

**સુધન્વા**—અરે! પણ એવા ફોકટ પ્રયત્ન તો કેમ થાય!

**સુજાતા**—ત્યારે જેમ તમારી ઇચ્છા. (જાયછે).

**સુધન્વા**—ઓહો! બસ લગ્નની તો ના તે નાજ! એ તો જબરી બાઇ! આપણે તો જાણ્યું હતું કે પળમાં હા પાડશે. પણ, હજુએ વહી નથી ગયું. રાજ્યમાતાને

ઉધુંચતું સમજાવીને આને બધો વખત મારા ત્યાં રહેવાનું કરાવીશ, તો જતે દહાડે પરણેત સ્ત્રી થઈ રહેવા એ હા પાડશે નહી તો કયાં જશે! (ખુજલી આવેછે). અરે! પણ આ ખુજલી શી! અરે, આ મોંહ ઉપર અને હાથ ઉપર અને પગ ઉપર બધે કયાં કયાં ખુંજાલું! ઓય તારી! કોઈ દિવસ મને ખુજલી નામે થઇ નથી અને આ શું! અરર! આ શું! ખણુંછું એટલે લોહી નીકળેછે! અરેરે! વેદના પણ જાણે એવી થાયછે કે ઘડ થયાં હોય! લાવ, વૈદને ઝટ બોલાવું. (જાયછે).

---

## અંક ૩. પ્રવેશ ૨૫.

**કુશાંબ**—(દાસીને). આ બધો સામાન કેમ સાફ કર્યા વિનાનો હજુ પડયોછે? કાંઇ તારૂં તો આવી બન્યુંછે શું?

**દાસી**—તારા દેખતાં તો સામાન સાફ કરૂંછું અને સામાન ચોખ્ખાં ચંદન જેવો છે તોપણ બૂમો શાનો આવડી પાડેછે?

**કુશાંબ**—નહી, નહી. એવી વાતો મારી આગળ નહી ચાલે. મારા હુકમ પ્રમાણે તારે કામ કરવું પડશે.

**દાસી**—તે તું ત્યારે મારા ઉપર અન્યાયી જુલમ કરીશ એમ?

**કુશાંબ**—હવે જુલમ શાનો થઇ જાયછે! આ તો મેં જાણ્યું કે તને આખો દિવસ કામ કરવાની ટેવ અહીં મહેલમાં પડી હોય અને તારૂં શરીર કામમાં કસાયું હોય તો હવે તું વહેલાસર લગ્ન કરીશ તે વખતે તારા ધણીનાં ઘર કામ કરવામાં તને આળસ આવે નહી અને તને ધણીનાં જુધાં ખાવાં પડે નહી; અને તને વહેલાસર ધણી તો હવે કરવોજ પડશેને!

**દાસી**—મુવા! ધણીને મારે શું રોવોછે!

**કુશાંબ**—પણ ધણીને રોવો હોય તો પ્રથમ ધણી કરવો તો પડશેનેજ! અને એ તો એમ છે કે આ મહેલમાં તો તું શું, કે ગમે તે મોટો ભૂપ હોય, કે રાજ્યમાતા સુરસુંદરી હોય, તોપણ સર્વને દરેક વાતમાં મારો હુકમ તો સાંભળવોજ પડે, અને હું કહું કે તારે આ ઘડી પરણવું તો તારે તેજ ઘડી પરણી જવું પડે.

**દાસી**—તો તું તો બધીઓને કહીશ કે મારી સાથે પરણો!

**કુશાંબ**—હા. હા. બધીઓને કહું કે મારી સાથે પરણો તો બધીઓને મારી સાથે પરણવુંજ પડે. અને, જો, હું તનેજ કહુંછું કે કાલ સવારેજ તારે મારી સાથે પરણવાનુંછે. તો આજની આજ બધી લગ્નની તૈયારી કરી નાખ, અને રાજ્યમાતાને હું કહુંછું કે મેં આને પસંદ કરીછે તો હું એને ઝટપટ પરણી નાખુંછું.

**દાસી**—મુવા! તને તો કોણ વરશે! તને તો મારા જોડા સાફ કરવા પણ નહી રાખું. રાજ્યમાતાએ પણ તને મુવાને ક્યાંથી અહીં મહેલમાં રાખ્યોછે! રાજ્યમાતા બીચારાં ભલાં છે એટલે તું લુચ્ચાનો સરદાર છે તે જાણતાં નથી, તેમાં તું આટલો ફાટયોછે, પણ રાજ્યમાતા જ્યારે તારા પ્રપંચો જાણશે ત્યારે તને ગધેડાં ઉપર

બેસાડી આખાં ગામમાં ફેરવશે એ તું લખ્યા કરી રાખજે.

**કુશાંબ**—(ગુસ્સે થવાનો ડોળ કરીને). ચૂપ રહે, ચૂપ. જોઇ તારી રાજ્યમાતા અને જોઇ તને! (સ્વગત). આ કાંઇ કુશાંબ ભાઇને પરણે એ આશા ખોટી. (દાસીને). તારે ના પરણવું હોય તો ના પરણીશ પણ તેમાં આટલું લાંબું લાંબું શાની બોલેછે?

**દાસી**—અરે લાંબું લાંબું બોલવાની વાત ક્યા છે! હું તો તને કાચો ખાઇ જઇશ. તું મને ઓળખેછે કે હું કોણ છું? મુવા! હવે તું ફરીથી મને પરણવાનું બોલ અને પછી તને દેખાડું!

**કુશાંબ**—(ક્રોધના ડોળમાં). જો મારો મિજાજ હવે હાથ નથી રહેતો માટે છાની રહી જા. હુંએ જોવુંછું કે તું મારી સાથે કેવી નથી પરણતી! તું મને ના પરણે શું! તારાં ઘરબાર સળગાવી મુકું, તારા ભાઇ બાપ બહેન બધાંને ઠાર મારૂં, એવો હું છું.

**દાસી**—મુવા! તું કાંઇ બહુ તપી ગયોછે તો અફીણ ખાઇને મરી જા, કે કુવા નદીમાં પડી મરી જા, એટલે તારો ગુસ્સો પછી હેઠો બેસી જાય. તું જોયા તો કર કે મારા ભાઇને તારી આ બધી વાત હું કહુંછું તો એ તારા કેવા હાલ કરેછે!

**કુશાંબ**—બોલાવને, તારા ભાઇને અહીંજ બોલાવને! આ બાવન હાથનો હું અહીં બેઠોછું.

**દાસી**—હા, હા, હમણા હાલ બોલાવી લાવું. (જવાનો ડોળ કરેછે).

**કુશાંબ**—(સ્વગત). આ તો રાજ્યમાતા જાણશે તો મને મહેલે પાણી પીવા પણ ઉભો નહી રહેવા દે! (દાસીને જતી રોકીને). હમણા રાજ્યમાતાનું કામ પડતું મુકીને તારાથી નહી જવાય.

**દાસી**—મારે મહેલે નોકરી કરવીજ નથી તો તું કે રાજ્યમાતા કેમ રોકશે? (તેનો હાથ તરછોડતાં). મુવા! મારો હાથ મુક.

**કુશાંબ**—(કરગરી પડી). અરે! પણ તું જરા વિચાર રાખ, બાપા! તું એકદમ ચાલી જાય તો રાજ્યમાતા મને વઢ્યા વિના રહે કે એમની રજા વિના મેં તને જવાજ શામાટે દીધી?

**દાસી**—હું રાજ્યમાતાને કહીને જાવુંછું એટલે રાજ્યમાતા તને પછી પુછશે નહી.

**કુશાંબ**—તારાથી આમ એકદમ હીંડી જવાય? એ કાંઈ સારૂં લાગે? અને એમ કર કે તું અહીં મહેલેજ રહે, અને હું તારા ભાઇને અહીં બોલાવી લાવુંછું.

**સુરસુંદરી**—(આવતાં. સ્વગત). આ બેઉ શું વાતો કરી રહ્યાંછે! લાવ, બાજુએ રહી સાંભળું. (બાજુએ ઉભી રહી સાંભળેછે).

**દાસી**—તારે જઇને મારા ભાઇને બોલાવી લાવવો હોય તો બોલાવી લાવ, અને જો મારા ભાઇને આ ઘડી નહી બોલાવી લાવ્યો તો હું તેજ ઘડી તારૂં લોહી પી જઇશ.

**કુશાંબ**—પણ, તારો ભાઇ કાંઇ બહાર ગયો હોય અને મને ભેગો ના થાય, અને ભેગો

થાય તોપણ કદાચ તે મારી સંગાથે નહી આવે, તો પછી ક્યાંથી અને કેમ કરીને હું અહીં આ ઘડી એને તેડી લાવું ?

**દાસી**—પાતાળમાંથી પણ મારા ભાઇને તેડી લાવ, અને તારે ના જવું હોય તો હું જઇને એને તેડી લાવું માટે મને જવા દે.

**કુશાંબ**—ના. ના. તારાથી તો જવાયજ નહી, એ તો હું એમ કરીશ કે તારો ભાઇ ઘર નહી હશે તો એનાં ઘર શોધીશ અને એ આવશે એવો એને ગમે તે પ્રકારે અહીં તારી પાસે લઇ આવીશ. (જવાનો ડોળ કરતો. સ્વગત). હું ધારૂંછું કે એના ભાઇને બોલાવી લાવું એમ કહીને અહીંથી જઇને ક્યાંયે મહેલમાં સૂઇ રહું, નહીતો જો અહીં ઉભો રહ્યો તો આ મારો જીવ આજે આ ઘડી લીધા વિના નહીં રહે ! (દાસીને). તું અહી કામ બરાબર કરજે. (જાયછે).

**દાસી**—(તેને જતો રોકીને). તું જાયછે તો ખરો પણ તું મારા ભાઇને ઓળખેછે ક્યારે, અને મારા ભાઇનું ઘર તેં જોયુંછે ક્યાં ?

**કુશાંબ**—એ તો હું બધુ ઢુંડી કહાડીશ.

**દાસી**—પણ મારો ભાઇ છેજ નહી તો શુ બધુ ઢુંડી કહાડીશ ?

**કુશાંબ**—ત્યારે તું પણ તારા કયા બાપને અહીં ઢુંડીને લાવવાની હતી ? (સ્વગત). આપણે જાણ્યું આનો ભાઇ હશે અને એ નખોદિયો કાંઇ બીજાજનો ખરાબ હશે તો એની બહેનના કહેવાથી કાંઇ મને મારી પાડશે, તે માટે જરા મેં ડર ખાધો, પણ એ કહેછે એનો ભાઇ છેજ નહી તો પછી મારે ડરવાનું હવે છે શું ! રાજ્યમાતાનો ડર હોયજ ના ! એમને કુશાબભાઇએ તો જેમ સમજાવ્યાં તેમ સમજવાનાં. (દાસીને). તારો ભાઇ નથી તોયે કહેછે કે ભાઈ છે તો તારે મારી મજાક કરવીજ ધારીછે શું ? ઠીક છે ઠીક.

**દાસી**—અરે, મુવા, તારી મજાક તો કરવાની વાત ક્યાં છે ! તને તો ગધેડાં ઉપર બેસાડીને ગામમાં ફેરવ્યો જાણજે. આ રાજ્યમાતાને તારી આ બધી વાત કહું એટલી વાર છે.

**કુશાંબ**—( ડરી જઇને. સ્વગત ). હવે ! બાજી સાફ બગડી ગઇછે !

**૨. દાસી**—( આવતાં. ૧. દાસીને ) જમવાનો વખત થઈ ગયોછે તોપણ આજ તું અહીં કરેછે શું ?

**૧. દાસી**—આ મુવાના નામના ફોક મુકુંછુ.

**૨. દાસી**—( કુશાંબને ). કેમ, મુવા, કાઈ અડપલાં ચલાવ્યાંછે શું ?

**૧. દાસી**—આ મુવો કહેછે કે આ મહેલમાં મારી તો એવી સત્તાછે કે મહેલમાં જેટલી દાસીઓ છે તેટલી બધીને હું પરણીશ.

**૨. દાસી**—( કુશાંબને ). મુવા ! તેં આને તો પરણવાની વાત કરી તો કાંઇ નહી, પણ મને જો એવી વાત કરી હોત તો તને ઉભોજ ચીરી નાખત. ( ૧. દાસીને ). ચાલો, આપણે બધી દાસીઓ સંપ કરીને આ ઘડીજ મહેલમાંથી જતી રહીએ. ક્યા તો એ મુવો મહેલે નહી, કે ક્યાં તો આપણે નહી.

**સુરસુંદરી**—( છુપાયલી બહાર આવીને. દાસીઓને ). તમે બધી ચાલી જવાની વાત કરશો નહી.

**કુશાંબ**—( સ્વગત ). હાય ! બાપ ! રાજ્યમાતાએ કાંઇ બધું સાંભળ્યું શું ! લાવ, કાંઇ યુક્તિ કરૂં. ( મોટેથી બૂમો પાડેછે ). અરે ! ભગવાન ! અરે ! રાજ્યમાતા ! એ મારી બહેનો ! બધી આ મહેલની દાસીઓ ! કોઇ મારૂં ઓસડ જરી કરો.

**દાસી ૧.**—( રાજ્યમાતાને ). જુવો, મુવો, તમને જોઇને કેવો માંદો થઇ ગયો !

**સુરસુંદરી**—( કુશાંબને. ક્રોધમાં ). તમે અહીં મારા મહેલે આવા ઢોંગ કરશો નહી. આવા ધાંટા શાના કહાડોછો ? તમને લાજ નથી આવતી ?

**કુશાંબ**—વારૂં, રાજ્યમાતા. ધાંટા નહી કહાડું. તમે અને દાસીઓ અંદર જાવો, એટલે જે જીભથી હું બૂમો પાડુંછું તે જીભ કચડીને અહીંજ મારો પ્રાણ હું ત્યાગ કરૂંછું. મારે હવે જીવવું નથી.

**સુરસુંદરી**—તમારામાં આટલી હદે છળકપટ છે તે મેં આજ છુપાઇને સાંભળ્યું ત્યારે જાણ્યું ! મહેલમાં દરરોજ તમે લોકો પાસેથીરૂપીયા પડાવતા તેની ફરીયાદ મારા કાને આવતી, પણ તમને સારા માણસ જાણીને તે ફરીયાદો મેં કાન ધરી નહી. અને આજે તમે આ દાસી તરફ કુદ્રષ્ટિ કરવા નીકળ્યા અને મેં મારી આંખોથી અને મારા કાનોથી બધુ તમારૂં કપટ જોયું અને સાંભળ્યું ત્યારેજ હવે મને સમજ પડેછે કે તમે કોઇ મહા દુષ્ટ માણસ છો અને તમે મને ઠગીછે. તમે આ ઘડી મારા મહેલમાંથી ચાલી જાવો.

**કુશાંબ**—તમે આંખોથી જોયેલું અને કાનોથી સાંભળેલું સાચું માનોછો, પણ આંખોથી જોયેલાં ઉપર અને કાનોથી સાંભળેલાં ઉપર તમે લેશ ભરોસો રાખો નહી. શાસ્ત્રોમાં અનેક કથાઓ છે જેનો સાર એટલોજ છે કે આંખોથી જોયેલાં ઉપર તથા કાનોથી સાંભળેલાં ઉપર મનુષ્યે બહુ ભરોસો રાખવામાં ભારી હાનિ છે. હું નિર્દોષ છું. સંસારમાં નોકરી ચાકરી મળતાં, પછી સર્વ કોઇને પરણવાની ઇચ્છા થાય, તો મેં જાણ્યું હું ગરીબ માણસ છું તેથી કોઇ શ્રીમંતની કન્યા મને મળવાની નથી, અને આ દાસી ડાહી છે, તો એને વાત કરી જોવું, અને એની ખુશી હોય તો એની સાથનાં લગ્ન માટે આપની રજા લેવું. આટલી વાત છે. હવે તમે તેનો અર્થ કોણ જાણે શું કરોછો અને શું નહી. !

**સુરસુંદરી**—મારે તમારો એક પણ શબ્દ સાંભળવો નથી. ( દાસીઓને ). તમે જમવા જાવો. લગીરે ચિંતા કરશો નહી. આ માણસને હું એકદમ મહેલ બહાર કહાડુંછું. ( દાસીઓ જાયછે ). ( કુશાંબને ). મૂર્ખ માણસ ! તારૂં કપટ ઝટ પકડાયું તો ઠીક થયું, નહીતો તું મારા પિતાનું રાજ્યપાટ ઉંધું જરૂર વાળતે એવો તું દુષ્ટ માણસ છે. તેં મને બહુ છેતરીછે અને ઠગીછે. હવે, તું અહીંથી નીકળી તને ગમે ત્યાં જા. અને એટલું યાદ રાખજે કે તેં મારી પ્રજામાં કોઇને પણ ઠગ્યાંછે કે કનડયાંછે તો તને સખત કેદખાનાની સજા કરીશ.

**શાકાયન્ય**—( શાકાયન્ય, ત્રસદસ્યુ, પુલોમા, કશ્યપ મહર્ષિ, મન્થાન હઠયોગી તથા વૈશાલ સઘળાં સંગાથે આવેછે). (સુરસુંદરીને ભેટી પડતાં). બેટા ! અમે બધાં આવ્યાં છીએ.

**સુરસુંદરી**—કોણ! મારા તાતજી! (તાતને ગળે વળગેછે). (કશ્યપને પાયે પડતાં). પૂજ્ય મહર્ષિ! પુત્રી પાયે પડેછે. (પુલોમાને છાતીએ ચાંપતાં). આવો, બ્હેન, મને ગળે વળગો. (ત્રસદસ્યુ ભાઇને હાથ ઝાલીને). ભાઇ! તમને જોઇ બહુ આનંદ મને થયોછે. (મન્થાન યોગીને). યોગીરાજ! પાયે પડું છું. (વૈશાલને). આ દીન કિંકરી આપની આજ્ઞામાં શિર ઝુકાવેછે.

**શાકાયન્ય**—(પ્રધાનજી આવી ચઢેછે. તેમને). પ્રધાનજી! ખુશીમાં છોને? પ્રધાનજી! પ્રથમ એટલુંજ કહેવાનુંછે કે જોષીરાજને બોલાવી સુરસુંદરીનાં રૂષિપુત્ર વૈશાલ સાથનાં લગ્નનું શુભ મુહૂર્ત જોવડાવો અને લગ્ન માટે પૂર્ણ શોભાથી તૈયારીઓ કરો.

**પ્રધાનજી**—જેવી આજ્ઞા. આપ ખુશીમાં છો તે જોઇ મને પરમ હર્ષ થાયછે. (કશ્યપને). પૂજ્ય મહર્ષિ તાત! આપના દર્શનથી હું પોતાને કૃતાર્થ સમજાુંછું. (ત્રસદસ્યુને). પ્રતાપી રાજકુમાર! આપ ખુશીમાં છોને? (પુલોમાને). બ્હેન! આપનાં લગ્ન રાજકુમાર સાથે થયાંછે તે સુરસુંદરી રાજ્યમાતા તરફથી જાણીને મને પરમ હર્ષ થયો હતો. (મન્થાનને). આપ અત્રે પધાર્યા તેથી અત્યંત ખુશાલી થઇછે. (વૈશાલને). રૂષિ પુત્ર! આપને અહીં જોઈ મને ઘણો આનંદ થાયછે.

**સુરસુંદરી**—(વૈશાલને). રૂષિપુત્ર! મારા તાતજીની ઇચ્છા છે કે આપ મારી સાથે લગ્ન કરો તો આપને હવે તો કાંઈ વાંધો નથીજ ને? હજી કાંઇ વાંધો કહાડશો મારી મહા ખોટી દશા થશે.

**મહાત્મા**—(પ્રગટ થઇને. સુરસુંદરીને). તું લેશ ઉદ્વેગ દીલમાં ધરીશ નહી. રૂષિપુત્ર વૈશાલ તારા સ્વામી સાત ભવના છે અને આ આઠમા ભવમાં પણ થશે. (શાકાયન્યને). રાજાધિરાજ! આપની પુત્રીનાં લગ્ન આજથી એક માસનાં રાખો. પણ લગ્નની કાંઈ તૈયારીઓ મહેલે કરાવશો નહી. આજથી બરાબર એક માસે આ નગર ભૂકંપથી તારાજ થઇ જવાનુંછે, માટે લગ્નની તૈયારીઓ શહેર બહાર ખુલ્લી જગ્યામાં કરાવો. આ નગરનો વિનાશ થવાનું કારણ એટલુંજ છે કે સુજાતા બ્હેનના બોધથી તમારી સમગ્ર પ્રજાજન મહા પવિત્ર તથા ઉત્તમ આચરણ કરતાં શીખશે, અને ઉત્તમ આચરણ પ્રાપ્ત થતાં તેમનામાં સમૂળગો ઉત્તમ ફેરફાર થશે, અને તે ફેરફારના અંગે આ નગર પણ ઉત્તમ પદ્ધતિથી ફરીથી બંધાવું જોઇએ, અને તેટલાં માટેજ ભૂકંપથી આ નગરના વિનાશની આવશ્યકતા છે. નવું નગર બંધાવો તેમાં પ્રત્યેક ગરીબ દુઃખી મનુષ્ય માટે સ્વચ્છ મકાનની તજવીજ કરજો, અને એ ઢબનું નવું નગર વસાવજો. લગ્નના દિવસે નગર બહાર સર્વ પ્રજાજનને સુરસુંદરીનાં લગ્ન પ્રસંગે આવવા નિમંત્રણ કરજો, એટલે તે દિવસે કોઈ પણ પ્રજાજન શહેરમાં નહી હશે તો ભૂકંપથી કોઈ પણ પ્રજાજનના જીવને હાનિ થશે નહી. ભૂકંપની વાત પ્રજાજનને કહેશો નહી. લગ્ન પ્રસંગે હું હાજર રહીશ. (સુજાતા આવી પહોંચેછે. તેને). બ્હેન! તમે સદ્બોધ આ નગરમાં આપવા મહા ઉદ્યુક્ત હવે થાવો. આજથી એક માસે આ નગરનો વિનાશ ભૂકંપથી થશે. તમારા સદ્બોધ પ્રમાણે લોકોએ આચરણ કરતા, પછી નવું નગર બંધાવી દુઃખી જનોનાં સુખ

માટે પુરતાં રહેઠાણોની ગોઠવણ કરવા મેં મહારાજાને સમજ પાડીછે- ( કેશિનિ તથા વૈરાજ આવેછે. કેશિનિને). બહેન કેશિનિ ! આ એક ઔષધિ આપુંછું તે સુધન્વા શેઠને જઇને ઝટ પાઇ દે. એમને એવી ખોટી મતિ સુજીછે કે આ સુજાતા ધર્મમૂર્ત્ત પ્રતિ કામ દ્રષ્ટિ કરીછે અને તેથી એક મહા પીડાકારી વ્યાધિ એમને થઇછે. એમને આ ઓસડ આપતા તુરત આરામ થશે. એમણે મનથી વ્રત લીધુંછે કે આ મંદવાડમાંથી જે કોઈ મને મુક્ત કરશે તેને સકળ દ્રવ્ય મારી પૂર્ણ રાજીખુશીથી આપી દઈશ. તો એમના એ ઉચ્ચ ભાવને લીધે, અને એમનાં અંતઃકરણની હવે થયેલી વિશુદ્ધતાના લીધે, એમને મંદવાડમાં વધુ વખત હેરાન થતા અટકાવવા જોઇએ. તેં આપેલી ઔષદ્ધિથી એમનો મંદવાડ મટશે તો એમનું સઘળું દ્રવ્ય તને આપશે. એ દ્રવ્યની તું ધણી થઈશ.

**કેશિનિ**—ના. મહાત્મા બાપ ! એ દ્રવ્યનાં ધણી દુઃખી જન છે. એ દ્રવ્ય હું દુઃખી જનોની સેવામાં વાપરીશ.

**મહાત્મા**—બહેન ! ધન્ય છે તને. (સર્વને). દુઃખી જનોની સેવામા સર્વ કોઇ તત્પર રહેજો. (અદ્રશ્ય થઇ જાયછે).

**સુજાતા**—જય જય જય ! મહાત્મા બાપ ! (શાકાયન્યને). પૂજ્ય તાતજી ! મહાત્મા બાપનું મહત્વ હું શી પેરે મનુષ્ય જાતિને સમજાવું તેની મને સમજ પડતી નથી ! મહાત્મા બાપ બીચારા જન સેવામાંજ ઉદ્યુક્ત ! વળી, એ કેવા પ્રેમાળ ! એમનાં વચનોથી આપણાં તન મન કેવાં શાંત થઈ જાયછે !

**શાકાયન્ય**—બહેન ! તમારા થકી અમને એ મહાત્મા બાપનો પરિચય થયોછે તો એ સઘળો તમારો પાડ છે.

**સુજાતા**—મારો પાડ માનવાનો શું છે ! હું તો એ મહાત્મા બાપની દીન કિંકરી છું.

**શાકાયન્ય**—(કશ્યપને). પૂજ્ય મહર્ષિ ! આપ કહેતા હતા કે મહાત્મા બાપ પોતે મને દર્શન અને જ્ઞાન દેશે તેમજ થયું !

**કશ્યપ**—આપ તથા આપનાં બાળ બચ્ચા સર્વ ગુણી જન છો તો મહાત્મા બાપ આપ સર્વની સંગાથે સદા રહેલાજ છે અને સદા રહેશે.

**શાકાયન્ય**—અરે ! હું તો મહાત્મા બાપનો પ્રતાપ જાણી જાણે ગભરાટથી દીવાનો બની જાવુંછું ! ચાલો, હવે, આપણે બધાં અંદર જઇએ.

**સુજાતા**—આપ સર્વ સીધારો. હું પણ આવુંછું. (સઘળાં જાય છે). (સ્વગત). જગતશેઠને શું ઉંધી સમજ પડી ! પ્રભુજીએ અખૂટ દ્રવ્યના અધિકારી એમને કર્યા; એ અખૂટ દ્રવ્યની પ્રાપ્તિ માટે માત્ર વેચાણ ખરીદી સબંધી બે બોલની થૂંક ઉડાડવા સિવાયનો એમને શ્રમ પડતો નથી, તે છતાં પ્રભુજીએ એમને અખૂટ દ્રવ્ય આપ્યું, તો તેનો અર્થ એમણે એટલોજ કર્યો કે એ દ્રવ્યના મોહમાં લાલસામાં મને ફસાવવી, અને મારાં શિયળ વ્રતમાંથી મને ભ્રષ્ટ કરવી ! બારણે માલણ તોરણ બાંધી ગઈ તો શું તેનો અર્થ સમૃદ્ધ શેઠે એવો કરવો કે કોઈ ઘરમાં પ્રવેશ કરે તેનાં ગળે બારણામાંજ ને તોરણનો ફાંસો દઈ તેનો પ્રાણ ત્યાંજ લઈ

લેવો ! ગગનમાં પ્રભુજીએ તેજોમય તારલા પ્રગટાવ્યા તેનો અર્થ શું મૂર્ખ માનવે એવો કરવો કે પોતાનાં ઘરના દીવા હવામાં ઉછાળી પોતાનાં અને આજુબાજુનાં ઘરોને સળગાવી મુકવાં ! જંગલમાં જડીબુટીઓ પ્રભુજીએ સરજી તો અમુક વ્યાધિનાં નિવારણ માટે માત્ર અમુક પ્રમાણમાં તે ખાવાની, તેનો અર્થ શું એવો કરવાનોછે કે કંદમૂળ ભાજી પ્રમાણે તે જડીબુટીઓનું શાક કરી ખાવું ! જગતશેઠ ! પ્રભુજીએ તમને અખૂટ દ્રવ્યનું દાન દીધુંછે તો તમારે તો પ્રભુજીના એ ઉપકાર માટે દયાવાન પ્રભુજીની સેવામાં હરપળે ઉભા રહેવામાંથી નવરાજ ના પડવું જોઇએ, અને દ્રવ્યનો સદુપયોગ કરવો જોઇએ. અરેરે ! જગતશેઠ ! તમને પ્રભુજીનો પાડ માનવાનું નહી સુજ્યું અને મારૂં શિયળ લૂટવાનું સુજ્યું ! કંકણને શું સુંદરીના હાથમાંની તેની રાધવાની હાંલ્લીજ તેના ટકોરાથી ફોડી નાખવાનું મન થયું ! ગગનની વાદળીને શું સ્નાન કરી સોળે શણગાર સજી પીયુને મળવા જતી રમણી ઉપરપડી તેણીના વસ્ત્રાલંકાર ભીંજાવી નાખી તેણીને પાછી તેણીનાં ઘર મોકલવાનું મન થયું ! માંદલો મરણ શૈયામાં પડયો પડયો વેદનાની હાય ઉચરતો હોય ત્યાંજ શું મહારથીને રણસંગ્રામનો ક્રૌંચ વગાડી માંદલાને બળ પ્રેરવાની મતિ સુજી ! અરેરે ! જગતશેઠ ! જો લગીર વિચાર તમે કર્યો હોત, અને એક દુઃખી સ્ત્રીનું શિયળભંગ કરવાના પ્રયત્નમાં દ્રવ્યનો ઉપયોગ કરવા તમે નહી ધાર્યો હોત, તો પ્રભુજી તમારાથી કેટલા રીઝતે, તમને કેટલું અપારમિત વિશેષ દ્રવ્ય દીધા કરતે, અને તમારી સકળ ઉચ્ચ અભિલાષાઓ કેવી પૂર્ણ કર્યા કરતે ! કારણ પ્રભુજીને તો ગુણીજન જેવાં પ્રિય છે તેવાં કોઈ જ્ઞાની કે યોગી પ્રિય નથી. અરે ! પ્રભુજી તો બીચારા એવા ભોળા અને ભલા છે કે જે કોઇ એમની કૃપા માટે એમની આગળ શિર નમાવે તેના ઉપર પૂર્ણ પ્રસન્ન રહી તેની પાસેથી પણ ખસતા નથી ! પણ લોકોને કોણ સમજાવે કે પ્રભુજી આવા ભોળા અને ભલા છે ! અરે ! મનુષ્ય જીવાત્માઓ ! તમે પ્રભુજીનું આ સ્વરૂપ, પ્રભુજીનું આ ભોળા અને ભલા ભાવનું ગુણ લક્ષણ સમજો, અને એમનું ધ્યાન ધરો, અને તમારો જન્મ સફળ સહેજે થઈ જશે, તમારાં કષ્ટો આપોઆપ ટળશે. અર્ધ ગાઉ પહોળી વચમાં વહેતી નદીના પેલે પાર જવા હજાર ગાઉનો તેનો લાંબો સીધો પંથ નહી કાપતાં, તેના અર્ધ ગાઉની પહોળાઇ વહાણમાં ઝટ ઓળંગી જાવો; દ્રવ્યની પ્રાપ્તિ કરવા માટે, ભૂમિમાં દટાયલાં દ્રવ્યની આશામાં ખંડેરો ખોદવામાં આયુષ્ય પુરૂં નહી કરતાં, હળ જોડી ખેતર ખેડી, વૃષા ૠતુમાં ચાર માસ વાવેતર કરી લ્યો, તો ધાન્ય રૂપી ધનના ઢગલા પ્રાપ્ત થશે; ક્યાંયે દુર્ગંધ સ્ફુરી રહી તો હવામાં હાથ ઉગામી દુર્ગંધ હઠાવવાનો કષ્ટ ભરેલો પ્રયત્ન નહી કરતાં બાવનાચંદન જરીક ત્યાં પ્રજ્વલિત કરો એટલે સહેજે દુર્ગંધ ટળી સુવાસ ઉદ્ભવશે. અરે ! પણ, આ જગતશેઠ, દરેક વાતમાં શાણા, સમજુ, વિવેકી, તે આ મારૂં શિયળભંગ કરવાની દુર્મતિમાં કેમ પ્રેરાયા હશે ! સમજી, સમજી ! દ્રવ્યના ટેકાથી, દ્રવ્યના મદથી. એમની પાસે દ્રવ્ય નહી હોત તો આવી કુમતિ

એમને સુજતે નહી. સમૃદ્ધિના શેઠીયા ! તારે તો સતત સારા કૃત્યોમાં પ્રવૃત્ત રહેવાનું છે. તારે ગાડી ઘોડાઓમાં ફરવાનું નથી, પણ પગે ચાલીને રસ્તામાં જે કોઈ આંધળાં પાંગળાં નજરે પડે, તેની પાસે જઇને, તારાથી જે કાંઇ બની શકે તેટલું દ્રવ્ય આપીને તે દુઃખી જનની આત્મા પ્રસન્ન કરવાનીછે; તારે સારાં સારાં પકવાનો ખાઈ અજીરણના ઓટકારો ખાવાના નથી, પણ જે જે ભુખ્યાં તરસ્યા હોય તેમના માટે તારાં ઘર રસોઇ કરાવી તેમને તારી જાતે ભોજન કરાવી પછી તારે પોતે જમવાનુંછે; તારે વસ્ત્રાલંકારો સજી સોહામણા અને સ્વચ્છ દેખાવાનું નથી, પણ જેને અંગે વસ્ત્ર નથી તેમને વસ્ત્રોના વૈભવમા વિચરતાં તારે કરવાનાંછે. સંપત્તિવાન શેઠીયા ! કદાચ તું કહીશ કે મારો પઇસો હું મારી જાત માટે ના વાપરૂં અને પારકાં લોકો માટે વાપરૂં એવું કાંઈ કારણ નથી, તો હું કહીશ કે કારણ છે, અને તે એટલુંજ કે તારૂં પોતાનું ખાધેલું, પીધેલું, પહેરેલું, ઓઢેલું, તને મૃત્યુ પછી કામ આવવાનું નથી, અને જેટલું તું લાચાર લોકોને ખવડાવીશ, પહેરાવીશ તેટલુંજ મૃત્યુ પછી તારી સાથે આવી તને અન્ય ભવોમાં સુખ આપનારૂં છે. લક્ષ્મીપતિ શેઠીયા ! કદાચ તું ધારતો હઇશ કે દુઃખી જનોનાં કષ્ટ દૂર કરવા રહીએ તો એમની ચિંતામાં તનમન બળી જાય અને હૃદય તૂટી જાય, તો હું તને કહીશ કે દુઃખી જનની સેવામાં તો તારાં આરોગ્ય, આયુષ્ય, ઐશ્વર્ય, લક્ષ્મી, સર્વની વૃદ્ધિ દિનપ્રતિદિન થશે, કારણકે દુઃખી જનોની આત્મા શાંત થતાં તેમનાં ઉરમાંથી જે જે આશિષ નીકળેછે તે એવી બળવાન શક્તિ છે કે તે તેજ પળે ફળીભૂત થઇ રહેછે, અને દુઃખ ટાળનારનું શ્રેય સાધેછે. માટે, સમૃદ્ધ શેઠીયા ! તમે પરમાર્થી પુણ્યશાળી જીવ થઇ, ઉચ્ચ અને ઉચ્ચ સ્થિતિઓ પ્રાપ્ત કરી, તમારા પ્રભુજીને અને મહાત્મા બાપને ઓળખતા થાવો, અને પછી તેમનું ગુણગાન ગાતા થાવો; અને છેવટે એ પ્રભુજીમાં તન્મય થઇ રહો. અરે ! પણ આ જગતશેઠ મારી કાંતિ ઉપર મોહિત થયા તોજ મારૂં શિયળભંગ કરવાની એમને મતિ સુજી, તો મારા થકીજ એ એક રીતે દુઃખમાં આવી પડયાછે, અને મારી કાંતિ દેખશે ત્યાં સુધી મોહગ્રસ્ત રહેશે, માટે મારા ઉપરના મોહમાંથી એમને મુક્ત કરવાનું કાંઈ સાધન મારે પોતે પણ યોજવું જોઇએ. જો મારામાં લેશ પણ રૂપ નહી હોત, જો હું કાણી કુબ્ઠી હોત, તો તે મારા ઉપર કદી મોહિત થાતજ નહી, અને મારૂં શિયળ ભંગ કરવાનું દુષ્કૃત્ય એમના હાથે થાતજ નહી, અને એ દુષ્કૃત્યનાં પરિણામે જે દારૂણ મંદવાડથી એ પીડાયછે તે મંદવાડે એમને ઘેર્યાજ ના હોત ! માટે, આ પ્રમાણે મારી કાંતિ એજ જગતશેઠના મંદવાડનું કારણ છે તો મારી કાંતિ મારા હાથે મારે અવશ્ય કદરૂપી કરવી જોઇએ, જેથી આ જગતશેઠ કે બીજું કોઇ પણ તેમાં કાંઇ પ્રિયતા દેખે નહી અને મોહવશ થાય નહી. ત્યારે મારી કાંતિને કુબ્ઠી કરવા હું હવે શું કરૂં ! શું મારા દાંત પાડી નાખું ! શું મારા વાળ કાપી નાખું ! શું મારાં મુખે કાળી મેશ લગાડી ફરૂં ! શું મારાં વદને વિષ્ટાની મલિનતા લિપ્ત કરૂં !

### ગાયન. ૪૦

કીરતાર ! કાંતિ કાંઇ દીધી મને શાની !
કમળા કાંતિથી ભૂલ્યાછે ધ્યાન ધ્યાની. કીરતાર !
પ્રેમી હૃદયે વાગેછે કાંતિની છરી છાની,
ગમાર બની જાયછે ઘણેરા જ્ઞાની,
પુણ્યશાળી કરેછે પુણ્યમાં પાછી પાની,
જોઇએ નવ મને સુંદરતાની જવાની. કીરતાર !
કીરતાર ! કરો મને કુબડી કે કાણી,
જાણે હું કોઇ પિશાચણી કે ડાકણી,
વિષાદ વસાવો એવો મુજ વાણી,
શ્રવણ થતાં અશુભ સર્વએ એ જાણી,
શરીરે ડોશી કરો મને એવી પુરાણી,
પીવા ન આપે આવી પાસ કો પાણી,
હાવભાવમાં કરો મને હડખાણી,
દૂર નાસે સર્વ કો, કહી મને અભાગણી. કીરતાર !

**મહાત્મા**—( મહાત્મા પ્રગટ થતાં ). બહેન ! તારૂં સૌંદર્ય દિનપ્રતિદિન વધુ તેજસ્વી થજો; તું પૂર્ણિમાના ચંદ્રમા સમાન રૂપવંતિ થજો; તારાં સૌંદર્યથી તું સદા ભરપૂર રહેજો. કોઇ મૂર્ખ અવિચારી જન તારાં સૌંદર્યથી કામવશ થાય તે માટે તારે શા સારૂ સૌંદર્યભરી ના થઈ રહેવું ? ( અદૃષ્ય થઇ જાયછે ).

**સુજાતા**—અરે ! આ તો મહાત્મા બાપ મને દીલાસો દઈ ગયા ? પણ, મહાત્મા બાપ અદૃશ્ય થઇ ગયા ! હવે તો જાણે મને એવું થાયછે કે મને એમની પાસેજ એમની સેવામાં રાખે તો સારૂં.

### ગાયન ૪૧

મહાત્મા બાપ ! મહાત્મા બાપ ! મહાત્મા બાપ ! .
હીંડયા જાવો શાને, ઉભા રહોને મારી સામા. મહાત્મા.
નિજ સ્વામીમાં રાગી જેમ તેની રામા,
સૂર્ય પાછળ ફરે પૃથ્વી જેમ ફેરા નકામા,
ગિરિ બેઠા જેમ નિરાંત, નાખી સદાના ધામા,
વાંસળીમાંથી વિકસે જેમ મૃદુ સ્વર ધીમા,
વિદ્યુતના વેગને જેમ નહી વ્યોમમાં સીમા,
રોતાં બાળ કરે જેમ અહર્નિશ મા મા,
માની લે તેમ તું મનડાં એક બાપ મહાત્મા. મહાત્મા.
( જાય છે ).

## અંક ૩. પ્રવેશ ૨૬.

સુધન્વા—(સ્વગત. મંદવાડની વેદનામાં). અરેરે! ભગવાન! આ મંદવાડ મને ક્યાંથી થયો! મારાથી આ મંદવાડ હવે નથી ખમાતો! શરીરનો દરેક અવયવ જાણે કળીને નીકળી પડેછે! પણ આવું દરદ થાયછે તોપણ અવયવો છુટા પડી જઇ આ શરીરનો અંત આવતો નથી! અરેરે! આ દેહનો ઝટ નાશ થઈ જતો હોય તો સારૂંજ કેમકે આ મંદવાડ દિવસે દિવસે મહા વધતો જાયછે અને હવે સારા થવાની આશા ફોકટ છે. આ મંદવાડની વેદનાથી મારૂં ચિત્ત પણ બાવરૂં શુદ્ધસાન વિનાનું થઇ ગયુંછે અને જાણે મરી ગયોછું કે જીવતોછું તેની પણ સમજ મને પડતી નથી! અરેરે! નથી વેદના નાશ પામતી, કે નથી શરીર નાશ પામતું, કે નથી ચિત્ત નાશ પામતું! મનુષ્ય જો પ્રથમથી જાણે કે શરીરમાં આવા રોગો આવી વસેછે અને આવું કષ્ટ દેછે તો કોઇ પણ મનુષ્ય આ શરીરને આહાર આપીને કે પાણી પાઇને એક દિવસ પણ ઉભું રાખેજ નહી, અને એને પ્રથમથીજ ઉચ્છેદી નાખે. ઘીમાં માખ ડુબેલીછે જાણી કોણ તેનું પ્રીતથી ભોજન કરશે! સોનાના અમુક અલંકારમા કોઇ અનિષ્ટ શ્રાપ વસેલોછે તે જો પહેરનારને ખબર હોય તો કોણ તેને અંગે ધરશે! સાગરનું જળ ખારૂં છે એમ જો તરસ્યો જાણે તો તે કદી શું તેનું પાન કરશે! પણ સુખાકારીના વખતમા મનુષ્યને તેના ભવિષ્યના મંદવાડની ખબર હોતી નથી. એ સુખાકારીના સમયમાં તો જાણે આ શરીર અમર કાયા છે એમ સમજી એ શરીરને તૃપ્ત કરવામાં મનુષ્ય તત્પર રહેછે. સરિતાનાં પૂરનાં જળ ઉછળ્યાં તે તો એમજ સમજેછે કે અમે જ્યાં વહન કરીશું ત્યાંથી સઘળું અમારી સંગાથે તાણી જઇશું, પણ એટલું નથી સમજતાં કે સર્વ કાંઈ અહીં તહીં પડયું રહેશે અને એ પોતે પળમાં ક્યાંનાં ક્યા નહેરો ખાડા કે સાગરમાં સમાઇ જઇ હતાં નહી હતાં થઇ જશે! ઝાકળ બિંદુ ઝાડે હીંડોળા ખાઇ હરખાયછે કે રત્નમણિ કરતાં પણ હું કેવું રંગબેરંગી, પણ એને ખબર નથી કે સૂર્યનારાયણનો તાપ પ્રગટયો તો વરાળ થઇ પળમાં ક્યાયે અદષ્ય થઇ જશે! બળિષ્ટ ગોલાના હાથમાં સાંબેલું ચોખા ખાંડણિયામાં ખાંડતું થયુ એટલે સમજ્યું કે જગતમાં મારા ધમકારા એવા છે કે સિંહ પણ ડરી જતો હશે, પણ તેને ખબર નથી કે ગોલાનો હાથ અશક્ત થતાં તો તે ક્યાંયે ખૂણામા પડી રહેશે અને છેવટે બાળીને ફૂંકી દેવામાં આવશે! અરેરે! મનુષ્ય! તમે સર્વ વાતનો ગર્વ કરજો, પણ આ દેહનો ગર્વ નહી કરશો. સુવાસિત મનહર પુષ્પ! તું તારા મનહર રંગનો, વિમળ પરિમળનો, ગર્વ ભલે કરજે, પણ તારાં બળનો તું રખે કાંઇ ગર્વ કરતું, કારણકે એક ફૂંદું પણ તારૂં પ્રાણ મધ ચુસી તને સુંકું કરી નાખવા સમર્થ છે; દાવાનળ તું ભલે વનવગડાને ભસ્મ કરી નાખવાના મદથી વનવગડા કાંઈ બાળી નાખજે, પણ સરોવર તીરને બાળવાનો ગર્વ ના કરીશ, નહીતો એ શીતળતામાં તો તું કયાં બળી હોલાઇ જઇશ; કોયલ! તારા ટહુકાનો ગર્વ કરી તું ભલે ચોવીસે કલાક એકનો એક ટહુકો કર્યા કરજે, પણ કાંઈ તું

પારધિની પાંથરેલી જાળ ઓળંગી જવાનો પ્રયત્ન રખે કરતી, નહીતો અવશ્ય તારો મરવા વખત આવશે. મનુષ્ય ! મનુષ્ય ! આ તારી માંસ રૂધિરની દેહનો અભિમાન કદી પણ તું કરીશ નહી. અરે ! પણ આ દેહ આવી પીડા અને વેદના ભરેલીછે તે માટે કાઇ ગળે ફાંસો ખાઇને મનુષ્યથી આ દેહનો અંત લવાયછે ! ગળે ફાંસો ખાઇ એ પ્રમાણે મરવું એ તો કાંઇ મને વ્યાજબી લાગતું નથી. અરે ! ખુંજાલતાં ખુંજાલતાં શરીર કાણું થઇ જશે ! ( ખુંજાલેછે ). આ કાયા પ્રભુજીએ ઘડીછે તો એ પ્રભુજીની છે અને મનુષ્યની તેના ઉપર કાંઈ સત્તા કે માલકી નથી, તો પછી એ દેહનો નાશ તો મનુષ્યથી કેમ થાય ! દરજીની કાતરે તો દરજી ચલાવે તેમ ચાલી લુગડા સીવવા માટે કાપ મુકાવાનાછે પણ કાંઇ ફાટાં લુગડાને પૂરા ફાડી નાખવાનો તેને અધિકાર નથી. લક્ષ દઇ ગુરૂએ બાળને પાટી ઉપર અક્ષર કાઢી આપ્યા તે બાળે ઘુંટવાનાછે અને નહી કે પાટી ભાંગી તોડી નાખવાની; નાતજાતના રીવાજ પ્રમાણે વરરાજાને પરણવા જતી વખતે ઘોડા ઉપર બેસાડ્યો તેનો અર્થ એવો નથી કે વરરાજાએ ઘોડો દોડાવી મુકવો અને જાનને પડતી મુકવી. પણ જો આ દેહનો નાશ કરવાનો મનુષ્યને અધિકાર નથી, અને વેદના સદા માટે ટાળવા આ દેહ ઝટ પોતે નષ્ટ થતો નથી, તો આ દેહનું કરવું કેમ ? આડો વિશાળ પડેલો ડુંગરો પોતે ખસતો પણ નથી અને કોઇને માર્ગમાં આગળ વધવા પણ દેતો નથી ! માતાનું હીંડોળેલું બાળ પારણે પોઢતું પણ નથી અને જાગેછે તો રમતું પણ નથી, ત્યારે કરવું કેમ ! અરેરે ! આ શળ પેટમાં ભારી આવી ! જાણે પેટ કપાઇ ગયું ! આ માથામા ઝાટકો જબરો આવ્યો, જાણે માથું વઢાઇ ગયું! બાપ ! મારાથી આ દુ:ખ હવે સહન નથી થતું. હું કોણને કહું ! ( વૈદ આવેછે તેને ). અરે ! વૈદ ! તમે આટલો વખત કયાં હતા ! આ માથાંમાં તથા પેટમાં તલવારના ઝટકા પડેછે તે કોઇ રીતે મટાડો નહીતો જરા નરમ તો પાડો. શું વૈદક શાસ્ત્ર સમૂળગું નિર્માલ્ય અને ફોકટજ છે કે મારા મંદવાડનો એમાં ઉપાયજ નથી !

**વૈદ**—જગતશેઠ ! આપના મંદવાડે વૈદકશાસ્ત્ર ખોટું પાડ્યુંછે, અને વૈદકશાસ્ત્ર ઉપરથી મારી પોતાની પણ શ્રદ્ધા ઉઠી ગઇછે, અને હવે હું સમજાુંછું કે મંદવાડ આવેછે તે દેહના દંડ છે, અને દેહના દંડ પૂરા થાય ત્યારેજ મંદવાડ પૂરા થાય, ત્યારેજ મંદવાડ જાય કે નરમ પણ પડે. આપના માટે વૈદકશાસ્ત્રના અનેક ગ્રંથો ઉથલાવી સઘળી ઔષધિઓ આપને આપીછે, પણ કાંઈ કામ લાગી નથી, માટે આપનો મંદવાડ દેહનોજ દંડ છે.

**સુધન્વા**—વૈદરાજ ! ખરૂં કહોછો. ખરે, મેં ગયા ભવોમા કે આ ભવમા દારૂણ પાપો કર્યાંજ હશે અને તેની શિક્ષારૂપે આ મંદવાડ મને આવી મળ્યોછે. અરે ! બાપરે ! આ શળો પાછી ઉપડી ! વૈદરાજ, કાંઈ ઉપાય કરો. કાંઇ ઉપાય કરો.

**વૈદ**—જગતશેઠ ! શુ કરૂં ! મારો કાંઈ ઉપાય ચાલતો નથી.

**સુધન્વા**—ત્યારે શું મને આ વેદનામા તમે પાસે રહીને મરવાજ દેશો ? આ પ્રમાણે

જો શળો ચાલુ રહેશે તો નિશ્ચે મારો પ્રાણ જશે.

**વૈદ**—જગતશેઠ ! હું શું કરૂં! વૈદકશાસ્ત્ર અબળ છે ત્યાં હું સબળ કેમ હોઇ શકું ?

**સુધન્વા**—વૈદરાજ. આ પ્રમાણે છુટી ના પડો. રસ્તે જતાં મનુષ્યને સહાય થવું એ તો મનુષ્યનું કર્તવ્ય છે તો તમે પાસે રહીને આ શળોની અને ખુજલીની વેદનામાં આ પ્રમાણે મને તરફડવાજ દેશો ત્યારે !

**વૈદ**—જગતશેઠ! હું તો આજથી વૈદકશાસ્ત્ર ઉપર જળ મુકીને સર્વ કોઇને કહીશ કે મંદવાડ એ દેહનો દંડ છે. એમાંથી મુક્ત થવું હોય તો વૈદનાં ઘર ઓસડ માટે ના જશો, પણ પ્રભુનું નામ ઘેર બેઠા બેઠા સ્મરજો તેથી એ પેરે દેહના દંડ ટળે તો ટળે, અને ઓસડથી દેહના દંડ ટળવાના નથી. જગતશેઠ! આપની આજ્ઞા હોય તો હું રામનામ ઓસડ લેવા આપને કહુંછું, અને મારી વિનંતિ છે કે પ્રભુનું ધ્યાન ધરો અને એમની કૃપાથી આપને ઝટ આરામ થશે.

**સુધન્વા**—હા. હા. વૈદરાજ. હવે મને રામનામ ઓસડજ લેવુંછે. હું પ્રભુજીનું નામ આ પળથી મુખ ઉપર લેવુંછું, અને એ થકી મંદવાડ ટળવાની આશા રાખીશ અને ઓસડનું નામ નહી લઇશ. વૈદરાજ! મારાં અંતઃકરણમાં તો આ પળે જાણે એક ઘોર ધ્વનિ થઇ રહ્યોછે કે મારો આ મંદવાડ સારો કરવા પ્રભુજી સિવાય કોઇ સમર્થ નથી, અને વળી આ પળે મારો અંતરાત્મા મને કરી રહ્યોછે કે જો મનુષ્ય દુષ્કૃત્ય આચરે નહી તો તેને દેહના દંડ હોયજ નહી. અરેરે ! આ શળ તો બહુ જબરી આવી જો ! પ્રભુજી ! પ્રભુજી ! મારાં દુષ્કૃત્યો જે હશે તે માટે આ શિક્ષા મને ઘટેછે પણ હું પ્રતિજ્ઞા લેવુંછું કે કદી પણ કાંઇ પણ દુષ્કૃત્યનું આચરણ હું નહી કરીશ. હવે હું અન્ય જનોનું દ્રવ્ય લુટી પોતે દ્રવ્યવાન નહી થઇશ; મારા કાજે નિર્ધન લોકો પાસે હદપાર વૈતરૂં નોકર તરીકે નહી કરાવીશ; દ્રવ્યથી પ્રાપ્ત કરી શકાતી અયોગ્ય સુખભોગની વસ્તુઓમાં લુબ્ધ નહી થઇશ અરેરે ! દ્રવ્યના મદમાં તો પેલાં સુજાતા માતા ઉપર મેં કુદ્રષ્ટિ કરી ! અરેરે ! હવે જગતમાં સઘળી સ્ત્રીઓને મારી માતાઓ અને બહેનો ગણીશ. અરેરે ! હવે મને યાદ આવેછે કે જયારે મેં એમના તરફ કુદ્રષ્ટિ કરી ત્યારે એમણે મને કહ્યું હતું: “જગતશેઠ, આ કુદ્રષ્ટિ કરી જગતમાં શું સુખ જોવાના છો ?” ખરે, ત્યારે, એ કુદ્રષ્ટિને લીધેજ હું ધારૂંછું આ દુઃખ મને આવી મળ્યુંછે ! એ દ્રષ્ટિ યાદ આવતાં મારો જીવ મને કહેછે કે હવે તું સદાના માટે નષ્ટ થઇ જા, અને એજ માર્ગ તારા માટે ઉત્તમ છે, નહીતો તું તન મન ધનનાં કષ્ટ સિવાય કાંઇ હવે અનુભવીશજ નહી.

**વૈરાજ**—(વૈરાજ તથા કેશિનિ આવતાં). સુધન્વા શેઠજી ! મારી તબીયત નરમ હતી અને મારાથી ઘરની બહાર હીંડાતું નહી હતું, તેથી આટલા દિવસ મારાથી આપની તબીયતના સમાચાર પુછવા અને કાંઇ આપનું કામકાજ કરવા અવાયું નથી તે માટે માફ કરશો.

**કેશિનિ**—જગતશેઠ ! આપનો મંદવાડ તો આપના મુખ ઉપરથી કાંઇ નરમ નથી લાગતો. ઇશ્વર સારૂં કરશે. તમે લગીરે મુઝાશો નહી. અને અમો બેઉની આ પળે એક આ વિનંતિ છે કે આપ મને આપની પુત્રી જાણો અને મારા પતિને આપના પુત્ર ગણજો, અને અમારા બેઉની વિનંતિ માન્ય કરી, અમે આ ઓસડ લાવ્યાં છીએ તે આપ કૃપા કરી પીવો. આપનો મંદવાડ તુરતજ મટશે એ મારૂં વચન સત્ય માનશો.

**સુધન્વા**—બ્હેન ! આ મારા વૈદરાજ જે સાક્ષાત ધનવંતરી છે તે વૈદકશાસ્ત્રના સઘળા ઉપચારો અજમાવી ચુકયાછે અને એ ઉપચારો નિષ્ફળ જતાં કહેછે કે મંદવાડ એ દેહના દંડ છે, તો પછી તમે આપેલાં ઓસડથી મારો મંદવાડ શું મટવાનો ?

**કેશિનિ**—જગતશેઠ ! મંદવાડ દેહનો દંડ છે અને તેમાં ઔષધિ કામ નથી આવતી એ આપના વૈદનું કહેવું સત્ય છે, પણ તોયે આ ઔષધિ જરૂર લેશો. ભૂમિ ઉપર પડેલી વીંટી ગગનના અગણિત તારલાઓના પ્રકાશથી નહી જડે તે કોડિયાંમાં પ્રગટાવેલા નાના ઝુંકતા દીવાથી જડી આવે; સાગરનાં ખારાં જળ ગાગર ભરીને પીવાથી જે તૃષ્ણા નહી છીમે તે મીઠાં જળના એક ઘૂંટડાથી સમે; રોવા ઉપર ચઢેલું બાળ હાથમાં તેડીને ફેરવવાથી છાનું નહી રહે તે પારણે હીંડોળવાથી બહુધા નિદ્રાવશ થઇ જઇ રોતું બંધ થાયછે. માટે, આ ઓસડથી આપની વ્યાધિ મટશેજ.

**સુધન્વા**—બ્હેન ! તારી એવી ઇચ્છા છે તો લાવ એ ઓસડ પીવું.

**કેશિનિ**—(ઓસડ આપતા). આ ઓસડથી જરૂર મંદવાડ મટશે.

**સુધન્વા**—જો મારો આ મંદવાડ આ ઓસડથી મટે તો મારૂં સકળ દ્રવ્ય જે કરોડો રૂપીયાનું છે તે હું તમને આપી દેવું.

**કેશિનિ**—હાય, બાપ. એટલા બધા દ્રવ્યને મારે કે મારા પતિએ શું કરવું છે ! અમને એક રોટલી અને બે કોળિયા ભાત જોઇએ તે માટે આટલું હદ પારનું દ્રવ્ય નિરર્થક અને ,નિરૂપયોગી છે: અને મારે તો એક રાતી બદામ પણ ના જોઇએ અને ના ઘટે.

**સુધન્વા**—(ઓસડ પીતાં). મારો આ મંદવાડ મટતાં તો મારૂં સકળ દ્રવ્ય તને અને તારા પતિને આપી દેવાનો છું એ મેં મનમાં પ્રતિજ્ઞા લીધીછે. અરે ! આ શું ! શૂળબૂળ બધી બેસી ગઇ ! જાણે મંદવાડ તો મને હતોજ નહી એવું મને લાગેછે ! ત્યારે હું બેઠો થાવું ! (પથારીમાં બેઠા થાયછે). ઓહો ! બેસતાં પણ જીવને લગીરે અશક્તિ લાગતી નથી કે મહેનત લાગતી નથી ! અરે ! બેસતાં તો જાણે આળસ આવેછે અને ઉભો થઇ કામકાજ કરૂં ! (ઉભા થાયછે). વાહ, ઉભું પણ થવાયછે ! ત્યારે કામ શું કરૂં ! હા. બસ, કામ એજ કરૂં કે તમને સઘળું દ્રવ્ય સોંપી દેવું.

**કેશિનિ**—જગતશેઠ ! આપનું દ્રવ્ય આપને મુબારક રહો અને આપ સદુપયોગમાં ભોગવો. અમારે આપનું દ્રવ્ય ના જોઇએ. પરંતુ, મારી એક વિનંતિ છે તે

આપની આજ્ઞા લઇ કરૂંછું. જગતમાં દુઃખીજન પાર વિનાનાં છે તેમનાં દુઃખ નિવારણમાં આપનું કાંઈક દ્રવ્ય અવશ્ય ખરચશો તો હું અને મારા પતિ એમજ સમજીશું કે આપે અમને એ દ્રવ્ય આપ્યું. જુવો, આપણને ભૂખ લાગેછે તો આપણે બાવરાં બની જઇએ છીએ તો બીચારાં આંધળાં પાંગળાં ઉદ્યમ નહી કરી શકે તેમને ભૂખ લાગતી હશે અને ભૂખ્યાં રહેતાં હશે તો તે કેવાં રઘવાયાં થઇ જતાં હશે! આપણને લગીર ટાઢ લાગે તો આપણે લુગડાં પહેરી લઇશું તો બીચારાં આંધળાં પાંગળાં ઉઘાડાં રસ્તામાં કે વગડામાં ટાઢથી કેવાં ઠરી જતાં હશે! આપણને રહેવાને ઘર હોય તોપણ આપણે અકળાઇએ છીએ કે ઘરમાં પુરતા ઓરડાઓની સગવડ ના મળે અને પછી મોટી હવેલીઓ બંધાવીએ, ત્યારે બીચારાં આંધળાં પાગળાં રસ્તા શેરીમાં પડી રહેતાં હશે તેમનો જીવ કેવો સંતાપતો હશે! માટે જેવો આપણો આત્મા તેવો એ બીચારાં ગરીબ દુઃખી જનોનો પણ આત્મા, અને દ્રવ્ય કાંઇ આપણી સંગાથે આવતું નથી તો પછી દ્રવ્ય એ બીચારાં દુઃખી પાછળ વાપરેલું શું ખોટું? અને, વળી દ્રવ્ય આપણને આપેછે તે તો ભગવાન, ત્યારે ભગવાનનું એ દ્રવ્ય સત્કર્મોમાં વાપરી આપણે એ દ્રવ્ય ભગવાનને પાછું નહી શા માટે સોંપવું? વૃક્ષને ઝાકળ બિંદુ વાતાવરણ આપેછે તો પછી રવી પ્રકાશ થતાં વૃક્ષ એ ઝાકળ બિંદુને પાછું એ વાતાવરણનેજ સમર્પી દેછે; ભૂમિને ખેડુતે બીનું દાન કર્યું તો એક સાટે ભૂમિ સહસ્ર ધાન્યનાં બી તે ખેડુતને અર્પણ કરેછે; મનુષ્ય દિપિકાને લગીર પ્રથમ પ્રગટાવેછે તો પછી દિપિકા તેનું ઘર પ્રકાશથી કેટલો લાબો કાળ ભરેછે? અને દુઃખીનાં દુઃખ દૂર કરવાં એજ મનુષ્યનું કર્તવ્ય છે એમ હું સમજુંછું, પછી ભલેને મનુષ્ય સંસાર વ્યવ્હારની અનેક પ્રવૃત્તિઓમા પણ પ્રયત્નશીલ રહેતો હોય. વૃક્ષલતામાં છુટાં પક્ષીઓએ ગમે ત્યા ઉડી ઉડી વિહાર કરવાનો છે, પણ પાંજરે પુરાંતાં તો તેના ધણીનાં ઘર મધુર કલરવજ અહર્નિષ વિકસાવવાના છે; ગોળાએ નીચા ઢોળાવ ઉપર તો ગમે તેમ સ્વચ્છંદે ગબડવાનું છે પણ સપાટ ભૂમિ ઉપર તો સ્થિરજ પડી રહેવું તેને ઉચિત છે; અગ્નિ વગડામાં દાવાનળ ભલે પ્રગટાવે પણ સમૃદ્ધ શહેરમાં તો તેણે શાંતજ રહેવાનું છે.

**સુધન્વા**—બહેન! તારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે અને મારા પુત્ર માટે થોડા કરોડ રૂપીયા જુદા કહાડી બાકીનું તમામ દ્રવ્ય હું દુઃખીનાં દુઃખ દૂર કરવા તારા અપંગ આશ્રમમાં આપુંછું અને તું તેનો સદુપયોગ કરી શકશે. વાયુનો મહિમા વૃક્ષોમાં ફુંકવાથીજ વૃદ્ધિગંત થશે, અને નહી કે શહેરની દીવાલો ઉપર વાયાથી; છાપરાંનાં વાંવાં વૃષાનાં જળ ભૂમિ ઉપર ઢાલવ્યા કરશે અને નહી કે એ જળ પાછાં ગગનમાં ચઢાવશે; જોગી કાષ્ટની ધુણી સળગાવીનેજ પ્રભુ મહિમામાં કાષ્ટને સુભાગી કરશે, અને નહી કે સુથાર જે તે કાષ્ટ કાપી તેનાં બારણા બારી કરવાનો.

**કેશિનિ**—આપનું દ્રવ્ય અમને પોતાને કે અમારા આશ્રમને ના ઘટે. આપે માતા સુજાતા ઉપર કુદ્રષ્ટિ કરી તેથી આ મંદવાડ આપને થયો, પણ ક્ષમાશીલ સુજાતા માતાએ તમારી દયા ખાધી, મહાત્માબાપને આરાધ્યા અને વિનવ્યા કે તમારો મંદવાડ ટાળે, તેથી મહાત્માબાપે આ ઔષધિ આપી. આ ઓસડ અમે આપ્યું નથી. અમે મૂર્ખ જન આવું ઓસડ કયાથી જાણીએ? માટે, પ્રતાપ એ મહાત્મા બાપનો છે. જે કાંઇ અર્પણ કરવું હોય તે મહાત્મા બાપને કરો. તમે પોતે જાતિ પરિશ્રમ લઈ તમારૂં દ્રવ્ય દુઃખીનાં દુઃખ દૂર કરવામાં વાપરો. એ થકી તમે તમારૂં દ્રવ્ય મહાત્મા બાપનેજ અર્પણ કરેલું થશે.

**સુધન્વા**—અહા ! મહાત્મા બાપની આટલી હદપાર કૃપા ! અદૃષ્ય રહી એમણે મારો મંદવાડ મટાડ્યો ! એમને મારૂં સર્વાપણ કેમ ના કરૂં ! અને માતા સુજાતાની પણ મારા ઉપર કેટલી હદપાર કૃપા ! એમનો પણ દાસ બની બાકીનું આયુષ્ય હું પૂરૂં કેમ નહી કરીશ !

**કેશિનિ**—એ સર્વ સારી વાત છે. હવે અમે જઇશું. તમે સુખી રહો. ( બેઉ જાયછે. )

**સુધન્વા**—દ્રવ્યવાન દીવાનાઓ ! દ્રવ્ય જો સન્માર્ગે વાપર્યું તો અમૃત છે અને કુમાર્ગે વાપર્યું તો હળાહળ છે. દ્રવ્યનો સદુપયોગજ કરજો નહી તો દ્રવ્યનાં બળથી થએલ દુષ્કર્મો થકી મહા દુઃખી થઇ મરશો.



## અંક ૨. પ્રવેશ ૨૭.

**બાપ**—( સ્વગત. વેદનાના પ્રચંડ સ્વરથી ). અરેરે ! આ ઘરને લાય લાગી તે બુઝાવતાં બેઉ પગ દાઝયા, તેમાંથી એ પાકયા, અને તેમાંથી આખું શરીર રક્તપિત્તવાળું થઇ ગયું ! હવે હાથે નથી કાંઇ ઝલાતું, પગે નથી હીંડાતું, નથી કાંઈ શરીરે સુવાતું, નથી કાંઇ મોઢેથી ખવાતું, નથી કોઈ ખાવાનું કરી આપતું, નથી કોઈ ખબર પુછવા આવતું, નથી કોઇ પાસે ઉભું રહેતું ! ભગવાન ! ભગવાન ! (સ્ત્રીને). હવે જરી ઉભી થા અને મને પવાલું પીવાનું પાણી આપ. મારો પગ લગીરે ઉંચો થાયછે કે હું ઉભો થાવું અને પાણિયારાં પાસે હીંડીને જાવું ? અને તારાથી તો પગ જમીન ઉપર ટેકવાયછે !

**માતા**—પાણિયારાં પાસે હીંડીને જવાય તેમ નથી તો ખાટલામાં છાનામાના પડી રહો. મને મારા જીવની પડીછે ત્યાં તમને શું કરૂં ? તમે તો સદાની મને કનડતાજ રહ્યા.

**બાપ**—અને તું બીચારી કોઇ દિવસ મને કનડતીજ નથી એવું સારૂં માણસ તું છે ? બાપ ! તું તો મને સદા સુખમાંજ રાખતી આવીછે એવી ડાહી છું ?

**માતા**—દુનીયામાં રસ્તે જનારને પણ પુછો કે સ્ત્રીને સુખી રાખવી એ ધણીની ફરજ છે કે નહી. બીચારી સ્ત્રી કયાં કમાવા જાયછે કે કમાઈ કરી લાવીને ધણીને સુખમાં રાખે.

**બાપ**—અરે, સ્ત્રીએ કદી તેણીના ધણીને સુખ આપ્યું નથી તો પછી તું શું મને સુખ દેખાડવાની હતી ?

**માતા**—અરે ! એમ કહો કે પુરૂષ જાત સ્ત્રીને પગરખાંની રજ ગણનાર છે તેણે કદી સ્ત્રીને સુખ દેખાડયું નથી અને દેખાડશે પણ નહી, અને સ્ત્રી જાતિ તો પતિ માટે સદા પોતાનું સર્વસ્વ બાળી મુક્તી આવીછે. તમારાં અપલક્ષણ છેવટે પણ નાજ ગયાં, તો હું તો જો મારી દીકરી આ પળે ઘેર હોત તો હું એને લઇને તમારાથી જુદી ક્યારની રહી હોત. પણ દીકરીને તો બીચારીને વેચી એટલે હવે એ દીકરી કયાં મળે !

**બાપ**—દીકરી વેચી તો તેં મારો વાંક કહાડયો તો તું જાણી, અને હું મરવા પડયોછું તોપણ તને જીવથી મારીશ, પછી સરકાર મને ભલે ફાંસીએ ચઢાવનો.

**માતા**—જીવ લેવાની વાતો કરનારા તમારા જેવા તો કાઇક મરી ગયા અને તમે પણ હીંડયા જશો તો વાર નહી લાગે.

**બાપ**—હશે, ત્યારે, હું મરી જાવું એટલે તું રાજી થજે અને ખુશી રહેજે.

**માતા**—હા, હા. હું તો ત્યારેજ રાજી અને સુખી થઇશ.

**બાપ**—તો મને મારવા નીકળીછે તે માટે તુંજ પહેલી ના મરે તો મને કહેજે.

**માતા**—અરે ! તમારૂં બારમુ ખાઇશ પછી હું જઇશ એ લખ્યા કરી રાખજો.

**બાપ**—(ક્રોધે ભરાઇને). તું મોઢું સંભાળીને બોલ નહીતો આ લાકડીથી તારૂં માથું ફોડી નાખીશ. ( લાકડી ફેંકેછે તે તેણીને વાગેછે ).

**માતા**—( લાકડી વાગતાં મોટા સ્વરથી ). અરે, બાપરે ! મરી ગઈ ! મુવાને તરસ લાગી હતી તો ઉઠીને પાણિયારા પાસે પાણી પીવા નહોતું જવાતું અને મને આ લાકડી મારવાનું ક્યાંથી જોર આવ્યું !

**પાડોશણ**—( આવી પહોંચતાં. તે બેઉને ), અરે ! આ શું વઢવાઢ તમે બેઉ કરી રહ્યાછો ! આટલાં દુઃખી છો તોપણ તમારા બેમાથી એકે હજુ સહનતા કે શાંતિ નથી સમજતાં !

**માતા**—જુવોને, એમના હાથ ભાગે તે મારા પગમા આ લાકડી કેવી મારી !

**પાડોશણ**—હશે. બેઉનો વાંક હશે. બે કકણ વિના હાથે ખખડાટ હોય ના, પણ હવે તમે બેઉ જરા વિચાર રાખો, અને વઢવું હોય તો સારાં થઇને ગમે તેટલી વઢવાઢ કરજો, પણ હમણા મંદવાડમાં તો શાંત રહો.

**બાપ**—મેં જરા પાણી માગ્યું તેમાં આણે આટલાં વાનાં કર્યાં ! મારો વાંક હોય તો કહો ભાઇસાહેબ.

**પાડોશણ**—બળી તમારી વાત. એકે દિવસ તમારા બેઉનો કકળાટ ના ગયો ! તમે પણ એવાજ છો અને એ પણ એવાંજ છે. કોણને કહેવું અને કોણને સમજાવવું ! પણ, હું એમ કહુંછું કે તમારી પાસે તમારી જતન માટે માણસની જરૂર છે, અને તમે કહોછો કે છોકરીને પરણાવી દીધીછે તો તેને સાસરેથી મહિનો દિવસ બોલાવી પાસે રાખો, એટલે તમારા બેઉની જતન પણ થાય અને તમારો આ નિત્યનો ઝઘડો

પણ ઓછો થાય. મને છોકરીના સાસરાનું ઠેકાણું આપો તો હું એને કાગળ લખીને તમારા બેઉના મંદવાડના સમાચાર મોકલું.

**માતા**—બ્હેન! છોકરીનાં સાસરીયાંનું ઠેકાણુંજ મને કયાં ખબર છે! એમને પુછોને!એ કહેશે.

**પાડોશણ**—(બાપને). છોકરીનું ઠેકાણું ના કહો તો મારા સોગન્દ છે, હું છોડીને ચાર દિવસમાં તેડાવી મંગાવીશ. મને એનું ઠેકાણું આપો.

**બાપ**—તો છોકરીનું ઠેકાણું એની મા શાની ભૂલી જાયછે કે મારી પાસે બોલાવેછે ?

**માતા**—તમે છોકરીનું ઠેકાણું મને કહ્યું હોય તો ખાવ તમારા બાપના સોગન્દ.

**બાપ**—તો તુ નથી જાણતી તો હું કયારે છોકરીનાં ઘર કે ગામ ગયોછું કે હું જાણું ?

**પાડોશણ**—આ શું! છોકરીનું સાસરીયું કયા ગામ તે પણ ખબર નહી ! ત્યારે તો એમજ કહોને કે છોકરીને કોઇ રસ્તે જતાને વેચી આવ્યાછો!

**માતા**—ત્યારે એમણે બીજું કર્યુછે શું?

**બાપ**—અને તારી એમા રાજીખુશી નહોતી કેમ?

**પાડોશણ**—અરે! આ તમે બેઉ શું બોલોછો! આવી ગુણવાન રત્નમણિ સુજાતા તેને તમે વેચીછે! કોણને વેચીછે! કોઇ રસ્તે જતા ભામઠા ઠગારાને તો નથી વેચી? મરો મુવાં બેઉ. રૂપીયાનાજ ભૂખ્યા હતા તો રૂપીયા હું તમારા આગળ ઠાળવતે પણ આ ઘોર કૃત્ય શું કર્યું! અરેરે! તમે નકકી જાણજો કે આ દીકરીનો પઇસો તમને ફુટી નીકળ્યોછે. તમારા ઉંબરે પણ ચઢવું મને હવે ઘટારત નથી. તમે આવાં પાપી પિશાચો છો ! હું તો આટલો વખત તમારી દયા ખાતી હતી પણ હવે તો હું તમારાં મોઢાં ઉપરજ કહુંછું કે આ રક્તપિત્ત થયોછે એથી વધારે રક્તપિત્ત તમને ફુટી નીકળજો. અરેરે, દુષ્ટ માત પિતા ! તમે જે બાળકને જન્મ આપ્યો તે બાળ માટે તમને માયા નહી તો તેને બીચારીને જન્મજ શા સારૂ આપ્યો? માળીએ ગુલાબ છોડને જળ સિંચવું નથી તો બાગમાં તેને વાવેછેજ શાને ! ગગને વૃષ્ટજળ ભૂમિ ઉપર રેલાવવા નથી તો વાદળાંઓને હાજી ધારણ કરેછેજ શા સારૂ! નાવને જો હંકારવીજ નથી તો નાવીકે હલેસા સાથે રાખવાનું પ્રયોજન શું છે ! અરેરે, બ્હેન, અરેરે ભાઇ! આપણા બાળ એટલે શું? આપણા બાળ એટલે આપણે પોતેજ. આપણે પોતે અમર રહેવું હોય તો તે આપણા બાળકો થકીજ શકય છે. આપણાં બાળ એ આપણે પોતેજ છીએ, અને બાળનોજ સંહાર કરવો હોય તો તે પોતાનો સંહાર કરવા સમાન હોવાથી માતપિતાએ પોતાના હાથેજ પોતાનો સંહાર કરવો જોઇએ. અરેરે ! જગતમાં અન્ય મનુષ્યોનાં બાળ પ્રતિ આપણે પ્રેમાળ કોમળ રહેવાનું છે. તે ભૂખ્યાં હોય તો તેમને ભોજન કરાવવાનુંછે, તરસ્યાં હોય તો પાણી પાવાનુંછે, પડી ગયાં હોય તો ખોળામાં ઉંચકી લઇ તેમને છાતીએ ચાંપવાના છે. ત્યારે શું માતપિતા પોતાનાં બાળ પ્રતિ કસાઇ બની પોતાની પુત્રીને વેચશે! તમારૂં એક બાળ તમારાથી પાળી પોષી નહી શકાયું તો જગતમાં અન્ય લોકોનું તમે શું કલ્યાણ કરી શકવાનાં હતાં! વાંસની વળી ઝુંપડીને ટેકવી રાખી શકી નહી તે વળી મહેલને શું

ધારણ કરી રાખવાની હતી ! જે બાળે પોતાના પ્રિય રમકડા ભાંગી નાખ્યાં તે વળી અભ્યાસની ચોપડીઓને શું સાચવી રાખશે ! શૈયામાં ભરાઇ જઇ વિષડંસ દઇ નિર્દોષનો પ્રાણ જે સર્પ હરી ગયો તે વળી કોઈના પગની ઠોકર વાગતાં તેને વિષડંસ કેમ નહી દેશે ! હું તો એટલુંજ જોવુંછું કે તમારો અવતાર મનુષ્ય દેહનો છે પણ તમે પોતે મૂળે પિશાચો છો. પ્યાલો સોનાનો હોય તો શું થયું જો માંહે ઝેર ભર્યુંછે તો ! વિજળી બહુ દમકી ચમકી તો શું થયું જો કોઈ સ્થળે પડી તેને ભસ્મ કરવાનીછે તો ! વંટોળિયાએ વદનનો તાપ વણસાડયો તો શું થયું જો તે રહેવાનું ઘરબારજ ઉખેડી નાખવાનો છે તો ! તમે પિશાચો છો અને તમારાં કૃત્ય પ્રમાણે આ રક્તપિત્તના મંદવાડથી બરાબરજ દુઃખી થયાંછો. અરેરે ! તમે સમજો તો આપણાં બાળ તો પ્રભુજીની સંતતિ છે અને આપણી માલિકિ આપણાં બાળ ઉપર છેજ નહી, તો પછી તમારાથી તમારી દીકરી કેમ વેચાય ' તમારૂં આ દુષ્કૃત્ય એવું છે કે એનું પાતક તમને એને ફક્ત નહી ચઢે પણ આડોશી પાડોશીને, શહેરનાં સર્વ લોકને, આખાં રાજ્યને, ચક્રવર્તી મહારાજાધિરાજને સર્વને ચઢે, અને સર્વે દુઃખી થાય. માટે હું ધારૂંછું કે મહારાજાને આ વિષે જાણ કરી તમને શળીએ ચઢાવી દેવાં જોઇએ જેથી તમારી પેઠે બીજા કોઇ માતપિતા એમની સંતતિ વેચવા હામ ધરે નહી. અને જો તમારે એ શિક્ષામાંથી બચવુંજ હોય તો મને કહો કે એ મહા ગુણી દીકરીને તમે કોને વેચીછે, એટલે તેમની પાસે જઇને ગમે તે પ્રકારે એને છોડાવી લાવું.

**બાપા**—તમને અમારી છોકરી વહાલી હોય તો તમે એને તેડી લાવીને તમારી પાસે રાખો પણ અમને શળીએ ચઢાવવાની વાત ના કરશો. મેં અને છોકરીની માએ એને કોસલ દેશનાં ગંધાર નામનાં ગામના દેવમીઢ ઉદાવસુ તથા નંદિવર્ધન ઉદાવસુ નામના બે દુષ્ટોને થોડા રૂપીયે કયારની વેચીછે. આ તમને એનું ઠેકાણું બતાવ્યું હવે અમને જીવતાં રહેવા દેજો અને શળીએ ચઢાવશો નહી.

**પાડોશણ**—બસ, મને દુષ્ટોનું નામ ઠેકાણું આપ્યુંછે તો પઇસા આપીને કે કોઇ પણ પ્રકારે તમારી દીકરીને લઇ આવીને મારાં ઘર રાખીશ. (જાયછે.)

**બાપ**—(સ્ત્રીને). જો, હું તને સાફ કહુંછું કે છોકરી વેચવાની બદલામી મારાં શિર હવે મુકીશ તો હું તને જીવથી મારીશ.

**માતા**—વારૂ, વારૂ, મને જીવથી મારજો.

**ત્રસદસ્યુ**—( સુજાતાનાં માતપિતાને પૂર્ણ સન્માનથી બોલાવવા આવેછે. માતપિતાને ). પૂજ્ય માતપિતા ! આપના પુત્રી સુજાતા માતા મારા મહેલે ખુશી આનંદમાં છે, અને આપનાં પુત્રી સાથે સુખમાં રહેવા મારા પિતા મહારાજાધિરાજ શાકાયન્યે આપને બોલાવ્યાંછે, અને આપને તેડી જવા મને મોકલ્યોછે, માટે આપ આજ ઘડી મારી સાથે ચાલી નીકળવા કૃપા કરો. માતાજી સુજાતા આપને મળવા બહુ ઇંતેજાર બની રહ્યાંછે.

**બાપ**—શું આપ રાજકુમાર છો, અને મારી પુત્રી સુજાતા આપના મહેલે છે, અને

મહારાજાના કહેવાથી આપ મને અને સુજાતાની માને તેડવા આવ્યા છો ! (સ્ત્રીને). તું સાંભળેછે કે ?

**માતા**—ભગવાને કાન આપ્યાછે તો હું સાંભળતી કેમ નહી હઇશ ! રાજકુમાર સાથે એકદમ હીંડી નીકળીએ. એમા તમારે મને પુછવાનું શું હોય અને મારે તમને ઉત્તર આપવાનો શું હોય !

**બાપ**—હવે આવા ના કર. જરા અહી આવ. (બાજુએ). આમા કપટ તો નહી હોય ?

**માતા**—તેં તો જેના ઉપર વહેમ જતો હોય તેને પુછોને, અને મને શું પુછતા હશો ?

**બાપ**—(તેણી આગળથી ખસી જઇને. સ્વગત ). આના એકએક જવાબ એવા હોયછે કે મારૂં રાજ્ય હોય તો એને ગોળીબાર કરૂં ! (ત્રસદસ્યુને ). પણ, રાજકુમાર, અમે કાલબાલ વિચાર કરીને આવીએ તો કેવું ?

**ત્રસદસ્યુ**—આપના દર્શનની સુજાતા માતા બહુ વાટ જુવેછે. હું ગાડી ઘોડા માણસો સર્વે લઇ આવ્યોછું તો માર્ગમાં તમને કાઇ અડચણ નહી પડશે.

**બાપ**—તે ખરૂ, પણ અમારે કોઇનું માંગતુ હોય કોઇનું લહેણું હોય તે બધું ચોખ્ખું કરીને અહીથી નીકળીએ તો ચોરની માફક હીંડી ગયેલાં અમે નહી કહેવાઇએ.

**ત્રસદસ્યુ**—મારા માણસો અહી રહેશે તે આપનું સર્વ કાંઇ કામ સંભાળી લેશે અને આપ એમને કામ બતાવતા જાવો.

**બાપ**—(સ્વગત). કાઇ ભેદ છે ખરો. સંગાથે જવાની નાજ પાડું. (ત્રસદસ્યુને). ના. ના. એ પ્રમાણે મારે કાંઇ કરવું નથી. આપ એમ કરો કે આપ સીધારો અને સુજાતાને જઇને કહો કે તને અહીં તારા બાપે અને તારી માએ બોલાવીછે.

**ત્રસદસ્યુ**—ના. હું તો આપને લીધા વિના નહી જાવું, આપ કહેશો તો બે દિવસ થોભીશ, પણ આપને સંગાથે લીધા વિના નહી જાવું.

**બાપ**—અહીં આપના લાયક થોભવાનું કયાં છે કે થોભશો ? પણ હું આપને પુછુંછું કે આપ મને લઇ જવા આવ્યાછો તો માર્ગમાં મને અને સુજાતાની માને કાઇ અડચણ પડશે તો પછી તેનું કેમ ?

**ત્રસદસ્યુ**—હું ઇશ્વર સાક્ષી સાથે કહુંછું કે માર્ગમા કાઇ અડચણ આપને નહી થવા દેવું.

**બાપ**—(સ્વગત ). બળી, ઇશ્વર સાક્ષી તારી. (સ્ત્રીને ). ત્યારે તું એકલી જાને. તું પહોંચ્યા પછી સહીસલામતીનો કાગળ લખજે એટલે હું પાછળથી આવીશ.

**માતા**—હા. હું તો આ ઘડી જાવુંછું.

**બાપ**—(સ્વગત ). લાવને, ત્યારે હું પણ સંગાથે જાવુ. એના હાલ થશે તે મારા થશે, પછી મારે બીહવાનું શું છે ! (ત્રસદસ્યુને ). લ્યો, હું પણ ત્યારે આવુંછું. એક જણ આવે અને બીજું ના આવે, એ વળી કોણે કહ્યું !

**ત્રસદસ્યુ**—બહુ કૃપા કરી. (દાસીઓ તથા નોકરોને ). સુજાતા માતાનાં માત પિતાને સંભાળથી ગાડીમાં બેસાડો. (નોકરો દાસીઓ તે પ્રમાણે કરેછે. સઘળાં જાયછે ).

## અંક ૩. પ્રવેશ ૨૮.

**કાંધિયો**—( એક મોહલ્લામા દેવાદારને ). મારે તો મારા રૂપીયા જોઇએ એટલુંજ હું જાણું. શું કાઇ તારા બાપના રૂપીયા છે કે તુ દાબી બેઠોછે અને આપતો નથી ?

**દેવાદાર**—ભાઇ સાહેબ ! હું તમારા રૂપીયા દુધમાં ધોયલા તમને પાછા આપીશ.

**કાંધિયો**—મારે મારા રૂપીયા દુધમા પણ નથી ધોવડાવવા અને સાકરમાં પણ નથી ધોવડાવવા. મારા રૂપીયા મને કોરાજ વગર ધોયલા આપી દે.

**દેવાદાર**—પણ, ભાઇસાહેબ, મારો પગાર આજે મારા શેઠે નથી કર્યો ત્યારે હું પછી બીજે ક્યાથી લાવીને તમને આપુ ?

**કાંધિયો**—તો તારો શેઠ તો કોઇ દેવાળિયો હોય અને પગાર ના આપે તે માટે મારા રૂપીયા જાય શું ? આ વાતો તું મોટી મોટી બોલેછે તો લગીર વિચાર તો કર.

**દેવાદાર**—ભાઇ સાહેબ ! તમે મહેરબાની કરીને પરમ દિવસ સુધી થોભી જાવો.

**કાંધિયો**—પરમ દિવસ સુધી હુ થોભુ' તોતો તુ ક્યાયે ભાગી જયા વિના રહેજ શાનો ! અને પછી મારે તને હુંડવો ક્યા ! એવા પરમ દિવસના વાયદા કરીને તો કાઇક લોકો મારા પઇસા લઇને ભાગી ગયાછે.

**દેવાદાર**—પણ, ભાઇ સાહેબ, મારી પાસે તમારા લહેણા નીકળતા રૂપીયા વિના તમે કાંઇ બેસી રહ્યા નહી હશો, કે તમારૂં કાંઇ કામ અટકતુ કે બગડતું નહી હશે, માટે તમે પરમ દિવસ સુધી થોભી જાવો તો સારૂં.

**કાંધિયો**—મારૂં કાંઇ કામ બગડતું નહી હશે અને અટકી પડતું નહી હશે એ તો તું ભગવાનનો મોટો દીકરો થતો હઇશ તે જાણતો હઇશ ? આજે મારે સરકારના ઇનકમ ટેક્સના રૂપીયા બપોરના ભરવાનાછે, અને કાલે વેરાના રૂપીયા ભરવાના છે, અને પરમદિવસે અનાજવાળાને આપવાનાછે, તો એ બધાને મારા ક્યા બાપની પાસેથી લાવીને હું આપીશ ? અમે કાંઇ તારા જેવા દેવાળિયા નથી કે કોઇ લ્હેણદારને આજનો વાયદો કાલે કરીએ.

**દેવાદાર**—પણ મારી પાસે રૂપીયા હોય નહી ત્યારે મારે કરવું કેમ ?

**કાંધિયો**—કેમ કરવું તે અમે તને રૂપીયા આપ્યાછે કે કાકરા કે આવો ચઢ્યો' ચઢ્યો ઉત્તર આપેછે ?

**દેવાદાર**—બાપજી ! તમને ગમે તો વધારામાં મારાં વાસણકુસણો લઇ જાવો પણ મને આ પ્રમાણે તમે કનડો નહી.

**કાંધિયો**—લ્યો, એમને અમે કનડ્યા ! તને અમે કીધું કે રૂપીયા અમારા પાછા આપ, તો હજી તો તેં કાંઈ અમારા રૂપીયા અમને પાછા આપી તો નથી દીધા કે મેં તને કનડી નાખ્યો ? અમારા આપેલા રૂપીયા અમે માગ્યા તેટલાંમાં તું કહેછે કે અમે તને કનડ્યો, ત્યારે તું અમને અમારા રૂપીયા આપીશ તે ઘડી તો તું જરૂર કહેવાનો કે અમે તને મારી નાખ્યો ! હું તો કહુંછું દુનીયામાં શું પ્રપંચી લોકો હોયછે કે એમની બોલીનાજ બંધ નહી ! લ્યો, ત્યારે

અમે તને કનડીએ છીએ તો અમારા ઘર જઇએ અને તુ અમારા રૂપીયા ના આપીશ. કેમ તારે તો એમજ કરવા ધાર્યુંછેને ?

**દેવાદાર**—(પોતાનાં વાસણુ કુસણો લાવી મુકતાં. તેને). તમે આપેલા પચીસ રૂપીયા માટે મેં તમને મારી સવાસો રૂપીયાની કંઠી આપીછે, અને આ બીજાં પચાસ રૂપીયાનાં વાસણો લ્યો, એટલે તમારા પચીસ રૂપીયા સાટે મેં તમને પોણીબસો રૂપીયા આપ્યા, અને હવે તો તમે જરા પરમ દિવસ સુધી સબુરી રાખો. તમારા પચીસ રૂપીયા ખરા તો મારા આ પોણીબસો રૂપીયા કાઇક પણ ખરા કે નહી ?

**કાંધિયો**—તારા પોણીબસો તારી પાસે રહેવા દે અને અમને અમારા પચીસ રૂપીયા આ ઘડી આપી દે, એજ વાત અમે તો જાણીએ. તને ફોસલાવતાં આવડેછે પણ અમે ફોસલાઈ જઇએ તેવા નથી. (મોટા સ્વરથી). હરામખોર ! મારા રૂપીયા આ ઘડી ધણી આપેછે કે નહી ?

**સુજાતા**—(આવી પહોચતા. કાંધિયાને). ભાઇ ! શુ છે ?

**કાંધિયો**—જુવો. આ માણસને મેં રૂપીયા ઉધાર આપ્યા ત્યારે હવે એ કહેછે કે હું એ રૂપીયા પાછા આપુ નહી !

**સુજાતા**—આજે એમની પાસે સવડ નહી હશે તે માટે તમને ના પાડતા હશે.

**કાંધિયો**—(ક્રોધના ડોળથી). અરે ! તમે પણ બોલોછો તે કાઇ ભગવાન માથે રાખીને બોલો. આવું અન્યાયનું ના બોલો. મારા રૂપીયા મને એ પાછા આપે નહી તો કાઇ નહી, એમજ તમારૂં તો કહેવું છેને ત્યારે ?

**સુજાતા**—ભાઇ ! એ બીચારા પાસે રૂપીયા હોય તો તમને શા માટે રૂપીયા ના આપે અને પાછા કહાડ તેનો તમેજ વિચાર કરોને ? માટે તમે જરા સબુરી રાખો અને ભગવાન તમને સબુરીનો બદલો આપશે.

**કાંધિયો**—તમે તો જબરાં પુણ્ય કરનારાં નીકળ્યાં ! અને તમે એવા પુણ્યશાળી છો તો મનેજ થોડા રૂપીયા આપી દોને, અને હું જોવું પછી કે તમે મારી પાસેથી રૂપીયા પાછા માગોછો કે નહી !

**સુજાતા**—હા. તમને જો ખરેખર હમણા રૂપીયાની ભીડ હોય તો હું તમને હમણા હાલ રૂપીયા આપુ. પણ તમારી પાસે પોતાના પુરતા રૂપીયા હોય તો વગર કારણના રૂપીયા મારી પાસેથી લેવાનું કારણ શું તે મને કહો. રૂપીયાને ભેગી કરી રાખવાથી શું આપણે આપણું આયુષ્ય વધારે લાંબુ કરી શકવાનાં છીએ ? શું રૂપીયા કાંઈ આપણાં મૃત્યુ પછી આપણી સંગાથે આવવાના છે ? રૂપીયા તો આપણાં મૃત્યુ પછી અહીંના અહીંજ પડયા રહેવાના, તો પછી આપણે બહુ રૂપીયાને કરવાના શું છે ? લ્યો, હું તમને પાંચ હજાર રૂપીયા આ ઘડી આપુંછું. (રૂપીયા ગુંજવાંમાંથી કહાડી આપેછે). હવે તમે એ રૂપીયાને શું કરશો ? એ રૂપીયા પેટીમા મુકશો, નહી વારૂ ? પછી પેટીને તાળું દેશો, નહી વારૂ ? પછી એ પેટીની કુંચી તમારી

પાસે રાખશો, નહી વારૂં ? પછી રોજ એ પેટી ખોલીને રૂપીયા ગણી જોશો, નહી વારૂં ? અને એ બધું કરશો, તેમા તમને લાભ શું ? તમે તો સ્મશાન હીંડી જશો અને રૂપીયા તો પેટીમાં પડયાજ રહેશે. ત્યારે તમેજ કહો કે રૂપીયા દુઃખી જનોને આપવાને બદલે પેટીમાં રાખી મુકવામાં શું સાર ! અને, તમે કોઇ દુઃખીને રૂપીયાથી મદદ કરશો તો પરમાત્મા તેનો બદલો તમને હજારો ઘણો આપશે, કારણકે પરમાત્મા જ્યારે મનુષ્યનાં સુકૃત્યનો બદલો વાળેછે ત્યારે ગણી ગણીને વાળતા નથી, પણ ખોબલે ખોબલે અને મણોભરથી તે બદલો વાળેછે. અને જો તમારે એ વિષે ખાતરી કરવી હોય તો આ પાંચ હજાર રૂપીયા હું તમને આપુંછું તે તમે દુઃખી જનોની સેવામા વાપરો, અને પછી જુવો કે લાખો રૂપીયાનો લાભ તમને પછી થાયછે કે નહી. અને આ પાંચ હજાર રૂપીયા હું તમને આપુછું તે તમને ભગવાનેજ આપ્યાછે કે કાઇ તમે કમાઇ કરીને લાવ્યાછો, તે તમે વિચાર કરી જુવો.

**કાંધિયો**—આ પાચ હજાર રૂપીયા તો ભગવાનેજ મને આપ્યા એ મારાથી ના પાડી કેમ શકાય !

**સુજાતા**—જો આ પાંચ હજાર રૂપીયા તમને ભગવાને આપેલા સમજોછો, તો તમે ભગવાન પાસેથી હજારો રૂપીયા એ રીતે લ્યો, અને બીચારા આવા દેવાદારોને કનડીને તેમનું લોહી ના ચુસો. દ્રવ્યસંપત્તિ આપનારા ભગવાનજ છે તો ભગવાન પાસેથી સકળ દ્રવ્યસંપત્તિ સુખેથી લઇ લ્યો. નિસરણીનાં પગથિયાં ઉપર ચઢીને તમે કાંઇ ગગન સુધી ઉંચે જઇ શકશો નહી; સુતરની દોરડીને અત્યંત વળ દઇને કાંઇ તમે તેને સોનાનો તાર કરી શકશો નહી; સુકાં ઝાડનાં મૂળ બહુ ખોદીને તમે કાંઈ ફળ પામી શકશો નહી. માટે, ભાઈ, નિર્ધન પાસેથી દ્રવ્ય લુંટી દ્રવ્યવાન થવાની ફોકટ આશા કદી મનમાં રાખશો નહી. માટે નિર્ધન અને દુઃખી જનોને તો દ્રવ્ય આપો; અને પછી એ દ્રવ્યનો બદલો લાખો ઘણો પ્રભુજી પાસેથી લઈ લ્યો. અને હું તમને ખાસ આગ્રહપૂર્વક કહુંછું કે આ કાધિયાના ધંધામાં તમે જેને જેને કનડીને રૂપીયા પડાવ્યા હોય, તેમને સર્વને અધર્મથી પડાવેલા રૂપીયા આ પાંચ હજાર રૂપીયા મેં તમને આપ્યાછે તેમાંથી પાછા હાલને હાલ આપી આવો, અને જો પાંચ હજાર કરતાં વધારે રૂપીયા તમે નિર્ધનને કનડીને પડાવ્યા હોય તો મને કહો, અને તેટલા વધારાના રૂપીયા હું તમને આપું, અને પછી જે સઘળાં લોકોને તમે કનડયાં હોય તે સઘળાંને તેમના રૂપીયા તમે પાછા આપી આવો. લ્યો, આ બીજા દસ હજાર રૂપીયા આપુંછું. (દસ હજાર રૂપીયા ગુંજવાંમાંથી કહાડી આપેછે). આ બધા રૂપીયા લીધા હોય તેમને આપી આવો.

**કાંધિયો**—હા, માતા. મને ભગવાન રૂપીયા તમારા હાથે આપેછે પછી મારે શા માટે અન્યાયથી લોકો પાસેથી પડાવેલા રૂપીયા તેમને પાછા નહી આપવા ? આજ ઘડી જઇને સર્વને તેમની પાસેથી અધર્મથી પડાવેલા રૂપીયા હું પાછા આપી આવુંછું.

**સુજાતા**—ભાઇ ! તમેજ વિચાર કરો કે જેની પાસેથી અધર્મથી તમે રૂપીયા પડાવ્યા હશે તેમની હાય તમને નડશે કે નહી ?

**કાંધિયો**—હા, માતા. ખરૂં છે. પણ મારી ભૂલ થઇ તેનું હવે કરૂં કેમ ?

**સુજાતા**—જે ભૂલ થઇ તે સુધારી નાખવી એજ કરવાનું છે. જેની તમે હાય લીધાછે તેમને તમે તેમના રૂપીયા પાછા આપશો તો તમારા એટલા રૂપીયા જશે એમ સમજશો નહી. દ્રવ્ય તો દુઃખીને આપવાથીજ વૃદ્ધિ પામેછે. સરિતા ખેતરોને પશુપંખીઓને અને સર્વ જીવાત્માઓને નિજ જળપાન કરાવેછે તો ગિરિ તાત તેને સદા જળથી ભરપૂર રાખેછે; વૃક્ષ મીઠા મેવા સર્વ કોઇને આપેછે તો વસંતરૂતુ તેને દર વર્ષે ફળના હજારો મણુથી ભરપૂર કરેછે; સૂર્યનારાયણુ ભૂમિને અને નભોમંડળને પ્રકાશથી ભરેછે તો કોઈ કાળે એમનું એક કિરણુ પણુ ઓછું થતું નથી. માટે, તમે સત્વર જાવો અને જેની પાસેથી તમે અધર્મથી રૂપીયા પડાવ્યા હોય તેમને તેમના રૂપીયા પાછા આપી દો, અને પછી જુવો કે તમને દ્રવ્યસંપત્તિ કેટલી અણુહદ થાયછે. વળી, સાંભળો. હું તમને સ્પષ્ટ કહુંછું કે આપણુને દ્રવ્ય આપવું કે ના આપવું, એ ભગવાનની પોતાની ઇચ્છાની વાત છે, માટે તમે લોકો પાસેથી પડાવેલું ધન તેમને પાછું આપી દો તો વળી એવું ના કહેશો કે ભગવાને મને એ દ્રવ્ય પાછું કેમ નહી આપ્યું ! અને પછી વળી ભગવાનને કનડશો કે દોષ દેશો નહી. આપણુને દ્રવ્ય આપવું કે નહી આપવું એ તો ભગવાનની ઇચ્છાનીજ વાત છે.

**કાંધિયો**—આ રૂપીયા હું બીજાંઓને આપી આવું કે ના આપી આવું એ મારી ઇચ્છાની વાત છે, તેમ ભગવાન મને દ્રવ્ય આપે કે નહી આપે એ પણુ એમની ઇચ્છાનીજ વાત છે, અને એ વાતમા મારાથી ના પડાયજ નહી.

**સુજાતા**—ઠીક ત્યારે. અને હવે તમે મને કહો કે તમે આ રૂપીયા લોકોને પાછા આપોછો એ તમે સારૂં કૃત્યજ કરોછોને ?

**કાંધિયો**—હાય, બાપ ! અધર્મથી પડાવેલા રૂપીયા પાછા આપવા એ સુકૃત્ય કેમ નહી કહેવાય !

**સુજાતા**—ત્યારે હવેથી બસ સુકૃત્યોમાંજ તમે રોકાયલા રહેજો. સંસારમાં જે કાંઇ સમજવાનું છે તે એજ છે કે દુઃખીનાં દુઃખ દૂર કરવાં એજ મનુષ્યનું કર્તવ્ય છે, અને દુઃખીને દુઃખી કરવાં એથી વધારે પાતકી કૃત્ય બીજું કાંઇ નથી. હવે, સાંભળો. મેં તમને પંદર હજાર રૂપીયા બધા મળીને આપ્યા તે તો તમે જે લોકો પાસેથી અધર્મથી તેમના રૂપીયા પડાવ્યાછે તેમને પાછા આપવામાં જશે, એટલે તમારી પાસે કાંઇ રહેશે નહી. માટે આ બીજા પંદર હજાર રૂપીયા હું આપુંછું. (ગુંજવાંમાંથી પંદર હજાર રૂપીયા કહાડી આપેછે). તે તમે તમારા માટે રાખજો અને તમે વાપરજો, અને, ભાઇ, હવે તમે દ્રવ્ય ઉપાર્જીત કરવામાં આ એક સૂત્ર યાદ રાખજો કે જે કાંઇ દ્રવ્ય મળે

તે દુઃખીના દુઃખ દૂર કરવામા વાપરજો પણ દુઃખીને દુઃખ દઇને કાઇ દ્રવ્ય તમે ઉપાર્જીત કરશો નહી.

**કાંધિયો**—હવે તો મરીશ તોપણ અધર્મથી પાઇ નહી લઇશ; અને પાઇમાંથી પણ અડધી પાઇ દુઃખીના દુઃખ દૂર કરવામાં વાપરીશ.

**સુજાતા**—આ તમારા બોલો સાંભળીને મને અપરિમિત હર્ષ થાયછે. (દેવાદારને), ભાઇ! તમારી પાસે કાંઈ પઇસા નથી તો આ પાંચ હજાર રૂપીયા લ્યો. એ રૂપીયા સુકૃત્યમા વાપરજો અને તેથી લક્ષાધિપતિ થશો. (કાધિયાને). ચાલો, હવે જઇએ. (બેઉ જાયછે).

**સ્ત્રી**—(એક મોહલ્લામા. ધણીને). તમે મારા જીવના વૈરી છો તે હું જાણુંછું. તમને લગીર વાર રાંધી આપતા મારાથી થઇ તેટલાં માટે તમે મારા ઉપર આટલો જુલમ કરોછો તો મારા મંદવાડનું કે મારા માબાપનું કાઇ દુઃખ તમને વેઠવું પડ્યું હોત તો તમે મને જીવતી આટલો વખત શાની રહેવા દીધી હોત!

**ધણી**—મેં તને સ્પષ્ટ કહ્યુંછે કે રસોઇમા તારે લગીરે મોડું નહી કરવું તે છતા તેં આજે મોડું કર્યું, તો શું હું કહું તે તારે સાભળવુંજ નથી એવી તુ મોટી બાપ લાખ ચાળીસની દીકરી છે?

**સ્ત્રી**—ત્યારે શું મારી જણેતા મા મરણ ખાટલે પડી હોય તેને ઓસડ વેસડ કરવા પણ હું ઘડીભર મારી માનાં ઘર નહી જાવું?

**ધણી**—તારી મા મરવા પડી હોય તો કાલ મરતી હોય તો આજ મરે, તેમાં અમારે શ? અમારે તો અમારી રસોઇ બરાબર વખતસર જોઇએ જોઇએ અને જોઇએજ.

**સ્ત્રી**—તમને મંદવાડનું આટલું અભિમાન છે તો તમે તો કોઈ દિવસ માંદા પડશોજ નહીં અને નિત્ય ગરમ ગરમ રસોઈ વખતસર ખાયાજ કરશો? જરા વિચાર રાખો. બાપું, કાલ ઉઠીને આપણે મરી જઇશું તો વખતસરની નિત્ય ખાધેલી રસોઇ કાઇ કામ નહીં આવે.

**ધણી**—અમે તો જીવતા હઇશુ ત્યા સુધી વખતસરની ગરમ રસોઈ ખાવાના,' અને મરી ગયા પછી તને કહેવા નથી આવવાના કે અમને ગરમ રસોઇ ટાઇમસર આપ. માટે, તારી મા જીવે કે મરે તેની સાથે અમારે કાઇ લેવાદેવા નહી. અમારે તો અમારા ટાઇમસર રસોઈ જોઇએ એજ વાત છે.

**સ્ત્રી**—તમે આવા દુષ્ટતા ભરેલાછો તે પ્રથમથી હું જાણતે તો હું તમારી સાથે લગ્ન કરવા કરતા કુવા નદીમાં જઈ પડતે. અને હું તમને કહુંછું કે સરકાર મને ફાંસી ચઢાવશે તોપણ હવે હું તમારાં ઘર એક ઘડી થોભવાની નથી. (ચાલી જાયછે).

**ધણી**—(તેણીને રોકીને. તેણીનો હાથ ઝાલીને). તું ક્યાં ચાલી જવાની હતી?

**સુજાતા**—(આવી ચઢેછે. બેઉને). ભાઈ! બહેન! વઢવાઢ ના કરશો.

**ધણી**—(સુજાતાને). જુવોને. આ સ્ત્રી જાત થઇને પુરૂષને સામી કેવી થાયછે!

**સુજાતા**—ભાઇ! જો સ્ત્રી જાત શૂરવીર નહી હોત તો પોતાનાં બાળને તેણી સિંહનાં મુખમાંથી ઝુંટવી લાવવા કેમ દોડી શકતે? ભાઈ! સ્ત્રીમા શૌર્ય તથા સ્નેહભાવ બેઉ છે. સ્નેહ થકી તેણી દયાભાવની સાક્ષાત મૂર્તિ આ પૃથ્વી ઉપર છે. શૌર્ય થકી તે સિંહણથી વધુ બળવાન છે. તમે શું આજ દિવસ સુધી એવુંજ ધારતા હતા કે પુરૂષનાં બાહુ બળ આગળ સ્ત્રી લાચાર છે? પુરૂષનું બાહુ બળ તો સ્ત્રીનાં શૌર્યના લેખાંમાંજ નથી. તમે તમારી સ્ત્રીનો હાથ મુકી દો. (ધણી સ્ત્રીનો હાથ મુકી દેછે). (સ્ત્રીને). બહેન! લગ્ન વિધિથી તમે તમારા પતિ સાથે તેની પત્ની તરીકે જોડાયાંછો. પતિ પત્ની, તે તો વાડ અને વેલ, ગગન અને ચંદ્ર, સરોવર જળ અને શાંત વિમળ લહેરી. વાડ અને વેલ જુદા રહેલાં કે શોભેલાં તમે કદી સાભળ્યાંછે? ગગનને અને ચંદ્રને છુટાં પડેલા કયાયે જોયાંછે? સરોવર જળથી છેટે વાયુને વિચરતો જાણ્યોછે? માટે, સ્વામી સંગાથે રહેવું એજ પત્ની માટે ઉચિત છે, અને જો તેણીએ પતિ સાથે રહેવાનુંજ છે, તોતો તેણીને પતિ સાથે કલેશ સંભવતોજ નથી. કલેશ તો મનુષ્ય અવતારમાં મનુષ્યને કોઇ સાથે ઘટતોજ નથી. કલેશ એ તો બીચારાં અધમ પશુઓ જે પ્રભુજીના સુખમય સ્વરૂપથી અજ્ઞાત છે તેને સંભવે તો કદાચ સંભવે. મનુષ્ય તો જાણેછે કે પ્રભુજી સુખરૂપ અને આનંદરૂપ છે તો પછી મનુષ્ય કલેશ કરીને પ્રભુજીનાં સુખમાં અને આનંદમાં વિધ્ન કરવાની હામ પણ કેમ ધરી શકે? મહેલમાં વળી ઉકરડાના કચરા કેમ ઢળવાય? સાગરમાં ઇંટ માટીના થાભલા કેમ ઉભા કરાય? ગગનના દિપિકા રૂપી તારલાઓને બુઝાવી નાખવા કોણથી જવાય? માટે, બહેન, આપણો જીવ જતો હોય તો ભલે, પણ આપણે કદી કલેશનો આશ્રય લેવો નહી. બહેન! મનુષ્ય સંસારમાં કલેશ કરેછે અને પછી કહેછે કે સંસારમા સુખ નથી. પણ મનુષ્ય જો સંસારમાં કલેશ કરેછે તો પછી સંસારમા દુઃખ ના હોય તો સુખ કેમજ હોય?

**ધણી**—વાત એમ બની કે એની મા માંદા હશે તેમની દવાદારૂ માટે એ ગઇ અને ત્યા બેસી રહી, અને મને રસોઇનું મોડું કર્યુ, એટલે મેં બે બોલ એને કહ્યા કે રસોઇનું મોડું થાય તે ઠીક નહી. તેટલા ઉપરથી એ ચાલી જવા નીકળી છે!

**સુજાતા**—ભાઇ!. જરા રસોઇ મોડી થઇ તેટલાં માટે તમે સ્ત્રીને બોલવા નીકળો, એ તો મારા ધારવા પ્રમાણે તમે બહુ ખોટું કરોછો. ભાઇ! ખાવું એ શું મોટું ભારી કામ છે? આ શરીરને ટેકવી રાખવા માટે ખાવા પીવાનું છે, તો જરીક વાર મોડું ખાધું કે જરીક વાર વહેલું ખાધું તેથી કાંઇ આ શરીર પડી ભાંગવાનું નથી. અને આપણું શરીર પડી ભાંગતું હોય તો ભલેને પડી ભાંગતું, પણ તમારી સ્ત્રીની માતા તે તમારી પણ માતાજ છે, કારણકે પોતાની પુત્રી આપીને તેણી તેણીના પુત્ર તરીકે તમને લેછે, તો તમારી પૂજ્ય માતા માંદી હોય તો તમને ખાવાનું ભાવવું પણ નહી જોઇએ, અને તમારે

તો પોતે તમારી એ માતાના ઓસડ માટે દોડવું જોઇએ. અને વિશ્વ રચનાનો તથા આત્માની ઉન્નતિનો મહાન નિયમ એ છે કે કોઈ પણ માંદાંઓને સાજાં કરવામાં મનુષ્યે હરપળે તત્પર રહેવું, અને પોતાનું તનમન ધન અર્પણ કરવું. વિશ્વના ગુહ્ય નિયમો પ્રમાણે તો સદા આપણું પોતાનું આરોગ્ય આપીને અન્ય જનોનો મંદવાડ આપણે પોતે લઇ લેવાનો છે. સ્નેહ-પૂર્વક સ્વાર્પણ એજ મનુષ્ય અવતારનું રહસ્ય છે. ભાઇ! કદાચ તમે કહેશો કે જો આ પ્રમાણે બીજાંઓ માટે આપણે આપણો જીવ આપી દઇએ તો આપણાં પોતાનાં આયુષ્યનો અંત એક દિવસમાં આવી જયા વિના રહે નહી. પણ,ભાઇ, એવો ભૂલ ભરેલો વિચાર કરશો નહી. જે મનુષ્યના જીવનું રક્ષણ આપણા જીવ સાટે આપણે કરીએ છીએ તેના આશિષથી આપણા જીવને પછી કોઈ જાતની હાનિ પહોંચતી નથી, અર્થાત, દુઃખી જનોના લીધેલા આશિષથી આપણું શરીર કોઇ પણ રીતે નાશ નહી પામતા વધારે લાંબું આયુષ્ય તથા આરોગ્યતા પ્રાપ્ત કરેછે. વળી, આપણે માદાં માણસોને સહાય કરવાની છે, તે ઝાઝા ભાગે તો આપણા સાચા સ્નેહભાવથી. માટે આપણો સ્નેહભાવ દુઃખી જનો તરફ એવો પ્રેમાળ હોવા જોઈએ કે દુધમા સાંકરનો ગાંગડો ઓગળી જાય, સૂર્યના પ્રકાશમાં અંધકારની ઘોરતા ઓગળી જાય, સરિતા જળમા પથ્થર ડુબી જાય, તેમ આપણા સ્નેહભાવમાં કોઇ પણ મનુષ્યનું હરકોઇ કષ્ટ નષ્ટ થઇ જવું જોઇએ. અને, વળી, જે મનુષ્યમાં શુદ્ધ સ્નેહભાવ અણુઅણુમાં વ્યાપી રહેછે તે મનુષ્યની દેહ એવી આરોગ્યવાન અને કંચન જેવી થાયછે કે શસ્ત્રો તેને છેદી શકતાં નથી, મંદવાડ તેને પીડી શકતો નથી, વિષ તેને ચૈતન્ય રહિત કરી શકતું નથી, અગ્નિ તેને બાળી શકતો નથી, સાગર જળ તેને ડુબાડી શકતુ નથી, વાયુ તેનાં માથાનો એક વાળ પણ હીલાવી શકતો નથી, પૃથ્વી તેનો ભાર ઝીલી શકતી નથી, મૃત્યુ તેને કોઇ પેરે ઘેરી શકતું નથી. માટે, શરીર આરોગ્યતાનો સાર તમે ધારોછો તેમ ટાઇમસરની પુષ્ટિકારક રસોઇ નથી, પણ શુદ્ધ સ્નેહભાવ, તેમજ તે સ્નેહભાવ દ્વારા સકળ માંદાં લોકોના મંદ-વાડમાથી તેમને મુક્ત કરવા તે છે. સાગરને કાંઇ તેમાં ઉછળતાં મોજાંઓ થકી અસ્તિત્વ હોતું નથી; સરોવર તીરની લીલા તે ત્યાં ઉગેલાં બાવળનાં કંટક ભરેલાં વૃક્ષ થકી નથી; રત્નની પ્રભા કાંઇ તેને બંધ દાબડીમાં રાખીને આપેલી હુંફ થકી નથી. તેમ શરીરની પુષ્ટિ માત્ર નિયમિત આહાર થકી નથી, અને તે વિષે ખાતરી થવા માટે કહીશ કે મહાન યોગીઓ જે પૃથ્વીને ડોલાવવાનું સામર્થ્ય ધરાવેછે તેઓ વાયુ ભક્ષણ કરીને રહેછે.

**ધણી**— મારી ભૂલ તો મને સમજ પડેછે, પણ તમે કહો કે શું મારી સ્ત્રીની પણ ભૂલ નથી કે મારી સાથે તકરાર કરેછે?

**સુજાતા**—ભાઇ! મારે તમારાં સ્ત્રીને પણ બે બોલ કહેવાનાછે અને એમની ભૂલ એમને દેખાડવાનીછે. (સ્ત્રીને). બહેન! તમારા પતિ તમને વઢે તો તમારે તેમની સામે થવું નહી જોઇએ. પણ ધણી તેની સ્ત્રીનો ઇશ્વર છે એવું કાંઇ મારૂં કહેવું

નથી. હું તો એથી ઉલટું માનું છું કે સ્ત્રી તે તો તેણીના પતિનાં ઘરની અધિષ્ટાતા દેવી છે. આ સબંધમાં હુ એક શાસ્ત્રકથા તમને બેઉને કહી સંભળાવું. પૂર્વે વિવસ્વત નામના રૂષિનો શ્રાધદેવ નામનો એક પુત્ર હતો. એ શ્રાધદેવને સંતાન નહી હોવાથી વસિષ્ઠ મુનિની અનુમતિથી તેમણે પુત્રેષ્ટિ યજ્ઞ આરંભ્યો. હવે, શ્રાધદેવની સ્ત્રીની ઇચ્છા પુત્રીની પ્રાપ્તિ માટે હોવાથી હુત દ્રવ્ય હોમનાર હોતાએ પુત્રીનાં નિમિત્તે હુત દ્રવ્ય હોમ્યું. પરિણામે શ્રાધદેવની સ્ત્રીએ પુત્રીનો જન્મ આપ્યો, અને તે પુત્રીનું નામ ઇલા પાડવામાં આવ્યું. શ્રાધદેવ વિસ્મય પામ્યા કે પુત્રની પ્રાપ્તિ નહી થતાં પુત્રીનો જન્મ કેમ થયો, અને પોતાનું આશ્ચર્ય વસિષ્ઠ મુનિ આગળ વિદિત કરતા વસિષ્ઠ મુનિએ તે પુત્રીને પુરૂષની દેહ પ્રાપ્ત કરાવી, અને તેનું સુદ્યુમ્ન નામ પાડવામાં આવ્યું. આ યુવાન વિદ્યામા અને સકળ કળાઓમાં નિપુણ થયો. એક દિવસ પોતાના અનુચરો સહિત મૃગયા રમવા જતાં તેણે એક વનમા પ્રવેશ કર્યો. આ વન પ્રથમ શંકર અને પાર્વતીનું સ્થાન હતું, અને તેઓ આનંદવિહાર કરતા હતાં. તે સમયે કોઇ મુનિઓ એ સ્થળે જઇ ચદવાથી પાર્વતી શંકાગ્રસ્ત થયાં, અને પોતાની સ્ત્રીનાં મનની આવી સ્થિતિ જાણીને શંકરે શાપ દીધો કે આ વનમાં જે કોઇ પ્રવેશ કરશે તેને સ્ત્રીની દેહ પ્રાપ્ત થશે. આ પ્રમાણે આ વનને શંકરનો શાપ હોવાથી સુદ્યુમ્ન અને તેના સંગાથીઓ આ વનમાં પ્રવેશ કરતાં સ્ત્રીની દેહ પામ્યા. આ પ્રમાણે ઇલાને સ્ત્રીની દેહ પ્રાપ્ત થઇ, અને પછી તેણી ત્યાંથી બુદ્ધના આશ્રમે જઇ પહોંચી. બુદ્ધ તેમજ ઇલા અલૌકિક કાતિ ધરાવતાં હોવાથી તેઓને પરસ્પર પ્રીતિ થઇ અને તેઓ પતિ પત્નીના સબંધમા જોડાયાં, અને પછી ઇલાએ પુરૂરવા નામના પુત્રને જન્મ આપ્યો. આ પ્રમાણે સ્ત્રીના અવતારમાં કેટલાંક વર્ષો વહી ગયાં. પછી આ ઇલાને ( સુદ્યુમ્નને ) તેના પુરૂષ અવતારનું એકાએક સ્મરણ થઇ આવ્યું અને વસિષ્ઠમુનિ પાસે જઇને તેમને પુનઃ પુરૂષ દેહ માટે વિનંતિ કરી, ત્યારે તેની મનોકામના પૂર્ણ કરવા વસિષ્ઠે શંકરની આરાધના કરી, તેથી શંકરે પ્રસન્ન થઇને કહ્યું કે આ ઇલાને એક માસ પુરૂષ દેહ અને એક માસ સ્ત્રી દેહ, એ પ્રમાણે સ્ત્રી પુરૂષની દેહ દર માસ વારાફરતી પ્રાપ્ત થશે. એથી વધુ કરવા શંકર અશકત હતા તેથી વસિષ્ઠ મુનિએ જગદંબા માતાની આરાધના કરી, અને જગદંબા માતા પ્રસન્ન થતા વસિષ્ઠમુનિને કહ્યું કે ઇલાને નવરાત્રિ ભગવતી ભાગવત શ્રવણ કરાવો જેથી તેને હમેશ માટે પુરૂષ દેહ પ્રાપ્ત થશે. અને તે પ્રમાણે કરવાથી પછી ઇલાને હમેશ માટે પુરૂષની દેહ પ્રાપ્ત થઈ. ત્યારે આ દ્રષ્ટાત ઉપરથી તમે બેઉ આ સાર જુવો કે જે કાર્ય પુરૂષરૂપી શંકર નહી કરી શક્યા તે સ્ત્રી રૂપી જગદંબા માતા કરી શક્યાં, તો સ્ત્રીનું સામર્થ્ય પુરૂષ કરતાં વિશેષ છે, અને સ્ત્રીનો પતિ એ રીતે તેનાં ઉતરતાં સામર્થ્ય થકી તેણીનો ઇશ્વર થઇ શકતો નથી. માટે પોતાની સ્ત્રી કરતાં વધુ ઉત્તમ અને બળવાન કદી પતિએ પોતાને ધારવાનો નથી. તે છતાં બહેન, હું તમને કહું છું કે તમારા પતિ તમારી સાથે રીસે ભરાય તે વખતે

તમારે તેમની સાથે કટુ વાર્તાલાપ કરવો નહી જોઇએ, અને તેનું કારણ એ છે કે કલેશ એ સર્વ વાતમાં સર્વ સ્થળે મનુષ્ય માટે મહા હાનિકારક છે. બહેન ! પ્રભુજીની સૃષ્ટિમાં કલેશ તો નહીજ જોઇએ. બાગમાં ઉકરડો નહી હોય; મોતીની માળામાં પથ્થરની કાંકરી ના હોય; ચક્ષુમાં તણખલું નહી હોય; તેમ પ્રભુજીની લીલામાં કલેશરૂપી ઉજ્જડતા, મલિનતા, શૂન્યતા, ત્રાસ, નહીજ ઘટે અને નહીજ હોય. જગતમાં સર્વ કોઇએ, રાજા તથા પ્રજાએ, માતપિતા તથા તેમની સંતતિએ, ગુરૂ તથા શિષ્યે, શેઠ તથા વાણોતરે, રાય તથા રંકે, સર્વ કલેશનું ઉચ્છેદન કરવાનુંછે. કલેશ એ તો પ્રભુજીએ વિશ્વમા સ્થાપેલા સંપ તથા શાંતિ અને તે થકી ઉદભવતા સકળ સુખનો વિનાશ કરનારી પ્રચંડ શક્તિ છે. એ દુષ્ટ શકિતને અસ્તિત્વમાં પણ લાવવી યોગ્ય નથી, કારણકે તેને અસ્તિત્વમાં લાવતા મનુષ્ય માત્ર નહી પણ પ્રભુજીની વિશ્વરચના અને પ્રભુજી પોતે પણ મહા ક્ષોભ પામેછે. કલેશ એવી દુષ્ટ શક્તિ છે કે એને સદા પાતાળ ઉંડી દાટી રાખેલીજ સારી. એને બહાર એક શબ્દ દ્વારા પણ નીકળવા દેતાં તે ચોમેર પ્રસરાઇ જાયછે અને પછી તેને ભૂમિમા દાટવી મહા અશકય થઇ પડેછે. વળી, જુવો, કલેશ કરીને કોઇ કોઇની સાથે કલેશનો સબંધ લાંબો વખત રાખી શકતું નથી, અર્થાત, બે જણ વચે કલેશ થયો તો પરસ્પર શત્રુઓ તરીકે તેઓના ઝાઝા દિવસ જઇ શકવાના નથી, અર્થાત, કાંઈ પણ પરસ્પર સમજુતી ઉપર આવીને તેઓએ સંપ કરવો પડેછે, કારણકે સંપ દ્વારાજ એક મનુષ્ય બીજા મનુષ્ય સાથે સંસારમાં રહી શકેછે. અને જ્યારે આપણે આ પ્રમાણે છેવટે પણ સંપ કરવાનોજ છે તો પછી નિરૂપયોગી અને હાનિકારક કલેશ શા માટે થોડો વખત પણ આપણે ઉત્પન્ન થવા દેવો જોઇએ, કે આપણે તે થકી પોતાને દુઃખી થવા દેવાં જોઇએ ? માટે, કલેશનું તો મોઢુંજ કાળું, એ સિદ્ધાંતને મનુષ્યે સદા અંગિકાર કરી રાખવાનુંછે. જો કોઇ આપણું કાંઇ બગાડી જાય તો આપણે એવો વિચાર નહી લઈ જવો કે ખરેખર એણે આપણું બગાડયુંછે, પણ આપણે એવોજ અર્થ કરવો કે એણે આપણું કાંઇ બગાડયું નથી, અને આપણે તેનું કાઇ બગાડવું જોઇએ નહી. અને આપણે એવા વિચારથી તેનું સારૂંજ કરવું જોઇએ. આ પ્રમાણે વિચારો ધરાવતાં અને આચરણ કરતા, કલેશ ઉત્પન્ન થતો નથી, પણ સંપ વધુ સબળ રીતે સ્થાપિત થાયછે, કારણકે આપણું નુકસાન કરનાર માણસને સ્વાભાવિક પ્રેરણા થાયછે કે આ માણસનું હવે મારે કદી નુકસાન કરવું નહી અને સદા સારૂંજ કરવું. માટે, બહેન, તમારા પતિએ તમારાં માંદાં મા પાસે રસોઇ વખતે જવા તમને ના કહ્યું તો તમારે નહોતું જવું જોઇતું હતું, અને શ્રી રામચંદ્રજી તથા એમના સેવક મહાત્મા બાપ પોતે જઇને તમારાં માતાની ચાકરી તમારા બદલે કરતે અને તમારાં માતાને તેઓ લેશ કષ્ટ પડવા દેતે નહી. માટે, બહેન, કલેશ ઉત્પન્ન થવા નહી દેવો હોય તો આ એક સૂત્ર તમે ધારણ કરો કે કોઇ આપણું ગમે તેટલું અહિત કરે તોપણ આપણે તેના પ્રતિ દ્વેશભાવ રાખવો નહી અને તેની સાથે કલેશ કરવો નહી, અને કોઇએ કરેલું નુકસાન શાંત મનથી

સહન કરવુ. સહનતાનું રહસ્ય તમે સમજી લ્યો. મેરૂ પર્વત કોઇ તમારા શિર તોડી પાડે તો તમે તેને કહેજો કે ભાઈ ભલે તમે મારાં શિર ટાઢની ૠતુમાં હુંફની ધાબળી નાખી; કોઇ તમારૂં હાસ્ય અને નિંદા કરે તો તમે તેને કહેજો કે ભાઈ હાસ્ય અને નિંદારૂપે પણ તમે મને યાદ કરી તો એ સઘળી મારા ઉપર તમારી માયા પ્રીતિજ છે, કોઇ તમારૂં ધનમાલ લુટી જાય તો તમે કહેજો કે ભાઇ મારૂ ધનમાલ તમે ભલે લુટી ગયા, કારણકે કદાચને એ ધનમાલનો બોજ મારાથી કોઇ દિવસ નહી ખમાતે તો હું પોતે પણ તે કોઇને આપીજ દેતે કે ઉકરડે ફેંકી આવતે. માટે મનુષ્યે પોતાના લાભ કે નુકસાન તરફ જોવાનું નથી, અર્થાત, વૈરીને વૈરી તરીકે જોવાનો નથી. તમારાં જીવનનું સર્વસ્વ તમે શ્રી હરિ ભગવાનને સોપી દો, અને એમના હાથે તમારા માટે જેટલું હિત સધાય તેટલુ સધાવા દો. બહેન! પ્રભુ શરણતાનો સદગુણ તમે બરાબર પ્રાપ્ત કરો, અને પ્રભુજીમા શ્રદ્ધા રાખો કે પ્રભુજીની ઇચ્છા પ્રમાણેજ સુખ દુ:ખ આવી મળેછે, માટે, જો કોઈ તમારૂં અશુભ કરશે તોપણ પ્રભુ-જીને તમારૂં શુભ કરવું હશે તો વાર નહી લાગે, અને તમારૂં શુભ થવાનુંજ. ભૂમિમાત પોતાના સ્તન ઉપર સરિતાને માર્ગ આપેછે અને સરિતાનાં જળને મનુષ્યે પાળ કે બંડથી ઘેરી લીધાં, તેથી સરિતા ખેદ રખે કરતી કે હવે વહનનો મારો વિહાર સદા માટે બંધ થઇ ગયો, કારણકે સરિતા માત તો કોઇ અન્ય સ્થળેથી પણ તેને વિહારનો માર્ગ કહાડીજ આપશે; માળીએ છોડ ઉપરનાં પુષ્પો તોડી લીધાં તો છોડ રખે ખેદ કરતો કે હવે પુષ્પ વિના હું શું કરીશ, કારણકે વસંતૠતુ તેને પાછાં અસંખ્ય પુષ્પો લાવીજ આપશે અને તેને પ્રફુલ્લ કરશેજ; પારણાને હીંડાળવાની દોરી તૂટી ગઇ તો બાળ રખે મુઝાતું કે હવે પારણું હાલશે નહી તો મને આખી રાત ઉંઘ કેમ આવશે, કારણકે તેની માતા તેને આખી રાત ખોળામા લઇ પ્રીતથી ઉંઘાડવા તેની પાસે તત્પર બેઠેલીજ છે. માટે, બહેન, તમે સહનતા રાખીને પતિનો અન્યાય તો શું પણ સકળ જીવા-ત્માઓ તરફથી તમને થતો કોઇ પણ અન્યાય તમે સહનતાથી સહન કરજો. વળી, બહેન, હુ તમને આ વિશ્વનો એક ગુહ્ય મર્મ સમજાવું. જ્યારે મનુષ્યમાં સહનતા તથા પ્રભુજીને આધીન રહેવાની બુદ્ધી સ્થાપિત થાયછે ત્યારે મહાત્મા બાપ તેમને પળપળની સહાયતા કરવા સમર્થ થઇ શકેછે. બહેન! મહાત્માબાપ એ તો સંપૂર્ણ દયાના અવતાર હોયછે. આપણાં રોમરોમમાં રૂધિર અને માંસ છે ત્યારે મહાત્માબાપનાં રોમરોમમાં દયાનું તત્વ છે, તેથી મહાત્માબાપ તો નિરપરાધી જનોની અને દુ:ખી જનોની પીડાથી દુભાઇ તેમની સહાયતામા સતત દોડેછે અને સહાય કરેછે. પણ જ્યાંસુધી મનુષ્યમાં સહ-નતા તથા ઇશ્વરેચ્છાને આધીન થવાની વૃત્તિ વિકસ્યાં નથી, ત્યાંસુધી મનુ-ષ્યનું મન તથા શરીર પાષાણ સમાન હોયછે, અને જેમ પાષાણ ઉપર પુષ્પની વૃષ્ટિની તેનાં મૃદુ કોમળરૂપે અસર કરી શકતી નથી, તેમ મહાત્મા બાપની દયાની અસર સહનતારહિતનાં તથા પ્રભુશરણની બુદ્ધિ રહિતનાં પાષાણ મન હૃદયના મનુષ્યને પહોંચી શકતી નથી. માટે, તમારામાં સહનતા

તથા પ્રભુશરણતા સ્થાપિત થયાં હશે તો મહાત્માબાપ પોતે આવીને તમારાં કષ્ટો હરી જશે, તમને લેશ ક્લેશ કે પરિતાપ કોઇ રીતનો થવા દેશે નહી. બહેન ! તમે તથા તમારા પતિ, મારા ભાઇ, બેઉ મારાં આટલાં વચનો હૃદયમાં ઉતારો અને તે પ્રમાણે વર્તન કરો.

**ધણી**—આપનાં વચનો સદા કાળ માટે મારાં હૃદયમાં કોતરાઇ ગયાંછે અને મારૂં જમવાનું પડતું મુકીને હું મારાં સાસુની સેવા તેમના મંદવાડમાં કરવા આ પળે ચાલી નીકળુંછું. (સ્ત્રીને). તું પણ મારી સાથે ચાલ. તારાં માતા સારાં થાય ત્યાંસુધી આપણે બેઉ તેમની સારવારમા તારાં ઘર રહીશું.

**સુજાતા**—ભાઇ ! ધન્ય છે તમને કે મારા બોલો તમે માન્ય કર્યાછે. હવે હું જઇશ. (બધાં જાયછે).

**માતા**—(એક મોહલ્લામાં એક ધનાઢ્ય સ્ત્રી. તેણીની દાસીને). આ છોકરીને બહાર ક્યાંયે લઇ જાને. મુવા, એ છોકરાં.

**દાસી**—પણ, બાઇ, આ તમારી છોકરીને તમે કાંઇ કેટલા કલાકથી ધવાડી નથી તો જરા ધવાડી લ્યો તો એ રોતી છાની રહે, અને પછી હું એને બહાર લઇ જાવું તો એ કાંઇ રમે.

**માતા**—તો આખો દિવસ એને ધવડાવ્યાજ કરૂં કે મારૂં કાંઇ બીજું કાંઇ કામકાજ હોય તે કરૂં કે નહી ? આના બાપા સર નાઇટ થયાછે તેની ખુશાલીની પારટી આજથી પંદર દિવસે રાખીછે તો કાંઇ પાર વિનાનું કામ છે તે ક્યારે હું કરીશ ? કાંઇ કેટલાં માણસોને નોતરવાનાંછે, કાઇ કેટલા કાગળો લખવાના છે, કાંઇ હજારો ચીજો પારટી માટે ભેગી કરવાનીછે, તે બધું કાંઇ જરા કરૂં કે બસ આને ધવડાવ્યાજ કરૂં ?

**દાસી**—બાઇ! બચ્ચાં તો વળી ઘડી ઘડી ધાવે તો ખરાજને ! મને દુધ આવતું હોય તો હું આખો દિવસ ધવડાવું એવો મારો જીવ થાયછે !

**માતા**—હવે મોટી ધવાડનારી થઇછે તે જાણી તને. તારા હાથમાં એ છોકરી નહી. રહેતી હોય તો બીજી દાસીને આપ અને તેને કહે કે છોકરીને રાખે. આ છોકરીના કકળાટમાં તો મારૂં માથું પણ દુઃખી આવેછે !

**દાસી**—હું તો મારી આ બહેનને બીજી કોઇ આયાના હાથમાં નહી આપું, હુંજ એને લઇને ફરીશ અને છાની રાખીશ. (દાસી છોકરીને લઇને જાયછે).

**સુજાતા**—(આવી પહોંચતાં માતાને). બહેન ! હું તમારાં ઘર આગળ થઇને જતી હતી, અને તમારાં બાળનો રડવાનો અવાજ મેં સાંભળ્યો તેથી હું આવીછું કે પુછું કે બાળ કેમ આવડું રૂવેછે.

**માતા**—અરે ! એને તો આખો દિવસ ધાવવાનું જોઇએછે તો હું તો કાંઈ ગાય ભેંસ છું કે એને આખો દિવસ ધવડાવ્યા કરૂં ? અને, વળી, એના બાપ સર નાઇટ

થયાછે એટલે તેની ખુશાલીમા પારટી આપવાનીછે તો તેને લગતું બધું કામકાજ હું જોવું કે એ છોકરીનેજ ધવાડયા કરૂં !

**સુજાતા**—બ્હેન ! આપણું બાળ પહેલું અને પછી બધું ઘરનું કે સમાજનું કામ. મારા મહાત્મા બાપને તો બાળક બહુ પ્રિય છે.

**માતા**—મહાત્માબાપ તે કોણ !

**સુજાતા**—બ્હેન ! મહાત્મા બાપ તે ગુણી જનને તથા દુ:ખી જનને સહાય કરનારા પ્રેમી પિતા. એમનો ધંધો એજ છે કે ગુણી જનને અને દુ:ખી જનને હર પળે મદદ કરવી.

**માતા**—પણ, મે તો કોઇ દિવસ એમને કયાયે જોયા નથી અને હું તો એમને ઓળખતી પણ નથી !

**સુજાતા**—બ્હેન ! તમારા બાળ ઉપર તમે પ્રીતિ રાખો એટલે એ તમારી પાસે આવી ઉભા રહેશે. બ્હેન ! તમારાં પોતાનાં બાળને દુધ પાવું તે તમે મોટો અસહ્ય શ્રમ ગણોછો તો જગતમાં દુ:ખી જનોને તમારૂં સર્વસ્વ અર્પણ કરવાનું કષ્ટ તમારાથી શું સહન થઇ શકશે ! બ્હેન ! આ તમારી બાળકીને તેના પોતાના હાથે પોતાનો નિર્વાહ યોજવાની શક્તિ નહી, તેને તમે ભૂખી અને તરસી આ પ્રમાણે રાખો તો સંસારમાં પારકાં દુ:ખી જનોની ભૂખ તરસ તૃપ્ત કરવા તમે કેમ દોડશો ? પાણી અને પવનનો જે પરપોટો લેશ આંદોલનથી ફુટી જાય, તે વળી તેના માંહે સહસ્ર મણોનો બોજ શું સહન કરી શકશે ! ટોળાવ સપાટ વસ્તુને ધારણ કરી શકે નહી તે વળી ગોળાને લપસી જતો કેમ અટકાવી શકશે ! જે ભાંગેલી કલમ કાગળ ઉપર અક્ષર કહાડી નહી શકી તે વળી ચિત્રકારનાં પૃષ્ઠ ઉપર મનહર ચિત્ર કેમ દોરી શકશે ! માતાએ જો તેણીના બાળને ધવડાવવાનું નહી હોય, તો પ્રભુજી તેણીના સ્તનમા દુધની ઉત્પત્તિ શા માટે કરતે ! પ્રભુજી તમારાં સ્તનમાં તમારાં બાળ માટે દુધ સિંચેછે, પણ તમને તે દુધ તમારા બાળને પાવામાં પણ પરિશ્રમ પડી જાયછે, તો જાત મહેનત કરીને અને સ્વાર્થત્યાગ કરીને તમે ભૂખ્યાંને ભોજન અને તરસ્યાંને પાણી શું આપશો ! બાળકનો જન્મ થયેલો નથી હોતો તો માતાનાં સ્તનમાં પ્રભુજી દુધ સિંચતા નથી, માટે બાળના પ્રસવથી જે દુધ માતાના સ્તનમાં ભરાયછે તે ઉપર તેણીનાં બાળનો સંપૂર્ણ હક્ક છે, અને તે દુધ બાળને નહી પાવાનો કાંઇ પણ અધિકાર માતાને નથીજ. માટે, તમે જો તમારાં બાળને દુધ પાવામાં આળસ કરો તો તમે તમારાં બાળનાં માતા કહેવાઇ શકોજ નહી. વળી, બ્હેન, માતા તરીકેની તમારી પુત્રી પ્રતિની તમારી ફરજોની કાંઇ તમને લેશ પણ સમજ છે ? બ્હેન ! તમારી પુત્રીને તમે સ્વેચ્છાથી અસ્તિત્વમાં લાવ્યાંછો, તો તમારે તો એ પુત્રી પાછળ તમારૂં સર્વસ્વ અર્પણ કરવાનું છે. એ પુત્રીને તમારે એટલી પ્રિય ગણવાની છે કે તેને તમારી છાતીથી લગીર પણ ખસેડો

નહો, અને હાથમાથી હેઠળ ઉતારો નહી, કારણકે માતા તરીકેનું તમારૂં કર્તવ્ય એ છે કે એ પુત્રીને જગતમાં સર્વથી સુખી, સર્વથી શાણી, સર્વથી કાંતિવાન કરવાની તમને હરપળની કાળજી તથા ચિંતા રહેવી જોઇએ. તમે જીવતા છતા તમારી પુત્રી બાલ્યાવસ્થામાં લગીર પણ રૂવે એ અશકય થવું જોઇએ. બાળ વયે તમારે તમારાં બાળને ખોળામાંથી હેઠું ઉતારવાનું નથી; તેની અભ્યાસની વયે શાસ્ત્રો અને નીતિનું જ્ઞાન તમારે હરપળે આપવાનું છે; નિશાળે જવાની વયે બાળક પહોંચતા તમારે દળણાં દળીને પણ વિદ્યાભ્યાસ માટેનાં સાધનો પૂરા પાડવાનાં છે; યુવાવસ્થાએ પહોંચતાં તમારે કોઈ સુંદર સુલક્ષણા કુળવાન યુવાન સાથે તેણીના લગ્ન કરવાનાં છે; અને તમારી પુત્રી પછી વધારે મોટી વયની થતાં તમારે એક ફરેશ્તા બની તમારી પુત્રીનાં દરેક સુખ દુ:ખમા તેણીને તમારે મદદ કરવાની છે; અને તમારી પુત્રી વૃદ્ધ વયે પહોંચતા અને તમે પણ વૃદ્ધ વયના થતાં, તમારે તમારી પુત્રીનાં સુખ માટે હરપળે પ્રભુજી પાસે પ્રાર્થનામા હાથ જોડીને ઉભા રહેવાનું છે. બહેન ! આપણા દેશમા માતપિતા તેમના બાળકને રોવા દેછે, ગમે ત્યા આથડવા અને પડવા દેછે, બાળકને સુંદર વસ્ત્રો પહેરાવતા નથી, બાળકને વિદ્યાદાન દેતાં નથી, અને બાળકની મોટી વયે તો તેના કાઇ પણ સુખ ઉપર લક્ષ નથી આપતા, એ તેમના દુષ્કૃત્યો મહા પાતકી છે, અને એ માતપિતાઓને ભવોભવ મહા અધમ અવતારો પ્રાપ્ત થવાના એમા લેશ સંદેહ નથી. બાળકને જન્મ આપી બાળકનું શ્રેય દરેક રીતે નહી યોજવું, એ માતપિતાનો તેમનાં બાળ પ્રતિ મહા દારૂણ દ્રોહ છે; અને દ્રોહ તો શત્રુ સાથે પણ દૂષિત છે, તો નિજ બાળ પ્રતિનો આવો દ્રોહ કેવો પાતકી હોવો જોઇએ ? લાવો, તમને કામ છે તો હું તમારી બાળકીને લઇને થોડી વાર ફરીશ.

**માતા**—ના, બહેન. ના. તમે શા માટે તસ્દી લો. હુ પોતેજ મારી બાલુડીને મારી પાસે રાખીશ અને મારા હાથમાથી એને હેઠે પણ નહી ઉતારૂં. (દાસીને). દાસી ! દાસી ! છોકરીને લઇને ઝટ આવ તો. (દાસી છોકરીને લઇને આવેછે. પ્રેમથી છોકરીને પોતાના હાથમા લઇ લેછે અને પયપાન કરાવેછે. તેણીનાં સ્તનમાંથી દુધ ઉભરાઇને આપોઆપ બહાર પડેછે).

**સુજાતા**—બહેન ! પ્રભુજીનો અને મહાત્મા બાપનો મહિમા જુવો. જ્યા માતપિતાને નિજ બાળ ઉપર પ્રેમ છે, ત્યા તે બાળનાં સુખ યોજવામાં માતાને પ્રભુજી સહાય કેવી કરેછે !

**માતા**—(એકાએક સ્તબ્ધ બની જતાં). બહેન ! જરા મારાં બાળને તમારા હાથમાં લ્યો. મને કોઇ મુનિવર દેખાયછે !

**મહાત્મા**—(દર્શન દઇને. માતાને), બહેન ! તું ગભરાયછે શામાટે ? હું તને એટલુંજ કહેવા આવ્યોછું કે તેં તારાં બાળ પ્રતિ આજે ખરો માતૃભાવ ધારણ કર્યોછે તો હવે તારો જયજયકાર સદા કાળ થશે. માતા થઇ બાળ ઉપર સદા પ્રેમ

રાખજે. નિજ બાળની સેવા એજ માતાનો ધર્મ છે. તારાં સકળ સંકટમાં હું તને સહાય રહીશ, કારણ પ્રેમાળ માતા એ તો વિશ્વમાં પૂજનીય છે, તો મારે પણ પૂજનીય છે. (અદૃશ્ય થઇ જાયછે).

**સુજાતા**—બહેન ! જે મહાત્મા દર્શન દઈ ગયા તે પ્રત્યેક જીવાત્મા ઉપર પ્રેમ રાખનારા છે. મનુષ્ય પોતે લગીર પણ શુદ્ધ ભાવ તથા કોમળ હૃદયનાં થાય તો તે મનુષ્યોની સહાયતામાં મહાત્મા બાપ સદા તત્પર છે. બહેન ! હવે હું જાવુંછું. હું રાજ્યમાતા સુરસુંદરી સાથે રહુંછુ. હું પણ આવતી રહીશ અને તમે પણ મને મળવા તમારી બાલુડીને લઇને જરૂર આવજો. (જાયછે).

**માતા**—અરેરે ! આ માતા ધર્મ ! આ માતા મહિમા ! હું એ સર્વથી આજ ઘડી સુધી અજાણી ! પણ હવે જાણીતી થઇછું તો એ માતા મહિમા સવ બહેનોને સમજાવીશ. આ બાલુડી તો પોઢી ગઇ છે ! લાવ, પારણાંમાં હીંડોળું. (પારણાંમા હીંડોળે છે).

### ગાયન ૪૯.

પારણે પોઢાડું મારૂં પ્રિય પ્યારૂં બાળ;
જુક્તિથી જોયા કરૂં એનું મુખ રઢિયાળ,
સરખા સીધા કરૂં બેઠી બેઠી એના વાળ,
પસવારૂં પ્રેમથી એનું ભવ્ય વિશાળ કપાળ,
ચળિત ચિત્તથી ચુમ્યા કરૂં એના ગાળ. પારણે.

માખી બેસે તો મારૂં ઝપાટો બની સિંહણ વિકાળ,
હડસેલે કોઇ તો દહન કરૂં તેને બની અગ્નિ ઝાળ,
નાગણ થઇ ડંસું જો કોઈ દે મુખથી ગાળ,
લોહી પી જાવું જો કોઇ ચઢાવે કાંઇ આળ,
બાળુડી મારીની બની રહું હું એવી ઢાળ. પારણે.

પહેરાવું બાલુડીને હીરામોતીની માળ,
બંધાવું એના કાજ મહેલ માળિયા વિશાળ,
ભાણાં કાજે પિરસું એને પકવાનના થાળ,
વસ્ત્રાલંકાર કરાવું નિત્યના નવા સદા કાળ,
બાલુડી મારી રાજવંશી, છોને માત કંગાળ. પારણે.

બની રહેજો બળવંતા બાપ, મુજ બાળના ગોવાળ,
કહ્યાછે તમને દીનાનાથ દીન દયાળ,
મહાત્માબાપ ! યોજજો મુજ બાળનાં સુખની પાળ,
બહેની મારી કહી ગયાંછે તમને કૃપાળ,
બોલાવશે બાલુડી મારી, મોટી વયે તમ જોગોપાળ. પારણે.

(બાળ સૂતુંછે તેની પાસે તેની રક્ષા કરતી બેસેછે).

**બાપ**—(એક મોહલ્લામા છોકરાને મારીને નિશાળે લઈ જાયછે, કારણકે છોકરો રમતિયાળ છે અને અભ્યાસ નામે કરતો નથી). હરામખોર! નિત્ય નિશાળે જવાનીજ, ના! આખો દિવસ રમ રમ તે કેટલું! નાનપણમાં આટલો વંઠી ગયોછે તો મોટપણમા તો શું લંપટાઇ નહી કરશે! તને જીવથી મારી નાખું પણ તને હવે એકે દિવસ નિશાળે ઘસડી લઈ જઇ બેસાડયા વિના નહી રહું.

**છોકરો**—મને નિશાળે મોકલોછો તો મને કહોને કે તમે નિશાળે કેટલી ચોપડી શીખ્યાછો? મારી મા કહેછે કે તમે તો ગુજરાતી ચાર ચોપડી પણ નથી શીખ્યા, ત્યારે મને શામાટે કહ્યા કરોછો કે નિશાળે જા નિશાળે જા? મારે નિશાળે નથી જવું. બસ, હવે તમારે શું કહેવુંછે? નિશાળની વાત કરી તો તમને પણ મારીશ અને માસ્તર પણ કાઇ નિશાળની વાત બોલ્યો તો એને પણ મારીશ તે એવો કે મને યાદ કરશે. આ શું! સવાર પડી કે નિશાળ! સવાર પડી કે વાચો અને લખો!

**બાપ**—(તેને મારેછે). હરામખોર! નિશાળ નહી જશે કેમ? જોવુંછુ કેમ નિશાળ નહી આવે! (મારેછે).

**છોકરો**—(બાપને મારતા). હવે નિશાળ નિશાળ કરતા છાના રહો. અને જો મારા ઉપર હવે ફરીથી હાથ ઉગામ્યોછે તો તમને જોયા જેવા કરી નાખીશ.

**સુજાતા**—(સુજાતા આવી પહોંચતાં. છોકરાને). ભાઈ! તું કોણની સંગાથે આ પ્રમાણે વર્તેછે?

**છોકરો**—અરે! આ મારો બાપ મને નિત્ય કહેછે કે નિશાળ જા, નિશાળ હીડ. હવે હું એને કહુંછું કે મારે નિશાળે જવું નથી અને વાંચવુંએ નથી અને લખવુંએ નથી, તોયે એની જક એ મુકતો નથી, અને મારા સામે હાથ ઉગામેછે એટલે મારે પણ એના સામે હાથ ઉગામવો પડેને!

**સુજાતા**—તો ભાઇ તું નિશાળે નહી જઇશ તો શીખ્યા ભણ્યા વિના રહીશ, તેમાં શું તને લાભ છે? ભાઇ! સાંભળ, તારે જો લક્ષાધિપતિ થવું હોય તો વિદ્યા જરૂરની છે; તારે જો પંડિત થવું હોય તો વિદ્યા જરૂરની છે; તારે જ્ઞાની અને સમજણા થવું હોય તો વિદ્યા જરૂરની છે; તારે યોગી મહાત્મા થવું હોય તો વિદ્યા જરૂરની છે; તારે મોક્ષ પ્રાપ્તિ કરવી હોય તો તારે વિદ્યા જરૂરની છે; તારે જો મહાત્માબાપાની માયા પ્રીતિ મેળવવી હોય તો વિદ્યા જરૂરનીછે. બોલ, ત્યારે, હવે, કે આ બધાંમાંથી તારે શું થવુંછે?

**છોકરો**—મારે તો એ બધામાંથી કાઇ થવું નથી. મારે તો બસ ભગવાન મને જેવો કરે તેવો થવુંછે.

**સુજાતા**—ત્યારે, ભાઈ, તારા કહેવા પ્રમાણે તારે વિદ્યા અવશ્ય ગ્રહણ કરવી જોઇએ, કારણકે પ્રભુજીએ મનુષ્યને કપાળમાં મતિ દીધીછે, અને મન તથા બુદ્ધિરૂપી શકિત દીધીછે, તે માત્ર વિદ્યા પ્રાપ્ત કરવા માટેજ. માટે, પ્રભુજીએ તને જેવો

કર્યોછે તેવો તારે રહેવું હોય, તો પ્રભુજીએ તને દીધેલાં બુદ્ધિબળ તથા મનોબળ વડે તું વિદ્યા પ્રાપ્ત કર. વળી, ભાઇ, વિદ્યાનું મહત્વ તું નથી સમજતો માટે વિદ્યાનો તું અનાદર કરેછે. પણ વિદ્યાનું મહત્વ સમજતો થઇશ ત્યારે તું કહીશ કે વિદ્યા એજ મનુષ્યનું કર્તવ્ય છે અને વિદ્યા એજ મોક્ષ છે. વળી ભાઇ, તું યાદ રાખજે કે જો બાળપણમાં વિદ્યામા પ્રીતિ તેં નહી ધરી અને વિદ્યા ગ્રહણ નહી કરી, તો તું મનુષ્યમાંથી ટળી પશુ અવતાર આ ઉત્તમ મનુષ્ય અવતારમાં પોતાને પ્રાપ્ત કરાવેછે. વિદ્યા વિનાનું મનુષ્ય તે મનુષ્ય નહી પણ પશુ છે. અહો તારલા વિનાનું વ્યોમ તે દિવ્ય નભોમંડળ નહી પણ શૂન્ય પ્રદેશ; તીરે શાંત શીતળતા વિનાનું સરોવર તે સરોવર નહી પણ અલ્પ જળનું ખાબોચિયું; કોઠીમાં જાર નહી તો તે ખાળકુવા માટેનો માત્ર મોટો કુંભ. ભાઇ ! તુ યાદ રાખજે કે વિદ્યા વિના તને લેશ સદાચાર, સદગુણ, સુનીતિ, સ્નેહભાવ, દિવ્યજ્ઞાન, કદી પ્રાપ્ત નહી થશે, અને તું મહા દુઃખી થઇશ, અને તારા દુઃખમાંથી તને છોડવવા નહી તારાં માતપિતા સમર્થ થશે, નહી તારાં સગા સબંધિ તને તારાં કષ્ટમાંથી છોડવવા સમર્થ થશે, નહી તારાં દેશના લોકો તારા દુઃખમાથી તને છોડવવા સમર્થ થશે, નહી મહારાજાધિરાજ તારા દુઃખમાંથી તને છોડવવા સમર્થ થશે, નહી પ્રભુજી કે મહાત્માબાપ તને તારાં દુઃખમાંથી છોડવવા સમર્થ થશે. કારણ, સકળ દુઃખનું કારણ વિદ્યાની અપ્રાપ્તિ છે, અને જ્યાં વિદ્યાની પ્રાપ્તિ નથી ત્યા દુઃખજ છે, તો પછી માતપિતા કે સગાવહાલા કે મહાત્મા કે પરમાત્મા તને કેટલાં દુઃખમાથી છોડવશે ?

**છોકરો**—માતા ! આ પ્રમાણે વિદ્યા વિના દુઃખ છે, અને એ દુઃખમાથી કોઇ છોડવી શકે નહી એવા એ અગણિત અને પ્રચંડ છે, તોતો હુ વિદ્યા ગ્રહણ કરીશ. મેં તો જાણ્યું વિદ્યામા કાઇ પરિબળ નહી હશે અને તેથી હું વિદ્યાનો અનાદર કરતો હતો, વિદ્યાથી કંટાળતો હતો, અને મારા તાતને મૂર્ખતામા વઢતો હતો- (તાતને). તાતજી ! હવે હું રાત દિવસ હાથમાંથી ચોપડી નહી મુકું એ મારૂં વચન તમે સત્ય માનજો.

**મહાત્મા**—( દર્શન દઇને ). ભાઇ ! તુ વિદ્યા સંપાદન કરજો. એ વિદ્યા થકી તું જગતમાં નામના કરી જઇશ, દુઃખી જનોનાં દુઃખ દૂર કરવા શક્તિમાન થઇશ, માતપિતા સર્વનાં મન તારાથી પ્રસન્ન થશે, સગા વહાલા સર્વ તુજ થકી રાજી થશે, તારો દેશ તારી વિખ્યાતિ જગજગે ગાશે, જગત તારાં ગુણગાન કરશે, પ્રભુજી તુજમાં પ્રીતિ ધરશે. હુ પોતે તને શિક્ષણ આપતો રહીશ. ( અદૃશ્ય થઇ જાયછે ).

**સુજાતા**—( સ્વગત ). ધન્ય મહાત્મા બાપ ! તમે કયાં સ્થળે નથી ! તમને કયા જીવાત્મા માટે કાળજી અને ચિંતા નથી ! ( છોકરાને ). ભાઇ ! તું ભાગ્યશાળી જબરો છે. તું જગતમાં મહાન વીરલો નર થઇશ એમાં લેશ સંદેહ નથી, કારણકે મહાત્મા ગાર્ગવ બાપ પોતે તને શિક્ષણ દેવાનું કહી ગયાછે, તો એમનાં શિક્ષણથી તો

તું ત્રિકાળજ્ઞાની થઇશ એવો તું જ્ઞાની, બુદ્ધિશાળી, પ્રતાપશાળી થઇશ. માટે, ભાઇ, તું નિશાળમાં વાંચતાં લખતાં શીખ જેથી પછી વધુ જ્ઞાન મહાત્મા બાપ તને આપી શકે. વળી, તું રીતીનીતિવાળો એકદમ થઇ જા, જેથી પછી મહાત્મા બાપે દીધેલાં જ્ઞાનનું તું રહસ્ય સમજી શકે. હવે હું જાવુંછું. (જાયછે).

**છોકરો**—(બાપને). બાપા! હું શીખીશ, મારા નિશાળાના મિત્રોને શીખવીશ, અને કોઇ નહી શીખે તેવા હશે તેને હવે વિદ્યાનું મહાત્મ્ય સમજાવીશ, અને મોટો થઇશ અને પાસે પઇસા હશે તો એકજ કામ કરીશ કે ધનવાન કે નિર્ધન સર્વ કોઇના છોકરાંઓનો શિક્ષક બની તેમને વિદ્યા પ્રાપ્ત કરાવવામાં હું મારૂં આયુષ્ય પૂરૂં કરીશ.

**બાપ**—શીખશે તો સારી વાત છે. એ તો, ભાઈ, હું તને પ્રથમથીજ કહુંછુંને? (બેઉ જાયછે).

---

## અંક ૩. પ્રવેશ ૨૯.

**શાકાયન્ય**—(સુરસુંદરીનાં લગ્ન પ્રસંગે સકળ પ્રજાવર્ગ આવેલોછે. તેને). પ્રિય ભાઇ બહેનો! સકળ પ્રિય બંધુઓ! સકળ હિતૈસ્વીઓ! આજ પુત્રી સુરસુંદરીનાં રૂષિ પુત્ર વૈશાલ સાથનાં લગ્ન પ્રસંગે આપ અત્રે પધાર્યાછો તેથી મારો હર્ષ માયો સમાયો રહેતો નથી, અને કયા શબ્દોમા તમારો આભાર માનવો તેની મને સમજ પડતી નથી. માટે ટુંકમાં એટલુંજ કહીશ કે તમે સર્વે અત્રે પધારી મને કૃતાર્થ કર્યોછે. મને પ્રભુજીએ ત્રસદસ્યુ પુત્ર તથા સુરસુંદરી પુત્રી એ બે સંતતિ દીધી હતી, અને આજે પ્રભુજીએ મને ત્રીજી સંતતિની પ્રાપ્તિ કરાવીછે, તે રૂષિપુત્ર વૈશાલ છે. રૂષિપુત્ર વૈશાલની રાજ્યભક્તિ જોઇ સુરસુંદરી પુત્રી એમને વરેછે. રૂષિપુત્ર પોતે મહા વિચિક્ષણ અને શાણા છે અને સુરસુંદરી એમને વરેછે તેથી મને મહા આનંદ થાયછે. અને મને આશા છે કે તમે સર્વ પ્રિય ભાઇઓ અને બહેનો મારીપુત્રી સુરસુંદરીનાં આ લગ્ન માટે ખુશી છો તેમજ સંમતિ આપોછો.

**પ્રજાજન**—રાજ્યમાતા સુરસુંદરીના રૂષિપુત્ર વૈશાલ સાથનાં લગ્નથી અમે સકળ પ્રજાજન અત્યંત ખુશી છીએ. રાજ્યમાતા સુરસુંદરીનાં રૂષિપુત્ર સાથનાં લગ્ન માટે અમારી પૂર્ણ સંમતિ છે અને અમે એ બેઉને આશિષ દઇએ છીએ કે સકળ સુખ સંપત્તિ ભોગવજો, અને પ્રભુ એ બેઉના સકળ મનોરથો પૂર્ણ કરજો.

**શાકાયન્ય**—આપની આ સંમતિ માટે તેમજ આશિષ માટે હું આભારી છું. પ્રિય ભાઈ બહેનો! આ પ્રસંગે હું મારા પોતાના માટે કાંઇ થોડુંક કહેવા ઇચ્છુંછું. આપ જાણોછો કે મહર્ષિ કશ્યપની પાસે હું બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે થોડોક વખત જઇ આવ્યોછું. મહર્ષિ કશ્યપે મારા ઉપર અત્યંત અનુગ્રહ કરીને મને મારી યથાશક્તિ બ્રહ્મજ્ઞાન સંપાદન કરાવ્યુંછે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થકી મને

આ સંસાર, આ રાજ્યપાટ, અને સકળ વિશ્વ, કાંઈ નવિન રૂપમાંજ દષ્યમાન થાયછે. અને તે નવિન રૂપ તે એજ છે કે આપણે મનુષ્ય સાધારણ રીતે ધારીએ છીએ કે આ સંસાર વ્યવ્હારમાં ધનમાલ સુખસંપત્તિ પ્રાપ્ત કરી આપણે એ ધનમાલ તથા સુખસંપત્તિથી પ્રાપ્ત થતાં સુખ તથા આનંદમાં રહ્યાં એટલે આપણા મનુષ્ય કર્તવ્યની સીમા આવી ગઇ. પણ એવું આપણું ધારવું ભૂલ ભરેલું છે. નિઃસંદેહ આપણે આપણા ભરણપોષણ માટે, વ્યવ્હારિક ખરચો માટે, દ્રવ્ય ઉપાર્જીત કરવાનુછે, તેમજ આ મહા ઉત્તમ દેહ જે પ્રભુજીએ આપણને પ્રાપ્ત કરાવીછે તેની જતન અને સુખનાં સાધનો પણ યોજવાનાંછે, પરંતુ, આપણી ભુલ માત્ર એજ છે કે સુખ સંપત્તિ અને ધનમાલ એજ આપણું લક્ષ્યબિંદુ સ્થાપિત કરીએ છીએ. એ લક્ષબિંદુ સંકુચિત છે અને એમાં વિશ્વનો તથા જનસમુહનો પાર વિનાનો વિસ્તિર્ણ પ્રદેશ તથા મહિમા તથા સૌંદર્ય આલેખાતું નથી, અને તેથી આપણાં જીવનમાં અનેક પ્રકારની ન્યૂનતા પરિણમેછે. માટે, ધનમાલ સુખસંપત્તિ એ સંગાથે સંગાથે આપણે બીજા વિશાળ અને પ્રૌઢ આશયો પણ આપણા જીવનમાં ઓતપ્રોત કરવાનાછે, અને આ રીતે આપણું જીવન ઉચ્ચ અને વિશિષ્ટ કરવાનુંછે. પરંતુ ધનમાલ તથા સુખ સંપત્તિ બહારના ઉચ્ચ ધ્યેયો અને અભિલાષાઓનું જ્ઞાન આપણને માત્ર બ્રહ્મજ્ઞાન થકીજ શકય છે. બ્રહ્મજ્ઞાનથીજ મનુષ્ય આ જગતની, આ વિશ્વની, આ જીવાત્માઓની, મહાન રૂષિઓની, પૂજ્ય મહાત્માઓની, તથા જગનિયંતા પ્રભુજીની, વાસ્તવિક મહત્તા જાણી શકેછે, ગ્રહણ કરી શકેછે અને તદનુસાર પોતાનાં જીવનનું બંધારણ રચી શકેછે. મેં પોતે આ પ્રમાણે અનુભવ્યુછે તે પૂજ્ય મહર્ષિ કશ્યપ પાસેથી પ્રાપ્ત થયેલા બ્રહ્મજ્ઞાન થકીજ છે. અને આપણે સકળ જીવાત્માઓ તો એકજ છીએ તો તમને સર્વને મારી વિનંતિ છે કે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્ત તમે પ્રત્યેક લગીર પણ પ્રયત્ન કરશો અને એ બ્રહ્મજ્ઞાનનાં શિક્ષણ પ્રમાણે તમારાં જીવનનું બંધારણ રચશો. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે કુટુંબ અને સંસાર છોડી દઇ વગડામાં તપશ્ચર્યામાં આયુષ્ય પુરૂં કરવાનું નથી. બ્રહ્મજ્ઞાનનો હેતુ એટલોજ છે કે આપણી અજ્ઞાનતા, આપણી મૂર્ખતા, આપણી અધમતા, એ જ્ઞાન થકી ટાળી, આપણે આપણું જીવન ઉચ્ચકોટિનું કરીએ, અને આ સંસાર જે સુખનો સાગર છે તેમાં આપણે સુખમાં મહાલીએ અને સર્વ જનોને આપણાં સુખમાં ભાગી કરીએ. બ્રહ્મજ્ઞાનારૂઢ થતા સકળ જીવાત્માઓની એકતાનું જ્ઞાન થશે, એ જ્ઞાન થતા આપણે સર્વ કોઇની સહાયતામાં તત્પર રહીશું, અને કોઇ જીવાત્માને દુઃખી થઇ રહેવા દઇશુ નહી અને દુઃખી કરીશુ પણ નહી. તેમજ બ્રહ્મજ્ઞાન દ્વારા પ્રભુજીનું પિતાત્વ આપણને સિદ્ધ થતાં આપણે એમની આજ્ઞા અને ઇચ્છાનુસાર સદ્દગુણમાં અને સુનીતિમાં આચરણ કરીશું. અને આપણે સકળ જીવાત્માઓ એકજ છીએ અને પ્રભુજી આપણા સર્વના પિતા છે, તો આજથી હું તમને ભિન્નભાવ દર્શાવનારા પ્રજાજન શબ્દથી સંબોધીશ નહી, પણ મારાં પ્રિય ભાઇ બહેનો કહીને બોલાવીશ, અને તમે મને માત્ર તમારો ભાઈ ગણશો અને નહીકે કોઈ રાજા. આ પ્રમાણે મારી છેવટની વિનંતિ છે.

આ પ્રસંગે તો હું આટલુંજ કહીશ." (શ્રીમંતથી માંડીને ભિક્ષુક સુધી સઘળાં લોકો યથાશક્તિ મૂલ્યવાન વસ્તુઓ મહારાજાને, સુરસુંદરીને તથા વૈશાલને ભેટ આપેછે. તે સ્વીકારતા. સર્વને ). મારાં પરમ પ્રિય ભાઇઓ અને બ્હેનો! મારી પુત્રીનાં લગ્નના શુભ પ્રસંગે આટલી બધી ભેટો તમે અમને આપીછે તો એથી હું કૃતાર્થ થયોછું. હું પણ તમારી સેવામાં આવો ઉપયોગી થઇ પડું એટલુંજ ઇચ્છુંછું.

**સુરસુંદરી**—મારાં પરમ પ્રિય ભાઇઓ અને બ્હેનો! તમે સર્વે મારા માટે અત્યંત તસ્દી લીધીછે. ભાઇઓ અને બ્હેનો તેમની આ બ્હેન માટે તસ્દી લે એ સ્વાભાવિક છે, પણ તેથી તે બ્હેને તેમનો ઉપકાર માનવાનો નથી એવું કાઇ હોયજ નહી. માટે મારા પતિ તરફથી તથા મારા પોતાના તરફથી તમો પ્રિય ભાઇ બ્હેનોનો ખરાં અંતઃકરણથી જે આભાર હું માનુંછું તે સત્ય માની માન્ય કરશો. વિશેષમાં હું કહીશ કે રાજવૈભવમા હુ જે રાજ્યપુત્રી થોડા વખત ઉપર હતી, તે હું સુખવૈભવોમાં મારો કાળ નિર્ગમન કરનારી માત્ર રાજ્યપુત્રી નથી, પણ તમો સર્વ ભાઇ બ્હેનોની એક નાની બ્હેન છું, અને જેવી દયા માયા આ બ્હેન પ્રતિ તમે સદા દેખાડીછે તેવી દયા તથા માયા તેણી પ્રતિ અને તેણીના સ્વામી પ્રતિ રાખશો. વળી, મને કહ્યા વિના ચાલતું નથી કે જે કાંઈ સારા વિચારો તથા સારા આશયો મને પ્રાપ્ત થયાછે તે મારાં પૂજનિય બ્હેન સુજાતા થકીજ છે. એમણેજ મને ઉચ્ચ જ્ઞાન દીધુંછે. વળી તમો સર્વ ભાઈ બ્હેનોને પણ મોહલ્લાઓમાં શેરીઓમા અને ઘર ઘર ફરીને ઉચ્ચ જ્ઞાનની સમજણ એ બ્હેન પાડેછે, તો એમનો પ્રત્યેક બોલ ઝીલી લેશો. મારા તાતજીનાં રાજ્યનાં આ એક પ્રતાપી માતા છે. એ આપણને સર્વને વંદનિય છે એટલુંજ હું કહીશ.

**સુજાતા**—(સકળ પ્રજાજનને). સજ્જનો અને સન્નારીઓ! આપણા પ્રિય રાજ્યમાતા સુરસુંદરીના લગ્ન પ્રસંગે આપણો સર્વનો હર્ષ માયો સમાયો નહી રહેતો હશે અને સર્વ કોઇનાં મન એવોજ વિચાર આવતો હશે કે એ હર્ષ પ્રદર્શિત કરવા વાક્ચાતુરી અશકય છે તો શું કરવું. સજ્જનનો અને સન્નારીઓ! રાજ્યમાતા સુરસુંદરી અને એમના પતિ રૂપિ પુત્ર વૈશાલ, બેઉ મહાં વિશિષ્ટ આત્માઓ છે. એમના ગુણાનુવાદ કરતાં ઘણો લાબો કાળ વ્યતીત થાય, અને આ સ્થળે અને આ પ્રસંગે એ ગુણાનુવાદ માટે .પુરતો સમય નથી. તેમજ એમના ગુણાનુવાદ કરવાની આવશ્યકતા પણ નથી, કારણકે તમો સર્વ સજ્જનો અને સન્નારીઓ એમના ગાઢ સબંધમાં આવશો ત્યારે તમને એમની પ્રૌઢતા સ્વતઃ સિદ્ધ થશે. હવે, રાજ્યમાતા સુરસુંદરી મારા માટે જે કાંઇ સારો મત ધરાવેછે તે એમની કૃપા દ્રષ્ટિજ છે, અને હું તો એમને તથા તમો સર્વ સજ્જનોને અને સન્નારીઓને કહીશ કે હું કાંઇ પણ સભ્ય આચરણ કરી શકતી હઇશ તો પ્રતાપ મહાત્મા બાપનો છે. મહાત્મા બાપ જેની સાથે છે તેને કદી અયોગ્ય આચરણ સંભવતુંજ નથી. મહાત્મા બાપ

તમો સર્વની રક્ષામા અને સહાયતામા સદા અગોચર રીતે તમારી પાસેજ છે એ મારા બોલો સત્ય માનશો.

**મહાત્મા**—(પ્રગટ થઇને). પૂજ્ય મહારાજાધિરાજ તથા સકળ પ્રિય ભાઇ બહેન જીવાત્માઓ ! આ પ્રસંગે હું તમો સર્વ આગળ સ્થૂળ રૂપમાં હાજર રહુંછું. તેમ કરવાનું કારણ એટલુંજ છે કે તમો સર્વને મારે વિદિત કરવાનું છે કે સુરસુંદરી રાજ્યમાતાનાં લગ્ન આ ખુલ્લાં મેદાનમાં કર્યાછે તેનું કારણ એટલુંજ છે કે આપણું તમામ નગર ભૂકંપથી હમણા લગીર વારમાં પડી જશે. આ સાભળી કોઇ ભયભીત કે ગ્લાનિગ્રસ્ત થશો નહી. તમો સર્વે બહેન સુજાતાના બોધથી સદાચારમા સંચરતા થયાછો, જીવાત્માઓની એકતા જોતાં થયાંછો, પ્રભુજીને ઓળખતાં થયાંછો, તો તમારા પોતાનામાં એક નવિન સૃષ્ટિનો જન્મ થયોછે, અને તમારામાં આ પ્રમાણે નવિન સૃષ્ટિનો જન્મ થયોછે તો તમારા ઘરબારમાં અને નગરમા પણ ઉચિત ફેરફાર થવો જોઇએ, અને તેટલાં માટેજ એ તમારાં નગરનો વિનાશ ભૂકંપથી કરવો પ્રભુજીને યોગ્ય લાગ્યોછે. માટે, તમારા ઘરબારના વિનાશથી લેશ ખેદ પામશો નહી. તમે હવે નવું નગર વસાવો તે એવું વસાવજો કે તેમા નિર્ધન જનો માટે સકળ સુખના ધામ તેમાં અસ્તિત્વ ધરાવે, કારણકે મનુષ્ય જીવનનું રહસ્ય એ છે કે સકળ જીવાત્માઓનું સુખ પ્રથમ યોજે. નવું નગર બંધાતાં જે પાંચ સાત વર્ષ થાય તેટલો વખત તમે અહી ખુલ્લાં મેદાનમા રહો, એક એક સાથે ગાઢ સ્નેહમાં રહેવાનું પૂર્ણ શિક્ષણ લ્યો. અને સૃષ્ટિ સૌંદર્ય નિહાળી પ્રભુજીની લીલાનું અવલોકન કરો, અને શાંત સ્થળમાં સ્થાન પ્રસંગોપાત લઇ પ્રભુજીનું હૃદયમા ચિંતવન કરો. હું તમારા સર્વની સેવામા હાજર છું. અને જે ગુણીજનો છે તેને હું સહાય કરી શકું તેમ છે, અને તમો સર્વ ગુણીજન છો, તો મારી સહાયતા ઉપર તમે પૂર્ણ વિશ્વાસ રાખજો. અને વિશેષમા હું એટલું કહીશ કે હું હવે તમારી સંગાથે સચરતો થયોછું, અને તમે મારી સંગાથે સંચરતા થયાંછો, પણ આપણા સર્વનું કર્તવ્ય તો એ છે કે આપણે સર્વે પ્રભુજી સંગાથે એમનો હાથ ઝાલીને હરપળે સંગાથે સંચરતાં થઇએ. તો તમે એ પ્રભુજીની સંતતિ પોતાને પ્રમાણી, એ પ્રભુજીને પિતા ગણી, એમના પ્રતિ વહાલભાવ આદરો અને એમની આજ્ઞા તથા ઇચ્છાનુસાર વર્તન કરો. (નગર ભૂકંપથી પડેછે તેનો અવાજ આવતા). આ નગરનો ભૂકંપથી વિનાશ થયો તેનો અવાજ આપણને સંભળાયો. ભાઇઓ અને બહેનો ! હવે તમે કોઇ તમારા મૂખ ઉપર તમારાં ધનમાલના વિનાશની લેશ ગ્લાનિ ઉપસ્થિત નહી થવા દેતાં, પ્રભુ શરણ રહી વર્તન કરશો તો ધનમાલ તો કલ્પવૃક્ષ સમાન તમારા આંગણમાંજ રહેશે, તમને લેવા જવું નહી પડે. આ મારા બોલો સત્ય માનજો, માત્ર પ્રભુજીનો મહિમા સમજો. પ્રભુજીની આજ્ઞાનુસાર વર્તન કરો. તમે આત્મા છો; આત્મા એ પ્રભુજીનો અંશ છે, તો આત્માને ઘટિત દયા, ધર્મ. સુનીતિ ભરેલાં આચરણ અને કૃત્યોમાં તમે સ્થાપિત થાવો; પછી સકળ સુખ સંપત્તિ તમારી

ઇચ્છેલી પ્રાપ્ત થશે; કાંઈ વસ્તુ માટે પરિશ્રમ તમને લેવો નહી પડે. સત્યયુગમાં આ પ્રમાણે સ્થિતિ હતી. સત્યયુગ પુનઃસ્થાપવો એ તમારૂં કર્તવ્ય છે, કારણકે સત્યયુગ એ કાંઇ કાળનું નામ નથી, પણ મનુષ્ય જીવાત્માઓ ઉત્તમ રીતે વિહાર અને વર્તન કરેછે તે સ્થિતિનું નામ છે. ભાઇઓ અને બહેનો! હું તો પ્રભુજીનો હલકામા હલકો નોકર છું. પ્રભુજી આપણા પિતા છે. એમને આધીન થઈ રહો અને સકળ જીવાત્માઓના દુઃખ હરવામાં તત્પર રહો. એથી સકળ સુખ આવી મળશે. સુખ માત્ર રહેશે; દુઃખ નામ માત્ર નહી રહેશે. જય જય પ્રભુજી બાપ! (અદૃશ્ય થઇ જાયછે).

**શાકાયન્ય**—(પ્રજાજનને). પ્રિય બંધુઓ! આપણે સમજતા હતાં કે ખાવું પીવું, કમાવું, દોડવું ધામવું, એ મનુષ્ય કર્તવ્યની અને સુખની સીમા છે! મહાત્મા બાપના વચનથી આપણે જોઇએ છીએ કે આપણાં કર્તવ્યો, આપણાં સુખોની સીમા, જુદીજ અને અન્ય દિશાઓમાં છે, અને તે માત્ર સદાચરણમા તથા ધર્મમાં તથા પ્રભુજીનાં શરણાગત થવામા છે. તો હવે આપણે સર્વ કોઇ આ ઉચ્ચ આશયોને અવલંબીને આપણું જીવન ગાળીશું. નવું નગર વસાવવા તમો સર્વની સહાનુભુતિથી દુઃખી જનોની સેવા માટે યોગ્ય સાધનોનો હવે આ સુરસુંદરીના લગ્નની ક્રિયા પછી તુરતજ વિચાર કરીશું. આશા છે કે સર્વ કોઇને મહાત્મા બાપનાં અને સુજાતા બહેનનાં વચનો સિદ્ધ થયાંછે અને ધનમાલનો વિનાશ ભૂકંપથી થયોછે તેનો કોઇને ખેદ નથી.

**પ્રજાજન**—જ્યાં કલ્પતરૂ આંગણે ઉગવાનું છે ત્યાં પછી નાશ થયેલા ધનમાલનું શું પ્રયોજન છે! અમે સર્વ પ્રસન્નચિત્ત છીએ અને આપ એ વિશે મનમા નિશ્ચિંત રહેશો. આપ ઘણું જીવો અને તમારા પગલે અમે ચાલીશું અને સુખી થઇશું.

**કુશાંબ**—(શાકાયન્યને). પૂજ્ય મહારાજાધિરાજ! જ્યાં દયાના સાગર ઉછળી રહ્યાછે તેમાં કરેણાંનાં કારમાં પુષ્પને પણ તરતું રાખવું કાઇ સાગરને કષ્ટ ભરેલું નથી, તો મને મારા અપરાધની ક્ષમા કરીને આપની પાસે મહેલે પ્રથમની નોકરી ઉપર રાખશો. સકળ પ્રજાજનમાં સારા વિચારો વસ્યાછે તો મારામાં પણ નીતિના વિચારો વસ્યાછે. પ્રમાણિકપણાંથી અને નીતિથી હું હવેથી નોકરીમાં વર્તન કરીશ.

**શાકાયન્ય**—ભાઇ! તું જુવેછે કે સકળ નગર સાથે મહેલનો પણ વિનાશ થયોછે, માટે તારે હવે મહેલે રહેવાનું નથી, અને હું વગડામાં સઘળાં ભાઇ બહેનો સંગાથે રહેવાનો છું તેમ તારે પણ રહેવું હોય તો સુખેથી રહે. તારા અપરાધ માટે કાંઇ વિચાર કરીને તું મુઝાઈશ નહી. કોઇનો અપરાધ જોવો એ મનુષ્યનું લક્ષણ નથી. માટે, તું સુખે પ્રથમની પેઠે સુરસુંદરી સાથે એનાં કામમા રહે. અને સુરસુંદરી તો હવે એની ભાભી કેશિનિ અને એના ભાઇ વૈરાજ સાથે અપંગાશ્રમ અહીં બીજો ખોલવાનો છે તેમાં રહેશે તો તું પણ

અપંગાશ્રમમાં મદદકર્ત્તા થઇ પડીશ. (કેશિનિને). પુત્રી કેશિનિ! હું તને મારી પુત્રી તરીકે રાજ્યમાં જાણ કરૂંછું. (વૈરાજને). ભાઇ! હું તમને મારા પુત્ર તરીકે રાજ્યમાં જાણ કરૂંછું. અને મારા પુત્ર અને પુત્રી તરીકે મારા રાજ્યનાં દ્રવ્યના સરખા ભાગનાં વારસ મારા પુત્ર ત્રસદસ્યુ તથા સુરસુંદરી સંગાથે તમને નિર્માણ કરૂંછું

**વૈરાજ**—પૂજ્ય મહારાજાધિરાજ કાકાજી! આપનાં પુત્ર તરીકેના નામને હું લાયક નથી તેમજ રાજ્યનાં દ્રવ્યના કોઇ પણ ભાગના વારસ તરીકે હું લાયક નથી. મારા દુષ્ટ કૃત્યોથી હું લાજી મરૂંછું અને સદા લાજી મરીશ.

**કેશિનિ**—(શાકાયન્યને) પૂજ્ય તાતજી! આપે મને પ્રથમ જોતા વાર પુત્રી કહી બોલાવીછે ત્યારથી હું પુત્રી થઇ ચુકીછું. આપની કૃપા મારા ઉપર હદપાર છે. હું અને મારા પતિ આપની સેવા ચાકરી આપનાં પુત્ર પુત્રી રૂપે કરી પોતાને જગમાં પ્રસિદ્ધ કરીશું, અને રાજ્યનું દ્રવ્ય તો પુત્ર ત્રસદસ્યુ અને પુત્રી સુર-સુંદરીજ ભોગવશે.

**શાકાયન્ય**—પુત્રી મારી! હું જાણુંછું કે રાજ્ય દ્રવ્યમાં કાંઇ ગૌરવ નથી અને તું અને તારો પતિ રાજ્ય દ્રવ્યની અવગણના કરો એ વાસ્તવિક છે. પરંતુ, મારા વહાલ ભાવ પરત્વે હું મારાં દ્રવ્યની જે વ્યવસ્થા કરૂંછું તે તું અને તારા પતિ કબુલ રાખશો.

**કેશિનિ**—આપની પ્રત્યેક આજ્ઞા મારા પતિના અને મારા શિર છે.

**શાકાયન્ય**—(પ્રજાજનને). હવે લગ્નનું મુહૂર્ત ચાલેછે માટે લગ્નવિધિમા આપણે પ્રવૃત્ત થવું જોઇએ.

(રાજજોષી સુરસુંદરી તથા વૈશાલના લગ્ન વિધિ પૂર્વક કરેછે. સઘળા લોકોમા પરમ આનંદ પ્રસરી રહ્યોછે. જીવાત્માઓની એકતા અને પ્રભુજીનું પિતાત્વ, એ બે સૂત્રોનું લોકો પાલન કરી એક એક સાથે મહા આનંદમા આચરેછે).

---

## અંક ૩. પ્રવેશ ૩૦.

**મહાત્મા**—(પ્રભુજીની આરાધના કરેછે. સ્વગત). પ્રભુજી! જનસમૂહ અજ્ઞાનતા પરત્વે મહા કષ્ટ પામેછે! એમની અજ્ઞાનતા દૂર કરવા, એમનાં કષ્ટ દૂર કરવા, આપ મને સદા સદ્બુદ્ધિ અને હૃદયની શુદ્ધ ભાવના પ્રેરજો. પ્રભુજી! આપે તો મહા સુખપ્રદ સૃષ્ટિ રચીછે; આપની સૃષ્ટિમાં દુઃખ નામ માત્ર નથી, પરંતુ જીવાત્મા બહિર્મુખ કોણ જાણે કેમ બનેછે અને તે થકી પોતાના માટે પોતાના હાથે અસહ્ય દુઃખ ઉત્પન્ન કરેછે! આપ પોતે જીવાત્માનાં દુઃખ થકી અત્યંત ક્ષોભ પામોછો, અને આપ સતત પ્રવૃત્ત રહી મનુષ્યનાં દુઃખો દૂર કરોછો, પણ

જીવાત્મા બહિર્મુખ થતા દુઃખો હરપળનાં ઉત્પન્ન કરેછે અને એ રીતે દુઃખી થાયછે, અને આપને લાચાર કરી મુકેછે! આપ પોતે મહા પ્રતાપી તે મનુષ્યની દુર્બુદ્ધિ અને ટુંક મતિ તથા મલિન ભાવના આગળ લાચાર થઇ જાવોછો એમાં કાંઈ સંદેહ નથી! જીવાત્મા અવળે માર્ગે લીડે તેને આપ કેટલો વારો! જીવાત્માને સુખ દેખાડીને આપ જેમ જેમ આપના પ્રતિ વાળોછો તેમ તેમ તે અવળે માર્ગે ઝાઝો દોડેછે! આ પ્રમાણે જીવાત્માની મહા દુઃખી સ્થિતિ છે! જીવાત્માને અંતર્મુખ કરવા આપ અશક્ત છો તો હું સમર્થ કેમ હોઇ શકું! પરંતુ હું આપનો દાસ છું તો મારૂં તો કર્તવ્ય એજ છે કે જીવાત્માના ઉદ્ધારનાં આપના કાર્યમાં આપની સગાથે રહું, અને અન્ય જીવાત્માઓને સન્માર્ગે ચઢાવવાના આપના પ્રયત્નમાં સામેલ રહું. જય જય પ્રભુજી બાપ! જય જય પ્રભુજી બાપ! (સુજાતા સુક્ષ્મ શરીરમાં તેમની પાસે બ્રહ્મજ્ઞાન માટે આવેછે. તેને). બહેન સુજાતા! આ પળે હુ તને વધુ ઉચ્ચ પદની દિક્ષા દેવુંછું, કારણકે તેં તારૂં સર્વસ્વ દુઃખીના દુઃખ દૂર કરવામાં અર્પણ કર્યુંછે. આ દિક્ષામાં હવે પ્રભુજીનાં જ્ઞાનનું ગુપ્ત રહસ્ય હુ તને આપુંછું. (તેણીને ગુહ્ય જ્ઞાન દેછે, અને એ જ્ઞાન આપી રહેતા. તેણીને). બહેન! આ જે જ્ઞાન તને મેં આપ્યુંછે તે ગુપ્ત છે. એ જ્ઞાન થકી શરીર તથા મન તથા હૃદયની શક્તિઓનો વિકાસ થતા તું દુઃખી જનોની સેવામા વધુ સબળ રીતે પ્રવૃત્ત રહી શકીશ. વળી તારી ઈચ્છા હતી કે તું મારી પાસે હવે સઘળો વખત રહે તો સારૂં, તો હવે તારાં સ્થૂળ શરીરમાં તુ કોઇ પણ પળે મારી સમીપ આ મેં તને દીધેલા ગુપ્ત જ્ઞાનથી આવી શકીશ. દુઃખી જનના દુઃખ નિવારણમા જેવી પ્રવૃત્ત છે તેવી રહેજે,

**સુજાતા**—પ્રભુ માર્ગની દિક્ષા આપ દોછો અને એ પેરે મારૂં કલ્યાણ કરોછો, એ આપનો અનુગ્રહ હું મારાં મનમા બહુ સમજુંછું અને આપની આજ્ઞા તથા ઇચ્છાનુસાર આચરણ કરી આપે દીધેલી દિક્ષાની કૃતાર્થતા આપને સિદ્ધ કરી આપીશ. મહાત્મા બાપ! આપનું મહાત્મ્ય હું જગજગે જણાવીશ; એ થકી પરમાત્મા બાપનું મહાત્મ્ય પણ સર્વ સ્થળે સર્વ કોઇને સિદ્ધ થશે. (સુક્ષ્મ રૂપમાં અદૃષ્ય થઇ સ્થૂળ દેહમાં પ્રવેશ કરેછે).

**મહાત્મા**—પરમાત્મા બાપ! આપ અખિલ વિશ્વના સ્વામી છો! આપ થકી જીવાત્માનું અસ્તિત્વ છે; આપ થકી જીવાત્માનું સુખ છે. સકળ જીવાત્માઓ ઉદાર મનોવૃત્તિઓવાળા અને શુદ્ધ અંતઃકરણવાળા થજો, અને આપની સહાયતા એમને જઈ મળજો અને તેઓ સુખી થજો. (સમાધિગ્રસ્ત થઇ જાયછે).

**સમાપ્ત.**